શ્રી ગોવિન્દદાસ વિરચિત

# શ્રી ભૈષજ્ય રત્નાવલી

અને

શ્રીમન્મહામહિમ ચરકચતુરાનન શ્રી ચક્રપાણિ વિરચિત

# શ્રી ચક્રદત્ત.

આયુર્વેદના બે અત્યુત્તમ ગ્રંથોનો અનુવાદ.

## પૂર્વાર્દ્ધ.

ભાષાંતર કર્ત્તા

**વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે**

આયુર્વેદ ચિકિત્સક

શ્રી ચરકસંહિતા, યોગરત્નાકર, વૈદ્યવિનોદ, વૈદ્યામૃતના ભાષાંતરકાર, દેશીવૈદું, ઘરનો વૈદ્ય, વૈદ્ય યાને વૈદક, ધનવાન, કાયદાનો શિક્ષક, ભવિષ્યવેત્તા, હિંદુસ્તાનની તીર્થયાત્રા, સ્વધર્મનિષ્ઠ દૈવીજીવન, ત્રિકાળદર્શક દર્પણ, ચમત્કૃતિ જ્ઞાનદર્શક, ધનપ્રાપ્તિ, માસ્ટર ઓફ નોલેજ વિગેરે પુસ્તકોના કર્ત્તા.

અધિપતિ: **ભાગ્યોદય.**

માલીક: **શ્રી દવે કેમીકલ એન્ડ ફાર્માસ્યુટિકલ વર્કસ:** અને

**શ્રી ભાગ્યોદય ઇલેક્ટ્રિક પ્રિન્ટીંગ પ્રેસ:** **અમદાવાદ.**

અને **દવે ફાર્મસી**–કાલબાદેવી રોડ–**મુંબાઈ.**

સને ૧૯૨૯ પ્રથમ આવૃત્તિ, | **મૂલ્ય રૂ. ૫—૦—૦.** | સંવત ૧૯૮૫ પ્રત ૧૦૦૦

પ્રકાશક
વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે
તંત્રી: ભાગ્યોદય.
ભાગ્યોદય ઑફીસ: અમદાવાદ.

મુંબાઈ ઑફીસ
ભાગ્યોદય ઑફીસ અને દવે ફાર્મસી
કાલબાદેવી રોડ–મુંબાઈ.





પુસ્તક મળવાનું ઠેકાણું:
ભાગ્યોદય ઑફીસ
રીચીરોડ--અમદાવાદ.

ભાગ્યોદય ઑફીસ અને દવે ફાર્મસી
કાલબાદેવીરોડ–મુંબાઈ.

શ્રી ભાગ્યોદય ઇલેક્ટ્રિક પ્રિન્ટીંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ
પોતાને માટે છાપીને પ્રસિદ્ધ કર્યું.
ખાડીયા: અમદાવાદ.

# પ્રસ્તાવના

મનુષ્ય માત્રે પોતાના શરીરનું રક્ષણ કરવું, તે તંદુરસ્ત રહે તે માટે કાળજી રાખવી અને રોગ થાય તો તેનું નિવારણ કરવું. આયુર્વેદમાં સ્વસ્થ પુરુષો પોતાના આરોગ્યનું રક્ષણ કેવા નિયમો પાળવાથી કરી શકે તે તેમજ રોગી મનુષ્યોના રોગનું કેવી રીતે નિવારણ કરવું એ બતાવેલું છે. આયુર્વેદમાં આરોગ્યના રક્ષણ માટે સ્વસ્થવૃત્તિ સંબંધી અને રોગોનું નિવારણ કરવા માટે ચિકિત્સાના ગ્રંથો લખાયેલા છે.

## શ્રી ભૈષજ્ય રત્નાવલી

શ્રી ગોવિન્દદાસે ચિકિત્સા સંબંધી પ્રસિદ્ધ આયુર્વેદના ગ્રંથોમાંથી પોતાના જીવન વખતે ઉત્તમ અને અનુભૂત ઔષધોનો સંગ્રહ કર્યો અને એ સંગ્રહાત્મક ગ્રંથનું નામ **ભૈષજ્ય રત્નાવલી** રાખ્યું. એ ગ્રંથ આજકાલ બંગાળ અને ઉત્તર હિન્દુસ્થાનના વૈદ્યસમાજમાં અત્યંત ઉપયોગી ગણાય છે. આ ગ્રંથમાં પ્રસિદ્ધ અને અનુભૂત રોગનાશક ક્વાથો, ચૂર્ણો, ઘૃત, અવલેહો, આસવ, અરિષ્ટ તથા રસ આદિ યોગોનો સમાવેશ છે. આવા ઉપયોગી ગ્રંથનો ગુજરાતી પ્રજાને લાભ મળે એ હેતુથી તેનું ગુજરાતી ભાષાંતર કરી અમે પ્રસિદ્ધ કર્યું છે.

શ્રી ભૈષજ્ય રત્નાવલીમાં રસો વિગેરેના જે જે પ્રયોગો આવે તે તે પ્રયોગો ખાસ ઉપયોગી અને અનુભવ કરેલા હોવાથી વૈદ્યો જો તેવા પ્રયોગોનો ઉપયોગ કરશે તો તે રોગો મટાડવામાં યશ મેળવશે. આજકાલ સંગ્રહણી જેવાં દરદો મટાડવામાં દેશી વૈદો જે સારૂં કામ કરે છે તેનું કારણ આ ભૈષજ્ય રત્નાવલીના પ્રયોગો છે. તેમાં સિદ્ધ પ્રયોગો છે અને તેથીજ વૈદોને યશ મળે છે. આવો ઉપયોગી ગ્રંથ પ્રસિદ્ધ થવાથી ગુજરાતી વૈદો અને જનસમાજને ઘણુંજ શિખવાનું મળશે.

## શ્રી ચક્રદત્ત

ભગવાન અગ્નિવેશે કહ્યું છે કેઃ—

" **धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम् ।**
**रोगास्तस्यापहर्तारः श्रेयसो जिवितस्यच** ॥ "

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ મનુષ્યે મેળવવાના છે. પણ શરીરના આરોગ્ય વગર તેમાંથી એક પણ સંપાદન થઇ શકે એમ નથી માટે તે આરોગ્ય પ્રાપ્ત કરવું એજ ઉત્તમ છે. એ આરોગ્યનું રક્ષણ કરવાના તથા રોગ ઉત્પન્ન થાય તો તેનું નિવારણ કરવાના ઉપાયોનુ વર્ણન એજ આયુર્વેદ છે. સાધારણ રીતે રોગ ચિકિત્સા અને સ્વાસ્થ રક્ષા એ બે અંગોમાં આયુર્વેદની જુદી જુદી સંહિતાઓ રચાઇ છે. ચરકમાં કહ્યું છે કેઃ **रोगमादौ परीक्षेत ततोऽनन्तरमौषधम् । ततः कर्मभिषक्पश्चाज्ज्ञान पूर्वं समाचरेत् ॥** શ્રીમાન માધવે 'માધવ નિદાન' નામના રોગનું નિદાન કરવા માટેનો ગ્રંથ લખ્યો છે. તે પછી કેટલાક સમયે શ્રીમાન ચરક ચતુરાનન દત્તોપાર્હ્વ ચક્રપાણિજીએ આ ચિકિત્સાસાર સંગ્રહ નામનો 'ચક્રદત્ત' એ ગ્રંથ લખ્યો. માધવ નિદાન પછી આ ગ્રંથ લખાયો છે. જે ક્રમથી રોગોનું વર્ણન માધવે કર્યું છે તેજ ક્રમથી ચિકિત્સાનું વિધાન આ ગ્રંથમાં વર્ણવેલું છે.

શ્રી ચક્રદત્તના મૂળ લેખક નયપાલ નામના બંગ દેશના મહેન્દ્રના પ્રધાન વૈદ્ય હતા. તેમણે પોતાનો પરિચય આ ગ્રંથના અંતમાં આપ્યો છે કે તેઓ ગૌડાધિનાથ (નયપાળ નામના નૃપતિ )ના પાકશાળાના અધિકારી તથા પ્રધાન મંત્રી નારાયણના પુત્ર સુનીતિજ્ઞ તથા અંતરંગ પદવી પ્રાપ્ત ભાનુના નાના ભાઇ પ્રસિદ્ધ લોધ્રવંશમાં શ્રી ચક્રપાણિજી ઉત્પન્ન થયા હતા. તેમણે આ ગ્રંથ લખ્યો તે ઉપરાંત ચરકસંહિતાની આયુર્વેદ દિપિકા નામની

વ્યાખ્યા પણ કરી હતી. જે માટે તેમને ચરકચતુરાનનની ઉપાધિ પણ મળી હતી. તેમના થયાનો સમય ઇસ્વીસન ૧૧૦૦ નો મધ્યકાળ છે. તેમણે આ ચક્રદત્ત લખ્યું. તે ઉપર ચરકસંહિતાના ટીકાકાર શ્રીયુત શિવદાસજીએ તત્ત્વચંદ્રિકા નામની સંસ્કૃત વ્યાખ્યા પણ કરી. શ્રી શિવદાસ સેનજીનો જન્મકાલ ઈ. સ. ૧૫૦૯ ની લગભગ મનાય છે.

આ ચક્રદત્ત ગ્રંથ બંગાળામાં લખાયેલો હતો જેથી પ્રથમ બંગાળામાં તેનો પ્રચાર વધુ થયો. અને હાલમાં પણ ચિકિત્સા ગ્રંથોમાં ચક્રદત્ત તો બંગાળામાં શ્રેષ્ઠ ગણાય છે. આ ગ્રંથમાં આર્ષ પ્રણાલી અનુસાર થોડા મૂલ્યમાં તૈયાર થાય અને પૂર્ણ ફાયદો થાય એવા કવાથો, ચુર્ણો, અવલેહો, ઘૃત, તૈલો, આસવ, અરિષ્ટ, આદિ આપવામાં આવ્યાં છે. અને તેને બનાવવાની વિધિ પૂર્ણ રૂપમાં આ ગ્રંથમાં આપેલી છે. આવા ઉપયોગી ગ્રંથની અન્ય પ્રાંતોનાં વિદ્યાલયોમાં પાઠ્ય પુસ્તક તરીકે ગણના કરી છે.

આવો ઉપયોગી ગ્રંથ ગુજરાતીમાં પ્રસિદ્ધ થયો નથી. તેથી ગુજરાતી વૈદ્યો અને જન સમાજને તેનો લાભ મળે તથા ચક્રદત્તની ચિકિત્સા પદ્ધતિ ઉત્તમ ગણાતી હોવાથી તે અનુસાર ચિકિત્સા કરી જનસમૂહના રોગોનું નિવારણ કરે એ ઇચ્છાથી આ ગ્રંથ પ્રસિદ્ધ કર્યો છે.

અમે ગઇ સાલ શ્રી ભૈષજ્યરત્નાવલીનું ભાષાંતર કરવાનું કામ શરૂ કર્યું. તેના કેટલાક ખાસ પ્રયોગો વૈદ્યામૃતનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું તેમાં પણ લીધા. અને પ્રથમથી એકેક ફોર્મ ભાગ્યોદયમાં લેવાનો શરૂ કર્યો. આ અરસામાં ગઢડાવાળા વૈદ્યરાજ નાનભટજી અમદાવાદ પધાર્યા, તેમણે ચક્રદત્તની પ્રશંસા કરી. અમે ચક્રદત્ત વાંચ્યું અને ભૈષજ્ય રત્નાવલી સાથે મેળવ્યું તો ભૈષજ્ય રત્નાવલીમાં ચક્રદત્તના ઘણા શ્લોકોનો સમાવેશ થયેલો જોયો. અને દરેક રોગવાર તપાસતાં જે જે શ્લોકો ભૈષજ્ય રત્નાવલીમાં નહોતા તે તમામ શ્લોકોનો અમે ભૈષજ્ય રત્નાવલીમાં ઉમેરો કર્યો. અને દરેક શ્લોકના અંતે શ્રી ચક્રદત્તનો કયો શ્લોક તે જણાવ્યું. એવી રીતે બંને ગ્રંથો શ્રી ભૈષજ્ય રત્નાવલી અને ચક્રદત્તનો ભેગો સંયોગ કરી એક પુસ્તક રૂપે અમે બહાર પાડયું.

ખાસ અગત્યના સંસ્કૃત શ્લોકો પણ આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે. પ્રથમ તો મૂળ શ્લોકો સાથેજ ભાષાંતર બહાર પાડવા વિચાર રાખેલો પરંતુ તેથી મેટર વધી જાય અને તે હિસાબે કિંમત પણ વધી જાય એમ ધારી દરેક રોગમાં ચિકિત્સાની પદ્ધતિના ખાસ ખાસ અગત્યના શ્લોકો રાખી બીજા શ્લોકો ન લેતાં માત્ર ભાષાંતરજ આપ્યું છે.

આ બન્ને ગ્રંથોનું અમે જાતે ભાષાંતર કર્યું તેમાં હિંદી ભાષાંતરોની મદદ લેવામાં આવી છે. માટે તે તે ગ્રંથકર્ત્તાઓનો અમે ઉપકાર માનીયે છીએ. વનસ્પતિનાં કેટલાંક સંસ્કૃત નામો જે કોષમાં પણ ન મળી આવ્યાં, તેનાં બનતા સુધી ઘણા કોષો મેળવી ગુજરાતી નામો આપેલાં છે, પણ જ્યાં સંદિગ્ધ નામ જણાયાં છે ત્યાં અસલ સંસ્કૃત નામ આપ્યાં છે. આ પુસ્તક દરેકે દરેક વૈદ્યને અત્યંત ઉપયોગી છે, તેમને ચિકિત્સામાં વધુ મદદકર્ત્તા થઈ પડશે ઉપરાંત જન સમાજને આ પુસ્તક વધુ ઉપયોગી થઇ પડશે કારણ કે તે દરેક રોગની ચિકિત્સા પદ્ધતિ સમજી શકશે. જેમકે તાવમાં શું કરવું, શું ખાવું ને શું ન ખાવું; ન્હાવું નહિ, તાવમાં ઉપવાસજ કરાવવા; દૂધ તો તાવમાં અપાયજ નહિ વિગેરે ઘણી વાતો જાણી જશે. તેવીજ રીતે દરેક રોગમાં શી રીતે વર્ત્તવું તે સારી રીતે સમજી શકશે, અને તેના ઉપરનાં ઘરગથુ ઔષધો તે આ ગ્રંથમાંથી મેળવી જાતે કરી શકશે. દરેક રોગની શરૂઆતમાં સાધારણ ચિકિત્સા, ઘેર બની શકે તેવા કવાથો, ચુર્ણો આદિ ઔષધો આપ્યાં છે. એ બધાં સિદ્ધ ઔષધો છે. જો રોગની શરૂઆતમાં તે પ્રમાણે ચિકિત્સા કરવામાં આવે તો જરૂર લાભ થાયજ.

આરોગ્યનું સંરક્ષણ થાય તેવા એક અતિ પ્રાચિન આયુર્વેદના ગ્રંથનું ગુજરાતીમાં ભાષાંતર કરી બહાર પાડતાં અમને હર્ષ થાય છે. કદાચ કોઈ જગ્યાએ પ્રૂફ શોધનની, પ્રેસની કે અમારી ભૂલ પણ રહી ગઈ હશે. તો તે આવતી આવૃતિમાં સુધરશે. તેનો કોઇ પણ મનુષ્યે દોષ દૃષ્ટિથી વિચાર ન કરતાં તેવી ભૂલ અમને જણાવવી, તે અમે સુધારી લઇશું. બાકી દોષદૃષ્ટિવાળા મનુષ્યો તો દૂધમાં પણ પોરા શોધવાના. જેમ કાગડાની નજર વિષ્ટા ઉપરજ હોય તેમ કેટલાક ડોળઘાલુ વિદ્વાનમાં ખપવા ઇચ્છતા દ્વેષી અને દોષદૃષ્ટિવાળા મનુષ્યોને તો આ ગ્રંથમાં દોષ જણાવાના. અને અમારો ઉત્કર્ષ સહન ન કરી શકવાથી દ્વેષથી દોરાઇ તેઓ આગળ આવવાનાજ. અમને તો તેવા મનુષ્યોની દયાજ આવે છે. તેમની મતિમાં ફેરફાર કરવા ઇશ્વરને વિનવીએ છીએ. બાકી ભૂલ તો બધાની થાય. અમે સંસ્કૃતના પંડિત થવા ઇચ્છતા નથી. અમે તો માત્ર આવાં અમૂલ્ય પુસ્તકો કે જે મૂળ સંસ્કૃતમાં છે તે ગ્રંથોનું ગુજરાતી ભાષાંતર કરી વૈદો અને જનસમાજને આવા કિંમતી ગ્રંથોનો લાભ આપવા ઇચ્છીએ છીએ. તેનો જનસમૂહ વધુ લાભ લેતો થશે તો જરૂર આયુર્વેદ પ્રતિ તેને શ્રદ્ધા થવાની જ. અને વૈદોને પણ આવાં પુસ્તકોથી ઘણા અતિ ઉત્તમ પ્રયોગો જાણવાનો લાભ થવાનો.

અમે જે જે ગ્રંથો સંસ્કૃતમાં છે અને હજુ ગુજરાતીમાં જેનાં ભાષાંતરો થયાં નથી તે તે ગ્રંથોનો ગુજરાતીમાં અનુવાદ કરવા અને જનસમૂહ તેમ વૈદ્યરાજો સમક્ષ સસ્તી કિંમતમાં રજુ કરવા માગીએ છીએ તેનો દરેક વૈદ લાભ લેવો જોઈએ. સારા વૈદ્ય થવા આયુર્વેદનાં ઘણાં પુસ્તકોનો અભ્યાસ અને મનન કરવાની જરૂર છે. પણ મૂળ પુસ્તકો સંસ્કૃતમાં હોવાથી બધા તેનો લાભ લઇ શકતા નથી. જો તે ભાષામાં પ્રસિદ્ધ થાય તોજ જનસમૂહ તેનો વધુ લાભ લઇ શકે એમ અમારૂં માનવું છે. અને તેથી આયુર્વેદીય સસ્તી ગ્રંથમાળા શરૂ કરી અમે આવાં પુસ્તકો પ્રસિદ્ધ કરવા ઇચ્છીએ છીએ.

**આયુર્વેદીય ગ્રંથમાળાના** ગ્રાહક થનારને ૦–૮–૦ પ્રથમ પ્રવેશ ફી ભરવી પડે છે. અને તેમને જેમ જેમ પુસ્તકો પ્રસિદ્ધ થાય તેમ તેમ પોણી કિંમતે મળે તેવી વ્યવસ્થા કરી છે. આ પુસ્તક ઉપરથી જ જણાશે કે પુસ્તક કેવું ઉપયોગી છે.

**આ ગ્રંથનો બીજો ભાગ** સત્વર જ બહાર પડશે. માટે ગ્રંથમાળાના ગ્રાહકમાં અથવા તો અગાઉ ગ્રાહકમાં નામ નોંધાવવું. તેમાં વાતરક્તથી તે વિષ, રસાયન, વાજીકરણ વગેરે સંપૂર્ણ વિષયો ભૈષજ્યરત્નાવલી અને ચક્રદત્તમાં આવી જશે.

**વૈદ્ય વિનોદ** નામનો વૈદકનો એક અતિ ઉત્તમ અને મનુષ્ય માત્રને ઉપયોગનો ગ્રંથ પણ આ પછી આવતા માસમાં બહાર પડશે. તે પણ ગ્રંથમાળાના ગ્રાહકને પોણી કીંમતે મળી શકશે.

**ચરકસંહિતા બીજો ભાગઃ**—ચિકિત્સા પધ્ધતિ પણ આ વર્ષમાંજ બહાર પડશે તેમ જે જે ગ્રંથો મુળ સંસ્કૃતમાં છે અને ગુજરાતીમાં બહાર પડયા નથી તે ગ્રંથો ક્રમે ક્રમે બહાર પાડવાનો અમારો વિચાર છે. એ રીતે આયુર્વેદનું સાહિત્ય ગુજરાતીમાં બહાર પાડી આયુર્વેદની સેવા કરવાની અમારી ઇચ્છા છે. તેનો વૈદ સમાજ યોગ્ય લાભ લેશેજ એવી આશા છે.

**ભાગ્યોદય ઑફીસ–અમદાવાદ**
શ્રાવણ શુક્લ પૂર્ણિમા ૧૯૮૪.
સને ૧૯૨૮ સપ્ટેમ્બર.
કાલબાદેવી રોડ–**મુંબાઈ.**

**વૈદ્ય જેઠાલાલ દેવશંકર દવે.**
આયુર્વેદ ચિકિત્સક
**અધિપતિ: ભાગ્યોદય.**
**ગ્રંથકર્તા.**

# વિષયાનુક્રમણિકા.

●

**ज्वरातिसाराधिकार**



**અથ રસપ્રયોગ**



**अथातिसाराधिकार**

| વિષય | પૃષ્ઠ |
|---|---|



**अर्श रोगाधिकार**



**હરસનાં ચુર્ણ**




### મંગલાચરણ.

भक्त्या नमन्ति दशराज किरीट कोटि रत्नावली किरणराजि विराजमानम् ।
श्रीमत्करीन्द्र वदनस्य पदारविन्दद्वन्द्वं सदा जयति सिद्धिकरं क्रियाणाम् ॥१॥

ભક્તિપુર્વક નમન કરતા દેવરાજ ઇન્દ્રના મુકુટમાં જડેલા રત્નોમાંથી નીકળતાં કિરણો દ્વારા શોભતા ગણપતિજીનાં અખિલ ક્રિયાઓની સિદ્ધિ કરાવનારાં બંન્ને ચરણારવિંદો સદા જયયુક્ત થાઓ. ૧

હું સંપૂર્ણ જગતના જનક અને જનની મહાદેવજી તથા પાર્વતીજીને સંપૂર્ણ વિઘ્નોની શાંતિને માટે ભક્તિપૂર્વક સાષ્ટાંગ પ્રણામ કરૂં છું. ૨

અભિવાદક દેવોની નમેલી શિરસ્થિત મુકુટ ચુડામણીમાંથી નીલકમળપર ભ્રમર સમાન શોભાને ધારણ કરતા શ્રી વિષ્ણુભગવાનના બંને ચરણારવિંદોને વિનયથી નમસ્કાર કરીને સદ્વૈદ્યોના હર્ષને માટે નાના ચિકિત્સાગ્રંથ રૂપી મહા સમુદ્રોમાંથી પ્રાપ્ત ભૈષજ્ય રત્નોવાળી નામાનું રૂપિણી ભૈષજ્યરત્નાવલીને હું નિર્માણ કરૂં છું. ૩

જો કે વિદ્વાન અનુભવી ચિકિત્સકોને તો આ ગ્રંથ પ્રિય ન પણ થાય તો પણ નવા ચિકિત્સકોને માટે તો આ નવો ગ્રંથ ચિકિત્સામાં બહુજ મદદ કરશે. ૪

### આયુર્વેદોત્પત્તિ

ब्रह्मा स्मृत्वायुषो वेदं प्रजापतिमजिग्रहत् ।
सोऽश्विनौ तौ सहस्राक्षं सोऽत्रिपुत्रादि कान्मुनीन् ॥

બ્રહ્માએ સર્વથી પ્રથમ અનાદિ એવા આયુર્વેદનું સ્મરણ કરીને પ્રજાપતિને ઉપદેશ આપ્યો. અને પ્રજાપતિએ તેનું અશ્વિનીકુમારોને, અશ્વિનીકુમારોએ ઇન્દ્રને તથા ઇન્દ્રે આત્રેય આદિ મુનિયોને આયુર્વેદનું જ્ઞાન કરાવ્યું. ૫

ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થની પ્રાપ્તિનું કારણ યા સાધન આરોગ્યજ છે. રોગ એ તેની પ્રાપ્તિમાં વિઘ્નભૂત તથા પ્રાણોને હરણ કરનાર છે. ૬

વ્યાધિઓ ચાર પ્રકારના છે. ૧ શારીર, ૨ માનસ, ૩ આગન્તુ તથા ૪ સહજ. વ્યાધિયો, શારીર વ્યાધિયોમાં જેવા કે જ્વર, કુષ્ટ, અતિસાર આદિ માનસ જેવા કે અપસ્માર ઉન્માદ, ક્રોધ મોહ આદિ, આગન્તુ જેવા કે અભિશાપજન્ય જ્વર તથા સહજ (સ્વાભાવિક) જેવા કે ભૂખ, તરસ, જરા આદિ એ પ્રકારે છે. ૭

દોષોની અર્થાત વાત, પિત્ત, તથા કફની સમતા હોવી એજ શારીરનું આરોગ્ય કહેવાય છે, અને તેની વિષમતાનું નામ એ શરીરના વ્યાધિ છે. અને માનસ દોષ અર્થાત રજ અને તમની સમતા હોવી એ માનસ આરોગ્ય તથા વિષમતા હોવી એ માનસ વ્યાધિ છે. આ રોગનું બીજું નામ સુખ છે, તથા વ્યાધિનું બીજું નામ દુઃખ છે. ૮

વ્યાધિઓ સાધ્ય અને અસાધ્ય એમ બે પ્રકારના થાય છે. પુનઃ બંને બે બે પ્રકારના થાય છે. સાધ્ય વ્યાધિઓ–સુખ સાધ્ય તથા કષ્ટ સાધ્ય અને અસાધ્ય વ્યાધિયો યાપ્ય અને અપ્રતિક્રિય છે. યાપ્ય એ વ્યાધિઓ છે કે જે જ્યાં સુધી ચિકિત્સા કરવામાં આવે ત્યાં સુધી શાન્ત રહે છે, અને ચિકિત્સા બંધ પડતાં ફરી પ્રકુપિત થઇ જાય છે અને અપ્રતિક્રિય એ વ્યાધિ એ છે કે જેની ચિકિત્સાજ અસંભવિત છે. ૯

કેટલાક વ્યાધિયો પાપજ અર્થાત દેષજ હોય છે અને કેટલાક વ્યાધિયો કર્મજ હોય છે. તેમાંથી પાપજ વ્યાધિયો ઔષધ સેવનાદિ દ્વારા શાંત થઇ જાય છે, પરન્તુ યથાશાસ્ત્ર રોગ નિર્ણય કરીને વ્યાધિને અનુસારિણી ચિકિત્સા કરવા છતાં પણ જે વ્યાધિઓ શાંત ન થઇ જાય તેને કર્મજ વ્યાધિ જાણવા જોઇએ ૧૦ ૧૧

કેમકે કોઇપણ પ્રાણી આ લોકમાં અમર નથી, એથી મૃત્યુનો ત્યાગ કરી શકાતો નથી પરંતુ રોગનું નિવારણ કરી શકાય છે. ૧૨

જે મનુષ્ય શરૂઆતથી જ ઉત્પન્ન થયેલા રોગોની ચિકિત્સા (ઉપાયો) નથી કરાવતા તેમના સાધ્ય રોગો પણ ક્રમે ક્રમે વધીને યાપ્ય થઇ જાય છે. તથા યાપ્યરોગો અચિકિત્સ્ય થઇ જાય છે અને એ રોગો દ્વારા તેમનું મૃત્યુ થઇ જાય છે ૧૩

## સાધ્યાસાધ્ય વર્ણન.

કેટલાક રોગો સ્વભાવથીજ યાપ્ય અથવા અચિકિત્સ્ય હોય છે અને કેટલાક રોગો ઉપેક્ષા કરવાથી (કાળજી ન રાખવાથી) યાપ્ય અથવા અસાધ્ય થઇ જાય છે. ૧૪

આ ભૌકિતક શરીરમાં એકસો એક મૃત્યુ વિદ્યમાન છે, જેમાંથી એકતો કાલમૃત્યુ છે. અને બાકીનાં આગન્તુક અથવા તો અકાલમૃત્યુ છે. આગન્તુક મૃત્યુ ઔષધિઓ તથા જપ, દાનાદિ દ્વારા શાંત થઇ જાય છે, પરંતુ કાલમૃત્યુ કોઇ પણ રીતે શાંત થતું નથી. ૧૫–૧૬

જે પુરુષનું કાલમૃત્યુ સમીપ આવ્યું હોય છે તે ગમે તો જ્વર આદિ રોગો દ્વારા પીડાતો હોય અથવા સર્પાદિ દ્વારા દંશ થયો હોય, અર્થાત નીજ અથવા આગંતુક વ્યાધિઓથી પીડા પામેલા હોય, ગમે તેમ હોય, તેને ગમે તો સાક્ષાત ધન્વન્તરી આવીને તેની ચિકિત્સા કરે તો તે પણ તેને સ્વસ્થ કરી શકતા નથી. ૧૭

**દૃષ્ટાંત**–જે પ્રકારે બત્તી, દીવો તથા તેલ હોય તોજ દીપકની જ્યોતિ કાયમ રહે છે. એ પ્રકારે આયુષ્ય કર્મોના બાકી રહેવા ઉપરજ આયુષ્યની સ્થિતિ હોઇ શકે છે. આયુષ્યને ઔષધ, મંત્ર, હોમ,જપ આદી કોઇ પણ સાધન મૃત્યુ તથા વૃદ્ધાવસ્થામાંથી બચાવી શકતાં નથી. તે કાલમૃત્યુ કહેવાય છે જે પ્રકારે દીપકની જ્યોતિનાં સર્વ સાધન હોવા છતાં પણ અચાનક વાયુના પ્રબળ ઝપાટાથી દીપક હોલવાઇ જાય છે એવી રીતે કારણવશાત્ આયુષ્ય હોવા છતાં પણ અકાલે મૃત્યુ થઇ શકે છે. ૧૮–૧૯

વ્યાધિનાં સ્વરૂપ અને કારણનું બરોબર જ્ઞાન હોવું તથા વેદનાની ચિકિત્સા દ્વારા શાંતિ કરવી એ ચિકિત્સાનું કાર્ય છે. વૈદ કાંઇ આયુષ્ય પ્રદાતા નથી. ૨૦

ઉત્તમ વૈદ્યે સ્વેચ્છાચાર, મરણાસન્ન, ઇન્દ્રિય શકિત વિહિન, વૈદ માત્રના વિરોધી, શ્રદ્ધાહીન,સર્વદા સંદિગ્ધ (શંકાશીલ) ચિત્તવાળા તથા કહ્યા પ્રમાણે કાર્ય ન કરનાર રોગીની ચિકિત્સા કરવી ન જોઇએ. એવા મનુષ્યની ચિકિત્સા કરવાથી ફળ બરોબર મળતું નથી.

પણ યશની અને અર્થની હાનિ થાય છે. અને વૈદ્ય નિંદા આદિ ઘણા જ દોષને પ્રાપ્ત થાય છે. ૨૧-૨૨

મુમર્ષુ રોગીના કંઠમાંથી જ્યાં સુધી પ્રાણ ન નીકળ્યા હોય અને જ્યાં સુધી ચક્ષુ આદિ ઇન્દ્રિયોએ પોતપોતાનું કામ છોડયું ન હોય ત્યાં સુધી વૈદ્ય તેની ચિકિત્સા કરતા રહેવું જોઇએ. કેમકે કાળની ગતિ અનિશ્ચિત હોય છે. ૨૩

રોગ ઉત્પન્ન થતાં જ ચિકિત્સા કરવી જોઇએ. રોગને સામાન્ય સમજી તેની ઉપેક્ષા કરવી. એ અયોગ્ય છે. કેમકે અગ્નિ, શસ્ત્ર અને વિષની માફક તે સ્વલ્પ હોવા છતાં પણ અત્યંત વિકાર કરનારો છે. ૨૪

જે પ્રકારે નાનું વૃક્ષ થોડા પ્રયત્નથી કાપી શકાય છે. પણ તે વધતાં તેને કાપવામાં બહુજ પરિશ્રમ કરવો પડે છે. એ પ્રકારે સ્વલ્પ રોગ પણ આરંભમાં સ્વલ્પ પ્રયત્નથી શાન્ત થઇ જાય છે. ૨૫

જો ગ્રહ પ્રતિકુલ હોય તો ઔષધિયો અનુકૂલ પડતી નથી, કેમકે તે ઔષધિયોના વીર્યને નષ્ટ કરી દે છે. એટલે પ્રથમ ગ્રહોને શાંત કરીને પછી ચિકિત્સાનો પ્રારંભ કરવો.૨૬

**ચિકિત્સાના ભેદ**—ચિકિત્સાના ત્રણ ભેદ છે. ૧ આસુરી, માનુષી, તથા ૩ દૈવી. શસ્ત્ર ચિકિત્સા એ આસુરી ચિકિત્સા છે કવાથાદિ (કાષ્ઠાદિ) ઔષધોદ્વારા કરવામાં આવેલી ચિકિત્સા તેને માનુષી ચિકિત્સા કહે છે, અને લોહ આદિ ધાતુ, ભસ્મો અને રસચિકિત્સાને દૈવી ચિકિત્સા કહે છે. તેમાં યથાક્રમ ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે. ૨૭

જે ક્રિયાઓથી વિષમ થયેલા શરીરસ્થ ધાતુ અર્થાત વાત, પિત્ત, અને કફ સામ્યાવસ્થાને પ્રાપ્ત થાય તેને રોગોની ચિકિત્સા કહે છે. અને એજ વૈદ્યોનું કર્ત્તવ્ય કર્મ છે. ૨૮

ચિકિત્સાદ્વારા કંઇતો ધર્મનો લાભ થાય છે; કંઇકની સાથે મિત્રતા થાય છે. કંઇકથી ધનની પ્રાપ્તિ થાય છે, કંઇકથી કીર્તિ મળે છે અને કંઇક ચિકિત્સા કર્મનો અભ્યાસ વધે છે. એટલે ચિકિત્સા કદી નિષ્ફળ જતી નથી. ૨૯

**રોગ શાંતિકારક ચિકિત્સાના ચાર પાદ**—વૈદ્ય, દ્રવ્ય અથવા ઔષધ, પરિચારક (સેવક) તથા રોગી એ ચારે જણ નીચે લખેલા ગુણેવાળા હોય તો તે રોગની શાંતિના કારણ રૂપ થાય છે. એ ચિકિત્સાના ચાર પાદ અથવા ચાર આધાર રૂપ છે. ૩૦

**વૈદ્યના ગુણ**—વૈદ્ય આયુર્વેદશાસ્ત્રમાં નિપુણ હોવો જોઇએ. બહુ કર્મોને જોનારો હોવો જોઇએ ચિકિત્સા કરવામાં ચતુર હોવો જોઇએ, તથા પવિત્ર રહેનારો હોવો જોઇએ, એ ચાર ગુણો વૈદ્યમાં હોવાની ખાસ જરૂર છે. ૩૧

**ઔષધ ગુણ**— જે ઔષધ ઉત્તમ દેશમાં ઉત્પન્ન થયેલું હોય, ૨ શુભ દિવસે એકત્રિત કરેલું હોય તથા જેની માત્રા થોડી હોય પરંતુ શકિત બહુ હોય, શુભ ગંધ, તથા રસથી પૂર્ણ, કીડા, આદિથી ન ખાધેલું તે વનૌષધિ ઉત્તમ છે, તેમ બરોબર શુદ્ધ કરી લોહ આદિ ધાતુઓની ઉત્તમ ભસ્મ કરેલી હોય તો તે અને તેનો યોગ્ય સમયે વિચારપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો તે ગુણવાળું ઔષધ ઉત્તમ કહેવાય છે. ૩૨ – ૩૩.

**પરિચારક-સેવકના ગુણ**– પરિચારક-રોગીની સારવાર કરવાના કાર્યને જાણનારો ક્રિયાકુશળ, સ્વામીમાં પૂર્ણ રીતે પ્રીતિ રાખનારો તથા પવિત્ર હોવો જોઇએ. ૩૪

**રોગી**—રોગના પૂર્વ વૃતાંતને સ્મરણમાં રાખીને સુસ્પષ્ટ રીતે વર્ણન કરનારો,

રોગથી ન ગભરાનારો તથા ઉત્પન્ન થયેલા રોગોનાં ઉપજેલાં લક્ષણોને બરાબર કહી બતાવવાં એ રોગીના ગુણ છે. ૩૫

જે પ્રકારે માટી, દંડો, ચક્ર, તથા સુતર આદિ હોવા છતાં પણ કુંભાર વગર ઘડો તૈયાર થતો નથી એ પ્રકારે વૈદ્ય વગર પાદત્રય અર્થાત દ્રવ્ય, પરિચારક અને રોગી એ ત્રણે ચિકિત્સામાં કાંઇ કરી શકતા નથી. એટલે પાદ ચતુષ્ટયમાં મુખ્ય તો વૈદ્ય જ છે. બીજા તો સાધન માત્ર છે. ૩૬

જે વૈદ્ય રોગને ન ઓળખતાં ચિકિત્સાનો આરંભ કરી દે છે તે ગમે તો સંપૂર્ણ ઔષધ પ્રયોગોને જાણતો હોય તો પણ તેને ચિકિત્સામાં સિદ્ધિ મળવી એ અનિશ્ચિતછે. ૩૭

જે વૈદ્ય રોગોને ઓળખી શકે છે, તથા સંપૂર્ણ ઔષધોના પ્રયોગો જાણે છે અને સાધ્યાસાધ્ય વિવેક કરી શકે છે, તેની સામે સિદ્ધિ સર્વદા હાથ જોડીને ઉભી રહે છે. ૩૮

જે વૈદ્ય પહેલાં અનેક કર્મોને જોનારો અને આયુર્વેદશાસ્ત્રને જાણનારો હોય તો તે સિદ્ધિનો ભાગી છે. અને કેવળ ઔષધ કર્મમાં કુશળ વૈદ્ય શ્રેષ્ટ હોતો નથી, તેમ માત્ર રોગ નિદાન જાણવામાં કુશળ હોય તો તે વૈદ્ય પણ શ્રેષ્ટ હોતો નથી. જે આ બેના અન્ય તમને જાણતા નથી તે એક પાંખવાળા પક્ષી સમાન પ્રશંસનીય નથી હોતા. અર્થાત જે પ્રકારે તે પક્ષી ઉડી નથી શકતું એ પ્રકારે એકાંગહીન વૈદ્યને પણ સિદ્ધિ મળતી નથી. ૩૯

જે ગુરૂમુખ દ્વારા આયુર્વેદ શાસ્ત્રનું અધ્યયન કરીને નિરંતર તદનુસાર કર્માભ્યાસ કરે છે તેજ વાસ્તવમાં ચિકિત્સક છે. બાકીનાને તો વૈદ્ય નહિં પણ ધન હરણ કરનારા તસ્કર જેવા ગણવા. ૪૦

શાસ્ત્રજ્ઞાન મેળવ્યા વગર જે વૈદ્ય ચિકિત્સા કરે છે તેને સાક્ષાત મનુષ્ય રૂપ ધારી યમ જ સમજવા જોઇએ. ૪૧

જીર્ણ અને મલિન વસ્ત્રવાળો, કઠોર ભાષણ કરનારો, રોગનો નિર્ણય કરવામાં જડ બુદ્ધિ, ખરાબ પ્રદેશમાં રહેનારો, વગર બોલાવ્યે જાતે ચિકિત્સા કરવા માટે આવે એવો વૈદ્ય ચાહ્ય ધન્વંતરિ સરખો રોગ નિવારણ કરવામાં દક્ષ હોય તો પણ તેની પાસે ચિકિત્સા ન કરાવવી. ૪૨

નાડી, જીભ, મુખ, મુત્ર, મળ તથા હૃદય, ફેફસાં, ઉદર આદિ કોષ્ટોની જે પૂર્ણ રીતે પરીક્ષા જાણી શકતા નથી. તે વૈદ્ય પ્રાણિયોને જલ્દી જ યમસદનમાં પહોંચાડી દે છે. એવા વૈદ્યો પાસે પણ ચિકિત્સા ન કરાવવી. ૪૩

આયુર્વેદના પ્રસાદથી કોઇ પણ એક મનુષ્યને નીરોગ કરી દેવો એથી વધું કોઇ બીજું દાન દેવાનું બાકી રહેતું નથી. ૪૪

કરોડો કામધેનુઓનું દાન કરવાથી જે પુણ્યનું ફળ મળે છે એથી કરોડો ગણું વધારે ફળ વ્યાધિઓથી પીડાતા એકજ મનુષ્યની ચિકિત્સા કરવાથી પુણ્યનું ફળ મળે છે. ૪૫

કેમકે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વિધ પુરૂષાર્થ પ્રાપ્તિનું સાધન આરોગ્ય જ છે અને તેથી માત્ર આરોગ્યનું દાન કરવાથી જ પુરુષ અખિલ પદાર્થોનો દાતા થઇ શકે છે. ૪૬

વ્યાધિથી પીડાતા એક પણ મનુષ્યને ચિકિત્સા દ્વારા નીરોગ કરવાથી ચિકિત્સા પોતાના સાત કુલો સહિત મુકત થઇ જાય છે. ૪૭

કોઇ આંતરિક ઔષધ અથવા બાહ્ય ઔષધ દ્વારા રોગીને સ્વસ્થ કરવાથી એક સાધારણ મનુષ્ય પણ મોક્ષને મેળવી શકે છે. ૪૮

જે પાપબુદ્ધિના મનુષ્યો પોતાના ચિકિત્સિત શરીરના બદલામાં ચિકિત્સકનો ધનાદિદ્વારા પ્રત્યુકાર નથી કરતા તે જે કાંઇ પુણ્ય કર્મ કરે છે. તેનું ફળ ચિકિત્સક જ ભોગવે છે. ૪૯

કોઇ પણ વ્યાધિનું પૂર્ણ જ્ઞાન, દર્શન, સ્પર્શ, અને પ્રશ્ન એ ત્રણ ઉપાયો દ્વારા થઇ શકે છે. જોવાથી અર્થાત મુત્ર તથા જીભ આદિ જોવાથી, ગંધથી, શબ્દ સાંભળવાથી, અંગુઠાના મુળની ધમની (નાડી) આદિ સ્પન્દમાન સ્થાનો, તથા સ્થળ વિશેષની કઠોરતા, મૃદુતા, આદિ સ્પર્શદ્વારા અને રોગીને અથવા તેના દૂતને પ્રશ્ન પૂછવાથી વ્યાધિનું જ્ઞાન થાય છે. ૫૦

વૈદે પ્રથમ તો વ્યાધિની પરીક્ષા કરવી. તે પછી ઔષધની પરિક્ષા કરીને જ્ઞાન પૂર્વક ચિકિત્સાનો પ્રારંભ કરવો. ૫૧

જો વૈદ્ય ઔષધની પરીક્ષા વડે ઓળખ્યા વગર ચિકિત્સા કરશે તો તે ઔષધ વિષ, શસ્ત્ર, અગ્નિ તથા વજ્રની માફક લાભના સ્થાને અત્યન્ત હાનિ પહોંચાડશે પરંતુ જો તે પરીક્ષા કરેલા ઔષધની યોજના કરશે તો તે અમૃતસમાન ફલપ્રદ નીવડશે. ૫૨

---

## અથ પરિભાષા પ્રકરણ

नमानने विना युक्तिर्द्रव्यानां जायते क्वचित् ।

अतः प्रयोग कार्थार्थं मान मत्रो च्यतेऽधुना ॥ १ ॥

**આનપરિભાષા**—જો કે માન (પ્રમાણ) વગર ઔષધની યોજના થઇ શકતી નથી, જેથી ઔષધ પ્રયોગને માટે હવે માન (પ્રમાણ) બતાવીએ છીએ. ૧

૬ સર્ષપ=૧ યવ
૩ યવ=૧ રતી
૧૦ રતી=૧ માષો, હેમ, ધાન્યકઃ
૪ માષા=૧ શાણ, ધરણ, ટંક
૨ શાણ=૧ કોલ, ક્ષુદ્રક, વટક, દ્રડક્ષણ
૨ કોલ=૧ કર્ષ, પાણિમાનિકા, અક્ષ પિચુ, પાણિતલ. કિંચિત, પાણી તિન્દુક, બડાલપદક, ષોડશિકા કરમધ્ય, હંસપદ, સુવર્ણ, કવલ ગ્રહ, ઉદુમ્બર.
૨ કર્ષ=૧ શુકિત, અર્દ્ધપલ, અષ્ટમિકા
૨ શુકિત=૧ પલ, મુષ્ટિ, આમ્ર, ચતુર્થિકા, પ્રકુન્ચ, ષોડશી, બીલ્વ.
૨ પલ=૧ પ્રસૃત. પ્રસૃત.
૨ પ્રસૃતિ=૧ અંજલિ, કુડવ, અર્ધ શરાવક અષ્ટમાન.
૨ અંજલિ=૧ શરાવ, માણિકા, અષ્ટપલ
૨ શરાવ=૧ પ્રસ્થ
૨ પ્રસ્થ=૧ આઢક, ભાજન, કંસ પાત્ર, અષ્ટુ-ષ્ટિપલ.
૪ આઢક=૧ દ્રોણ, કલશ, ઘટ, અર્મણ
૨ દ્રોણ=૧ શુર્પ, કુમ્ભ, ચતુઃષષ્ટિશ શરક
૨ શુર્પ=૧ દ્રોણી, ગોણી, વાહ.
૪ દ્રોણી=૧ ખારી ૪૦૯૬ પલ.
૨૦૦૦ પલ=૧ ભાર.
૧૦૦ પલ=૧ તુલા.

જો આજકાલના માન અનુસાર આની એકત્રતા કરવામાં આવે તો અર્થાત ૧૦ રતીના માષાને બદલે ૧૨ રતીનો માષો માનવામાં આવે તો.

૧ કોલ=૧ તોલો.

૧ પલ=૮ તોલા થશે.

એ અનુસાર પ્રાચીન માનને બદલવામાં આવે તો કાર્યમાં સુગમતા થશે.

ઉપર લખેલા પરિમાણોમાંથી જ્યારે ગોગોમાં કોઇ દ્રવ. આર્દ્ર, યા સુક. દ્રવ્યોનું પરિમાણ, ગુંજાથી લઇ કુડવ પર્યંત નિર્દિષ્ટ હોય તો તેનું પરિણામ એટલુંજ સમજવું જોઇએ અર્થાત જેમકે જેઠીમધ, અરડુશીનું પરિણામ ૧ શાણ આપેલું હોય તો ત્યાં વસ્તુઓનું પ્રમાણ એટલુંજ લેવું જોઇએ,પરંતુ પ્રસ્થથી લઇ ખારી પર્યન્ત જો દ્રવ તથા આર્દ્ર પદાર્થોનું માન કોઇ યોગમાં હોય તે ત્યાં આપેલા પ્રમાણથી બમણું પરિમાણ સમજવું જોઇએ. જેમકે-યોગમાં ઘીનું પ્રમાણ ૧ પ્રસ્થ લખ્યુ હોય તો ત્યાં તેનું પરિમાણ બે પ્રસ્થ સમજવું જોઇએ, પરંતુ શુષ્ક દ્ર૦ નું પરિમાણ પણ એટલુંજ જોઇશે. ૯-૧૦

જો કુડવ, માનિકા, તુલા,પલ, એ નામોથી કોઇ દ્ર૦યનું પરિમાણ બતાવ્યું હોય(પછી તે શુષ્ક કે આર્દ્ર હોય) તો પણ ત્યાં બમણું ન કરવું. ૧૧

કોઈ કોઇ સ્થલે કુડવ પરિમાણમાં પણ બમણું થઇ જાય છે. ૧૧

જેમકે દન્તીઘૃતમાં ઘૃત, ખાંડ, જળ, મદ, તેલ, દુધ, આસવ તથા નારીયેળ આદિમાં કુડવનું પરિમાણ બમણું અર્થાત ૮ પલનું લેવું જોઇએ. ૧૨

## સુકાં અને લીલાં દ્રવ્યોની માત્રાઓ

શુષ્ક દ્રવ્યની જે માત્રા છે એથી આર્દ્ર દ્ર૦યની માત્રા બમણી હોય છે. અર્થાત જો કોઇ પાકમાં નાંખવા માટે કોઇ ચોક્કસ શુષ્ક દ્ર૦ય ન મળે તો તેના બદલે આર્દ્ર દ્ર૦ય બમણું લેવું જોઇએ, કેમકે આર્દ્ર દ્ર૦ય કરતાં શુષ્ક દ્ર૦ય ભારે તથા તીક્ષ્ણ હોય છે. ૧૩

અરડુસી, લીમડો, પોલ, કેવડો બલા, ભૂરકોળું, શતાવરી, સાટોડી, કડાછાલ, આસન, પ્રસારણી, ગળો, મસ, નાગબલા. સહાચર (કાંટા શેરીયો), ગુગળ, હિંગ, આદુ તથા ગોળ આદિ સર્વદા તાજાં જ લેવાં જોઇએ એ બમણાં ન લેવાં. એ ઉપરના નિયમનો અપવાદ છે. ૧૪

## અથ ગણા

**ત્રિફલા**—હરડે, બેહેડાં, આમળાં એ ત્રણને ભેગાં મેળવવાથી મહત્તી ત્રિફલા કહેવાય છે. તથા કાસ્મર્ય (શીવણ) દ્રાક્ષ તથા પરૂષક (ફાલસા) એ ત્રણનાં એકત્ર મેળવેલાં ફળોને હસ્વ ત્રિફળા કહે છે. ૧૫

પરંતુ ત્રિફળા શબ્દથી તો ઘણે ભાગે મહત્ત ત્રિફલાનુંજ ગ્રહણ થાય છે. ૧૫

**ત્રિમદ**—વાવડીંગ, મોથ, અને ચિત્રકમૂળ મળી ત્રિમદ કહેવાય છે.

ત્રિકટુ—પીંપળ, મરી અને સુંઠ એ ત્રણે મળી ત્રિકટુ કહેવાય છે.

વ્યુષણ, વ્યોષ, કટુત્રિક એ સર્વ ત્રિકટુનાંજ નામાંતર છે. ૧૬

**ચતરુષણ**—ત્રિકટુની સાથે જો પીપરામુળના ગંઠોડા મેળવે તો ચતરુષણ કહેવાય છે. ૧૭

**પંચકોલ**--પીપળ, પિપળીમુળ, ચવક, ચિત્રક, સુંઠ, એ એકત્ર મિશ્ર કરવામાં આવે તો તેને પંચકોલ કહે છે. ૧૮

**ષડુષણ**—પંચકોલની સાથે જો મરી મેળવવામાં આવે તો તેને ષડુષણ કહે છે.

**ત્રિજાતં-ચાતુર્જાતં**-તજ,એલચી અને તમાલપત્ર એ ત્રણે મળી ત્રિજાત કહેવાય છે. ચાતુર્જાત-જો તેમાં નાગકેસર મેળવવામાં આવે તો તેને ચતુર્જાત કહે છે. ૧૯

**સર્વગન્ધ**—ચાતુર્જાત, કપુર, કંકોલ, અગર, શિલારસ તથા લવિંગ એ સર્વ મળીને સર્વગન્ધ કહેવાય છે. ૨૦

**ચાતુર્ભદ્ર** - સુંઠ, અતિવિષ, મોથ, ગળો એ ચારેને ચાતુર્ભદ્ર કહે છે. ૨૧

**ક્ષીરિવૃક્ષા**—વડ, ઉમરડો, પીંપળો, નેતર અને પીંપળ એ પાંચે વૃક્ષ ક્ષીરીવૃક્ષ ગણાય છે. એ પાંચેની છાલને પંચવલ્કલ કહે છે. ૨૨

( બીજા ગ્રંથમાં નેતરને બદલે પારસપીપળો કહેલો છે. )

**ચતુરમ્લ**—બોર, દાડમ, કોકમ તથા અમ્લવેતસ ચારે મળી ચતુરમ્લ છે. અને તેમાં માતુલુંગ (બીજોરૂં) મેળવવામાં આવે તો પંચામ્લ કહેવાય છે. ૨૩

**પંચાંગ**—કોઇપણ વૃક્ષની છાલ, પાન, ફળ, મુળ તથા ફુલ મળીને એ વૃક્ષનું પંચાંગ કહેવાય છે. ૨૪

**લવણ પંચક** - સીંધવ, સંચળ, બીડલવણ, ઉદ્ભિદ (સાંભરલુણ) તથા સમુદ્રલવણ (મીઠું) એ પાંચે મળી લવણપંચક કહેવાય છે.

તેમાં ક્રમશઃ એકલવણ એટલે સીંધવ, લવણદ્વય એટલે સીંધવ તથા સંચળ, લવણત્રય એટલે સીંધવ, સંચળ અને બીડલવણ,અને લવણ ચતુષ્ટય એટલે સીંધવ,સંચળ, બીડલવણ, તથા ઉદ્ભિદ (સાંભરલુણ) કહેવાય છે. ૨૫

**દશમુલ**—શાલિપર્ણિ (સુગંધી સમેરવો) પૃશ્નિપર્ણિ (સમેરવો) ઉભી ભોંયરીંગણી, બેઠી ભોંયરીંગણી,તથા ગોખરૂ એ સર્વ મળી લઘુપંચમુળ કહેવાય છે. અને બીલી, અરણી, સ્યોનાક (અરડુસો), કાસ્મરી ( શીવણ) તથા પાટલા ( પાડળ ) એ પાંચે મળી બ્રહત્પંચમુળ કહેવાય છે. એ રીતે લઘુપંચમુળ અને બ્રહત્પંચમુળ મળી દશમુળ કહેવાય છે. ૨૬—૨૭

**પંચતૃણ**—કુશ, કાશ, શર, દાભ તથા શેરડી એ પાંચે મળી પંચતૃણ કહેવાય છે. ૨૮

**અષ્ટવર્ગ**—જીવક, રૂષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, રૂદ્ધિ, વૃદ્ધિ. એ સર્વ એકત્ર મેળવવાથી અષ્ટવર્ગ કહેવાય છે. ૨૯

**જીવનીયગણ**—અષ્ટવર્ગનાં ઓષધો, જંગલી મગ, જંગલી અડદ, જીવન્તી ( ડોડી અથવા ખરખોડી) જેઠીમધ, એ સર્વે મળવાથી જીવનીયગણ કહેવાય છે. એ સર્વ ઉપરનાં ઓષધેને પરસ્પર સમભાગે જ મેળવવાં જોઇએ. ૩૦

**ક્ષારત્રય**—સાજીખાર, જવખાર, ટંકણખાર એ ત્રણે મળે તો ક્ષારત્રય કહેવાય છે. ૩૧

**પંચગવ્યગ્ન**—ગોમુત્ર, ગોમય ( છાણ ), ગાયનું દુધ, ગાયનું ઘી, અને ગાયનું દહીં એ પાંચે મળી પંચગવ્ય કહેવાય છે. ૩૨

**એકના અભાવે બીજાં દ્રવ્યો લેવાનો નિયમ**—રસ, વીર્ય તથા વિપાક અનુસાર એક દ્રવ્યના અભાવે બીજું દ્રવ્ય જે રસ, વીર્ય, તથા વિપાકમાં એક દ્રવ્યની સમાન હોય તેની યોજના કરવી. જેમકે પારદના અભાવે રસસિંદુર લેવાય,કાન્તલોહના અભાવે તીક્ષ્ણલોહ, વૈર્યાદિ રત્નોના અભાવે મોતી, પુસ્કરમુળના અભાવે કુષ્ટ (ઉપલેટ) ચવક અને ગજપીપળના અભાવે પીપળીમુળ, કુંદેરિકાના (તુણી)ના અભાવે તુળસી; ધોળી સાટોડીના અભાવે રાતી સાટોડી, રસવંતીના અભાવે દારૂહળદરનો કવાથ, નીલકમળના અભાવે કુમુદ (પોયણું) ધોળા સરસવના અભાવે રાતા સર્ષવ, ગાયના દુધ તથા ઘીના અભાવે બકરીનું દુધ તથા ઘનો

પ્રયોગ કરવો. એમાં જે એક દ્રવ્યના અભાવે બીજું દ્રવ્ય લેવાનું કહ્યું છે તેમ બીજું દ્રવ્ય ન મળે તો મુળ દ્રવ્યનો ઉપયોગ કરી શકાય. ૩૩-૩૪-૩૫-૩૬-૩૭-૩૮-૩૯-૪૦

**દ્રવ્ય ગ્રહણ નિર્દેશ**—સામાન્ય રીતે ચન્દન શબ્દ કોઈ યોગોમાં આવ્યો હોય તો ત્યાં રક્તચંદન (રતાંજળી) લેવું જોઈએ, પરંતુ વિશેષ નિયમ એ છે કે, ચુર્ણ, ઘી, તેલ, આસવ તથા અરિષ્ટ આદિ બનાવવામાં તો શ્વેતચંદન (સુખડ)નુંજ ગ્રહણ કરવું યોગ્ય છે. અને કવાથ તથા લેપોમાં રકતચંદનજ લેવામાં આવે છે. લવણ એકલું લેવાનુ કહ્યું હોય તો સિંધવ લેવું, મુત્ર એકલું હોય ત્યાં ગોમૂત્ર લેવું. શકૃદ્રસ સામાન્યમાં ગોમયરસ, દુધ સામાન્યમાં ગાયનું દૂધ ઘી એકલું હોય ત્યાં ગાયનું ઘી, પાત્ર એકલું લખ્યું હોય ત્યાં માટીનું વાસણ, ઉત્પલ લખ્યું હોય ત્યાં નીલોત્પલ, સર્ષપ એકલા લખ્યા હોય ત્યાં ધોળા સર્ષવ અને ક્ષાર એકલું હોય ત્યાં યવક્ષાર વાપરવો ૪૧-૪૨ ૪૩

**સાર**—ખેર, રતાંજળી સુખડ તથા દેવદાર આદિનો સાર (લાકડાની વચ્ચેનો ગર્ભસાર) લેવો. લીમડો, બોલી, શીવણ વગેરેની છાલ લેવી, દાડમ આદિનાં ફળ તથા પટોલ વગેરેનાં પાન સામાન્ય રીતે લેવાં જોઈએ ૪૪

સાધારણ રીતે એ નિયમ છે કે જેનાં મૂળ બહુ મોટાં તથા લાંબાં હોય, અને જેની વચ્ચમાં કઠણ લાકડું રહેતું હોય, તેની છાલ લેઇ શકાય છે. પરંતુ જેનું મુળ નાનું હોય તેનું તો સમગ્ર મુળજ ગ્રહણ કરવું જોઇએ. ૪૫

જ્યાં કોઇ દ્રવ વિશેષનો નિર્દેષ ન હોય ત્યાં જળ લેવું. કોઇ યોગમાં વસ્તુઓનું પ્રમાણ બતાવ્યું ન હોય ત્યાં સર્વ વસ્તુઓ સમભાગે લેવી જોઇએ. કાલ એકલો લખ્યો હોય ત્યાં બ્રાહ્મમૂહુર્ત સમજવું ૪૬

**કઇ વનસ્પતી કયારે લેવી**—શિશિર ઋતુમાં મૂળ, ગ્રીષ્મ ઋતુમાં પાન, વર્ષા તથા વસન્તઋતમાં કન્દ, શરદઋતુમાં વાનસ્પતિક દૂધ તથા જે જે વનૌષધીઓના જે જે રૂતુઓમાં ફુલ તથા ફળ થાય છે તેનાં તે તે ઋતુમાં ફુલ તથા ફલ લેવાં અને હેમન્તઋતુમાં ઓષધોનો સાર [ વચ્ચેના લાકડાનો ગર્ભ ] લેવો ૪૭

**કયાં ઔષધો જુનાં લેવાં**-ગોળ, ઘી, મધ, શાલિ ( ચોખા વગેરે ) આદિ ધાન્ય, પીપળ તથા વાવડીંગ સિવાયનાં બીજાં ઔષધો ઘણેભાગે નવીન જ ગુણકારી છે. ૪૮

**ભાવનાનો નિયમ**-જ્યાં ભાવના કેટલીવાર આપવી એ ન લખ્યું હોય ત્યાં સાતવાર ભાવના આપવી જોઇએ. દિવસે ભાવના આપી તેને તડકામાં સુકાવા મુકવું જ્યારે સુકાઇ જાય ત્યારે તેને રાત્રિએ ઢાંકી રાખવું જોઇએ ફરી બીજે દિવસે ફરી ભાવના દેવી, એવી રીતે સાતવાર કરવું જોઇએ. ભાવના આપતી વખતે જે પ્રવાહી દ્રવ્યની ભાવના આપવાની હોય તે દ્રવ્ય એટલું નાંખવું કે જેથી જે દવાને ભાવના આપવાની હોય તે સર્વ વસ્તુ એક સરખું પલળી જાય. દ્રવ વધુ તેમ ઓછું ન પડવું જોઇએ. જો કોઇ દ્રવ્યને કવાથની ભાવના આપવાની હોય ત્યાં નીચે પ્રમાણેની વિધિથી કવાથ કરવો. જે દ્રવ્યનો કવાથ કરવો હોય તે દ્રવ્ય જે દ્રવ્યને ભાવના આપવાની હોય તેની બરાબર લેવું, પાણી આઠગણું રેડી ઉકાળો કરવો જયારે આઠમો ભાગ પાણી રહી જાય ત્યારે ઉતારી લેવું. ૪૯- ૫૦ -૫૧

# અથ જ્વરાધિકાર

## सामान्येन ज्वरोपक्रमे क्रियाक्रमः

**पूर्वरूपे प्रयुञ्जीत ज्वरस्य लघुभोजनम्।**
**लंघनञ्च यथादोषं विरेचकं वातिके पुनः ॥१॥**

વૈદે દોષના લાઘવ તથા પ્રાબલ્ય અનુસાર જ્વરના પ્રારંભમાં લઘુભોજન, ઉપવાસ તથા વિરેચન કરાવવું. ૧

વાતજ્વરના ઉપક્રમમાં સ્વચ્છ ઘૃતપાન, પૈતિક જ્વરમાં વિરેચન અને કફજ જ્વરમાં મૃદુ વમન કરાવવું. દ્વન્દ્વજ જ્વરમાં અર્થાત વાતપિત્તજ્વરમાં ઘૃતપાન તથા વિરેચન, કફ પિત્તજ્વરમાં વિરેચન તથા વમન, કફવાત જ્વરમાં વમન તથા ઘૃતપાન અને સન્નિપાત જ્વરમાં ઘૃતપાન, વમન તથા વિરેચન દોષોનાં બલાબલ અનુસાર વિચારપૂર્વક કરાવવાં. ૨

**નવા જ્વરમાં વર્જ્ય કરવા યોગ્ય**—નવા આવેલા જ્વરમાં રોગીએ દિવસે સુવું નહિં, સ્નાન ન કરવું, તૈલાદિનું મર્દન કરવું નહિં, ભારે તથા સ્નિગ્ધ આહાર, મૈથુન, ક્રોધ, અને વાયુનું સેવન કરવું નહિ, વ્યાયામ (કસરત) તથા કવાથ (ઉકાળો) પીવો નહિં એટલાં વાનાનો ત્યાગ કરવો ૩

**કવાથનો નિષેધ**—નવા જ્વરમાં જે ઉકાળો પીવા આપે છે તે સુતેલા સાપને જાણી બુજીને જગાડવા જેવું કાર્ય કરે છે. ૪

નવા જ્વરમાં કવાથનો પ્રયોગ ન કરવો કેમકે કવાથ પાવાથી ક્ષુબ્ધ થયેલા દોષોનું શમન કરવું એ અત્યંત કઠણ થઇ જાય છે. ૫

નવા જ્વરમાં કયો કવાથ નિષેધ કહ્યો છેઃ કે જે કવાથની બનાવટમાં સોળગણું પાણી નાંખી પાક કર્યા બાદ ચોથો ભાગ રહેવા દેવામાં આવે છે તે કવાથજ નવજ્વરમાં વર્જીત છે. અન્ય ફાન્ટ, હિમ આદિનો નિષેધ નથી ૬

કેટલાક એનો પાઠ બીજો કહે છે

**ननु कल्पन-मुद्दिश्य कषायः प्रतिषिध्यते। यः कषायः कषायः स्यात स वर्ज्यस्तरूणज्वरे ।** એનો અર્થ એ છે કે પંચવિધ કષાય કલ્પનાને લઇ કષાય વર્જનીય નથી કહ્યા. પરંતુ જે કષાય સ્વરસાદિ–કષાય ( કસેલા–તુરા ) રસ વાળા હોય તેને સ્તમ્ભક હોવાને લીધે તથા જે કષાય ઉપરની વિધિથી બનાવેલ હોય તેનો ત્યાગ કહ્યો છે. ૬

નવા જ્વરમાં દિવસે વારંવાર ભોજન કરવું નહિં, અથવા સવારે જમવું નહિં, અભિષ્યંદિ ( અર્થાત કફવર્ધક, ભારે, દહીં વગેરે ) ન ખાવાં, રાત્રે જમવું નહિં, તથા ભારે આહાર લેવો નહિ. ૭

**નવજ્વરમાં પરિષેક**—માથે જળની ધાર રેડવી નહિં, તૈલનું મર્દન કરવું નહિં, સ્નાન કરવું નહિ, વમન વિરેચન આદિ સંશોધન કરાવવું નહિં. દિવસે સુવું નહિં, મૈથુન, વ્યાયામ ન કરવાં શીતલ પાણી ન પીવું, ક્રોધ ન કરવો, પવનનું સેવન કરવું નહિં, તથા ભારે અને સ્નિગ્ધ ( ચીકાશવાળું–ઘી તેલ વાળું ) ભોજન કરવું નહિં, જો તરુણ જ્વરવાળો

એનું સેવન કરે તો શોષ થાય, ઉલ્ટી થાય, મદ, મૂર્છા, ભ્રમ, તરસ, અરૂચિ આદિ ઉપદ્રવો ઉત્પન્ન થાય છે. ૮-૯

ક્ષય, વાત, ભય, ક્રોધ, કામ, શોક, તથા થાકથી ઉત્પન્ન થનારા જ્વર સિવાય બાકીના સર્વ પ્રકારના જ્વરોમાં શરૂઆતમાં ઉપવાસ કરાવવા જોઇએ. ૧૦

**લંઘન લક્ષણ**—શરીરને કર્ષણ (સુકાવનારા ) દ્રવ્યો અથવા કર્મોને લંઘન દ્રવ્ય અથવા તો લંઘનકર્મ કહે છે. અને શરીરને પોષનારા દ્રવ્ય અથવા કર્મને બૃહણ દ્રવ્ય અથવા તો બૃહણકર્મ ( પુષ્ટ કરનાર ) કહેવાય છે. એથી અહીં લંઘન શબ્દથી ઉપવાસ કરવા તથા હલકું ભોજન કરવું એનું ગ્રહણ કરવામાં આવ્યું છે. ૧૧

**લંઘનનો હેતુ**—આમરસની સાથે મળેલ આમાશય સ્થિત દુષ્ટ દોષ ( વાત, પિત્ત, અથવા કફ ) અગ્નિને મંદ કરીને રસવાહી સ્રોતોના મુખને બંધ કરી દે છે. જેથી જ્વર આવે છે એથી સામદોષનો નાશ કરવા માટે લંઘન એ અતિ ઉત્તમ ઉપાય છે. ૧૨

નવજ્વરમાં દોષ તથા અગ્નિનાં સ્વસ્થાન તથા સ્વ પરિમાણમાં સ્થિત ન રહેવાથી લંઘન એ દોષોનું પરિપાચન, જ્વરનો નાશ, અગ્નિનું દીપન, અન્નની અભિલાષા, રૂચિ, તથા દેહમાં લઘુતા કરે છે. ૧૩

રોગીનાં બળાબળ જોઇ તદનુસાર ઉપવાસ કરાવવા. કેમકે આરોગ્યને માટે ઉપવાસ કરાવવામાં આવે છે. અને આરોગ્ય એ બળ ઉપર આધાર રાખે છે. ૧૪

**લંઘન કોને માટે વજર્ય છે**—વાતરોગ વાળા, ક્ષુધા, તૃષ્ણા, મુખશોષ,તથા ભ્રમથી પીડીત રોગી, નાના બાળકો, વૃદ્ધા, ગર્ભિણી સ્ત્રી તથા દુર્બળ પુરુષોને લંઘન કરાવવું નહિં. ૧૫

**શમ્યક લંઘનનાં લક્ષણો**—અપાનાદિ વાત, મૂત્ર તથા મળનો ત્યાગ,શરીરમાં લઘુતા, હૃદય સ્થલમાં ગૌરવ ન હોવું, ઉદગાર શુદ્ધિ, કન્ઠમાં દુષ્ટ કફ આદિ ન રહેવા, મુખ વૈમનસ્ય ન હોવું, આળસ અને ગ્લાનિનો અભાવ, પરસેવો આવવો, રૂચિ,ભુખ તરસ ન લાગવી અને મન પ્રસન્ન હોવું આદિ લક્ષણો પ્રકટ થાય તો જાણવું જોઇએ કે લંઘન સમ્યક થઇ ગયું. ઉપવાસ સાર્થક થયો એમ સમજવું. ૧૬-૧૭

વધુ લંઘનથી ઉપદ્રવ—વધુ ઉપવાસ કરવાથી શરીરમાં દરદ, અંગમાં પીડા, ખાંસી; મુખ-શોષ, ભુખ ન લાગવી, અરૂચિ, અત્યન્ત તરસ, કાન તથા આંખોની દુર્બળતા, અર્થાત ઓછું સાંભળવું તથા ઓછું જોવું, અસ્થિર ચિત્ત, હિક્કા, શ્વાસ, ઉદગાર, અંધકારપ્રવેશ જેવો અનુભવ, શરીર દુબળું પડી જવું, અગ્નિમાંદ્ય, નિર્બળતા આદિ ઉપદ્રવ થઇ જાય છે. ૧૮ ૧૯

**જ્વર વિશેષે-વમનનો પ્રયોગ**—ભોજનાન્તરથી અથવા વધુ ભોજનથી જો જ્વર ઉત્પન્ન થાય તો તેમાં વમન કરવા યોગ્ય પુરુષોને માટે વમનજ અતિશ્રેષ્ઠ છે. પરંતુ ઉપરનાં કારણોથી જ્વર આવે તોપણ બાળક, ગર્ભિણી, તથા દુર્બળ પુરુષોને વમન ન કરાવવું. એવો આચાર્ય વાગભટનો મત છે.

આમાશયમાં ઉત્પન્ન થયેલા જ્વરને ઉત્પન્ન કરનાર કફ પ્રધાન તથા ઉલ્ટીને માટે ઉપસ્થિત દોષોને જાણી વમન યોગ્ય પુરુષોને વમનકારક ઔષધિયોદ્વારા વમન કરાવી તેના દોષોનું હરણ કરવું. ૨૧

નવાજ્વરમાં ઉલ્ટીને માટે અનુપસ્થિત દોષોનાં વમન કરાવવાથી હૃદરોગ, શ્વાસ, આ-ધ્માન, ( આફરો ) તથા મોહ આદિ ઉપદ્રવ થઇ જાય છે. ૨૨

દોષ વિશેષે શીતોષ્ણ જલપાન વ્યવસ્થા-વાતજન્ય તથા કફજન્ય જ્વરમાં તરસ્યા રોગીને ગરમ જળ,અને મદ્યપાનથી ઉત્પન્ન થયેલા જ્વરમાં તથા પિત્તજ્વરમાં કડવા દ્રવ્યોથી સિદ્ધ કરેલ ઉકાળેલું શીતલ જળ પીવા આપવું. એ બંને ઉષ્ણ, તથા તિક્ત(કડવા) દ્રવ્યોથી સિદ્ધ કરેલ શીતલ જળ, અગ્નિવર્દ્ધક, પાચક, જ્વરનાશક, સંપુર્ણ દેહ સ્થિત આંતોને શુદ્ધ કરનાર, બળકારક, રૂચિ વધારનાર, તથા પરસેવો લાવનારછે. જેથી એનાથી રોગીયોનું વિશેષ કલ્યાણ થાય છે. ૨૩-૨૪

**જ્વરમાં-ષડંગ પાણી**-મોથ, ખડપલીયો પીત્ત પાપડો ખસ, રતાંજળી, સુગંધીવાળો, તથા સુંઠ એ સર્વ સરખે ભાગે લઇ તેમાંથી ૨ તોલા લેવું, પાણી ૨૫૬ તોલા નાંખી ઉકાળો કરવો. જયારે પાણી અર્ધું રહે ત્યારે ઉતારી ગાળી લેવું અને તેને થંડુ થવા દેવું. થંડુ થયા પછી રોગીને જયારે તરસ લાગે ત્યારે એ પાણી થોડું થોડું પાવું, એથી તરસ તથા તાવ બંન્ને શાંત થાય છે. ૨૫

**નવજ્વરમાં મુખ્ય ભેષજ નિષેધ**-નવજવરમાં મુખ્ય ઔષધ અર્થાત ઉકાળાની રીતે તૈયાર કરેલું કે એથી પણ ભારે પકવેલું ઔષધ તથા સ્વરસ આદિનો નિષેધ છે. પરંતું પાણી, પેયા, યવાગુ આદિની બનાવટ પ્રમાણે તૈયાર કરેલું ષડંગ પાણી આદિ કે જેમાં ઔષધ ગૌણરૂપે હોય છે તે નિર્દોષ છે. નવજ્વરમાં તેનોજ પ્રયોગ કરવો જોઇએ. ૨૬

**ષડંગાદિ સાધન**-શ્રૃતશીત અર્થાત ઉકાળીને ઠંડાં કરેલાં જળ આદિ નિમિત્ત જે ષડંગ પાણી આદિનો પ્રયોગ થાય છે, તેના સાધનનો આ નિયમ છે. મેળવેલાં દ્રવ્યો ૨ તોલા લઇ ૨૫૬ તોલા પાણીમાં ઉકાળવાં. જયારે અર્ધું રહી જાય ત્યારે ઉતારી નિમળ વસ્ત્રથી ગાળી લેવું અને થંડુ થવા દેવું. પછીથી તેનો પ્રયોગ કરવો. ૨૭

**જ્વરે પેયા વિધાન**—જ્વરમાં મંદાગ્નિવાળા રોગીને ભુખ લાગે તો પ્રથમ પીપળ તથા સુંઠથી સિદ્ધ કરેલ, સુગમતાથી પચી જનારી ધાણીની બનાવેલી પેયા પીવી જોઇએ. અથવા જો પડખામાં દરદ, કે બસ્તિ ( મૂત્રાશય ) માં વેદના થતી હોય અથવા તો શિરો-વેદના થતી હોય તો ગોખરૂ, નાની ભોંયરીંગણીથી સિદ્ધ કરેલ રક્ત શાલિ (રાતા ચોખા ) ની પેયાનું પાન કરવું. ૨૮-૨૯

**પેયાદિ સાધનના પ્રકાર**—ષડંગ પાણીમાં બતાવેલ વિધિથીજ ઘણે ભાગે પેયા બનાવવામાં આવે છે.

**યવાગુ સાધન**—સ્વાભાવિક અવસ્થામાં જેટલા પ્રમાણમાં ચોખા ખાવાનો અભ્યાસ હોય તેના ચોથા ભાગે ખાંડેલા ચોખાની યવાગુ સિદ્ધ કરવી જોઇએ. ૩૦

**મંડલાદિ લક્ષણ**—જેમાં સિકથ ( ભાતના કણ ) ન હોય તેને મંડ, જેમાં સિકથ યુક્ત હોય તેને પેયા, જેમાં સિકથ વધુ હોય તેને યવાગુ તથા જેમાં દ્રવ ભાગ થોડો હોય તેને વિલેપી કહે છે. ૩૧

**અન્ન કેટલું ને જળ કેટલું લેવું તેનું પ્રમાણ**-અન્ન એક ભાગ અને પાંચગણું પાણીથી સિદ્ધ થાય છે. વિલેપી ચારગણા પાણીથી, મંન્ડને ચૌદ ગણા પાણીથી, યવાગુ છ ગણા પાણીથી તથા યુષ [ઓસામણ] અઢાર ગણા પાણીથી સિદ્ધ કરવી જોઈએ. ૩૨

**જ્વરમાં પથ્ય**-શ્રમ, ઉપવાસ તથા વાતથી ઉત્પન્ન થયેલા જવરમાં (નિત્યં રસૌદનઃ ) રસ સાથે ભાત, અને કફજન્ય જ્વરમાં મગનું ઓસામણ અને ભાત ખવાય. પિત્ત જ્વરમાં સાકર મેળવેલું ટાઢું મગનું ઓસામણ અને ભાત ખવરાવવાં જોઇએ. ૩૩

જ્વરમાં રોગીને રાતા ચોખા તથા સાઠી ચોખા આદિથી બનાવેલી યવાગૂ, ભાત તથા ધાણી આદિ હિતકર છે. ૩૪

ઓષામણ માટે લેવાની દાળમાં મગ, મસુર, ચણા, કળથી, મઠ આદિ વાપરવાં, શાકમાં પટોલ પત્ર [ પરવળનાં પાન ] રીંગણાં, કુલક ( પટોલ ) કારેલાં, કંકોડાં, ખડસડીયો પિત્ત પાપડો, ગોજીહ્વા-( ગળજીભી) કાચામુળા તથા ગળોનાં પાન લાભકારક છે. ૩૫-૩૬

**જ્વરમાં પથ્ય વ્યવસ્થા**—જ્વરથી પીડાતા રોગીએ સમજવું જોઇએ કે ચાહ્ય તેને હિત આહારમાં રૂચિ ન પણ રહે તોપણ તેણે પથ્ય આહાર તો જરૂર કરવો જોઇએ, નહિં તો ભોજન લેવાની વખતે જો તે ઉપવાસ કરશે તો ક્રમેક્રમે તે ક્ષીણ થતો જશે અને તેનું મૃત્યુ થઇ જશે. ૩૭

જો પથ્ય ( અન્ન )નું નિરંતર સેવન કરવાથી યા ( અનાજમાં ) સ્વાદ ન હોવાને લીધે રૂચિ ન રહે તો તે પથ્યને પણ વિવિધ પ્રકારે બનાવી રોગીને આપવું જેથી તેની હિત અહારમાં રૂચિ થાય. ૩૮

જ્વર પીડીત અને જ્વરથી મુકત પુરુષને સાયંકાળે હલકું ભોજન આપવું જોઇએ, કેમકે એ સમયે કફ ક્ષીણ થઈ જવાથી જઠરાગ્નિ તીવ્ર તથા બળવાન થાય છે. જેથી આમ રસ ન બનતાં ભોજનનો પરિપાક થઇ જાય છે. ૩૯

જ્વરથી પીડાતા મનુષ્યે ભારે તથા અભિષ્યન્દી અહાર ન કરવો અથવા અકાલે એટલે ભોજન કરવાના વખતથી જુદા વખતે—( વખત બે વખતે) ભોજન કરવું નહિં. કારણકે અહિત ભોજન કરવાથી આયુષ્યનો ક્ષય તથા રોગની વૃદ્ધિ થાય છે. ૪૦

**નવજ્વરમાં દોષ પાચન**—નવા જ્વરમાં ઉપવાસ, હલકુ ભોજન, પરસેવો લાવનાર ઔષધ, સમય,(આઠમો દિવસ) યવાગૂ તથા કડવા રસો એ દોષોને પરિપાક કરવાનાં સાધન છે.૪૧

**જ્વરની ત્રણ અવસ્થા**—જ્વર ઉત્પન્ન થાય તે દિવસથી લઇ સાત દિવસ સુધી જ્વરની તરુણાવસ્થા, તે પછી બાર દિવસ સુધી મધ્યમાવસ્થા, અને તે પછી જ્વરની જીર્ણાવસ્થાનો કાલ છે. ૪૨

**જીર્ણજ્વરનાં લક્ષણ**—ત્રણ અઠવાડીયાં અર્થાત ૨૧ દિવસ વ્યતિત થઇ ગયા પછી જ્યારે જ્વરનો વેગ ઓછો થઇ પ્લીહા ( બરોળ)ની વૃદ્ધિ થાય અને અગ્નિમાંદ્ય થઇ જાય તેને જીર્ણજ્વર કહે છે. ૪૩

**તરુણ જ્વર પછી કષાય પાન**—જ્વર આવે તે દિવસથી ૬ દિવસ બાદ સાતમે દિવસે રોગીને હલકો આહાર આપી આઠમા દિવસે આવસ્યકતાનુસાર પાચન ( જે અપક્વ આહાર, અપકવરસ તથા અપકવ દોષોનો પરિપાક કરે છે તેને પાચન ઔષધ કહે છે) તથા શમન (જે ઔષધ દુષ્ટદોષો (વાત, પિત્ત અને કફ) ને બહાર નહી કહાડતાં, અને અદુષ્ટ દોષોમાં કોઇની પણ વૃદ્ધિ ન કરે પણ પ્રકોપિત દોષોને સામ્યાવસ્થામાં લાવે તેને શમન ઔષધ કહે છે.) કષાયો (કવાથ) પીવરાવવા. ૪૪

**પાચન-શમન ઔષધ વ્યવસ્થા**—સાતમા દિવસ પછી જો રસ આમાવસ્થામાં હોય અને બંધકોષ આદિ ન હોય તો પાચન ઔષધ આપવાં જો નિરામાવસ્થામાં હોયતો શમન ઔષધોનો પ્રયોગ કરવો. જો રસ પણ આમાવસ્થામાં હોય અને મળમૂત્રની પ્રવૃત્તિ પણ ન હોય તો પાચન યા શમન આદિ ઔષધનો પ્રયોગ કદાપિ ન કરવો. અથવા સાતમા દિવસ પછી જ્યારે રસ આમાવસ્થામાંથી પકવાવસ્થાની તરફ જઇ રહ્યો હોય અર્થાત પચ્યમાનાવસ્થામાં હોય તો તેને પાચન ઔષધોદ્વારા પકવવામાં સહાયતા કરવી. જ્યારે દોષો

પરિપક્વ થઇ જાય ત્યારે શમન ઔષધોદ્વારા ચિકિત્સા કરવી અને જો આમાવસ્થા પૂર્ણ યૌવનપર હોય તો પાચન વા શમન આદિ ઔષધોનો ઉપયોગ ન કરવો. ૪૫

મુખથી લાળ વહેવી, જીવ ગભરાવો, હૃદય ભારે જણાવું, અરૂચિ, તન્દ્રા, અને આળસ, આહાર ન પચવો, મુખનો સ્વાદ બગડવો, શરીરનું ભારેપણું, ભૂખ ન લાગવી, બહુમૂત્રતા, અને નિરંતર પ્રબળ જ્વર રહેવો એ સર્વ આમજ્વરનાં લક્ષણ છે. એ લક્ષણો વિદ્યમાન હોય તો ઔષધનો પ્રયોગ ન કરવો. આમજ્વરમાં આપેલું ઔષધ જ્વરને અત્યંત પ્રબળ કરી દે છે, દોષો પક્વ થયા પછી અર્થાત નિરામજ્વરમાં શમન યા શોધન ઔષધ આપવાં જોઇએ. જેનાં લક્ષણ એ છે કેઃ જ્વરનો વેગ ઓછો થવો, શરીર હલકું થવું તથા બંધકોષ આદિ ન રહે તો સમજવું કે દોષો પાકી ગયા છે. ૪૬–૪૭–૪૮

જમ્યા પછી તથા પાણી પીધા પછી, ઉપવાસના આગલા દિવસે, ક્ષીણાવસ્થા તથા અજીર્ણાવસ્થામાં અને પિપાસા સમયે શમન યા શોધન ઔષધોનો પ્રયોગ ન કરવો જોઇએ.

**ભૂખ્યા પેટે ઔષધ લેવાનો ગુણ**—જમ્યા વગર અથવા ખાલી પેટે ઔષધ લેવાથી તે પોતાનો અત્યંત પ્રભાવ બતાવે છે. એ સમયે સેવન કરેલું ઔષધ જરૂર રોગને જલ્દીથી નાશ કરી દે છે. પરંતુ એ સમયે અર્થાત ખાલી પેટે નાનાં બાળક, વૃદ્ધ, આ તથા અન્ય સુકુમાર મનુષ્યોને ઔષધનું સેવન કરાવવાથી ગ્લાનિ તથા નિર્બળતા થાય છે. ૫૦

**ઔષધ પચ્યાનાં લક્ષણ**—ઔષધ પચી ગયા પછી વાતની ગતિ અનુલોમ થાય છે. અર્થાત એ સમયે મળ આદિ નીકળે છે. તથા અન્ય જે વાતનાં કાર્ય છે તે સર્વ યથાનિયમ થાય છે. સુસ્થતા, ભૂખ, તથા તરસ લાગવી, ચિત્ત પ્રસન્ન હોવું, શરીર હલકું લાગવું, ઇન્દ્રિયોદ્વારા પોતપોતાના વિષયનું બરોબર જ્ઞાન હોવું, ખરાબ ઓડકાર ન આવવા એ ઔષધ જીર્ણ થયા પછી એટલે પચી ગયા પછીનાં લક્ષણ જણાય છે. ૫૧

જો પૂર્ણ રીતે ઔષધ જીર્ણ ન થાય એટલે ન પચ્યું હોય તો ક્લાન્તિ, અર્થાત થાક જણાવો, બળતરા, શરીરની શિથિલતા, ભ્રમ, મૂર્છા, માથાની પીડા, ગભરામણ થવી તથા નિર્બળતા એ લક્ષણો પ્રકટ થાય છે. ૫૨

ઔષધ પૂર્ણરૂપે જીર્ણ ન થયા છતાં જો ભોજન કરવામાં આવે અથવા અન્ન પૂર્ણ રીતે પચતા પહેલાંજ ઔષધનું સેવન કરી લેવામાં આવે તો તે ઔષધ રોગની શાંતિ કરતું નથી પરંતુ અન્યરોગોને પેદા કરે છે. ૫૩

વૃદ્ધ, નાનાં બાળકો, ઔષધથી બ્હીનારા, અને સુકુમારી સ્ત્રિયોને જમ્યા પહેલાંજ ઔષધનું સેવન કરાવવું જોઇએ. એમ કરવાથી ઔષધ જલ્દી પચી જાય છે. જેથી ઔષધથી પેદા થનાર વિદાહ બહુ થોડો સમય રહેવાથી બળ ક્ષીણ થતું નથી. દ્વેષ્ય ઔષધ પણ અન્નથી ઢંકાઇ જવાથી વમનદ્વારા બહાર નીકળતું નથી. ૫૪

જ્વરના પ્રારંભમાં લંઘન અર્થાત ઉપવાસ યા હલકુ ભોજન આપવું. જ્વરની મધ્યાવસ્થામાં જો રસ સામતા હોય તો પાચન ઔષધ આપવું, અને જો દોષ તથા રસ પક્વ થયા હોય તો શમન ઔષધ આપવું, જ્વરના અંતમાં યથા બલ કોઠાની અર્થાત આમાશય, પક્વાશય આદિની શુદ્ધિને માટે વિરેચન ઔષધ આપવું. ૫૫

**માત્રા નિરૂપણ**—માત્રાનો કોઇ નક્કી નિયમ નથી, દોષ અર્થાત વાત, પિત્ત, કફ, પાચકાગ્નિ, બળ, વય, રોગ, ઔષધ, (તીક્ષ્ણવીર્ય, મૃદુવીર્ય આદિ) હૃદય, આમાશય, ફેફસાં આદિની વ્યવસ્થાની બુદ્ધિપૂર્વક વિચાર કરી કોઇ ઔષધની માત્રાનો નિશ્ચય કરવો જોઇએ.

જેમકે સાધારણ ઔષધોના પ્રયોગ માટે માત્ર વયને દૃષ્ટિમાં રાખી આપણે એ નિયમ કરી શકીએ છીએ કે: રોગીની જેટલી ઉમ્મર હોય તેના ૧૬ ભાગ કરવા. પૂર્ણ માત્રાનો એટલો ભાગ તેને માટે ઔષધની માત્રા છે. જેમકે કોઇ ઔષધની પૂર્ણ માત્રા ૧ રતી છે તો એક વર્ષના બાળકને માટે $\frac{1}{16}$ રતી, ચાર વર્ષના બાળકને માટે $\frac{4}{16}=\frac{1}{4}$ રતી આદિ સમજવું. પણ આ નિયમ અફીણ આદિ તીક્ષ્ણવીર્ય દ્રવ્યો માટે લાગુ નથી પડતો.

**કષાય નિર્માણવિધિ**—૧૦ રતી=૧ માસો, ૮ માસા=૧ તોલો, એ અનુસાર ૨ તોલા કવાથ દ્રવ્ય લઇ તેથી ૧૬ ગણું અર્થાત ૩૨ તોલા પાણી નાંખી મંદ મંદ અગ્નિપર ઉકાળવું જ્યારે પાણી ચોથો ભાગ અર્થાત ૮ તોલા રહી જાય ત્યારે ઉતારી તેને નિર્મળ વસ્ત્રથી ગાળી લેવું; કવાથ સર્વદા નિર્મળ માટીના વાસણમાં, અથવા નવા કલ્લાઇ કરેલા વાસણમાંજ બનાવવો જોઇએ. ૫૭

---

## સર્વજ્વરમાં સાધારણ કવાથો.

**ધાન્ય પટોલક્રમ**—ધાણા ૧ તોલો, પટોલપત્ર (પરવળનાં પાન) ૧ તોલો બંને લઇ ૩૨ તોલા પાણીમાં ઉકાળવું, જ્યારે ૮ તોલા બાકી રહે ત્યારે ગાળી લેવું એ એક માત્રા છે. આના સેવનથી અગ્નિ દીપ્ત થાય છે. કફ નાશ થાય છે, વાત તથા પિત્તની અધોગતિ થાય છે. અર્થાત આંતરડાંમાં મળને અધઃપ્રેરણ કરવા માટે યથા નિયમ તરંગવત ગતિ અને પિત્તનું આહારને પચાવવા માટે નિઃસરણ, જ્વરનાશ, આમદોષ તથા આમરસના પરિપાક અને બંધકોશ મટે છે આ કવાથ બધા જ્વરોમાં આપી શકાય છે. ૫૮

### વાતજ્વર

**વાતજ્વરે કિરાતાદિ કવાથ**—કરીયાતુ,મોથ, ગળો, સુગંધીવાળો, ભોંયરીંગણી, બેઠી ભોંયરીંગણી, ગોખરૂ શાલી ણીં (મોટો સમેરવો) પૃશ્નિપર્ણી (સુગંધી સમેરવો) સુંઠ એ સર્વ મળી ૨ તોલા લેવાં,ઉકાળા માટે પાણી ૩૨ તોલા લઇ એકત્ર કરી કવાથ કરવો,બાકી ૮ તોલા રહે ત્યારે ઉતારી ગાળી લેવુ. આ કવાથના સેવનથી વાતિકજ્વર નષ્ટ થાય છે. ૫૯

**પિપ્પલ્યાદિ કવાથ**—પીપળ, સારિવા, (ઉપલસરી) દ્રાક્ષ સવા, રેણુકા સર્વ સમાન ભાગે લઇ કવાથની વિધિ પ્રમાણે કવાથ કરવો, અર્થાત ૮ તોલા બાકી રહે ત્યારે તેમાં ૦॥ તોલો ગોળ મેળવી એ કવાથનું સેવન કરવાથી વાતજ્વર શાંત થાય છે. ૬૦

**ગુડુચ્યાદિ કવાથ**—ગળો, સારિવા, દ્રાક્ષ, સવા, સાટોડી એ સર્વનો કવાથ કરી એક માત્રા અર્થાત ૮ તોલા કવાથમાં ૦॥ તોલો ગોળ નાંખી તેનું સેવન કરવાથી વાતજ્વર શાંત થાય છે. ૬૧

**દ્રાક્ષાદિ કવાથ**—દ્રાક્ષ, ગળો, શીવણના મુળની છાલ, ત્રાયમાણ, સારિવા, એનો કવાથ ગોળ મેળવી વાત જ્વરમાં સેવન કરવો. ૬૨

**પંચમુળ કવાથ**—બૃહત્પંચમુળ અર્થાત બીલી, અરણી, અરડુસો, શીવણ તથા પાટલા એ સર્વના મુળની છાલના કવાથનો વાતજ્વરમાં પ્રયોગ કરવો.

**રાસ્નાદિ કવાથ**—રાસ્ના, વૃક્ષાદની (બાંગો, ગુંદી) દેવદાર, સરલ (પીળો એરંડો) એલવાલુક (ચણકબાબ) એનો કવાથ કરીને એક માત્રામાં ૦। તોલો ગોળ અને ૦। તોલો ગાયનું ઘી નાંખી પીવાથી વાતજ્વર શાંત થાય છે. ૬૩

**બિલ્વાદિ ક્વાથ**—બીલી, અરણી, શીવણ, અરડુસો, તથા પાટલા એના મુળની છાલ, ગળો, આંબળાં ધાણા એ સર્વ બરાબર વજને લઇ તેમાંથી ૨ તોલા લઇ એ ક્વાથ કરી વાતજ્વરમાં સેવન કરવો. ૬૪

**સુંઠ્યાદિ ક્વાથ**—સુંઠ, ગળો, પીપળીમૂળ, એનો ક્વાથ પીવાથી અથવા ધાણા, દેવદાર, બેઠી ભોંયરીંગણી, સુંઠ એનો ક્વાથ પીવાથી વાતજ્વર નષ્ટ થઇ જાય છે. ૬૫

**ગુડુચ્યાદિસ્વરસ**–ગળોનો સ્વરસ ૦ાા તોલો, શતાવરીનો સ્વરસ ૦ાા તોલો, મેળવી તેમાં ગોળ નાંખી પીવાથી અથવા માત્ર ગળોના ક્વાથને થંડો કરી પીવાથી જલ્દીજ વાતજ્વર શાંત થાય છે. ૬૬

## પિત્તજ્વર

**પિત્તજ્વરે-યવપટોલાદિ ક્વાથ**—પટોલ (પરવળનાં પાન) તથા જવનો ક્વાથ મધ નાંખી પીવાથી, અત્યંત વધેલો પિત્તજ્વર નષ્ટ થાય છે. તથા તરસ તથા બળતરા મટે છે. અહીં મધ એટલું નાંખવું કે જેથી ક્વાથનો સ્વાદ મીઠો થઇ શકે. ૬૭

**પર્પટકાદિ ક્વાથ**—ખડસલીયો પીત્તપાપડો ૨ તોલા, પાણી ૩૨ તોલામાં ઉકાળો કરવો, ૮ તોલા રહે ત્યારે ઉતારી ગાળી લેવો, એ ક્વાથના સેવનથી પિત્તજ્વર શાંત થાય છે. જો ખડસલીયા સાથે રતાંજળી, સુગંધી વાળો અને સુંઠ મેળવી ક્વાથ કરી તેનું સેવન કરવામાં આવે તો પિત્તજ્વરમાં જલ્દી લાભ થાય છે. ૬૮

**ધાન્ય શર્કરા**—અધકચરા ખાંડેલા ધાણા ૨ તોલા, પાણી ૧૨ તોલા, બન્ને એક માટીના વાસણમાં ભરી રાત્રિએ રહેવા દેવું. સવારે એ શીત કષાયને ગાળી તેમાં ૦ા તોલો સાકર મેળવી પીવાથી પિત્તજ્વરનો અત્યંત વધેલો અંતરદાહ શાંત થઇ જાય છે. ૬૯

**તિક્તાદિ ક્વાથ**-કડુ, મોથ તથા ઇન્દ્રજવના ક્વાથમાં મધ નાંખી પિત્તજ્વરમાં પ્રયોગ કરવો જોઇએ.

**લોધ્રાદિ ક્વાથ**—લોધર, નીલકમળ, ગળો, કમળ, ઉપલસરી એના ક્વાથમાં સાકર મેળવી પીવાથી પિત્તજ્વર નષ્ટ થાય છે. ૭૦

**દુરાલભાદિ ક્વાથ**—દુરાલભા (ધમાસો) ખડસલીયો પીત પાપડો, પ્રિયંગુ, કરીયાતુ, અરડુસી, કડુ એ સર્વના ક્વાથમાં સાકર મેળવી પીવાથી અત્યંત તરસ, રક્તપિત્ત, દાહ તથા પિત્તજ્વર શાંત થાય છે. ૭૧

**વિશ્વાદિ ક્વાથ**—સુંઠ, સુગંધીવાળો, પીતપાપડો, ખસ (વીરણનો વાળો), મોથ, રતાંજળી એના ક્વાથનું સેવન કરવાથી તૃષા, ઉલ્ટી, પિત્તજ્વર તથા દાહનું નિવારણ કરે છે. ૭૨

**પર્પટાદિ ક્વાથ**—ખડસલીયો પીત્તપાપડો, ગળો, તથા આંબળાં એનો ક્વાથ પિત્તજ્વરને મટાડે છે

**દ્રાક્ષાદિ તેમ કાશ્મર્ય ક્વાથ**—દ્રાક્ષ, તથા ગરમાળાના ગોળનો ક્વાથ અથવા શીવણનાં મૂળની છાલનો ક્વાથ પીવાથી પિત્તજ્વરમાં હિતકારક છે. ૭૩

**દ્રાક્ષાદિ ક્વાથ**—દ્રાક્ષ, હરડે, ખડસલીયો પિત્તપાપડો, મોથ, કડુ એનો ક્વાથ કરી તેમાં ગરમાળાનો ગોળ મેળવી પછી ગાળી લેવું. એ પ્રલાપ મૂર્છા, ભ્રમ, દાહ, મુખશોષ, અત્યંત તરસવાળો જ્વર અને પિત્તજ્વરમાં આપવું જોઇએ. ૭૪

**મૃદ્વિકાદિ ક્વાથ**—દ્રાક્ષ, જેઠીમધ, લીમડાની છાલ, કડુ એના ક્વાથને રાત્રિએ બહાર રાખી મૂકી સવારમાં પિત્તજ્વરમાં આપવો. ૭૫

**ત્રાયમાણાદિ ક્વાથ**—ત્રાયમાણુ, જેઠીમધ, પિપલીમૂળ, કરીયાતુ, મોથ, મહુડાનાં ફુલ, એડાં એના કવાથમાં સાકર નાંખી પિત્તજ્વરમાં આપવો. ૭૬

**તિક્તાદિ ક્વાથ**—કડુ, મોથ, ઇન્દ્રજવ, કાળીપાટ, કાયફળ,સુગંધીવાળો, એનો કવાથ કરી સાકર મેળવી પાવાથી પીત્તજ્વર નષ્ટ થાય છે. ૭૭

**શ્રીપર્ણ્યાદિ ક્વાથ**—શ્રીપર્ણી (શીવણ) રતાંજળી, વાળો, ફાલસાં, મહુડાં, એના કવાથમાં સાકર નાંખી સેવન કરવાથી પિતજ્વર મટે છે. તેમાં સાકર એટલી નાંખવી જોઇએ કે કવાથનો સ્વાદ મીઠો થઈ જાય. ૭૮

**પિત્તજવરમાં દાહનો ઉપાય**- પિત્તજ્વરથી પીડા પામેલા પુરુષના દાહના નિવારણુ માટે ઠંડી ક્રિયા કરવી જોઇએ, જો દાહ વધારે હોય તો રોગીને ચ્તો સુવાડી પછી તેની દુંટીપર રહે તેવી રીતે તાંબાનું કે કંસાનું ઉંડું વાસણ મૂકવું, પછી તે વાસણમાં અત્યંત ટંડા પાણીની ધારા એ પ્રકારે કરવી કે જળના છાંટા રોગીપર ન પડે. એ રીતે કરવાથી જલ્દી દાહ મટી જાય છે. ૭૯

અથવા ખાખરાનાં કુણાં કુણાં પાનને કાંજીમાં ઘુંટી તેનો બાહ્ય દાહ દૂર કરવા માટે લેપ કરવો. અથવા બોરકે લામડાનાં કોમળ પાનોને લઇ કાંજીમાં ઘુટવાં એ કલ્કને ફરી કાંજીથી ભરેલા વાસણમાં નાંખી મથવાથી ફીણ થશે. એ ફીણનો લેપ કરવો. અથવા અરીઠાને પાણીમાં મસળતાં જે ફીણ થાય તે ફીણનો લેપ કરવો. ૮૦

**વિદાર્યાદિ પ્રદેહ**—વિદારીકન્દ, દાડમ, લોધ્રર, કાથો તથા બીજોરૂ એને એકત્ર ઘુંટી તૃષા તથા દાહના નિવારણુ માટે માથાપર લેપ કરવો. ૮૧

## કફજ્વર

**કફજ્વરે-નિમ્બાદિ ક્વાથ**—લીમડાની છાલ, સુંઠ, ગળો, દેવદાર, કચુરો, કરીયાતુ, પૃષ્કરમૂળ, પિપળ, ગજપિપળ, ઉભી ભોંયરીંગણી એનો કવાથ કફજ્વર મટાડનાર છે. ૮૨

**પિપ્પલ્યાદિગણુ ક્વાથ**—સુશ્રુતમાં જણાવેલ પિપ્પલ્યાદિગણુનાં દ્રવ્યોનો કવાથ કફજ્વરનો નાશ કરે છે. એ કવાથમાં હિંગ એક યા બે રતી નાંખવી જોઇએ. હીંગને કવાથના દ્રવ્યો ભેગી ઉકાળવામાં ન નાંખવી. ૮૩

**ત્રિફલાદિ ક્વાથ**—હરડે, બ્હેડાં, આંબળાં, પટોલપત્ર, અરડુસી, ગળો, કડુ, પીપળીમૂળ, સર્વ મળીને ૨ તોલા, તેનો કવાથ કરી તેમાં ૦ા તોલો મધ મેળવવું. અથવા **દશમૂળ**-બીલા, અરણી, અરડુસો, શીવણ, પાટલા શાલિપર્ણી, પૃશ્નિપર્ણી, ગોખરૂ, બેઠા ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી તથા અરડુસી એનો કવાથ કરી તેમાં મધ નાંખી કફજ્વરમાં આપવો. ૮૩

**કુષ્ઠાદિ ક્વાથ**-ઉપલેટ, ઇન્દ્રજવ, મોરવેલ, પટોલ, સર્વ મેળવી ૨ તોલા એનો કવાથ કરી ગાળી લેવો. તેમાં ૨ માસા કાળી મરીનું ચુર્ણ અને ૨ માસા મધ નાંખી કફજ્વરમાં સેવન કરવું. ૮૪

**મુસ્તાદિ ક્વાથ**-મોથ, ઇન્દ્રજવ, હરડે, બેઢાં, આંબળાં, કડુ, પરુષક (ફાલસા) એનો કવાથ કફ જ્વરને નષ્ટ કરે છે. ૮૫

**આમલક્યાદિ ક્વાથ**—આંબળાં, હરડે, પીપળ, ચિત્રક, એ ચારેના કવાથનું સેવન કરવાથી સંપુર્ણ જ્વર તથા કફ રોગ મટે છે. આ કવાથ ભેદી ( બંધકોશ મટાડનાર ) જઠરાગ્નિને વધારનાર તથા પાચક છે. ૮૬

**સપ્તચ્છદાદિ ક્વાથ**—સપ્તચ્છંદની છાલ, (સાતવણની છાલ), ગળો; લીમડાની છાલ, તિન્દુની છાલ (ટીંબરૂની છાલ) એનો ક્વાથ મધ સાથે પીવાથી કફજ્વર નષ્ટ થાય છે. ૮૭

**સિન્દુવાર ક્વાથ**—સિન્દુવાર (ધોળી નગડ)ના પાનના ઉકાળાની એક માત્રામાં ૪ રતી મરીનું ચુર્ણ મેળવી કફજ્વરમાં જ્યારે જંઘાઓમાં બળનું ક્ષીણ થયું હોય તથા કાનમાં બહેરાશ આવી હોય ત્યારે પીવો જોઇએ. ૮૮

**ચાતુર્ભદ્રાવલેહ**—કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશીંગી, પીપળ એ સર્વ સરખે ભાગે લઇ મિશ્ર કરી ચુર્ણ કરી એ ચુર્ણથી બમણું મધ મેળવી એ અવલેહમાંથી ૨ માસા લઇ સેવન કરવાથી ખાંસી શ્વાસ, દમ, તથા કફજ્વર નષ્ટ થાય છે. ૮૯

આ અવલેહ, ઘણે ભાગે ઉર્ધ્વજત્રુ (ખભાના સાંધાની ઉપર) ના ભાગમાં થનારા રોગોને નાશ કરવા માટે સાયંકાળે સેવન કરવો અને જો નીચેના ભાગમાં થયેલા રોગો દૂર કરવા માટે તેનો પ્રયોગ કરવો હોય તો જમ્યા પહેલાં આ અવલેહનું સેવન કરવું જોઇએ.૯૦

**મધુપિપ્પલી**—પીપળનું ચુર્ણ ૨ માસા તેમાં બમણું મધ મેળવી સેવન કરવાથી દમ, ઉદરસ, તાવ, બરોળ તથા હિક્કા આદિ રોગ મટે છે. માત્રાનુસાર બાળકોને ઉપરના રોગો માટે વધુ લાભ કરે છે. ૯૧

### વાતકફજ્વર

**નવાંગ ક્વાથ**—સુંઠ, ગળો, મોથ, કરીયાતુ, શાલિપર્ણી, પૃશ્નિપર્ણિ, ગોખરૂ, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, એ સર્વનો ક્વાથ વાતપિત્તજ્વરને નષ્ટ કરે છે.૯૨

**ગુડુચ્યાદિ ક્વાથ**—ગળો, લીમડાની છાલ, ધાણા, પદ્મક, રતાંજળી, એ ગુડુચ્યાદિ ક્વાથ સંપૂર્ણ જ્વરોને મટાડે છે. તથા હલ્લાસ, (જીવ કચવાતો) અરૂચિ, ઉલ્ટી, અત્યંત તૃષા અને દાહને મટાડે છે. ૯૩

**બૃહત્ ગુડુચ્યાદિ ક્વાથ**—ગળો, રતાંજળી, પદ્મક, સુંઠ, ઇન્દ્રજવ, ધમાસો, હરડે સુગંધીવાળો, કાળીપાઠ, ધાણા. મોથ. કડુ એનો ક્વાથ કરી ગરમાળાનો ગોળ હાથથી મસળી મેળવી દેવો, પછી થોડીવારે ગાળી તેમાં એક વખતના ક્વાથમાં ૪ રતી પીપળનું ચુર્ણ મેળવી સેવન કરવું. એના સેવનથી ઉદરસ, દમ, તમામ પ્રકારના જ્વર, અત્યંત તૃષા, દાહ આદિ નષ્ટ થાય છે, જ્યારે જ્યારે બંધકોશ થાય, પેશાબ થોડો ઉતરે, આફરો ચઢે ત્યારે આ ક્વાથનો પ્રયોગ કરવો. વિશેષે કરીને આ લક્ષણોવાળા વાતપિત્તજ્વર તથા સન્નિપાત જ્વરમાં આ ક્વાથનો પ્રયોગ અત્યંત લાભકર્તા છે ૯૪–૯૫

**ઘનચન્દનાદિ ક્વાથ**—મોથ, રતાંજળી ખડસલીયો પીત્તપાપડો, કડુ, ખસ, પટોલનાં પાન, સુગંધીવાળો એનો ક્વાથ કરી સાકર નાખી ઠંડુ થયે સેવન કરવાથી જ્વર, ઉલ્ટી, તરસ, અરૂચિ, તથા દાહ મટે છે. ૯૬

**મુસ્તાદિ ક્વાથ**—મોથ, ખડસલીયો પીત્તપાપડો, નીલકમળ કરીયાતુ વાળો,રતાંજળી એ સર્વ અકેક તોલો લઇ એનો ક્વાથ કરી સાકર મેળવી સેવન કરવાથી જરૂર વાતપિત્તજ્વર નષ્ટ થાય છે. આ ક્વાથ પોતાનું પ્રત્યક્ષ ફળ આપવામાં સેંકડોવાર અનુભવેલો છે. ૯૭

**પંચભદ્ર કવાથ**—ગળો, ખડસલીયો પીત્તપાપડો, મોથ, કરીયાતુ સુંઠ એ પાંચે મળી પંચભદ્ર કહેવાય છે, એનો કવાથ વાતપિત્તજ્વરમાં આપવો જોઇએ ૯૮

**ત્રિફલાદિ કવાથ**—ત્રિફળા (હરડે, બહેડાં, આંબળા ) શેમળાનાં મૂળની છાલ રાસ્ના, અરડુસી એનો કવાથ કરી તેમાં ગરમાળાનો ગોળ મેળવી સેવન કરવાથી વાતપિત્તજન્ય જ્વર નષ્ટ થાય છે. ૯૯

નાની ભોંયરીંગણી, બલા ( કાંસકી ), રાસ્ના, ત્રાયમાણ, ગળો, કાળુનસોતર એનો કવાથ વાત પિત્તજ્વરને નષ્ટ કરે છે. ૧૦૦

**કિરાતાદિ કવાથ**- કરીયાતુ, ગળો, દ્રાક્ષ, આંબળાં, કચુરો. એના કવાથમાં ગોળ મેળવી વાતપિત્તજ્વરમાં સેવન કરવું. ૧૦૧

**ભાર્ગ્યાદિ કવાથ**—ભારંગ મૂળની છાલ, ગળો, મોથ, દેવદાર ઉભી ભોંયરીંગણી, સુંઠ, પીપર, પુષ્કરમૂળ, એનો કવાથ તાવ તથા દમમાં લાભકર્તા છે એના સેવનથી ભૂખ વધે છે રૂચિ વધે છે. ૧૦૨

**બૃહતકિરાતાદિ કવાથ**—કરીયાતુ, આંબળાં, કચુરો, દ્રાક્ષ, કાળાં મરી, સુંઠ, ગળો એના કવાથમાં ગોળ મેળવી સેવન કરવાથી વાતપિત્તજ્વર નષ્ટ થાય છે. ૧૦૩

**મહુકાદિશીત કવાથ**—જેઠીમધ, ઉપલસરી, દ્રાક્ષ, મહુડાનાં ફુલ, રતાંજળી, નીલકમળ, શીવણ, પદ્મક, લોધર, હરડે, બેઢાં આંબળાં, કમળનાં કેસર, ફાલસાં, વાળો, એ સર્વ મેળવી બે તોલા લેવાં સર્વથી પ્રથમ તેને સારી રીતે ધોઇ ખાંડી એક રાત ૧૨ તોલા ચોખાના ધોવરામણમાં પલાળી રાખી, સવારે ગાળી, મધ, લાજ ( ધાણી) તથા સાકર મેળવી સેવન કરવાથી વાતપિત્તજ્વર દાહ, તરસ, મૂર્છા, ઉલ્ટી, ભ્રમ, રકતપિત્ત, વાતાહત મેઘની માફક નષ્ટ થાય છે. ચોખાનું ધોવરામણ બનાવવાની વિધી એવી છે કે ૩ તોલા ખાંડેલા ચોખા ૧૨ તોલા ચોખા પાણીમા ૨૪ કલાક પલાળી રાખવા અથવા એ પ્રમાણમાં ચોખાને પાણી મેળવી હાથથી ચોળવા અથવા ૮ તોલા ખાંડેલા ચોખા ૬૪ તોલા પાણીમાં પલાળી તે પાણી ગાળી લઇ ઉપયોગ કરવો. ૧૦૪-૧૦૫-૧૦૬

## પિત્તકફજ્વર

**અમૃતાષ્ટક**—ગળો, ઇન્દ્રજવ, લીમડાની છાલ, પટોળનાં પાન, કડુ, સુંઠ, રતાંજળી મોથ એના કવાથ કરી એક માત્રામાં ૪ રતી પીપળનું ચુર્ણ નાંખી સેવન કરવું એ કવાથ પિત્તકફજ્વર, હલ્લાસ, ( જીવ ગભરાવો ), અરૂચિ, ઉલ્ટી, તરસ તથા દાહનો નાશ કરે છે. ૧૦૭-૧૦૮

**કન્ટકાર્યાદિ કવાથ**—બેઠી ભોંયરીંગણી, ગળો, ભારંગમૂળની છાલ, સુંઠ, ઇન્દ્રજવ, ધમાસો, કરીયાતુ રતાંજળી, મોથ, પટોલના પાન, કડુ એનો કવાથ કરી પિત્ત શ્લેષ્મજ્વરમા આપવાથી લાભ થાય છે. એના સેવનથી દાહ, તરસ, અરૂચિ, ઉલ્ટી, કાસ, હૃદયનું શુળ, તથા પખાનું શુળ નષ્ટ થાય છે. ૧૦૯-૧૧૦

**પટોલાદિ કવાથ**—પટોલ, રતાંજળ, મોરવેલ, કાળીપાઢ, કડુ, ગળો એનો કવાથ કરી પિત્તકફ જ્વરમાં આપવાથી ઉલ્ટી, દાહ કન્ડુ (ખીસ), વિષદોષ નષ્ટ થાય છે ૧૧૧

**પટોલાદિ કવાથ(૨)**—પટોલનાં પાન, લીમડાની છાલ, હરડે, બેઢાં, આંબળાં, જેઠીમધ બલા, (કાંસકી) એના કવાથનો પિત્તકફ જ્વરમાં ઉપયોગ કરવો. ૧૧૨

**પંચતિક્ત કવાથ**—બેઠી ભોંયરીંગણી, ગળો, સુંઠ, પુષ્કરમૂળ, કરીયાતુ એ પાંચેના

ઉકાળાને પંચતિક્ત કવાથ કહે છે. એના સેવનથી, એક દોષનો, બે દોષનો, તથા ત્રણે દોષનો સંન્નિપાત જ્વર નષ્ટ થાય છે. ૧૧૩

**ચાતુર્ભદ્રક પાઠા સમકષો કવાથ**—કરીયાતુ સુંઠ, મોથ, ગળો, એનો કવાથ ચાતુર્ભદ્ર કવાથ કહેવાય છે. એ કવાથનું કફ પ્રધાન પિત્તજ્વરમાં સેવન કરવામાં આવે છે જો ચાતુર્ભદ્રમાં કાળીપાટ બલા, તથા વાળો ઉમેરવામાં આવે તો તેનું નામ પાઠા સમક થઇ જાય છે. એનો કવાથ પિત્ત પ્રધાન કફજ્વરમાં સેવન કરવો. ૧૧૪

**કટુરોહિણી ચુર્ણ**:—કડુ ૧ તોલો, સાકર ૧ તોલો અથવા કડુ ૧૨ માસા, ખાંડ ૪ માસા એ પ્રમાણે બંનેને મેળવો રૂપીયાભાર કાઢી ઉપરથી ગરમ પાણી પી લેવું એથી કફ પિત્તજ્વર નષ્ટ થાય છે. ૧૧૫

**વાસાસ્વરસ**—પાન તથા ફુલો સહિત અરડુસીને ખાંડી તેમાંથી ૨ તોલા રસ કહાડવો. પછી મદ તથા સાકર મેળવી તેનું સેવન કરવું. એના સેવનથી કફ પિત્તજ્વર, રક્તપિત્ત અને કમળો આદિ રોગ નષ્ટ થાય છે. ૧૧૬

## વાતકફ જ્વર

કફવાતજ્વરમાં રૂક્ષ સ્વેદ (નાસ) આપવો. નાસ આપવા (પરસેવો કાઢવાની ક્રિયા)થી સંપૂર્ણ શરીરની અંદરના સ્રોતો મૃદુ કરે છે અને અગ્નિને સ્વસ્થાને લાવી વાતકફ જન્યજ્વર, મલમૂત્રની સ્તબ્ધતાને દૂર કરી જ્વરને મટાડે છે. ૧૧૭

**વાલુકા [ રેતી ]નો સ્વેદ**:—રેતી (વાલુ)ને ઉની કરી એક મોટા લુગડામાં બાંધી પોટલી બનાવવી એ પોટલીને કાજીમાં પલાળી તેનો સ્વેદન (નાશ) આપવો. આ સ્વેદનથી વાત કફજન્ય માથાની વેદના, અંગભંગાદિ સંપૂર્ણ રોગ શાંત થાય છે. જો બધા અંગોમાં વેદના થાય તો મૃદુસ્થાનો અર્થાત આંખ વૃષણ, હૃદય આદિ સિવાય સંપૂર્ણ શરીર પર સ્વેદન કરવું. જો જરૂર હોય તો એ મૃદુસ્થાનોપર મૃદુ વેદન પણ આપી શકાય છે. જો માત્ર કોઇ એકજ અવયવમાં વેદના હોય તો એ સ્થાનપર સ્વેદન કરવું આ પ્રકારે સ્વેદન વિધિને ધ્યાનમાં રાખી વાલુકા આદિદ્વારા સ્વેદન કરવું જોઇએ. ૧૧૮–૧૧૯

**સ્વેદનકાલ વિધિ**:—શીત, વેદના તથા વાતકફજન્ય સ્તબ્ધતા, અને ગુરુતા આદિ દૂર થાય અને જયારે સંપૂર્ણ શરીરની સ્રોતો મૃદુ થઇ જાય અને શરીરે પરસેવો આવી જાય ત્યારે સ્વેદન ન કરવું જોઇએ. ૧૨૦

**સ્વેદન વિધાન**:—વાતજ્વર, કફજ્વર, વાતકફજ્વર, સન્નિપાતજ્વર, તથા આમજ્વરમાં સ્તબ્ધતા,મૂર્છા તથા વેદનાની શાંતિને માટે સ્વેદન (નાસ લેવરાવવાની)ક્રિયા કરવી જોઇએ.૧૨૧

**પંચકોલમ**—પિપળ, પિપળીમૂળ, ચવક, ચિત્રક અને સુંઠ એ સર્વ મેળવી ૧ તોલો, એનો વિધીપૂર્વક કવાથ બનાવવો તેનું સેવન કરવું અગ્નિદીપક તથા વાતકફજન્ય રોગોને નષ્ટ કરે છે. તે ઉષ્ણવીર્ય હોવાથી એક તોલો લેવાય છે માટે તેનું નામ પંચકોલ છે. કોલનું પ્રમાણ એક તોલા બરાબર થાય છે. ૧૨૨

**રાસ્નાદિ કવાથ**:—રાસ્ના, દ્રાક્ષ, વજ, હરડે, અજમો, જઠીમધ, મૂર્વા, ઇન્દ્રજવ, કડુ, સુંઠ, ગળો, દરેક બબ્બે માસા લઇ ૮ પલ પાણીમાં કવાથ કરવો જયારે ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેને ઉતારી ગાળી લેવું. ઠંડો થયે તેમાં અર્ધો પલ [બે તોલા ] મદ નાંખવું. તે પીવાથી જ્વર મટે છે, તેમાં સંશય નથી. ૧૨૩–૧૨૪–૧૨૫

**પિપ્પલી કવાથ**:—પિપળ ૧ તોલો, લઇ તેનો કવાથ કરી પાવાથી સ્રોતોમાં સ્થિત

થયેલો કફ તથા ભારેપણું મટાડનાર, અગ્નિ દીપક વાતકફજન્ય રોગોને મટાડનાર, બરોળ તથા જ્વરને મટાડનાર છે. ૧૨૬

**આરગ્વધાદિ કવાથઃ**—ગરમાળાનો ગોળ, પિપળીમૂળ, મોથ, કડુ, હરડે એનો કવાથ કરી આમ અને શૂળવાળા વાતકફજ્વરમાં પ્રયોગ કરવો જોઇએ. આ કવાથ અગ્નિ પ્રદીપક, તથા આમનાશક છે. આ કવાથને ગરમાળા પંચક પણ કહે છે. આ કવાથમાં પણ ગરમાળાના ગોળ સિવાય બાકીની ચાર વસ્તુઓનો પ્રથમ કવાથ કરી પછીથી તેમાં ગરમાળાનો ગોળ હાથથી મસળી મેળવી દેવો કેમકે ગરમાળાનો ગોળ કવાથમાં નાંખવાથી તેનો ગુણ ઓછો થઇ જાય છે. એ નિયમ બધે સમજવો. ૧૨૭

**ક્ષુદ્રાદિ કવાથઃ**—બેઠી ભોયરીંગણી, ગળો, સુંઠ, પુષ્કરમૂળ, એના કવાથનું સેવન કરવાથી શ્વાસ, કાસ, અરૂચિ તથા પડખાનું શુળ સાથેનો વાતકફજ્વર અને સન્નિપાતજ્વર નષ્ટ થઇ જાય છે. ૧૨૮

**દશમૂળ કવાથ**—બીલી,અરણી, કાળી પાટ,શીવણ,પાટલા,શાલિપર્ણિ (મોટો સમેરવો) પૃશ્નિપર્ણિ (સુગંધી સમેરવો) ગોખરૂ, બેઠી ભોયરીંગણી, ઉભી ભોંયરીંગણી એ દશમૂળ છે. એનો કવાથ કરી તેમાં પિપળનું ચુર્ણ નાંખી પીવાથી વાતકફજવર, અજીર્ણ, અતિતન્દ્રા પડખાની વેદના, શ્વાસ તથા ખાંસી નષ્ટ થાય છે. ૧૨૯

**મુસ્તાદિ કવાથઃ**—મોથ, ખડસલીયો પીતપાપડો, ધમાસો, ગળો, સુંઠ એનો કવાથ વાતકફજ્વર અરૂચિ, ઉલ્ટી, દાહ તથા શોષને નષ્ટ કરે છે. ૧૩૦

**દાર્વાદિ કવાથઃ**—દેવદાર, ખડસલીયો પીતપાપડો, ભારંગમૂળ, મોથ, વજ ધાણા, કાયફળ, હરડે, કરંજ સર્વ મેળવી ૨ તોલા એના કવાથમાં હીંગ ૨ રતી તથા મધ નાંખી વાતકફજવરમાં પીવાથી હિક્કા, શોષ, કાસ, આદિ ઉપદ્રવોને શાંત કરે છે. ૧૩૧

## સન્નિપાતજ્વર

સન્નિપાતજ્વરમાં પ્રથમ લંઘન (ઉપવાસ) પછી રેતીનો સ્વેદ (નાસ) નસ્ય, (સુંઘવાની દવા આપવી) નિષ્ઠીવન, અવલેહ, તથા અંજનનો પ્રયોગ કરવો જોઇએ. ૧૩૨

સન્નિપાતજ્વરમાં પ્રથમ આમ તથા કફને નષ્ટ કરનારાં ઉપરનાં કર્મ કરવાં. પછી કફ નષ્ટ થયા પછી પિત્ત તથા વાતને શાંત કરવા. ૧૩૩

**લંઘનકાળઃ**—સન્નિપાત જ્વરમાં વાત, પિત્ત તથા કફ પ્રધાન થયા પછી યથાક્રમે ત્રણ દિવસ, પાંચ દિવસ અને દશ દિવસ સુધી ઉપવાસ કરવા જોઇએ. અથવા સાધારણ નિયમ એ છે કે જયાં સુધી આરોગ્ય ન થાય અર્થાત જ્યાં સુધી આમરસ તથા દોષનો પૂર્ણ પરિપાક ન થાય ત્યાં સુધી લંઘન કરાવવું. લંઘન (ઉપવાસ)ને સહેવા એ શક્તિ દોષોની છે. જ્યાં સુધી રોગી લંઘનને સહી શકે ત્યાં સુધી જાણવું જોઇએ કે તેમાં દોષ વધેલા જ હોય છે. દોષ નષ્ટ થતાં એક ક્ષણ પણ લંઘન સહી શકાતા નથી. ૧૩૪-૧૩૫

**સ્વેદનમઃ**—સ્વેદન વગર કફોલ્વણ શીતાંગાદિ સંનિપાતજ્વર શાંત થતા નથી. એથી સન્નિપાતથી પીડાયલા રોગિયોને વારંવાર સ્વેદન કરાવવું જોઇએ (નાસ લેવરાવવા)૧૩૬

સન્નિપાતમાં મનુષ્યનું શરીર જળમય અર્થાત ઘણે ભાગે કફ પ્રધાન થઇ જાય છે. એથી તેનું શોષણ કરવા માટે ઉષ્ણ ક્રિયા જ કરવી જોઇએ. ૧૩૭

સન્નિપાતની ચિકિત્સાને માટે તંત્રોમાં જો કે સવિષ તથા નિર્વિષ એ બંને પ્રકારના અનેક પ્રયોગો બતાવેલા છે તો પણ તે પ્રયોગો ઉષ્ણ ક્રિયા વગર પોતાનો પ્રભાવ જણાવી શકતા નથી. ૧૩૮

જે સન્નિપાતથી પીડાતા રોગીઓને સ્થાવર કે જંગમ વિષો વાળા અથવા નિર્વિષ કરવાની અગ્નિના કે નસ્યના પ્રયોગોથી પણ ચૈતન્યતા ન આવતી હોય તો તેના પગના તળીયે અથવા માથાપર લોઢાની સળીને ગરમ કરીને તેનો ડામ દેવો. ૧૩૯

**સૈન્ધવાદિ નસ્ય**--સિંધાલુણ, સફેદ મરી, ધોળા સર્ષવ, ઉપલેટ એ સર્વને બકરીના મુત્રમાં ઘસને સુંઘાડવું. આ પ્રયોગથી સન્નિપાતમાં જલ્દીજ તન્દ્રા નષ્ટ થાય છે. ૧૪૦

**મધુકસારાદિ નસ્યઃ**—સિંધાલુણ, વજ, કાળાંમરી, પિપળ, મહુડાના ફુલનો રસ, એને બરાબર વજને લઈ સૂક્ષ્મ ચુર્ણ કરી કોકરવરણા જળથી નસ્ય આપવાથી રોગીને ચેતન આવે છે ૧૪૧

**ષડગ્રન્થ્યાદિ નસ્ય**--પિપળીમુળ સિંધાલુણ, પિપળ તથા મહુડાનો રસ સર્વ સરખે ભાગે લઇ એના બરાબર વજને કાળાં મરી મેળવી કોકરવરણા જળથી નસ્ય આપવાથી એ નસ્ય જલ્દીજ અચેતનતા, તન્દ્રા અને પ્રલાપ સહિત માથાનું ભારેપણું નષ્ટ કરે છે. ૧૪૨

**લશુનાદિ નસ્ય**--લસણ અને કાળાંમરીનું ચુર્ણ સુંઘવાથી કફનો નાશ થાય છે. કૃષ્ણ કુકકુંટકના અંડનો દ્રવ ભાગ પીવાથી, નસ્ય લેવાથી તથા અંજનથી અત્યંત વધેલો કષ્ટ સાધ્ય સન્નિપાત પણ જલ્દી શાંત થઇ જાય છે ૧૪૩

**આર્દ્રકાદિ નિષ્ઠીવન**—સિંધાલુણ, કાળાંમરી, પિપર, સુંઠ એને આદાના ગરમ રસની સાથે મેળવી મુખમાં રાખી મોં ગળતું રાખવું. આ પ્રકારે વારંવાર કરવાથી હૃદય, મન્યા, ફેફસાં, માથું તથા ગળામાં જામેલો કફ બહાર નીકળે છે. શરીર હલકું થાય છે. સાંધાઓનાં દરદ, જ્વર મૂર્છા, અતિ નિદ્રા, કાસ, ગલરોગ; મુખ તથા આંખોનું ભારેપણું, જડતા, જીવ કચવાવો એ સર્વ શાંત થઇ જાય છે. દોષ તથા બળ અનુસાર એક, બે, ત્રણ કે ચાર વાર એમ કરવું જોઇએ. આ સન્નિપાતના રોગીઓ માટે ઉત્તમ ઔષધ છે. ૧૪૪-૧૪૫ ૧૪૬-૧૪૭

**અષ્ટાંગાવલેહ**--કાયફળ, પુષ્કરમૂળ કાકડાસીંગી, કાળાં મરી, પીંપળ, સુંઠ, ધમાસો કાળું જીરૂં, એનું ચુર્ણ કરી મધ સાથે ચટાડવું. આના પ્રયોગથી દારૂણ સન્નિપાત પણ મટી જાય છે. હિક્કા, શ્વાસ, કાસ, કન્ઠરોધને મટાડે છે. ઉર્ધ્વ માર્ગથી કફને કહાડવા માટે સન્નિપાત જ્વરમાં સ્વેદન આપવામાં આવે છે. સ્વેદન ગરમ હોવાથી ઉષ્ણ વિરોધી મધનો પ્રયોગ સન્નિપાતમાં ન કરવો જોઇએ મધને બદલે આ અવલેહના પ્રયોગને આદાના રસ સાથે આપવો યોગ્ય છે. ૧૪૮-૧૪૯-૧૫૦

**શિરીષાદ્યાંજન**—કાળીયા સરસનાં બી, પિપળ, મરી, સિંધાલુણ, લસણ, મનશિલ, વજ એનું અત્યંત બારીક ચુર્ણ કરવું. તે ચુર્ણ કરીને તેના એક ભાગ જેટલુ ગોમૂત્ર લઇ તેમાં ખુબ ઘુંટવું પછી તડકામાં સુકવી દેવું. એ પછી તે સળીવડે આંખમાં આંજવાથી મનુષ્યને ભાન આવે છે. ૧૫૧

અસુરનામના પક્ષીની વિષ્ટાનું સૂક્ષ્મ ચુર્ણ કરી તેના બરોબર મધ મેળવી તેનું સન્નિપાત જ્વરમાં બેભાનપણાનો નાશ કરવા માટે અંજન કરવું. ૧૫૨

**દશમુળ કવાથઃ**—બીલી, અરડુસો, શીવણ, પાટલા, અરણી, એ અગ્નિદીપક તથા કફવાત નાશક બ્રહત્પંચમૂળ અને શાલવણ ( સમેરવો ) પૃશ્નિપર્ણી ( સમેરવો ) બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, અને ગોખરૂ એ વાતપિત્તનાશક તથા વૃષ્ય, લઘુ પંચમુળને મેળવી તેનો કવાથ સિદ્ધ કરી તે કવાથમાં ૪ રતી પિપળનું ચુર્ણ મેળવી સેવન કરવાથી સન્નિપાત જ્વર કાસ, શ્વાસ, તન્દ્રા, પડખાનું શુળ, કંઠગ્રહ તથા હૃદગ્રહ આદિરોગો નષ્ટ થાય છે. ૧૫૩-૧૫૪-૧૫૫.

**ચતુર્દશાંગ કવાથ**:—દશમૂળ, કરીયાતુ, મોથ, ગળો, સુંઠ, સર્વ મેળવી તેમાંથી ૨ તોલા, પાણી ૩૨ તોલા તેનો કવાથ કરવો. ૮ તોલા બાકી રહે ત્યારે એ કવાથનો જુના જ્વર, વાતકફ પ્રધાન જ્વર તથા સન્નિપાત જ્વરમાં પ્રયોગ કરવો. જો રોગીને બધકોશ હોય તો ભેદન માટે એ કવાથ માં ત્રણ કે ચાર માસા નસોતરનું ચુર્ણ નાંખી ઉપયોગ કરવો. ૧૫૬

**ભુનમ્બાદિ અષ્ટદશાંગ કવાથ**:—કરીયાતુ, દેવદાર, દશમુળ, સુંઠ, મોથ, કડુ, ઇન્દ્રજવ, ધાણા, ગજપિપળ એ ૧૮ દ્રવ્યેનો કવાથ કરી આપવાથી તન્દ્રા, પ્રલાપ, કાસ, અરૂચિ, દાહ, મોહ તથા શ્વાસયુક્ત જ્વર જલ્દી નષ્ટ થાય છે. ૧૫૭

**બૃહત્કટફલાદિ કવાથ**:—કાયફળ, મોથ, વજ, કાળીપાટ, પુષ્કળમૂળ, કાળુ જીરૂ, ખડસલીયો પીતપાપડો, કાકડાશીંગ, ઇંદ્રજવ ધાણા, કચુરો, ભાંગરો, પિપળ, કડુ, હરડે, મોથ, કરીયાતુ ભારંગમૂળ, હીંગ, બલા (કાંસકી) દશમૂળ, પિપળીમુળ, એ સર્વનો કવાથ કરી તેમાં હીંગ મેળવી, આદાના સ્વરસની સાથે સેવન કરવાથી સન્નિપાતજ્વર, ગલગન્ડ, ગંડમાલા, સ્વરભેદ, ગલરોગ, કર્ણમૂળમાં ઉત્પન્ન થયેલ સોજા, મુખરોગ તથા દંતરોગ નષ્ટ થાય છે અને વાતકફજન્ય જ્વર, કાસ, શિરોરોગ, કફ વાતિક માથું ચઢવું અને કાનની બ્હેરાશ મટી જાય છે. ૧૫૮ ૧૫૯–૧૬૦–૧૬૧.

**બૃહત્યાદિ ગણ**:— બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, પુષ્કળમૂળ ભારંગ મૂળની છાલ, કચુરો, કાકડાશીંગ, ધમાસો, નિર્મળી ઇન્દ્રજવ, પટોલપત્ર, કડુ એનો કવાથ સન્નિપાત જ્વર તથા ઉપદ્રવ યુક્ત કાસ, શ્વાસાદિ રોગોને મટાડે છે ૧૬૨–૧૬૩.

**શઠયાદિવર્ગ**—કચુરો પુષ્કરમૂળ, બેઠી ભોંયરીંગણી, કાકડાશીંગી, ધમાસો, ગળો, સુંઠ, કાળી પાટ, કરીયાતુ કડુ એ શઠયાદિ વર્ગનો કવાથ સન્નિપાત જ્વર, કાસ, હૃદગ્રહ, પાર્શ્વશૂળ, શ્વાસ તથા તંદ્રામા હિતકર છે. ૧૬૪–૧૬૫

**દ્રાક્ષાદ્યષ્ટા દશાંગમ**—દ્રાક્ષ, ગળો, કચુરો, કાકડાશીંગી, મોથ, રતાંજળી, સુંઠ, કડુ, કાળી પાટ, કરીયાતુ, ધમાસો, ખસ, પદ્મક, ધાણા, સુગંધી વાળો, બેઠી ભોયરીંગણુ પુષ્કર મૂળ, લીમડાની છાલ, એનો કવાથ જુનો તાવ અરૂચી, શ્વાસ, કાસ, શોથને નષ્ટ કરે છે. ૧૬૬–૧૬૭.

**મુસ્તા દ્યષ્ટા દશાંગ**:—મોથ, ખડસલીયો પીત્તપાપડો, ખસ, દેવદાર, સુંઠ, હરડે, બેહાં, આંબળાં, ધમાસો, નાલી (ગળી), કંપીલો, નસોતર, કરીયાતુ, કાળી પાટ, બલામૂળ, કડુ, જેઠીમધ, પીપળીમુળ, આ મુસ્તાદિ ગણનો કવાથ સન્નિપાત જ્વરને મટાડનાર છે. વિશેષે કરીને પિત્ત પ્રધાન સન્નિપાત જ્વરમાં લાભકર છે. એનો ઉપયોગ મન્યાસ્તમ્ભ, ઉરોઘાત, ઉરોગ્રહ, પડખાનું શુળ તથા માથાના શુળમાં પણ આપી શકાય છે. ૧૬૮–૧૬૯–૧૭૦

**વાતશ્લેષ્મહર અષ્ટાદશાંગ**:—દશમૂળ, કચુરો, કાકડાશીંગી, પુષ્કરમૂળ, ધમાસો, ભારંગમૂળ, ઇન્દ્રજવ, પટોલનાં પાન, કડુ એનો કવાથ સન્નિપાત જ્વર, કાસ હૃદગ્રહ, પડખાનું શુળ, શ્વાસ, હિક્કા તથા ઉલ્ટીને મટાડે છે. ૧૭૧–૧૭૨.

**સન્નિપાતમાં પથ્ય**—વિરેચન સહિત પંચમુષ્ટિક યુષથી અથવા નાની ભોંયરીંગણી, ધમાસો તથા ગોખરૂં એ ત્રણના યુષથી અથવા માત્ર એ ત્રણથી જ સન્નિપાત જ્વરમાં દોષોની શાંતિ માટે પથ્ય પળાવવું ૧૭૩

**પંચમુષ્ટિક યુષ**:—જવ, બોર, કળથી, મગ, સુંઠ એ સર્વને જુદાં જુદાં એકેક પલ લઇ એથી આઠગણા પાણીમાં ઉકાળવાં. જ્યારે અર્ધું પાણી રહે ત્યારે ઉતારી લેવુ. એ ત્રિદોષનાશક યુષ; શુળ, શ્વાસ, કાસ તથા ગુલ્મમાં પણ પ્રશસ્ત છે. એમાં મતાન્તરે મુષ્ટિ શબ્દનો અર્થ મુઠી ભરીને એમ થાય છે. ૧૭૪–૧૭૫

**ચાતુર્ભદ્રક પંચમુળ:**—સન્નિપાત જ્વરમાં જો પિત્ત પ્રધાન હોય તો સ્વલ્પ પંચમુળ અર્થાત ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, શાલવણ, પીઠવણ, ગોખરૂ એ પંચમૂળ, અને જો કફ પ્રધાન હોય તો બ્રહત્પંચમુળ અર્થાત બાલી, અરણી. અરડુસો, શીવણ પાટલા એમની સાથે કરીયાતુ, સુંઠ મોથ તથા ગળો મેળવી એનો કવાથ પિત્તોલ્વણ સન્નિપાતમાં મધ સાથે તથા કફોલ્વણ સન્નિપાતમાં પિપરની સાથે આપવો. ૧૭૬

કારવ્યાદિ કવાથ—કારવી ( કાળુ જીરુ ) પુષ્કરમૂળ એરંડમૂળ, ત્રાયમાણ, સુંઠ, ગળો, દશમૂળ, કચુરો, કાકડાશીંગી, ધમાસો, બારંગી, સાટોડી એ સર્વ મેળી ૨ તોલા, ગોમૂત્ર ૩૨ તોલામાં ઉકાળી ૮ તોલા બાકી રહે ત્યારે એ કવાથનુ સેવન કરવાથી સ્રોતોની શુદ્ધિ તથા ઘોર અભિન્યાસ નામનો સંન્નિપાત જ્વર મટે છે. ૧૭૭–૧૭૮

**અભિન્યાસ લક્ષણ:**—સન્નિપાત જ્વરમાં જો નેત્રોમાં પ્રસુપ્તિ આદિ લક્ષણેનો આવિર્ભાવ થાય તો તેને અભિન્યાસ જ્વર કહે છે. તથા ક્ષીણ ધાતુગત સન્નિપાતને જ હતૌજસ કહે છે.

કંપ તથા લવરી કરતા સન્નિપાત જ્વરથી પીડાતા રોગીને ઘી તથા માંસાદિ બ્રહણ દ્રવ્ય આપવાં નહિં. તેમજ સન્નિપાતમાં તૃષ્ણા તથા દાહવાળા રોગીને પણ ઠંડુ પાણી આપવું નહિં. ૧૭૯

વાત પિત્તોલ્વણ સન્નિપાતમાં જુના ઘીનું અભ્યંગ (ઘી શરીરે ઘસવા)થી દારુણ સન્નિપાત પણ જલ્દી શાન્ત થઇ જાય છે. ૧૮૦

**સ્વેદોદગમ ચુર્ણ પ્રતિસારણ:**—અત્યંત પરસેવો થતો હોય તો પલાળેલી કળથીનું ચુર્ણ પ્રતિસારણ કરવું. કળથીનું ચુર્ણ સ્તમ્ભક હોવાથી સ્વેદ [પરસેવા]ની ઉત્પત્તિને ઓછી કરે છે. તથા શોષક હોવાથી ઉત્પન્ન થયેલા સ્વેદને સુકાવી દે છે.

**સન્નિપાતમાં કર્ણના મુળમાં થતો સોજો:**—સન્નિપાત જ્વરના અંતે કાનની નીચે એક પ્રકારનો દારુણ સોજો આવે છે તે સુખ સાધ્ય છે. જેવી રીતે તંત્રાન્તરમ કહ્યું છે કે જ્વરની શરૂઆતમાં થનારો સોજો અસાધ્ય, મધ્યમાં થનારો સોજો કષ્ટ સાધ્ય અને અંતે થનારો સોજો સુખસાધ્ય હોય છે. ૧૮૧-૧૮૨

**કર્ણમૂલ શોથ ચિકિત્સા:**—કર્ણના મૂળમાં સોજો થતાં પ્રથમ જલૌકા ( જળો મૂકાવીને ) શૃંગ અથવા અલાબુ દ્વારા રકત ઓછું કરવું જોઇએ અને પંચતિક્તાદિ ઘૃતનું પાન, કફવાતઘ્ન પ્રલેપ, વમન તથા કવલગ્રહ કરવાં જોઇએ. ૧૮૩

**કુલત્થાદિ પ્રલેપ:**—કળથી, જાયફળ, શુંઠ, કારવી [ કાળી જીરી કે અશાળીયો] એના સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી ચુર્ણ પાણીથી બરોબર ઘુંટવું, ઘુંટીને કાનના મૂળમાં લેપ કરવાથી સોજો નષ્ટ થઇ જાય છે. ૧૮૪

**ગૈરિકાદિ લેપ:**—ગેરુ, ( પાંશુજ ) સોડા, સુંઠ, વજ, જાયફળ એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી કાંજીમાં ઘુંટવું પછી તેનો લેપ કરવાથી સન્નિપાતનો કર્ણના મૂળમાં થયેલ સોજો નષ્ટ થઇ જાય છે. ૧૮૫

**દશમુલ પ્રલેપ:**—કર્ણમુલ શોથમાં દશમૂળનો હલકો લેપ પણ અત્યંત સિદ્ધિપ્રદ છે. ૧૮૬

**બીજપુરકાદિ લેપ:**—બીજોરાનુ મૂળ, અરણી, સુંઠ, દેવદાર, ચવક, રાતા ચિત્રાનું મૂળ, એને સરખે ભાગે લઇ વાટી પુર્વવત લેપ કરવાથી ગળાનો સોજો નષ્ટ થાયછે. ૧૮૭

# अथ जीर्णज्वर चिकित्सा.

**નિદિગ્ધકાદિ ક્વાથઃ**—બેઠી ભોંયરીંગણી, સુંઠ,ગળો સર્વે મળી ૨ તોલા. પાણી ૩૨ તોલામાં મેળવી ઉકાળો કરતાં ૮ તોલા પાણી રહે ત્યારે ઉતારવું એ ક્વાથમાં ૪ રતી પીપળનું ચુર્ણ નાંખી સાયંકાળે સેવન કરવાથી જીર્ણજ્વર, અરૂચિ કાસ, શુળ, શ્વાસ, અગ્નિમાંદ્ય, લકવો તથા સળેખમ આદિ રોગ મટે છે. આ રોગ ખભાની ઉપરના ભાગમાં થનારા રોગોનો નાશ કરે છે. એ માટે એનું સેવન ઘણે ભાગે સાયંકાલેજ કરવું. અથવા મતાન્તરમાં રાત્રિના જ્વરમાં સાયંકાલે, તથા અન્ય જ્વરોમ પ્રાતઃકાલે આ ક્વાથનું સેવન કરવુ જોઇએ. જો જ્વર પિત્ત પ્રધાન હોય તો પિપળના ચુર્ણને બદલે મદ નાંખવું જોઇએ. જુના પ્રતિશ્યાયમાં આ યોગ ઘણોજ લાભકર્ત્તા છે. ૧૮૭-૧૮૮

**ગુડુચી ક્વાથઃ**—ગળો ૨ તોલા, ઉકાળા માટે પાણી ૩૨ તોલા, ઉકાળતાં ૮ તોલા રહે એટલે ઉતારવું તેમાં ૪ રતી પીપળનું ચુર્ણ નાખવું. અથવા ખીલી, અરડુસો, શીવણ, અરણી, પાટલા એ સર્વની એકત્ર છાલ ૨ તોલા એનો ક્વાથ કરી તેમાં પીપળનું ચુર્ણ ૪ રતી નાખી સેવન કરવું. આ બંને ક્વાથ પણ ઘણે ભાગે સાયંકાલેજ સેવન કરવામાં આવે છે. ૧૮૯

**ગુડુચી સ્વરસઃ**—ગળોનો સ્વરસ ૨ તોલા, તેમાં પીપળ તથા મદ નાંખી સેવન કરવાથી જીર્ણજ્વર, કફ પ્લીહા (બરોળ), ઉદરસ, અરૂચિ આદિ રોગ નષ્ટ થાય છે. ૧૯૦

**પ્લીહજ્વરે નિદિગ્ધકાદિ ક્વાથઃ**—નિદિગ્ધકાદિગણ-એટલે લઘુ પંચમૂળ-શાલિપર્ણિ, પૃશ્નિપર્ણિ, બેઠી ભોયરીંગણી, ઉભી ભોંયરીંગણી, ગોખરૂ, હરડે, રગતરોહિડાની છાલ સર્વ એકત્ર મેળવી ૨ તોલા, પાણી ૩૨ તોલા, ઉકાળો કરવો, બાકી ૮ તોલા રહે ત્યારે યવક્ષાર ૩ રતી તથા પીપળનું ચુર્ણ ૩ રતી મેળવી એનો ઉપયોગ કરવાથી પ્લીહા (બરોળ) જ્વર નષ્ટ થાય છે. ૧૯૧

**અસ્થિકર્કટ સ્વરસઃ**—અસ્થિકર્કટ (હાડ સાંકળ કે હાડીયા કંસણ) નાં મૂળ છાલ, પાન, ફુલ તથા ફળને ખાંડી પોટલીમાં બાંધી આ પોટલીને ગરમ કરી એમાંથી ૨ તોલા રસ કહાડી સુંઠના ચુર્ણ સાથે સેવન કરવાથી જીર્ણજ્વર નષ્ટ થાય છે.

**પુટપક્વ ગુડુચ્યાદિ સ્વરસઃ**—ગળો, ખડગલીયો પીતપાપડો, મંડુકપર્ણી (ઉંદરકાની) હિલમોચિકા (હલવણી) પટોલ પત્ર, એ સર્વને શીવણ તથા વડ આદિના પાંદડાંથી લપેટી ઉપર બબે આંગળ ઘઉંના લોટનો કે માટીનો લેપ કરવો. જ્યારે લેપ સુકાઇ જાય ત્યારે તેને દેવતાની ભરસાડમાં રાખવું. તે લાલ અંગારા જેવું થાય ત્યાં સુધી રાખવું. લાલ થતાં તે બહાર કાઢવું. પછી લેપ ઉખાડી દઇ અંદરના ઔષધનો રસ ૨ તોલા કહાડી તેમાં ૪ માસા મદ નાંખી સેવન કરવાથી વાતપિત્તજન્ય દારૂણ શીતજ્વર પણ નષ્ટ થઇ જાય છે. ૧૯૨

**શેફાલી સ્વરસઃ**- શેફાલી (માળી નગોડ-કે હારસિંગાર) ના પાનનોરસ ૨ તોલા લઇ તેમાં મદ નાંખી સેવન કરવાથી અષ્ટવિધજ્વર નષ્ટ થાય છે. અજાજી (ધોળુ જીરૂ, ધોળુ જીરૂ) કાંઇક શેકી તેમાં સમાન ભાગે ગોળ મેળવી સેવન કરવાથી વિષમજ્વર, અગ્નિમાંદ્ય તથા વિવિધ પ્રકારના વાતરોગ નષ્ટ થાય છે. ૧૯૩

**રસોન કલ્કઃ**—લસણને તલના તેલમાં સારી રીતે ઘુંટી વિષમજ્વરના રોગીને જમ્યા પહેલાં રોજ આપવાથી વિષમજ્વર તથા વાત રોગીયોના દારૂણ વાતરોગ નષ્ટ થાય છે ૧૯૪

હરડે, બેઢાં, આંમળાં એના ક્વાથમાં ગોળ મેળવી અથવા ગળો, લીમડાની અંતર છાલ તથા આમળાંના ક્વાથમાં મદ મેળવી વિષમજ્વરમાં સેવન કરાવવું જોઇએ. ૧૯૫

**ક્વાથ પંચકમ—૧** ઇન્દ્રજવ, પટોલપત્ર, કડુ ત્રણે એકત્ર મેળવી તે ૨ તોલા લઇ પાણી ૩૨ તોલામાં ઉકાળી ૮ તોલા રહે ત્યારે ઉતારવું.

૨ પટોલપત્ર, ઉપલસરી, મોથ, કાળીપાટ, કડુ સર્વે એકત્ર મેળવવાં તે ૨ તોલા લઇ પાણી ૩૨ તોલામાં ઉકાળો કરતાં પાણી ૮ તોલા રહે ત્યારે ઉતારવું.

૩ લીંમડાની અંતરછાલ, પટોલનાં પાન, દ્રાક્ષ, હરડે, બેઢાં આંબળાં, મોથ, ઇન્દ્રજવ એકત્ર મેળવવાં તેમાંથી ૨ તોલા, પાણી ૩૨ તોલામાં ઉકાળતાં પાણી ૮ તોલા રહે ત્યારે ઉતારવું.

૪ કરીયાતુ ગળો, રતાંજલી, સુંઠ એકત્ર મેળવી ૨ તોલા, પાક માટે પાણી ૩૨ તોલા ઉકાળતાં ૮ તોલા પાણી રહે ત્યારે ઉતારવું

૫ ગળો, આંબળાં, મોથ, એકંદર મળી ૨ તોલા, ૩૨ તોલા પાણીમાં ઉકાળવું ૮ તોલા પાણી રહે ત્યારે ઉતારવું.

આ પાંચે પ્રકારના કવાથ, સતત, સંતત, અન્યેદ્યુષ્ક, તૃતિયક, તથા ચતુર્થક પાંચે પ્રકારના વિષમજ્વરોને નષ્ટ કરે છે. ૧૯૬-૧૯૭-૧૯૮

શુષ્ક જમીનમાં ઉત્પન્ન થનારો, લાંબા પાનવાળા કર્ણ ( કણેર ) નામના વૃક્ષના મૂળના ચુર્ણને કાથાની સાથે પાનમાં મુકી પ્રાતઃકાળે સેવન કરવાથી વિષમજ્વર નષ્ટ થાય છે. ૧૯૯

## તૃતીય જ્વરમાં કષાય ત્રય.

ત્રીજે દિવસે આવનારા જ્વરમાં અત્યંત સિદ્ધિ ફળ આપનાર ક્વાથો—

**મહૌષધાદિ ક્વાથ**—સુંઠ, ગળો, મોથ, રતાંજળી, વાળો, ધાણા સર્વ મેળવી ૨ તોલા, પાણી ૩૨ તોલા ઉકાળતાં બાકી ૮ તોલા રહે, તેમાં સાકર તથા મદ મેળવી ૦ા તોલો આ કવાથ તૃતિયક જ્વરમાં આપવાથી પ્રત્યક્ષ ફળ આપનાર છે. ૨૦૦

**ઉશીરાદિ ક્વાથ**—ખસ (વીરણનો વાળો.) રતાંજલી, મોથ, ગળો ધાણા, સુંઠ એકત્ર મેળવી ૨ તોલા, પાણી ૩૨ તોલા, ઉકાળતાં ૮ તોલા પાણી રહે ત્યારે મદ અને સાકર ૦ા તોલો નાંખી આપવાથી તૃષ્ણા, દાહ, તૃતિયક જ્વરમાં ફાયદો થાય છે. આ કવાથ પૂર્વોક્ત કવાથના નામાન્તર સ્વરૂપજ છે. ૨૦૧

**પટોલાદિ ક્વાથ**—પટોલનાં પાન લીમડાની અંતરછાલ, દ્રાક્ષ, ઉપલસરી, ત્રિફળા (હરડે, બેઢાં, આંબળાં) અરડુસી મળી ૨ તોલા એનો કવાથ કરી સાકર તથા મદ નાંખી આપવાથી એકાહિક જ્વર મટે છે. આ કવાથ ત્રીજે દિવસે આવનાર તૃતિયક જ્વરમાં પણ અપાય છે. ૨૦૨

## ચાતુર્થીક-ચોથીયો તાવ.

**ચાતુર્થિકે વાસાદિ ક્વાથઃ**—અરડુસી, આંબળાં, શાલપર્ણિ, દેવદાર, હરડે, સુંઠ એ સર્વનો કવાથ કરી તે સાકર તથા મદ સાથે સેવન કરાવવાથી ચાતુર્થીક જ્વર ( ચોથીયો તાવ) મટે છે. ૨૦૩

**મહાબલાદિ ક્વાથઃ**—મહાબલા, ( સહદેવી ) નું મૂળ તથા સુંઠના ક્વાથને બે

ત્રણ દિવસ સેવન કરવાથી ટાઢીયો તાવ, કંપજ્વર તથા દાહવાળા વિષમજ્વર નષ્ટ થઇ જાય છે. ૨૦૪

**રાત્રિજ્વરે ગુડૂચ્યાદિ ક્વાથ:**—ગળો, મોથ, કરીયાતુ, આંબળાં, બેઠી ભોંયરીંગણી સુંઠ, બીલીની છાલ, અરણીની છાલ, અરડુસાની છાલ, પાટલાની છાલ, શીવણની છાલ, કડુ, ઇન્દ્રજવ, ધમાસો બધાં મળી ૨ તોલા, પાણી ૩૨ તોલામાં ઉકાળી ૮ તોલા રહે ત્યારે ઉતારી તેમાં પીપળનું ચુર્ણ તથા મદ નાંખી સેવન કરવાથી વાત પિત્ત તથા કફજન્ય જ્વર, રાત્રિજ્વર, પુરાતન જ્વર, વાતપિત્ત જ્વર, વાતકફજ્વર તથા કફપિત્ત જ્વર નષ્ટ થાય છે. ૨૦૫-૨૦૬

**મુસ્તાદિ ક્વાથઃ**—મોથ, આંબળાં, ગળો, સુંઠ, બેઠી ભોંયરીંગણી એ સર્વનો ક્વાથ પીપળનું ચુર્ણ તથા મદ સાથે સેવન કરવાથી વિષમજ્વર નષ્ટ થાય છે. ૨૦૭

મધુકાદિ ક્વાથઃ—જેઠીમધ, રતાંજળી, મોથ, આંબળાં, ધાણા, વાળો, ગળો, પટોલપત્ર, એ સર્વનો ક્વાથ મદ સાકર સાથે પીવાથી આઠે પ્રકારના જ્વર અને વિષમજ્વર નષ્ટ થાય છે. ૨૦૮-૨૦૯

**ભાર્ગ્યાદિક્વાથઃ**—ભારંગમૂળ, મોથ, પિત્તપાપડો, પુષ્કરમૂળ, સુંઠ, હરડે, પીપળ, બીલી, અરણી, શીવણ, અરડુસો, પાટલા, સમેરવો, સુગંધી સમેરવો, ગોખરૂ, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી સર્વ મેળવી ૨ તોલા, પાણી ૩૨ તોલામાં ઉકાળી ૮ તોલા પાણી બાકી રહે ત્યારે એ ક્વાથ આપવાથી વિષમજ્વર, સન્નિપાતજ્વર, જીર્ણજ્વર, સોજા, ટાઢ તથા અગ્નિમાંદ્યને મટાડે છે. ૨૧૦

**સ્વલ્પ ભાર્ગ્યાદિ ક્વાથ**—ભારંગમૂળ, મોથ, ખડસલીયો પીતપાપડો ધાણા ધમાસો, સુંઠ, કરીયાતું, ઉપલેટ, પિપળ, ભોંયરીંગણી અને ગળો એ સર્વનો ક્વાથ જીર્ણજ્વર, તથા સંપુર્ણ વિષમજ્વરોને નાશ કરનાર છે. ૨૧૧

**બૃહદ્‌ભાર્ગ્યાદિ ક્વાથઃ**—ભારંગમુળ, હરડે, કડુ, ઉપલેટ, ખડસલીયો પિત્તપાપડો, મોથ, પિપળ, ગળો બીલી, અરણી, શીવણ, અરડુસો, પાટલા, બેઠી ભોંયરીંગણી, ગોખરૂ, સમેરવો, સુગંધી સમેરવો, સુંઠ એ સર્વ એકત્ર કરી ખાંડી તેમાંથી ૨ તોલા લઇ ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા રહે ત્યારે ઉતારી એ ક્વાથ પીવાથી ધાતુગત સંપુર્ણ જ્વર, બહિઃસ્થ, શીત સંયુક્ત (ટાઢીયો) તાવ, સતત આદિ વિષમ જ્વર, મન્દાગ્નિ, અરૂચિ પ્લીહારોગ, યકૃત (લીવર) ના રોગ, ગુલ્મ તથા સોજા આદિ રોગ નષ્ટ થાય છે. આ ક્વાથ સંપૂર્ણ જ્વરોનો નાશક છે. વિશેષે કરીને ખાંસીવાળા જ્વરમાં અત્યંત હિતકર છે. ૨૧૨-૨૧૩-૨૧૪

દાસ્યાદિ ક્વાથઃ—દાસી (અઘેડી), દેવદાર, ઇન્દ્રજવ, મજીઠ, સારિવા કાળીપાટ, કચુરો, સુંઠ, વીરણનો વાળો, કરીયાતુ, ગજપીપળ, ત્રાયમાણ, પદ્મક, વજ્રી (અસ્થીસંહાર) ધાણા, સુંઠ મોથ, પીળો બેરજો, સરગવાની છાલ, સુગંધીવાળો ઉભી ભોંયરીંગણી, હરડે, બેઠી ભોંયરીંગણી ખડસલીયો પિત્તપાપડો, દર્ભનાં મુળ, કડુ અનન્તમૂળ, ગળો, પુષ્કરમૂળ, દરેક સરખે ભાગે એકત્ર કરી તેમાંથી ૨ તોલા લેવું. ૩૨ તોલા પાણીમાં ઉકળવુ, બાકી ૮ તોલા રહે ત્યારે ઉતારવુ. એ ક્વાથ ધાતુગત વિષમજ્વર, સન્નિપાતિક જ્વર, એકાહિક જ્વર દ્વયાહિક જ્વર, કામજ, શોકજ તથા વમિયુક્ત જ્વર, ક્ષય જ્વર, સતત જ્વર ચાતુર્થક જ્વર અને ભૂતજ્વરમાં ઉપયોગી છે. વિશેષે કરીને જીર્ણજ્વરમાં અત્યંત હિતકર છે. ૨૧૫-૨૧૬

દાર્વ્યાદિ ક્વાથ—દારૂહળદર, ઇન્દ્રજવ, મજીઠ, બ્રાહ્મી, દેવદાર, ગળો, ભૂંઆત્રી (ભોય આંબલી) ખડસલીયો પીત્તપાપડો, સ્યામા (કુંપલસરી) તગર, ગજપીપળ, બેઠી ભોંયરીંગણી લીમડાની છાલ, મોથ, ઉપલેટ, સુંઠ, પદ્મક, કચુરો, રામાટરૂષ (ધોળો અરડુસો) પીળોએરંડો ત્રાયમાણુ, અસ્થિસંહાર (હાડ સાંકળ) કરીયાતુ, અરડુસાની છાલ, કાળીપાટ, કુશમુળ, કડુ, પીપળ, ધાણા એ સર્વે એકત્ર કરી તેમાંથી ૨ તોલા, પાણી ૩૨ તોલામાં ઉકાળી ૮ તોલા રહે ત્યારે ઉતારી તેમાં ॥ તોલો મદ નાંખી તે કવાથ પીવાથી વાતિક, પૈત્તિક, કફનો સન્નિપાતનો, વાત પિત્તજ, વાતકફજ, કફપિત્તજ, અને સતતાદિ વિષમ જવર અને અંતઃસ્થ, બહારનો, ધાતુગત્ત દૈર્ત્રરાત્રિક, ઇત્યાદિ સંપુર્ણ જ્વર, શીત, કમ્પ, દાહ, કૃશતા અત્યન્ત પરસેવો, ઉલ્ટી, ગ્રહણી અતિસાર, કાસ, શ્વાસ કમળો, શોષ, સોજા, મંદાગ્નિ, અરૂચિ સંપુર્ણ શુળ તથા પ્રમેહ બરાળ, અગ્રમાંસ, યકૃદ્રોગ, હલીમક અને દરેક પ્રકારના વિષમજવરો મટે છે. ૨૧૭ થી ૨૨૪

મધુકાદિ ક્વાથઃ—જેઠ મધ, ગળો, ઝીણી ઇલાયચી, ખડસલીયો પીત્તપાપડો દરેક ચાર ચાર માસા, કડુ ૨ માસા, સ્વર્ણપત્રા (સોનામુખી) ૧॥ તોલો એ સર્વનો કવાથ કરી સાકર ૧ તોલો તેમાં મેળવી સેવન કરવાથી ઘોર વાતપિત્ત જવર નષ્ટ થાય છે. રસાયન આદિનું સેવન કરવા છતાં જે જવર નથી મટતો તે જ્વરને પણ આ કવાથ નષ્ટ કરી દે છે. ૨૨૫ થી ૨૨૭

ધાન્યકાદિ ક્વાથ—ધાણા, જેઠીમધ, રાસ્ના, હરડે, દ્રાક્ષ, મધુરિકા, (વરીયાળી) ગળો, ખડસલીયો પિતપાપડો સર્વ મેળવી તેમાંથી ૧ તોલો લઇ સ્વર્ણપત્રી (સોનામુખી) ૧ તોલો લઇ તેનો કવાથ કરી સાકર અર્ધોતોલો મેળવી પાવાથી એ કવાથ ઘોર વાતપિત્ત જવરને નષ્ટ કરી દે છે. ૨૨૮ થી ૨૩૦

મૂલિકાધારણાય-પ્રયોગઃ કાકજંઘા (અંઘેડી) ગલા (કાંસકી) કુંપલસરી, ભારંગમૂળ, લજ્જાવતી (રીસામણી) પૃશ્નિ પર્ણિ, અંઘેડો, ભાંગરો, એમાંથી કોઇ એક પણ વનસ્પતિનું મુળ પુષ્ય નક્ષત્રમાં ઉખાડી લાવી લાલ સુતરથી લપેટી હાથે બાંધવાથી, એકાહિક જ્વર નષ્ટ થાય છે. ૨૩૧-૨૩૨

અપામાર્ગ (અંઘેડા)ના મૂળને લાલ રંગના સાત દોરાથી બાંધી રવિવારને દિવસે કેડે બાંધવાથી ત્રીજે દિવસે આવનારો જવર મટી જાય છે. ૨૩૩

ઉલ્લુક (ઘુવડ) ની જમણી પાંખને ધોળા સુતરથી લપેટી ડાબા કાને બાંધવાથી એકાહિક જવર મટી જાય છે. ૨૩૪

કર્કટ (કાચીડા)ના દરની માટીનું માથે ટીલક કરવાથી એકાહિક જવર નષ્ટ થાય છે. તેમાં કોઇ રીતનો સંદેહ ન કરવો. ૨૩૫

કાનના મેલને પ્રયત્નથી બતી બનાવી તલના તેલમાં બોળીને બાળવી, અને ધીમે ધીમે તેની મેશ એક વાડીકીમાં લેવી. એ મેશ આંખે આંજવાથી રોગીના ત્રીજે દિવસે આવનારો જવર મટી જાય છે, ૨૩૬

गंगाया उत्तरे तीरे अपुत्रस्तापसोमृतः । तस्मै तिलोदकं दद्यान्मुच्यते स्वैकाहिकोज्वरः २३७

ગંગાજીના ઉત્તર કિનારે એક નિઃસંતાન તપસ્વી મરી ગયા છે. તેનું પાણી તથા તલ દ્વારા તર્પણ કરવાથી એકાહિક જવર મટી જાય છે.

કાસ તથા પીપળનાં પાન હાથનાં લઇ ઉપરના મંત્રનો જપ કરતાં પાણી તથા તદ્ દ્વારા તર્પણ કરવું જોઇએ. તર્પણ કરવા માટે સૂર્યોદય પહેલાં નવા નવા પાત્રમાં પાણી લાવવું અને એ પાત્રને જમીન ઉપર ન રાખવું ૨૩૭

ॐ बाण युद्धे महा घोरे द्वादशार्क समप्रभे ।
जातोऽसौ सुमहा वीर्यो मुञ्चत्वैकाहिको ज्वरः ।
लिखित्वाश्वत्थपत्रे तु बाहौ मन्त्रं प्रधापयेत ॥ २३८ ॥

ઉપરનો મંત્ર પીપળના પાન પર લખી હાથે બાંધવાથી એકાહિક જવર મટી જાય છે. ૨૩૮

પીપરના પાનપર લખેલા આ મંત્રને જોવાથી એકાહિકજવર મટી જાય છે. ૨૩૯

અશ્વિની નક્ષત્રમાં ધોળા આકડાનું અથવા તો ધોળી કણેરના મૂળને ઉખાડી લાવી તેની છાલના ચુર્ણને ચોખાના ધોવણ સાથે સેવન કરવાથી ચોથીઓ તાવ મટી જાય છે. માત્રા આકડાના મૂળના ચુર્ણની ૨ માસા અને ધોળી કણેરના મૂળની છાલની ૪ રતી ૨૪૦

**ચોથીયા તાવમાં હરતાલનો પ્રયોગ**—રોગીના બલાબલ અનુસાર શુદ્ધ હરતાલની ભસ્મ ાા રતી, ધોળા વાછડાવાળી ગાયના દૂધની સાથે રવિવારના રોજ જવરનો વારો હોય તે દિવસે આપવાથી ચોથીયો તાવ રોકાઇ જાય છે. ૨૪૧

**ચોથીયા તાવમાં ધુપ**—કાળા ભાંગરા આદિથી કાળા કરેલા વસ્ત્રમાં ગુગળ તથા ઘુવડની પાંખને સારી રીતે બાંધી પોટલીને સળગતા અંગારામાં રાખવી, તાવનો વારો હોય ત્યારે રોગીને ચાદર ઓઢાડી આ ધુપ દેવો આ પ્રકારે ધુપ કરવાથી ચોથીયો તાવ નષ્ટ થાય છે. ૨૪૨

**ચોથીયા તાવમાં નસ્ય**—કાળીયા સરસડાના ફુલના રસમાં હળદર, દારૂહળદર, તથા ઘી મેળવી નસ્ય લેવાથી અથવા અગથીયાના પાંદડાંના સ્વરસનું નસ્ય લેવાથી ( સુંઘવાથી ) ચોથીયો તાવ મટે છે. ૨૪૩

**ચોથીયા તાવમાં પેયા**—પથ્થર પર એકહજાર ચાંગેરી (ખાટીલુણી નાં પાનને સારી રીતે ઘુંટી તેને તોળી તેના વજનથી બમણા ચોખાની પેયા (કાંજી) બનાવી ઘી સાથે સેવન કરાવવાથી ચોથીયા તાવ નષ્ટ થાય છે. ૨૪૪

તૃતિયક તથા ચોથીયા તાવમાં સાધારણ કર્મ અર્થાત બલિ, મંગલ, હોમ આદિ દૈવ કર્મ અને કવાથ આદિ બન્નેનો પ્રયોગ કરવો જોઇએ. કેમકે ઘણે ભાગે વિષમ જવરમાં ગૌણ રૂપથી આગન્તુ અર્થાત ભૂતાદિ પણ કારણ હોય છે. કેટલાક સાધારણ કર્મનો અર્થ પોતાના વ્યાધિ તથા આગન્તુ વ્યાધિ બંન્નેમાં હિતકર કર્મ એવો કરે છે. ૨૪૫

માથાપર જયન્તી (અરણી) નું મૂળ ધારણ કરવાથી બધા જવર નષ્ટ થાય છે.

કેશરાજ ( કાળા ભાંગરા) નાં મુળના બરાબર સાત કડકા કરીને એક એક કકડાને આદાના રસની સાથે સેવન કરવાથી સંપૂર્ણ જવર નષ્ટ થઇ જાય છે. ૨૪૬

કાકમાચી (પીલુડી) ના મૂળને કાનમાં બાંધવાથી જે પ્રકારે સૂર્યોદયથી અંધકારનો નાશ થાય છે એ પ્રકારે રાત્રિ જવર નષ્ટ થઇ જાય છે. ૨૪૭

ॐ नमो भगवते छिन्धि छिन्धि अमुकस्य शिरः प्रज्वलित पर शुपाणये पुरुषाय फट स्वाहा ॥

ઉપરના મંત્રને ભોજપત્ર પર લખી ધારણ કરવાથી બધા જ્વર મટી જાય છે ૨૪૮

ॐ विद्युद्दानलहूं फट स्वाहा ॥

એ મંત્રને પાનમાં ચુનો ચોપડી તે ઉપર લખી એ પાનને ચાવીને ખાવાથી ત્રણ દિવસની અંદર જ્વર શાંત થાય છે. ૨૪૯

પવિત્ર થઇ પાર્વતી, નન્દી આદિ અનુચર તથા માતૃ ગણ યુક્ત મહાદેવજીની પૂજા કરવાથી રોગી જલ્દી વિષમજ્વરમાંથી મુક્ત થાય છે ૨૫૦

બ્રહ્મા, બંન્ને અશ્વિનીકુમાર, ઇન્દ્ર અગ્નિ, હિમાલય, ગંગા, મરૂદ્દગણ તથા અન્ય ઇષ્ટ દેવોની પૂજા કરવાથી જ્વર નષ્ટ થાય છે. ૨૫૧

બ્રહ્મચર્ય, તપ, પુરાણ આદિ ધર્મ ગ્રંથોનાં શ્રવણ, જપ, હોમ, દાન, સત્ય, યમ નિયમોનું સેવન કરી સાધુઓનાં દર્શન કરવાથી. રોગી જલ્દીજ તાવથી મુક્ત થઇ જાય છે. ૨૫૨

**અષ્ટાંગ ધુપ**:-ગુગળ, લીમડાનાં પાન, વજ, ઉપલેટ, હરડે, જવ, સરસવ, તથા ઘી એ સર્વને એકત્ર કરી ધુપ કરવાથી જ્વર નષ્ટ થાય છે. ૨૫૩

**અપરાજીત ધુપઃ**—ગુગળ, ગન્ધતૃણ, વજ, રાળ, લીમડાનાં પાન, આકડાનાં પાન અગર, દેવદાર એ બધા દ્રવ્યોને એકઠાં કરી ધુપ કરવાથી સર્વ જ્વર નષ્ટ થાય છે. ૨૫૪

**માહેશ્વર ધુપઃ**—હિંગળો, દેવદાર, ગંધબેરજો, ઘી, ગવ્યાસ્થિ, ગન્ધતૃણ, શિવ નિર્માલ્ય, કડુ ધોળા સરસવ, લીમડાનાં પાન, મોરનાં પીછાં, સાપની કાંચળી, બીલાડીની વિષ્ટા, ગોશૃંગ, મીંઢળ, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, વજ, કાર્પાસાસ્થિ, ( કપાસીયા ) તુષ, ગીધ તથા બકરીની વિષ્ટા, હાથીદાંત, એ સર્વને એકત્ર કરી બકરીના મૂત્રની ભાવના દેઇ પછી ખાંડીને માટીના વાસણમાં રાખી ધુપ કરવો. જે મકાનમાં આ ધુપ કરવામાં આવે ત્યાં સાપ, પિશાચ તથા રાક્ષસ ( રોગોના જંતુઓ ) આદિ રહેતા નથી. એના ધુપથી એકાહિક, દ્વયાહિક, ત્ર્યાહિક, ચતુર્થક આદિ બધા તાવ નષ્ટ થાય છે.

" ॐ नमो भगवते रुद्राय उमापतये सम्पन्नाय नन्दिकेश्वराय "

એ મંત્રથી ધુપનું અભિમન્ત્રણ કરી ધુપ કરવો જોઇએ. ૨૫૫ થા ૨૬૦

જે પુરૂષનો જ્વર કવાથનું સેવન કરવાથી, વમન ઉપવાસ તથા લઘુભોજનોથી શાન્ત ન થતો હોય તેને ઘૃતપાન કરાવવું જોઇએ. ૨૬૧

દસદિવસ વ્યતિત થઇ ગયા છતાં પણ જો કફ પ્રબળ હોય, અથવા સમ્યક લંઘન ન થયું હોય તો ઘૃતપાન ન કરાવતાં શમન ઔષધ દ્વારા ચિકિત્સા કરવી. ચરકમાં દસ દિવસ બાદ ઘૃતપાનની વ્યવસ્થા આપેલી છે તેનો આ અપવાદ છે. ૨૬૨

જ્વરમાં જ્યાંસુધી લઘુતા ન આવે ત્યાંસુધી આહાર માટે ( ખપે તેને ) માંસ રસ આપવો કેમકે એ વિવેચનપૂર્વક આપવાથી બલકારક, તથા વાતાદિ ત્રણે દોષોને ઓછા કરે છે. ૨૬૩

જ્વરમાં આહાર માટે ( ખપે તેને ) હરિણ તથા લાવા આદિ પક્ષિયોના માંસથી યુક્તિપૂર્વક વ્યવસ્થા કરવી જોઇએ. મરઘડો, મોર, તીતર, ક્રૌંચ, બતક એનું માંસ ભારે તથા ઉષ્ણવીર્ય છે તેથી તેનો જ્વરમાં ઉપયોગ ન કરવો. પરંતુ ઉપવાસથી જો વાત પ્રબલ થઇ જાય તો ચિકિત્સકે માત્રા તથા કાલનો વિચાર કરી એનો પણ ઉપયોગ કરવો. ૨૬૪-૨૬૫

**સ્નેહપાક વિધિ**—સ્નેહ અર્થાત ઘી કે તેલ આદિનો પાક કરવામાં સર્વથી પહેલાં

એને મૂર્ચ્છન કરવા જોઇએ. મૂર્ચ્છન કરવાથી તેલ આદિને આમ દોષ દુર થાય છે અને તેમાં ઉત્તમ વર્ણ તથા સુગન્ધનો આવિર્ભાવ થાય છે. મૂર્ચ્છન બાદ કવાથ આદિ દ્રવ્યોથી પાક કરવો જોઇએ. એ પછી કલ્ક દ્રવ્યનો નિક્ષેપ કરવો જોઇએ. અંતે ગંધપાક કરવો જોઇએ. સ્નેહપાક મંદ મંદ અગ્નિથી કરવામાં આવે છે. પાક કરતાં કરતાં જે વખતે તેલ નિર્મલ તથા જળ રહિત થઇ જાય એ સમયે પાકને પૂર્ણ થયો જાણવો જોઈએ. ૨૬૬-૨૬૭

**તલના તેલની મૂર્ચ્છન વિધિઃ**—તલના તેલને કડાઇમાં નાંખી અગ્નિ ઉપર પાક કરવાથી જે વખતે ઉભરો આવતો અર્થાત ફીણ ચઢતું બંધ થઇ જાય એ વખતે કડાઇને નીચે ઉતારી ઠંડી થવા દેવી. જ્યારે ઠંડુ થાય ત્યારે નીચે લખેલું ઔષધ યથા વિધી તેમાં નાંખી મૂર્ચ્છા પાક કરવો તેલથી ચારગણું જળ અર્થાત જો ૪ શેર તેલ હોય તો ૧૬ શેર જળ લેવું. મજીઠ ૨૦ તોલા, અને હરડે, બેઢા, આંબળો, વાળો, હળદર, માથ, લોધર, કેવડો, વડના અંકુર, નલિકા ( નાલિ ) સર્વ પાંચ પાંચ તોલા મેળવી તેલમાં નાંખી પાક કરવો જોઇએ. પછી સ્હેજ પાણી બાકી રહેતાં તો તેને ઉતારી લેવુ. ૨૬૮—૨૬૯

કટુ **તૈલ મૂર્ચ્છનઃ—પ્રથમ** કડવા તેલનો ઉપર પ્રમાણે પકાવીને બે પ્રસ્થ એટલે ( ૨૫૬ તોલા ) તેનમાં મજીઠ ૨ પલ ( ૧૬ તોલા ) આબળાં, હળદર, મોથ, બીલીની છાલ, દાડમની છાલ, નાગકેસર, કાળુજીરૂ ( શાહજીરૂ ) સુગંધીવાળો, નલિકા ( નાલિ ) અને બેડાં દરેકનું ચુર્ણ બબે તોલા લઇ ૮ પ્રસ્થ ( ૧૦૨૪ તોલા ) જળમાં મેળવી અંદર નાંખવું. તે પછી પાક કરીને કાંઇક પાણી બાકી રહે ત્યારે ઉતારી લેવું. ૨૭૦—૨૭૧

એરન્ડ તેલ (દીવેલ)ની મુર્છના વિધિઃ પ્રથમ એરંડીયાના તેલને ઉપર કહ્યું તે **રીતે** પાક કરવો બે પ્રસ્થ (૨૫૬ તોલા) એરન્ડ તેલ (દીવેલ)માં મજીઠ, મોથ, ધાણા, હરડે, બેઢાં, આંબળાં, અરણીનાં પાન, રાસ્ના, વન ખજુર, વડના અંકુરો, હળદર, દારૂહળદર, નલિકા (નાલિ) સુંઠ, કેવડાનાં ફુલ, દહીં તથા કાંજી દરેક એકેક બબે શાણ (૪ માસો) ચુર્ણ લઇ ૮ પ્રસ્થ પાણીમાં મેળવી પૂર્વ પ્રમાણે મૂર્છા પાક કરવો ૨૭૨-૨૭૩

**ઘૃત મૂર્ચ્છનમ**—બે પ્રસ્થ ઘીને પૂર્વવત પાક કરીને ઠંડુ થાય ત્યારે તેમાં હરડે. બેઢાં, આંબળાં, મોથ, હળદર. માતુલુંગ (બીજોરા)નો રસ, દરેક એક પલ, આઠ તોલા લઈ ૮ પ્રસ્થ પાણીમાં મેળવી ઘીમાં ઉપર કહ્યા પ્રમાણે મેળવી મંદ મંદ અગ્નિથી પાક કરી કાંઇક જળ બાકી રહે ત્યારે ઉતારી લેવું જોઇએ. ૨૭૪

**પિપલ્યાદિ ઘૃત—૨ પ્રથમ** ( ૨૫૬ તોલા ) ગાયના ઘીને યથાવિધી મૂર્છિત કરી પીપળ, રતાંજળી, મોથ, વીરણનો વાળો, કડુ, ઇન્દ્રજવ, ભોંય આંબલી, અનન્તમૂળ, અતિવિષ, શાલપર્ણિ (સમેરવો), દ્રાક્ષ, આંબળાં, લીમડાની છાલ, ત્રયમાણુ, બેઠી ભોંયરીંગણી દરેક ચાર ચાર તોલા લેવાં, પછી તેમાં પાણી ૮ પ્રસ્થ રેડી એ ઘીનો પાક કરવો. તે ઘીમાંથી રોજ અર્ધો અર્ધો તોલા કે અકેક તોલો દુધમાં નાંખી સવારમાં સેવન કરવાથી જીર્ણજવર, ક્ષય, દમ, માથાની વેદના, પડખાનું શુળ, અરૂચિ, હાથ, પગ આદિની બળતરા, તથા વિષમાગ્નિને મટાડે છે. એ ઘીને કોઇ કોઇ તંત્રમાં દૂધની સાથે પાક કરવાનું વિધાન છે. ત્યાં પ્રથમ ઘીને દૂધ ૮ પ્રસ્થ તથ પાણી ૮ પ્રસ્થ નાંખી પાક કર્યા પછી ઉપરના પરિમાણથી કલ્ક તથા પાણી નાખીને પાક કરવો જોઇએ. ૨૭૫-૨૭૬-૨૭૭

સ્નેહ પ્રકરણમાં જ્યાં આપણા આચાર્યો અથવા સંગ્રહ કર્તાઓએ કોઇ ગણનો

નિર્દેષ કર્યો હોય ત્યાં કવાથ અને કલ્કના અનિર્દેશમાં એ ગણની ઔષધિયોથી સ્નેહપાક કરવાને માટે ક્વાથ અને કલ્ક બંને તૈયાર કરવાં જોઇએ. પરંતુ જો ઔષધોનાં નામ જુદાં જુદાં લીધાં હોય અને તે કોઇ પણ વિશેષનું ઔષધ ન હોય તો ત્યાં કેવળ કલ્ક દ્વારાજ પાક કરવો જોઇએ. જેથી ઉપરના પિપલ્યાદિ ઘૃતને માત્ર કલ્કદ્વારા જ સિદ્ધ કરવો જોઇએ. ૨૭૮

પાણી, સ્નેહ ( ઘી કે તેલ ) તથા ઔષધનું જ્યાં પ્રમાણ ન આપ્યું હોય ત્યાં સ્નેહનો ચોથો ભાગ કલ્કનું ઔષધ અને સ્નેહથી ચારગણું પાણી લેવું જોઈએ. ૨૭૯

સ્વરસ, દુધ અથવા દહીં આદિથી જો સ્નેહનો પાક કરવો હોય તો ત્યાં ચારગણું પાણી બીજું નાંખવું જોઇએ. નહિં તો દહીં આદિના જાડાં હોવાને લીધે પાક સારો થશે નહિં. ૨૮૦—૨૮૧

જે સ્નેહપાકમાં કોઇ પણ દ્રવનો નિર્દેશ ન હોય ત્યાં સર્વત્ર પાણીનું જ ગ્રહણ કરવું જોઇએ.

ઘી, તેલ, ગોળ આદિને એક દિવસમાંજ સિદ્ધ કરી લેવાં ન જોઇએ કેમકે બહુ દિવસ સુધી પાક કરવાથી વિશેષ કરીને ગુણનો સંચય થાય છે. દુધમાં બે દિવસે, સ્વરસમાં ત્રણ દિવસે, છાસ તથા કાંજી આદિમાં પાંચ દિવસ, મૂળ, છાલ તથા લઘુ આદિના ક્વાથમાં બાર દિવસે અને વ્રીહી આદિ ધાન્ય તથા માંસના ક્વાથમાં એજ દિવસે પાક કરવો જોઇએ. ૨૮૨—૨૮૩—૨૮૪

**પાકની પરીક્ષા**—સ્નેહમાં નાંખેલો કલ્ક જ્યારે આંગળીયોવડે મસળવાથી બત્તીની માફક થઇ જાય; અગ્નિમાં બાળવાથી કોઇ શબ્દ ન થાય, અને પાકતા ઘીમાં પણ શબ્દ ન થાય, ઉભરો ન આવે તથા વિશેષ ગંધ; વર્ણ અને રસવાળું થાય; ત્યારે ઘી સિ થયું સમજવું. પરંતુ તેલમાં તો સિધ્ધ થતી વખતે અત્યંત ફીણ ચઢે છે. બાકીનાં ચિન્હ ઘૃત સમાન જાણવાં. ૨૮૫-૨૮૬

**ક્ષીર ષટપલ ઘૃતઃ**—ગાયનું ઘી ૨ પ્રસ્થ, દુધ ૮ પ્રસ્થ, પાણી ૩૨ પ્રસ્થ, લેવાં કલ્ક માટે-પિપળ, પિપળીમૂળ, ચવક, ચિત્રકમૂળ, સુંઠ, સીન્ધાલુણ, દરેક ૮ તોલા, પાક માટે પાણી ૮ પ્રસ્થ. એ ઘી ઉપરની રીતે પકવવું, તૈયાર થયે માત્રા ૧ તોલો આ ઘીના સેવનથી બરોળ વિષમજ્વર, તથા ગુલ્મરોગ મટે છે. આ સ્નેહપાકમાં અન્ય દ્રવ્ય નિર્દિષ્ટ ન હોવાને લીધે દુધ જ ચારગણું લેવામાં આવે છે. જો અન્ય દ્રવ્ય નિર્દિષ્ટ હોય તો દુધ સ્નેહની બરાબર લેવું જોઇએ. ૨૮૭—૨૮૮

**દશમૂલ ષટપલકં ઘૃત**—બીલી, અરણી, અરડુસો, પાટલા, શીવણ, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, ગોખરૂ, શાલવણ ( સમેરવો ) પૃશ્નિપર્ણિ ( સમેરવો ) સર્વ મળી ૮ શેર એનો ૬૪ શેર પાણીમાં ક્વાથ કરી ૧૬ શેર રહે ત્યારે ઉતારી પછી એ ક્વાથમાં ૪ શેર દુધ અને ૪ શેર ઘી મેળવી પકવવું. ઘીથી ચોથા ભાગે પિપળ, પિપળીમૂળ, ચવક, ચિત્રક, સુંઠ, યવક્ષાર, એ સર્વ મેળવી તેનો કલ્ક નાંખવો આ ઘી જ્વર, ઉદરસ, અગ્નિમાંદ્ય, વાત, પિત્ત, તથા કફજન્ય રોગ બરોળ અને પાન્ડુરોગ મટાડે છે. ૨૮૯

**સ્નેહ સાધનમાં કવાથાદિનું પ્રમાણ**—સ્નેહ સાધનને માટે ક્વાથના દ્રવ્યમાં એથી આઠગણું પાણી નાંખી ચોથો ભાગ પાણી રહેવા દેવું. એ ક્વાથ સ્નેહથી ચારગણો, સ્નેહની બરાબર દુધ તથા એનાથી ચોથા ભાગે કલ્ક દ્રવ્ય નાંખવાં જોઇએ. ૨૯૦

સ્નેહ પાકમાં જ્યારે પાંચ કે પંચથી વધુ દ્રવ પદાર્થ હોય ત્યારે ત્યાં દરેક દ્રવ સ્નેહની બરાબર લેવાં જોઈએ. જો પાંચથી ઓછાં હોય તો મેળવેલ દ્રવ્ય સ્નેહથી ચારગણાં લેવાં જોઇએ. ૨૯૧

## જીર્ણજ્વરમાં કર્મ વિધાન

જીર્ણ જ્વરમાં પેયા, ક્વાથ, ઘૃત, તથા દુધનું દરરોજ સેવન કરવું જોઇએ. દર છઠે દિવસે રોગના કાલ અનુસાર વિરેચન આપવું યોગ્ય છે. ૨૯૨

**જ્વરે સંશોધનમ**—અત્યંત દોષવાળા, જ્વરથી પીડાતાઓને યથાકાળે વમન તથા વિરેચન કરાવવાં જોઇએ. ૨૯૩

**જ્વરે વમનમ**—જ્વરમાં પિપળ, ઇન્દ્રજવ, તથા જેઠીમધની સાથે ગરમ પાણીમાં મીંઢળ ઘસી તેનું સેવન કરવું જોઇએ એથી ઉલ્ટી થઇ ઉર્ધ્વ માર્ગનું સંશોધન થઇ જાય છે. ૨૯૪

**જ્વરે વિરેચન**—અધોમાર્ગના શોધન માટે ગરમાળાના ગોળને દુધ અથવા દ્રાક્ષની સાથે આપવો. અથવા નસોતર કે ત્રાયમાણને દુધની સાથે આપવું. ૨૯૫

**જ્વરે ક્ષીણ થયેલા માટે**—જ્વરથી કૃષ થયેલા માણસને વમન કે વિરેચન ન આપવું. તેને તો માત્ર દુધથી અથવા રૂક્ષબસ્તિ તથા સ્નેહબસ્તિ દ્વારા પકવાશય સ્થિત દોષને શાંત કરવા. ૨૯૬–૨૯૭

**જીર્ણજ્વરે શિરો વિરેચન**—જીર્ણજ્વરમાં શિરોગૌરવ, માથાનું શુળ તથા ઇન્દ્રિયો સ્વવિષય ગ્રહણમાં અશકત હોય તો શિરોવિરેચન કરાવવું ઉપયોગી છે. ૨૯૮

## અથ દુગ્ધ પ્રકરણ

**જીર્ણજ્વરે ક્ષીરપાનમ**—જીર્ણજ્વરમાં કફ ક્ષીણ થઇ ગયા પછી, દુધ અમૃત સમાન લાભદાયક છે. પરંતુ નવા જ્વરમાં જ્યારે કફ પ્રધાન હોવાથી સામતા હોય, દુધ અહિતકર છે. ત્યારે ચારગણું પાણી નાંખી સિદ્ધ કરેલું ઠંડુ ધારોષ્ણ અથવા શીતલ દુધ જલ્દીજ જ્વર શાંત કરી દે છે. ૨૯૯—૩૦૦

**ભેષજ સિદ્ધમપિયહાહ**:—ઔષધો દ્વારા સિદ્ધ કરેલું ગરમ અથવા ઠંડુ દુધ બધા જીર્ણજ્વરોને શાંત કરી દે છે. ૩૦૧

**પંચમુળ પય**- ગોખરૂ, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, શાલિપર્ણી, પ્રશ્નિપર્ણી, મેળવી ૨ તોલા. દુધ ૧૬ તોલા, પાણી ૬૪ તોલા એનો દુધ બાકી રહે ત્યાં સુધી ઉકાળી કવાથ કરવો. એના સેવનથી રોગી ઉદરસ, દમ; માથાની વેદના, પડખાનું શુળ તથા જીર્ણ-જ્વરથી મુકત થઇ જાય છે. ૩૦૨

ઔષધથી આઠગણું દુધ, દુધથી ચારગણું પાણી; એકત્ર કરી પાક કરવો. જ્યારે પાણી બળી જાય અને દુધ બાકી રહે ત્યારે દુધ સિદ્ધ થયું જાણવું ૩૦૩

**ત્રિકન્ટકાદિપયઃ**—ગોખરૂ, બલાનાં મૂળ, બેઠી ભોંયરીંગણી, સુઠ મેળવી એક દરે ૨ તોલા લઇ તેમાં દુધ ૧૬ તોલા, પાણી ૬૪ તોલા મેળવી ઉકાળવું. દુધ બાકી રહે ત્યારે ઉતારી તેમાં ગોળ અર્ધો તોલો નાંખી પીવાથી બંધકોષ, મૂત્રરોગ, સોજા અને જ્વર નષ્ટ થાય છે. ૩૦૪

ધોળી સાટોડી, બીલના ફળનો ગર્ભ, રાતી સાટોડી,બધાં મળી ૨ તોલા, દુધ ૧૬તો. પાણી ૬૪ તોલા મેળવી ઉપર પ્રમાણે ઉકાળો કરવો. આ દુધ સર્વજવર નાશક છે. ૩૦૫

જવરમાં દોષ અનુસાર ઔષધો દ્વારા સિદ્ધ ગરમ અથવા ઠંડા દુધનો પ્રયોગ કરવો જોઇએ. જો જવરમાં આંતરડાંમાં પરિકર્ત્તિક ( કાપવા જેવી પીડા ) થતી હોય તો એરંડાના મુળથી સિદ્ધ કરેલા દુધને પીવું જોઇએ. ૩૦૬

## અથ ચુર્ણ પ્રકરણ

**સુદર્શન ચુર્ણ**—અગર, હળદર, દેવદાર, વજ, મોથ, હરડે, ધમાસો, કાકડાશીંગી, બેઠી ભોંયરીંગણી, સુંઠ, ત્રાયમાણ, ખડસલીયો પીત્તપાપડો, લીમડાની છાલ, પિપળીમુળના ગંઠોડા, સુગંધીવાળો, કચુરો, પુષ્કરમુળ, પિપળ, મેરવેલ, કડાછાલ જેઠીમધ, સરગવાનાંબી, ઇન્દ્રજવ, શતાવરી, દારૂ હળદર, રતાંજળી, પદ્મક, ગંધોએરજો, ખસ, તજ, ફટકડી, શાલવણ ( સમેરવો ), અજમો, અતીવિષની કળી, બીલીની છાલ, મરી, પ્રસારણીનાં પાન, આંબળાં, ગળો, કડુ, ચિત્રકમુળ, પટોલપત્ર, પ્રશ્નિપર્ણિ ( સમેરવો ) એ સર્વ સરખે ભાગે ૯૪ તેનું ચુર્ણ કરવું બધા વજનથી અર્ધાવજને કરીયાતાનું ચુર્ણ મેળવવું. માત્રા ૧ માસાથી ૪ માસા સુધી. આ સુદર્શન ચુર્ણ બધા પ્રકારના જવરોને નષ્ટ કરે છે. એના સેવનથી વિષમજવર, પ્રાકૃત જવર, વૈકૃતજવર, તીક્ષ્ણજવર, અંતઃસ્થજવર, બહિઃસ્થ જવર, નિરામ જવર, સામજવર, સાધ્યજવર, અસાધ્ય જવર, દુષ્ટજળ, તથા દુષ્ટ ઔષધીથી ઉત્પન્ન થયેલો જવર નષ્ટ થાય છે. યકૃદ ( લીવર ) ગુલ્મ, તથા પ્લીહા પણ શાંત થાય છે. જવરરૂપી રાક્ષસના નાશને માટે સુદર્શન ચુર્ણ સુદર્શન ચક્રની સમાન છે. ૩૦૭ થી ૩૧૬

**જવર ભૈરવચુર્ણ**—સુંઠ, ત્રાયમાણ, લીમડાની છાલ, ધમાસો, હરડે, મોથ, વજ, દેવદાર, બેઠી ભોંયરીંગણી, કાકડાશીંગી, શતાવરી, પિત્તપાપડા, પિપળીમુળ, ઇન્દ્રવારૂણી, પુષ્કર મુળ, કચુરો, મુર્વામુળ, પીપળ, હળદર, દારૂહળદર, લોધર, રતાંજળી, નીલોત્પલ, ઇન્દ્રજવ, કડાછાલ, જેઠીમદ, ચિત્રકમુળ, સરગવાનાંબી, બલા ( ખરેટી–કાંસકી ) નાં મુળ, અતિવિષની કળી, કડુ, સુશળી, પદ્મક, અજમો, સુગંધી સમેરવો, કાળાં મરી, ગળો, બીલીની છાલ, વાળો, ફુલવેલી ફટકડી, તેજપત્ર, તજ, આંબળાં, સમેરવો પટોલનાં પાન, ગંધક, પારદ લોહભસ્મ, અભ્રકભસ્મ, શુદ્ધ મનશીલ એ સર્વે સરખે ભાગે લેવાં. કાષ્ટાદિ ઔષધોનું ચુર્ણ કરવું. પારદ ગંધકની કજલી કરી તેમાં ભસ્મો તથા મનશીલ ઘુંટી ચુર્ણમાં મેળવવું. એ બધાના વજનથી અર્ધા વજને કરીયાતાનું ચુર્ણ નાંખવું. રોગીના બળાબળ અનુસાર માત્રા ૧ માસાથી ૪ માસા સુધી અપાય. આ ચુર્ણ બધા જવરને નષ્ટ કરે છે. જવર ઉપરાંત અગ્નિમાંદ્ય, યકૃત, બરોળ, પાન્ડુરોગ અરૂચિ, ઉદરરોગ, અંત્રવૃદ્ધિ, રક્તપિત્ત, કોઢ, સોજા, માથાની વેદના, તથા વાત વ્યાધિ આદિ રોગોને મટાડે છે. ૩૧૭ થી ૩૨૮

**જવર નાગ મયુર ચુર્ણ**—લોહભસ્મ, અભ્રકભસ્મ, શુદ્ધ ટંકણખાર, તામ્રભસ્મ, શુદ્ધ હરતાલ, બંગભસ્મ, પારદ ગંધક, સરગવાનાંબી, હરડે, બેઢાં, આંબળાં, રતાંજળી, અતાવિષની કળી, કાળીપાટ, વજ, હળદર, દારૂહરિદ્રા, ખસ, ચિત્રકમુળ, દેવદાર, પટોળનાં પાન, જીરક; રુષભક, કાળુંજીરૂં ( શાહજીરૂ ), તાલીસપત્ર, વાંસકપુર, બેઠી ભોંયરીંગણીનાં ફળ તથા મુળ કચુરો, તમાલપત્ર કાળાં મરી, સુંઠ, પીપળ, ગળોસત્વ, ધાણા, કડુ, ફટકડી, મોથ; સુગન્ધીવાળો,

બીલીની છાલ, જેઠીમધ, દરેક ૧ ભાગ, કાળુજીરૂ ( શાહજીરૂ ) ૪ ભાગ, તાલપુષ્પ ( તાલ જટાક્ષાર) ૪ ભાગ, દંડોત્પલનું ( કમળના દાંડાનું ) ચુર્ણ ૪ ભાગ, કરીયાતાનું ચુર્ણ ૪ ભાગ, ભાંગ ૪ ભાગ લેવું. પ્રથમ કાષ્ટાદિ ઔષધોનું ચુર્ણ કરવું. શુધ્ધ પારદ ગંધકની કજલી કરી તેમાં ભસ્મો, ટંકણ, હરતાલ મેળવી તે ચુર્ણમાં મેળવવું. આ બધું એકત્ર ચુર્ણ બનાવવું. આ ચુર્ણનું સેવન કરવાથી, સંતતાદિ વિષમજ્વર, ક્ષય જ્વર, ધાતુસ્થ જ્વર, કામજ્વર, શોકજ્વર, આગન્તુક જ્વર શીતપૂર્વજ્વર, દાહપૂર્વજ્વર, જીર્ણજ્વર, પ્લીહા, ઉદરરોગ, કમળો, પાન્ડુ, સોજા, ભ્રમ, તૃષ્ણા, ઉદરસ્થ શુળ, આનાહ, રાજયક્ષ્મા યકૃત, ગુલ્મ, શુળ, આમવાત, ત્રિકશુળ, કટિશુળ, જાન્વાદિ સંધિસ્થ શુળ, પાર્શ્વશુળ, આદિ રોગોમાં વિચારપૂર્વક પ્રયોગ કરવાથી રોગી એ રોગોથી મુક્ત થાય છે. માત્ર ૧ માસો. અનુપાન ઠંડુ પાણી. ૩૨૯ થી ૩૩૯

## તેલો

**તેલ પ્રકરણ**—જીર્ણજ્વરમાં તેલ મર્દન, પ્રલેપ, સ્નેહ પાન, તથા સ્નેહાવગાહન આદિ કરાવવું જોઇએ. જો ટાઢથી જીર્ણજ્વર ઉત્પન્ન થયો હોય તો ઉષ્ણ, અને ગરમીથી ઉત્પન્ન થયો હોય તો ઠંડા તેલનો પ્રયોગ કરવો જોઇએ. એમ કરવાથી બહારનો જ્વર નષ્ટ થાય છે, અને શરીરમાં સ્વસ્થતા તથા બલ અને વર્ણની ઉત્પત્તિ થાય છે. ૩૪૦-૩૪૧

**અંગારક તેલ**—તલનું તેલ ૨ પ્રસ્થ, કાંજી ૮ પ્રસ્થ, મૂર્વા, લાખ, હળદર, દારૂ હળદર, મજીઠ, ઇન્દ્રવરણી, ઉભી ભોંયરીંગણી, સિંધાલુણ, ઉપલેટ, રાસ્ના, જટામાંસી, શતાવરી સર્વ મેળવી કલ્ક ૬૪ તોલા. કલ્ક પકાવવા પાણી ૮ પ્રસ્થ એનો સ્નેહ પાક વિધિથી પાક કરીને પ્રયોગ કરવો જોઇએ. એના પ્રયોગથી બધા જ્વર નષ્ટ થાય છે. ૩૪૨-૩૪૩

**બૃહદ અંગારક તેલ**—તેલનું તેલ ૨ પ્રસ્થ, પાણી ૮ પ્રસ્થ, કલ્ક ૬૪ તોલા, કલ્કનું દ્રવ્ય, સૂકા મૂળા, સાટોડી, દેવદાર, રાસ્ના, સુંઠ તથા ઉપરના તેલનું કલ્ક દ્રવ્ય. એનું તેલ સિદ્ધ કરી તેના પ્રયોગથી જ્વર, શોજા, પાન્ડુ આદિ રોગ નષ્ટ થાય છે. ૩૪૪

**લાક્ષાદિ તેલ**—તલનું તેલ ૨ પ્રસ્થ, કાંજી ૧૨ પ્રસ્થ, લાખ, હળદર, મજીઠ, બધું મળીને ૬૪ તોલા એનું તેલ સિધ્ધ કરીને અભ્યંગ કરવાથી શરીરે ચોળવાથી જ્વર તથા તેમાં ઉત્પન્ન થનાર દાહ અને ટાઢ મટી જાય છે, ૩૪૫

**બ્રહદલાક્ષાદિતેલ**—તલનું તેલ ૨પ્રસ્થ, લાક્ષારસ ૮ પ્રસ્થ, દહીંનું પાણી ૮ પ્રસ્થ. કલ્કનું દ્રવ્ય-સવા, હળદર, મોરવેલ, ઉપલેટ, હરેણું (પીતપાપડા) કડુ, જેઠીમધ, રાસ્ના, આસન, દેવદાર, મોથ સુખડ, દરેક બબે તોલા, એ તેલનો અભ્યંગ કરવાથી વાતવ્યાધિ, વિષમ જ્વર, કાસ, શ્વાસ, પ્રતિશ્યાય, ખસ, શરીરની દુર્ગંધી, શરીરનું ભારે પણું, ત્રિર સંધીનુ શુળ, પીઠ શુળ, કેડનું શુળ, ગાત્રનો દાહ આદિ રોગોને નષ્ટ કરે છે, આ બ્રહદ લાક્ષાદિ તેલ પ્રથમ અશ્વિનીકુમારોએ શોધ્યું હતું. ૩૪૬ થી ૩૫૦

**લાક્ષારસનું નિર્માણ**—લાખને ખાંડી ૬ ગણા પાણીમાં મેળવી ૨૧ વાર ગાળી લેવું જોઇએ. અથવા નીચે લખ્યા પ્રમાણે ક્વાથ કરવો. જે દ્રવ્યોનો સ્વરસ ન નીકળી શકે તેમ હોય એ દ્રવ્યોમાં આઠ ઘણું પાણી નાંખી ક્વાથ કરવો જોઇએ. જ્યારે ક્વાથ કરતાં કરતાં ચોથો ભાગ બાકી રહી જાય ત્યારે ઉતારી ગાળી લેવું જોઇએ અથવા યોગરત્નાકરની વિધિ સર્વોત્તમ છે, એટલે લાખમાં એનાથી દસમા ભાગે લોધર તથા લોધરથી દસમા ભાગે સાજીખાર અને કાંઇક બોરડીનાં પાન નાંખી સોળ ગણા પાણીમાં ક્વાથ કરવો. જ્યારે ચોથો ભાગ પાણી બાકી રહી જાય ત્યારે ઉતારી ગાળીલેવું. ૩૫૧ થી ૩૫૨.

**કટવર તેલ**—સાજીખાર, સુંઠ, ઉપલેટ મોરવેલ, લાખ, હળદર મજીઠ એ સર્વને મેળવી કલ્ક ૧ શેર, તેલનું તેલ ૪ શેર, છાશ ૨૪ શેર, લઇ ઉકાળી તેલ સિદ્ધ કરવું એ તેલ જ્વરવાળાને ચોળવાથી ટાઢ તથા બળતરા બંન્ને મટી જાય છે. અહી સ્નેહવાળાં દહીંનીજ છાસ લેવી જોઇએ એવા તક્રને આયુર્વેદમાં કટ્વર કહ્યું છે. ૩૫૩

**બ્રહત કટવર તેલ**—શુકત (સાથવો) ૪ શેર. કાંજી ૪ શેર. દહીંનું પાણી ૪ શેર. છાસ ૪ શેર, લીંબુનો રસ ૪ શેર, તલનું તેલ ૪ શેર, પીપર, ચિત્રકમૂળ, વજ, અરડુસીની છાલ, મજીઠ, મોથ, પીપરીમૂળ, ઝીણી ઇલાયચી, અતીવિષ, રેણુકા, સુંઠ, પિંપર. કાળાં મરી, અજમો, દ્રાક્ષ, બેઠી ભોંયરીંગણી, કરીયાતુ, બીલીની છાલ, રતાંજળી, ભારંગી, ઉપલસરી, હરડે, આંબળાં, સુગંધી સમેરવો, મૂર્વા, જીરૂ, ધોળા સર્ષવ, હીંગ, કડુ, વાવડીંગ, એ સર્વ મેળવી કલ્કદ્રવ્ય ૧ શેર એ વડે તેલ સિદ્ધ કરવું. એ તેલના મર્દનથી વાત તથા કફજન્ય જવર અને સંપૂર્ણ વિષમજ્વર નષ્ટ થાય છે ૩૫૪ થી ૩૫૮

**બ્રહત પિપલ્યાદિ તેલ**—પિપળ, મોથ, ધાણા, સિંધવ, ત્રિફળા, વજ, અજમો અજમોદ, રતાંજળી, પુષ્કરમૂળ કચુરો, દ્રાક્ષ, ઇન્દ્રાવણાનાં મૂળ, સુગંધી સમેરવો, ગોખરૂ, કરીયાતુ લીમડાનાં પાન, મોટા લીમડાની મકાનની છાલ, બેઠી, ભોયરીંગણી, ગળો, સમેરવો, ઉભી ભોયરીંગણી, દંતીમુળ, દારૂહળદર, વૃક્ષામ્લ, ( કોકમ ) ખડસલીઓ પીતપાપડો, ગજ પીપળ, દરેક બબ્બે તોલા લઇ તેનો કલ્ક કરવો. તલનું તેલ ૨ પ્રસ્થ, દહીંનું પાણી ૨ પ્રસ્થ કાંજી ૨ પ્રસ્થ, છાસ ૨ પ્રસ્થ, બીજોરાનો રસ ૨ પ્રસ્થ લઇ તેલ સિદ્ધ કરવું, એ તેલનું, મર્દન કરવાથી જીર્ણજ્વર, વાતજ, પિત્તજ, કફજ, વાતપિત્તજ, વાતકફજ, કફ પિત્તજ, તથા સન્નિપાતજ જ્વર અને દરેક પ્રકારના વિષમજ્વર મટે છે. ૩૫૯ થી ૩૬૫

**જ્વરે મૂર્ધ રુજાપહો લેપ**—રાતી કણેરનાં ફુલ તથા આંબળાંનું ચુર્ણ કાંજીમાં ઘુંટી માથાપર સુખપુર્વક લેપ કરવાથી માથાની વેદના મટી જાય છે. ૩૬૬

## આગન્તુક-જ્વર ચિકિત્સા

અભિઘાત જ્વર, તૈલપાન તથા તમર્દનથી નષ્ટ થાય છે. ક્ષત તથા વ્રણોથી ઉત્પન્ન થનારા જ્વરમાં એની ચિકિત્સા દ્વારા જ્વરને મટાડવો. તીવ્ર ઔષધના ગંધથી અથવા વિષથી પેદા થનારા જ્વરમાં વિષઘ્ન તથા પિત્તઘ્ન સર્વ ગન્ધ આદિ કષાયોદ્વારા ચિકિત્સા કરવી. ૩૬૭–૩૬૮

અભિચાર કે અભિશાપથી (શ્યેન યાગાદિ ક્રિયાઓ કે શાપથી)ઉત્પન્ન થનારા જ્વરને હોમ, પ્રાયશ્ચિત, તથા મંગલ ક્રિયા દ્વારા જીતવો. તેમજ ઉત્પાત તથા ગ્રહ પીડાઓથી ઉત્પન્ન થયેલા જ્વરને દાન, આશીર્વાદ તથા અતિથી પૂજા આદિ કર્મો દ્વારા જીતવો જોઇએ. ૩૬૯

ક્રોધ જ્વરમા—પિત્તઘ્ન ક્રિયા કરવી, ઇચ્છિત પ્રાપ્તિથી તથા સાધુનાં વચનો દ્વારા ચિકિત્સા કરવી જોઇએ. સાંત્વના, ઇષ્ટ પ્રાપ્તિ, પ્રસન્નતા તથા વાયુ સંશમન, ઔષધોદ્વારા **કામજ, શોકજ** તથા **ભયજ** જ્વર શાન્ત થાય છે. અને એના પ્રતિ દ્વન્દ્વ કર્મથી અર્થાત કામથી ક્રોધજ, ક્રોધથી કામજ, તથા ક્રોધ અને કામથી ભયજ તથા શોકજ જ્વર નષ્ટ થાય છે. ૩૭૦ થી ૩૭૧

ભૂતાભિષગન્જ જ્વરમાં ભૂતવિદ્યામાં ઉપદિષ્ટ બંધન, આવેશન તથા તાડન આદિ ક્રિયાઓનો પ્રયોગ કરવો માનસજ્વરમાં મનને શાન્ત્વના આપવી. ૩૭૨

જ્વર મટયા પછી ત્યાગ કરવા યોગ્ય—જ્વર મટયા પછી જ્યાંસુધી તે મનુષ્ય બળવાન ન થાય ત્યાં સુધી વ્યાયામ, મૈથુન, સ્નાન, અત્યંત મુસાફરી આદિ ન કરવાં જોઇએ. ૩૭૩

**જ્વર મટયાનાં લક્ષણઃ**—શરીર હલકું થાય, કલાન્તિ, મોહ, તથા સંતાપ ન થાય સુખપાક, ઇન્દ્રિયોને પોતપોતાના વિષયનું બરોબર જ્ઞાન થાય, પરસેવો, છીંક આવવી, મન સ્વાભાવિક અવસ્થામાં આવવું, આહારની ઇચ્છા, તથા માથાપર ખસ થવી એ જ્વર મુક્ત થયાનાં લક્ષણ છે. ૩૭૪

## નવ જ્વરમાં રસ પ્રયોગ

રસચિકિત્સામાં દોષોનો અર્થાત વાત, પિત્ત તથા કફનો, રોગોનો, મનુષ્યોનો (સ્થુલતા, કૃશતા, બળાબળનો) અને દેશ તથા કાલનો વિચાર કરવાની જરૂર નથી. સંપૂર્ણ આયુર્વેદ શાસ્ત્રને જાણનારા જ્યાં સુધી રસ ચિકિત્સાને જાણતા નથી ત્યાં સુધી તેમની મશ્કરી જ થાય છે. જેમ એક પ્રખર પંડિતને સ્વધર્મમાં સ્થિર ન રહેવાથી મશ્કરી થાય છે તેમ તેની પણ થાય છે. ૩૭૫–૩૭૬

**હિંગુલેશ્વરો રસઃ**—પિપળ, શુદ્ધ હિંગળો, તથા શુદ્ધ વછનાગ, એને સમભાગે લઇ, પાણીમાં ઘુંટી અર્ધી અર્ધી રતીની ગોળીયો બનાવવી. આદાના રસ અને મદ સાથે આપવાથી વાતજ્વર મટે છે. ૩૭૭

**શીતભંજી રસઃ**–શુદ્ધ કરેલો પારદ ૧ ભાગ, શુદ્ધ હિંગળો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, નેપાળાનાં શુદ્ધ કરેલાં બી ૧ ભાગ એ સર્વને એકત્ર કરી દંતીમુળના કવાથમાં ઘુંટી રતી રતીની ગોળીયો વાળવી. આદાના રસ સાથે સેવન કરવાથી નવો તાવ જલ્દીજ મટી જાય છે, ઔષધ સેવન કર્યા પછી શેરડીનો રસ અને મગની દાળનું ઓસામણ પીવું શ્રેષ્ટ છે. ૩૭૮ થી ૩૮૦

**તરૂણ જ્વરારીરસ**—શુદ્ધ નેપાળો, શુદ્ધ ગંધક, શુદ્ધ વછનાગ, શુદ્ધ પારો, એ સર્વ સરખે ભાગે લઇ કુંવારપાઠાના રસમાં ઘુંટી અર્ધી અર્ધી રતીની ગોળીઓ વાળવી. અનુપાન સરબત. જ્વરમાં પાંચમા, છઠ્ઠા, અથવા સાતમા દિવસે આ રસનો પ્રયોગ કરવો જોઇએ. આ દવાના પ્રયોગથી વિરેચન થઇ જ્વર મટી જાય છે. પથ્યઃ પટોલપત્ર, મગનું ઓસામણ તથા જુના ચોખા. ૩૮૧–૩૮૨

**નવજ્વરેભસિંહઃ**—શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, લોહ ભસ્મ, તામ્રભસ્મ, શંખાની ભસ્મ. કાળાં મરી, પીપળ, તથા સુંઠ દરેક એકેક ભાગ, વછનાગ અર્ધો ભાગ લઇ પાણીથી ઘુંટી બબે રતીની ગોળીઓ બનાવવી. અનુપાન આદાનો રસ. આ નવજ્વરેભસિંહ રસ ગ્રહણી તથા નવજ્વર આદિને મટાડે છે ૩૮૩–૩૮૪–૩૮૫

**ત્રિપુર ભૈરવો રસઃ**—શુદ્ધ વછનાગ ૧ ભાગ, ટંકણ ૨ ભાગ, ગંધક ૩ ભાગ, તામ્ર ભસ્મ ૪ ભાગ, દંતી બીજ (નેપાળો) ૫ ભાગ એને એક પ્રહર સુધી દંતીમૂળના કવાથ સાથે મર્દન કરી એકેક રતીની ગોળીયો બનાવવી, અનુપાન ત્રિકટુ (સુંઠ, મરી અને પીપળ) અથવા આદાનો રસ અથવા ખાંડ. એના સેવનથી નવજ્વર. અગ્નિમાંદ્ય, આમવાત્ત, શોથ, આંતરડાનું શુળ, આધ્માન, અર્શ તથા કૃમિજન્મ રોગ નષ્ટ થાય છે. આ રસનું સેવન કરતાં ભાત આદિ પથ્યનું છાસ સાથે સેવન કરવું. ૩૮૬–૩૮૭–૩૮૮

**જ્વર ધુમકેતુઃ**- શુદ્ધ પારદ, સમુદ્રફીન, શુદ્ધ હીંગળો. શુદ્ધ ગંધક એ સર્વને સમાન

ભાગે લઇ આદાના રસમાં ત્રણ દિવસ સુધી મર્દન કરવું. તેની બબ્બે રતીની ગોળીયો બનાવી નવા જ્વરમાં સેવન કરાવવું જોઇએ. ૩૮૯

**મૃત્યુંજય રસ**—ગૌમુત્રમાં શુદ્ધ કરેલો વછનાગ ૧ ભાગ, કાળાં મરી ૧ ભાગ, પીપળી ૧ ભાગ, ગંધક ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, લીંબુના રસમાં શુદ્ધ કરેલો હીંગળો ૨ ભાગ, અથવા પારદ ૧ ભાગ, એ સર્વને આદાના રસમાં ઘુંટી પા પા રતાની ગોળીયો બનાવવી. તેની પુર્ણ માત્રા ૧ રતીની છે, અનુપાન મધ વાતજ્વરમાં દહીંના પાણી સાથે. સન્નિપાત જ્વરમાં આદાના રસ સાથે, અજીર્ણજ્વરમાં લીંબુના રસ સાથે, વિષમ જ્વરમાં કાળા જીરા તથા ગોળ સાથે પ્રયોગ કરાવવો. જે જીર્ણજ્વરમાં નવ જ્વરના જેવાં લક્ષણો હોય તથા યુવાન પુરુષને દિવસમાં ૩ વાર પૂર્ણ માત્રાનો પ્રયોગ કરાવી શકાય છે. ક્ષીણ, અતિ વૃદ્ધ તથા નિર્બળ પુરૂષો અને નાનાં બાળકોને યથા નિયમ માત્રાનો ચોથો ભાગ આપવો જોઇએ. બળવાન પુરૂષને જો કફ મુખ્ય ન હોય તો વાત પૈત્તિક દાહમાં સાકર તથા નારીયેળના પાણી સાથે પ્રયોગ કરાવવાથી દાહ નષ્ટ થાય છે. આ રસ જ્વર નાશક છે, અનુપાન ભેદથી ઘણા રોગોમાં લાભ થાય છે. ૩૯૦ થી ૩૯૯.

**શ્રી રામ રસ**:—શુદ્ધ ગંધક ૧ ભાગ, શુદ્ધ પારદ ૧ ભાગ, કાળાં મરી ૧ ભાગ. નેપાળો ૩ ભાગ, એ સર્વને દંતીમૂળના કવાથથી એક પ્રહર ઘુંટીને એક એક રતીની ગોળીયો બનાવી લેવી. એના સેવનથી આંતરડાનું શુળ, બંધકોશ, વાતજ્વર આદિ રોગ નષ્ટ થાય છે. ૪૦૦

**નવજ્વરાંકુશો રસ**—શુદ્ધ પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, હિંગળો ૩ ભાગ, નેપાળો ૪ ભાગ અને દંતીમુળના કવાથમાં ઘુંટી એકેક રતીની ગોળીયો બનાવી તે સાકર અને પાણી સાથે આપવાથી નવજ્વર મટે છે. ૪૦૧

**પ્રચન્ડ રસ**:—વછનાગ, પારદ, ગંધક એ ત્રણે દ્રવ્યોને બે પહોર મર્દન કરીને ધોળી નગોડનાં પાંદડાંના સ્વરસની ૨૧ વાર ભાવના દઇ તલ પ્રમાણે ગોળીયો વાળવી, અનુપાન આદાનો રસ. આ રસ નવજ્વરમાં સેવન કરાવવો જોઇએ. જો આ રસના સેવનથી ગ્લાનિ થાય તો માથા પર તેલ ચોપડવું અથવા છાસ પાવી જોઇએ ૪૦૨-૪૦૩

**વૈદ્યનાથવટી**:—ગંધક ૪ માસા, પારદ ૪ માસા એ બંન્નેની પૂર્ણ રૂપે કજ્જલી કરી કડુનું ચુર્ણ ૨ તોલા તેમાં મેળવવું. એ પછી સુષવી ( કલોંજી જીરૂ ) પાનના સ્વરસથી અથવા ત્રિફળાના કવાથની ત્રણ વાર ભાવના દઇ મગ બરાબર ગોળીયો વાળવી. દોષનાં બળાબળ અનુસાર એક, બે, ત્રણ કે ચાર ગોળી એક દિવસમાં સુષવી ( કલોંજી જીરાના ) પાનના સ્વરસ સાથે અથવા તો પાનના રસ સાથે અથવા કાંઇક કઢુષ્ણ જળ સાથે પ્રયોગ કરાવવો. આના પ્રયોગથી આંત્રશુળ, નવજ્વર, પાંડુ, અરૂચિ, સોજા આદિ રોગ, નષ્ટ થાય છે, આ રસ મૃદુ વિરેચક છે. વિરેચન સમયે દહીં ભાત પથ્ય છે. ૪૦૪-૪૦૫

**અગ્નિ કુમારો રસ**:—કાળાં મરી ૧ તોલો, વજ ૧ તોલો, કુષ્ટ (ઉપલેટ) ૧ તોલો, મોથ ૧ તોલો. વછનાગ ૪ તોલા, એ સર્વને આદાના રસ સાથે ઘુંટી અર્ધી અર્ધી રતીની ગોળીઓ બનાવવી. તેને આમજ્વરમાં સુંઠ તથા મધ સાથે, કફજ્વરમાં આદાના રસ સાથે, અથવા નગોડના પાનના સ્વરસ સાથે, સળેખમ તથા શરદીમાં આદાના રસ સાથે, અગ્નિમાંદ્યમાં લવીંગ સાથે, સોજામાં દશમૂળના કવાથ સાથે, ગ્રહણીમાં સુંઠના ચુર્ણ સાથે, અતિસારમાં દશમૂળના કવાથ સાથે, અમાતિસારમાં ધાણા તથા સુંઠના કવાથ સાથે,

પકવાતિસારમાં કડાછાલના કવાથ સાથે અથવા મદ સાથે. સન્નિપાત જ્વરના પ્રારંભમાં પીપળ અને આદાના રસ સાથે, ઉદરસમાં બેડી ભોંયરીંગણીના સ્વરસ સાથે, શ્વાસમાં ગોળ તથા તેલ સાથે સેવન કરાવવું જોઇએ. બધા રોગોમાં આમદોષની શાંતિ માટે એનો પ્રયોગ કરાવવો જોઇએ. એ । પ્રયોગથી અગ્નિની વૃદ્ધિ થાય છે. ૪૦૬ થી ૪૧૧

**રત્નગિરિ રસઃ**—પારદ, ગંધક, તામ્રભસ્મ, વજ્રાભ્રકભસ્મ સુવર્ણ ભસ્મ, દરેક એકેક ભાગ, લોહભસ્મ અર્ધો ભાગ, વૈક્રાન્ત ભસ્મ ચોથો ભાગ, એ સર્વને મેળવી ભાંગરાના રસમાં ઘુંટી પર્પટીની માફક પકાવી લેવું. પછી તેના ચુર્ણને સરગવો, અરડુસી, નગોડ, વજ ચિત્રક, ભાંગરો, ગોરખમુન્ડી (બોડીયો કલ્હાર) દ્રાક્ષ, ગળો, જયન્તી (અરણી) અગથીયો, બ્રાહ્મી, તથા કુંવારપાઠાનો રસ એના રસની દરેકની જુદી જુદી ત્રણ ત્રણ વાર ભાવના દઇ પછી મુષામાં ઘાલી તે મુષાને કપડમટ્ટી કરવી પછી તે મુષાને વાલુકાયંત્રમાં મુકી મોં બંધ કરી લઘુ પુટમાં પાક કરવો જોઇએ. માત્રા ૧ રતી. અનુપાન પીપળ અને ધાણા. આ રસના સેવનથી જલ્દી નવજ્વર ઉતરી જાય છે, આ રસ યોગવાહી છે. ૪૧૨ થી ૪૧૭

**પ્રતાપ માર્તન્ડો રસ**—વછનાગ, હીંગુલ, નેપાળો, ટંકણ એ સર્વને સમભાગે લઇ પાણીમાં ઘુંટી અરધી અરધી રતીની ગોળીયો બનાવવી આ રસ મળબંધવાળા નવજ્વરમાં લાભકારક છે. ૪૧૮

**ચન્ડેશ્વરો રસ**—પારદ ગંધક, વછનાગ, તામ્રભસ્મ, એને પહેલાં એક પહોર સુધી સારી રીતે ઘુંટી આદાના રસ સાથે તેમજ નગોડના પાંદડાંના સ્વરસ સાથે જુદી જુદી સાત સાત વાર ભાવના દઇ ગોળીઓ બનાવી લેવી, માત્રા અર્ધી રતી. અનુપાન આદાનો રસ. આ રસથી વાતજ, પિત્તજ, કફજ આદિ સંપૂર્ણ જ્વર જલ્દી નષ્ટ થાય છે, આ દવાનું સેવન કરતાં ઠંડા પાણીનું સ્નાન, દુધ પીવું, કેરી, આદિ ખાવાં, ચંદન અને અગરૂ આદીનો લેપ કરી શકાય છે. ૪૧૯ થી ૪૨૨

**ઉદક મંજરી રસ**—પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, મરી ૧ ભાગ. સાકર ૪ ભાગ તેને રોહિત મત્સ્યના પિત્તની ત્રણ ભાવના દઇ બબ્બે રતીની ગોળીયો બનાવી સેવન કરાવવું જોઇએ. અનુપાન આદાનો રસ, જો ગરમી જણાયતો પાણીમાં પલાળેલો ભાત છાસ તથા રીંગણું આદિ પથ્ય છે. જો પિત્ત વધુ હોય તો માથા ઉપર જળથી પલાળેલું વસ્ત્ર મુકવું ૪૨૩-૪૨૪

**જ્વરસિંહો રસ**—પારદ, ગંધક, હરિતાલ, ભીલામું, એ સર્વ સમાન ભાગે લઇ થોરના દુધ સાથે ઘુંટી એક માટીના શકોરામાં મુકી તેના ઉપર બીજું શકોરૂં ઉંધું મૂકી કપડમટી કરી તેને બે પહોર અગ્નિ આપવો પછી થંડુ થતાં ભાંગરાના રસની, દુર્વાના રસની તથા ચિત્રકના કવાથની દરેકની જુદી જુદી સાત સાત વાર ભાવના આપવી જોઇએ. તે પછી તેનું બારીક ચુર્ણ કરી શીશીમાં ભરી લેવું. માત્રા ૨ રતી આ રસના સેવનથી ચોથીઓ આદિ તાવ નષ્ટ થાય છે. જ્વર મટી ગયા પછી મગની દાળ, ભાત તથા દુધ આદિ પથ્ય છે. ૪૨૫ થી ૪૨૯

**અચિન્ત્ય શક્તિ રસ**—પારદ ૨ માસા, ગંધક ૨ માસા, એની કજ્જલી કરી, ભાંગરો, અને નગોડનાં પાન, મંડુપર્ણી (ઉંદરકાની) એનાં સુંદર પાન, ધોળી અપરાજીતા, (ધોળી ગરણી-ગોકર્ણીનું) મૂળ, શાલિંચ (સવાનીભાજી) કાલમારિષ (કાળોડાંભો) ધોળો સુરજમુખી એમાંથી દરેકનો સ્વરસ ચાર ચાર માસા નાંખી ઘુંટવું. પછી સુવર્ણમાક્ષિક ભસ્મ ૧ માસો તથા

મરી ચુર્ણ ૧ માસો મેળવી વિશુદ્ધ તાંબાના દંડાથી ઘુંટી અર્ધા અર્ધા રતીની ગોળાયો બનાવવી. અને છાયામાં સુકવવી. પછી સૂર્ય દેવની પુજા કરી પ્રથમ દિવસે ૩ ગોળી, બીજે દિવસે ૨ ગોળી ત્રીજે દિવસે ૧ ગોળી પાણીમાં મેળવી આપવી જોઇએ. પથ્ય ઠંડુ પાણી. જંગલી પશુ પક્ષીઓના માંસનો યુષ, સિંધવવાળુ લાવ પક્ષીના માંસનો યુષ દહીં ચોખા. તથા ઉપરના માંસ રસોની સાથે વાગ્ભિકત (ભાત) પણ આપી શકાય છે. આ રસના સેવનથી જો શિરોભ્રમ તથા માથામાં શુળ ઉઠેતો નારાયણતેલનું મર્દન કરવું જોઇએ ૪૩૦ થી ૪૩૮

**જ્યાવટી**—શુદ્ધ વછનાગ ૧ ભાગ, સુંઠ ૧ ભાગ; કાળાં મરી ૧ ભાગ, પિપળ ૧ ભાગ, મોથ ૧ ભાગ, હળદર ૧ ભાગ, લીમડાનાં પાનનું ચુર્ણ ૧ ભાગ, વાવડીંગ ૧ ભાગ, અરણીના મૂળનું ચુર્ણ ૮ ભાગ. એનું ચુર્ણ લઇ બકરીના મૂત્રમાં ઘુંટી બબે રતીની ગોળીયો બનાવવી. એ પિત્તજ્વર અને રકત પિત્તથી ઉત્પન્ન થનારા જ્વરમાં અતિ લાભદાયકછે. ૪૩૯-૪૪૦

**નવજ્વરે ભાંકુશ**—ગંધક, ટંકણ, પારદ, હરિતાલ, એને બરાબર લઇ રોહિત માછલીના પિત્તની બે ભાવના દઇ પ્રયોગ કરાવવો. માત્રા ૧ રતી. પથ્ય રીંગણાં, તક્ર છાશ તથા ભાત એના સેવનથી રોગીને જલ્દી પરસેવો થઇ તાવ ઉતરી જાય છે. ૪૪૧

**મહાજ્વરાંકુશ**—પારદ ૧ તોલો, ગંધક ૧ તોલો, વછનાગ ૧ તોલો, કાળા ધંતુરાનાં બી ૩ તોલા, ત્રિકટુ ૧૨ તોલા, એ સર્વને લીંબુના રસમાં તથા આદાના રસમાં ઘુંટી બબે રતીની ગોળીયો બનાવવી. એના સેવનથી અષ્ટવિધ જ્વર નષ્ટ થાય છે. ૪૪૨ થી ૪૪૪

**જ્વરકેશરિકા**—પારદ, વછનાગ, સુંઠ, કાળાં મરી, પીપર, ગંધક હરડે, બ્હેડાં, આંબળાં. નેપાળો દરેક સરખે ભાગે લઇ ભાંગરાના રસમાં ઘુંટી એકએક રતીની ગોળીઓ બનાવવી. નારીયેળના પાણી સાથે આ ગોળી આપવાથી સંપૂર્ણ જ્વરો શાંત થાય છે. સન્નિપાત જ્વરમાં મરીના ચુર્ણ સાથે. દાહજ્વરમાં પીપળ અને જીરાના ચુર્ણની સાથે સેવન કરવું જોઇએ. આ મલબંધ યુકત વિષમજ્વર, ભુત જ્વર, બરોળ, અગ્નિમાન્દ્ય, અજીર્ણ, સોજા, આંતરડાનું શુળ, ગોળો ચઢવો, કુષ્ટ અને પિત્તજ રોગોનો નાશ કરે છે. બાળકોને માટે માત્રા ૧ સર્ષપ જેટલી. ૪૪૫ થી ૪૪૯

**કુલે વધુ**—શુદ્ધ પારદ, નાગ ભસ્મ, તામ્ર ભસ્મ, મનશિલ તથા મોરથુથુ એ સર્વ સરખે વજને લઇ તેને ઇન્દ્રવરણાના રસમાં આખો દિવસ ઘુંટી ચણા બરાબર ગોળીયો વાળવી. પાણીમાં ઘુંટી નસ્ય લેવાથી અચેતનતા મટી જાય છે. ૪૫૧-૪૫૨

**સૌભાગ્ય વટીઃ**—ટંકણ, વછનાગ, ધોળું જીરૂ, સિન્ધાલુણ, મીઠુ, સાંભરલુણ, બીડલવણ, સંચળ, સુંઠ, કાળાં મરી, પીપળ, હરડે, બ્હેડાં, આંબળાં, અભ્રક ભસ્મ, ગંધક, પારદ એ સર્વ સરખે ભાગે લઇ નગોડ, ભાંગરો, અરડુસો, અઘેડી, એનાં પાંદડાંના રસની જુદી જુદી સાત સાત વાર ભાવના આપી બબે રતીની ગોળીયો બનાવવી, આ વટી ત્રિદોષ જન્ય રોગો મટાડે છે, જેને અત્યંત ટાઢ વાતી હોય અથવા તો દાહ થતો હોય કે પરસેવો વળતો હોય, અત્યંત ઘોર નિદ્રા આવતી હોય. ઇન્દ્રિયો વિકલ થતી હોય, મન મુગ્ધ થતું હોય, તેને આ ઔષધ સેવન કરાવવાથી તેનાં શુળ, શ્વાસ, કાસ, મૂર્છા, અરૂચિ, અત્યંત પિપાસા, જ્વર આદિ નષ્ટ થઇ જાય છે. ૪૫૩ થી ૪૫૪

**વેતાલો રસ**—પારદ, ગંધક, વછનાગ, કાળાં મરી એ સર્વ સરખે ભાગે લઇ પાણીથી સારી રીતે ઘુંટી અર્ધા અર્ધા રતીની ગોળીયો વાળવી. સન્નિપાત જ્વરમાં જ્યારે દાંતોની સાથે દાંત ભીડાઇ જાય, વાંકી દૃષ્ટિ થઇ જાય, જ્ઞાનેન્દ્રિયો સ્વવિષયનું ગ્રહણ ન કરે, મુખ

કફથી લિપ્ત થઇ મૂર્છા આદિ આવે ત્યારે આ રસનો પ્રયોગ કરાવવો જોઇએ. ૪૫૫ થી ૪૫૮

**ચક્ર રસ**—પારદ, ગંધક, વછનાગ. ધંતુરાનાં બી મરી, હરિતાલ, સુવર્ણ માક્ષિક, એને જુદાં જુદાં બરાબર વજને લઇ દંતીમૂળના કવાથની ત્રણ ભાવના દઇ રતી રતીની ગોળીયો વાળવી. અનુપાન આદાનો રસ, આ રસ, સંપુર્ણ સંન્નિપાત જ્વરોને મટાડે છે, ૪૫૯ થી ૪૬૦

**ચક્રી રસ**—વછનાગ, કાળાં મરી હરિતાલ, પારદ ગંધક, નેપાળાનાં બી, દંતીમૂળ, પીપળ એ સર્વે સરખે ભાગે લઇ એને આદાના રસમાં ઘુંટી રતી રતીની ચકતીયો બનાવવી. આ રસ સન્નિપાત જ્વરમાં, તન્દ્રા, દાહ તથા તૃષાથી પીડાતા પુરૂષને આપવો જોઇએ. ૪૬૧ થી ૪૬૩

**બ્રહ્મરંધ્ર રસ**-પારદ, અભ્રક ભસ્મ, ગંધક, હરિતાલ, હિંગુલ, કાળાં મરી, ટંકણ, સિન્ધવ, સિંચાલુણ દરેક એકેક ભાગ, વછનાગ ૮ ભાગ, સર્વના ચોથા ભાગે ભેંસનું પિત્ત લઇ તેમાં ઘુંટી તૈયાર કરવું. આ રસ બ્રહ્મરંધ્ર પર ક્ષત કરીને (જરા લોહી કાઢીને)લગાવવો. જો આના પ્રયોગથી ગરમી થાય તો હજાર કલશના પાણીથી સ્નાન કરાવવું. ચન્દનાદિનો લેપ કરાવવો, શેરડીનો રસ, મગની દાળનું પાણી પાવું. છાસ અને ભાત એ પથ્ય છે. ૪૬૪ થી ૪૬૬

આનન્દ **ભૈરવિ વટીકા**:—વછનાગ, સુંઠ, પીપર, મરી, ગંધક, ટંકણ, તામ્રભસ્મ, ધંતુરાનાં બી, હિંગુલ, દરેક સરખે ભાગે લઇ ભાંગના રસમાં આખો દિવસ સારી રીતે ઘુંટી એકેક રતીની ગોળી બનાવી સન્નિપાતથી પીડાતા રોગીને સેવન કરાવવી અનુપાન આકડાના મૂળનો કવાથ (૧ માસો આકડાનું મૂળ અને ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા રહે ત્યારે તે કવાથ) અને ત્રિકટુનું ચુર્ણ ૨ રતી. જેથી દારૂણ સંન્નિપાત મટે છે. ૪૬૭થી૪૬૯

**મૃતોત્થાપનો રસ**:—પારદ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, મનશિલ ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, હીંગળો ૧ ભાગ, કાન્ત પાષાણ (ચુમ્બક પત્થર)ની ભસ્મ ૧ ભાગ, તામ્ર ભસ્મ ૧ ભાગ. લોહ ભસ્મ ૧ ભાગ, હરતાલ ૧ ભાગ, સ્વર્ણમાક્ષિક ભસ્મ ૧ ભાગ, એ સર્વને અમલવેતસ, લીંબુ, ચાંગેરી (ખાટીલુણી), નગોડનાં પાંદડાં, તથા હસ્તિશુંડી દરેકનાં સ્વરસમાં ૩-૩ દિવસ સુધી જુદુ જુદુ ઘુંટી ભૂધરયંત્રમાં આખો દિવસ પકાવવું. પછી ચિત્રકમૂળના કવાથમાં બે પહોર ઘુંટી રતી રતીની ગોળીયો બનાવી લેવી અનુપાન, હિંગ, ત્રિકટુ, કપુર તથા આદાનો રસ. સન્નિપાતમાં જ્યારે રોગીની અંત અવસ્થાનાં લક્ષણ જણાય ત્યારે પ્રયોગ કરાવવો જોઇએ જેથી તે તત્ક્ષણ જીવે છે. પથ્ય ક્ષીર. ૪૭૦ થી ૪૭૪

**મૃત સંજીવનો રસ**—પારદ ૧ ભાગ, ગંધક ૨ ભાગ એને ખલમાં ઘુંટી કજ્જલી કરી અભ્રકભસ્મ ૧ ભાગ,લોહભસ્મ ૧ ભાગ,તામ્રભસ્મ ૧ ભાગ, વછનાગ ૧ ભાગ,હરિતાલ ૧ ભાગ, પીળી કોડીની ભસ્મ ૧ ભાગ, મનશિલ ૧ ભાગ,હિંગુલ ૧ ભાગ, ચિત્રકમૂળનું ચુર્ણ ૧ ભાગ, હિસ્તશુન્ડીનું ચુર્ણ ૧ ભાગ, અતિવિષની કળીનું, ચુર્ણ ૧ ભાગ, સુંઠ ૧ ભાગ પીપળ ૧ ભાગ, કાળાં મરી ૧ ભાગ, સુવર્ણમાક્ષીક ભસ્મ ૧ ભાગ, એ સર્વને એકત્ર કરી આદુ નગોડનાં પાન તથા ભાંગના રસમાં દરેકમાં ત્રણ ત્રણ દિવસ સુધી ઘુંટી તાપમાં સુકવવાં તે પછી કાચ કુપીમાં ભરી બે પ્રહર સુધી વાલુકાયંત્ર દ્વારા પકવવાં. તે પછી આદાના રસમાં ઘુંટી સન્નિપાતમાં ઉપયોગ કરાવવો. માત્રા ૧ થી ૨ રતી. વાલુકા યંત્રમાં પાક કરતા પહેલાં નીચેના અઘોર મંત્રદ્વારા રસનું રક્ષણ તથા પુજા કરવી જોઇએ.

**અઘોર મંત્ર—ॐ अघोरेभ्यश्च अघोरेभ्यो घोरघोरतरेभ्यश्च । सर्वतः सर्वेभ्यो नमोऽस्तु रुद्र रुपेभ्य ॥**

આ મંત્રથી રસનું રક્ષણ તથા પુજન કરવું. ૪૭૫ થી ૪૮૦

**સન્નિપાત ભૈરવો રસ**—હિંગળોક ૪ા તોલા, ગંધક ૨ તોલા, ૨ માસા, વછનાગ ૨ તોલા ૨ માસા, ધંતુરાનાં બી ૩ તોલા, ટંકણ ૧ તોલો ૧ માસો. એને લીંબુના રસમાં ઘુંટી અકેક રતીની ગોળીયો બનાવી છાયામાં સુકવી લેવી. ઘોર સન્નિપાત જ્વરમાં એક ગોળી આદાના રસ સાથે સેવન કરાવવી. ૪૮૧ થી ૪૮૪

**સુચિકાભરણો રસ**—પારદ, ગંધક, શીશાની ભસ્મ, વછનાગ, કાળા સાપનું વિષ એ સર્વ સરખે ભાગે લઇ ક્રમશઃ રોહિત મત્સ્ય, શુકર, મોર, બકરી, એના પિત્તની દરેકની જુદી જુદી સાત સાત વાર ભાવના આપવી. સન્નિપાતમાં જ્યારે રોગીને અંતાવસ્થાનાં લક્ષણ જણાય ત્યારે સોઇના અગ્ર ભાગથી પ્રયોગ કરાવવો જોઇએ જો રોગી મોં દ્વારા સેવન ન કરી શકે તો બ્રહ્મરન્ધ્ર પર ક્ષત કરી ત્યાં આ રસ ઘસવો જોઇએ. ૪૮૫ થી ૪૮૬.

**પાનીય વાટિકા—તામ્રભસ્મ બનાવવી**--પ્રથમ ચાર માસા પારદને ચુર્ણથી સારી રીતે ઘુંટી તે પછી ઇંટના ચુર્ણને પારદમાંથી કહાડી કમરખ આદુ, પીળા ફુલવાળા ધંતુરાના પાન, વનધારાનાં પાન તથા કુંવારપાઠાના રસમાં ઘુંટી પારદને શુદ્ધ કરી લેવો, અને ચાર માગ ગંધકને ચોખાના ધોવણથી ધોઇ લોઢાની કઢાઇમાં તળે અગ્નિ કરી ગંધકને પીગળાવી ચિત્રકના પાંદડાના રસમાં રેડવો. આ પ્રકારે શુદ્ધ કરેલ પારદ તથા શુદ્ધ ગંધકની કજ્જલીથી તાંબાના સુચીવેધ (સોઇથી વેધી શકાય તેવાં ) પત્રાને ચોપડવો પછી માટીના પાત્રમાં તેને મુકી અગ્નિમાં મુકી ધમણથી ધમવાથી જલ્દીજ તામ્રભસ્મ થઈ જશે એ તાંબાની ભસ્મ ૪ માસા, લોહ ભસ્મ ૬ માસો, સુવર્ણ માક્ષિક ભસ્મ ૧ માસો મેળવી પત્થરના ખલમાં નેપાલી તાંબાના દંડાથી ઘુંટવું. પછી કેશરાજ ( કાળો ભાંગરો ) ગ્રીષ્મ સુંદર ભાંગરો, મંડુકપર્ણી ( બ્રહ્માહ્મી ) નગોડનાં પાન, માલ કાંકણી પરિભદ્ર ( લીમડો મીઠો ) લાલ ચિત્રક, ભાંગ, પીલુડી નીલા ( કલોજી જરૂં ) તથા હસ્તિશુની દરેક આઠ આઠ તોલા દ્રવમાં ક્રમશ બાર બાર દિવસ સુધી ઘુંટવું તે પછી સુકાયે ૪ માસા ત્રિકુટ ચુર્ણ મેળવી ઘુંટી રાઇની બરાબર ગોળીયો બનાવી છાયામાં સુકવવી. અત્યંત કુષ્ટ સન્નિપાતમાં જ્યારે રોગી મુર્છિત થઇ જાય ત્યારે અગ્નિ દેવની આરાધના કરી માટીના શાવલામાં કે શંખ પાત્રમાં બે ગોળીઓ પાણીમાં ઘોળી પાઈ દેવું અને રોગીને મોટું કપડું ઓઢી સુંવાડી દેવો. મળ મૂત્રનો ખુલાસો થયા પછી રોગ સાધ્ય થઇ જાય છે. પથ્ય—પાણી તથા દહીં ભાત શરીરે ચોળવા માટે વાતહર તેલોનો પ્રયોગ કરાવવો. જીર્ણ જ્વરમાં પંચમુળથી સિદ્ધ કરેલ પાણી, ગ્રહણી તથા ગુદાથી રકત પડતું હોય તો અતિવિષ, અત્યંત ઘોર કમ્પ જ્વરમાં ખડસલીયા પીત પાપડથી સિદ્ધ કરેલું પાણી અને જ્વરાતિસારમાં ધોળાજીરાનુ પાણી પાવું એ ગોળીયો મંદાગ્નિ. કમળો ગ્રહણી, કાસ તથા શ્વાસમાં રોગાનુંસાર અનુપાન સાથે સેવન કરાવવાથી અત્યંત હિતકર છે. ૪૮૭ થી ૫૦૪

**સિદ્ધ કેલાયા પાનિય વટિકા વિધિ**--અરણીનાં પાન અને આકડાનાં પાનનો સ્વરસ, નગોડ, અરડુસી, બલા, કરંજપત્ર, સુરજમુખીનાં પાન, ચિત્રક, બ્રાહ્મી, જંગલી સર્ષવ

ભાંગરો. દંતી ( નેપાળો ) નસોતર, ગરમાળાનાં પાન, સહદેવી ( ખપાટ ) અમર કન્દ ભન્ટી ( રીંગણાં ) અથવા ભોંયરીંગણી તથા ત્રિપુર ભંટિકા ( મોટા રીંગણાં ) મંડુક પર્ણી ( ખડબ્રાહ્મી ) પીપળ, ગજપીપળ, દ્રોણ પુષ્પી ( કુબો ) વાયસી ( પીલુડી ) ચણોખડી કેશરાજ ( કાળો ભાંગરો ) યોજન મલ્લિકા ( મજીઠ ) આસારણ ધોળો ધંતુરો, ભાગ, ધોળી ગરણી, એમાંથી દરેકનો સ્વરસ બબે તોલા લઇ એક પત્થરના ખલમાં લોઢાના દાંડા થી સારી રીતે ઘુંટી પછી તડકામાં સુકાવી દેવું તે પછી તેમાં થોરનું દુધ ૨ તોલા, આકડાનું દુધ ૨ તોલા, વડનું દુધ ૨ તોલા, એ એકે એકે નાંખતા જવું ને ઘુંટતા જવું, જયારે લુગદી જેવું બની જાય ત્યારે તેમાં શુદ્ધ પારદ ૪ માસા. ગંધક ૪ માસાની કજજલી કરી તે હીરાની ભસ્મ ( અથવા તેને બદલે વૈક્રન્ત ભસ્મ ) અતિવિષ. ઝેર કચોલાં અભ્રક ભસ્મ, સિંગડીયો વછનાગ, હરતાલ, ગરલ ( સર્પવિષ ) સુવર્ણ માક્ષિક ભસ્મ, મન શિલ, દરેક ચાર ચાર માસા લઇ સારી રીતે એકત્ર મેળવી ઘુંટવાં તે પછી ચાંગેરી (ખાટી લુણી ) ના સ્વરસમાં ઘુંટી તલ બરાબર ગોળીઓ વાળવી ઘોરતર સંન્નિપાતમાં આત્માની પુંજા અને સુર્ય દેવને નમસ્કાર કરી ૪ ગોળીયો પાણીમાં ઘુંટીને અથવા પાણીના અનુ-પાન સાથે સેવન કરાવવી અને રોગીને ગરમ વસ્ત્ર ઓઢાડી સુવાડી દેવો એથી પરસેવો થશે અને રોગીને તરસ લાગશે જ્યારે જ્યારે રોગીને તરસ લાગે ત્યારે પીવા માટે ઠંડુ પાણી આપવું. કાસ, શ્વાસ, હિકકા, બંધકોશ, પથરી, મૂત્રકચ્છ આદિ રોગોને આ ગોળીઓ નષ્ટ કરે છે, પથરી અને મૂત્ર કચ્છમાં આ ગોળીયો દુધ તથા પંચ તૃણ મુળના કવાથની સાથે અથવા પંચતૃણ મૂળથી સિધ કરેલા દુધ સાથે આપવાથી અંત્યંત લાભ થાય છે. ૫૦૫-૫૨૩

**સૂચિકા ભરણોરસ**—વછનાગ ૮ તોલા, પારદ ૪ તોલા, બંનેને ખુબ ઘુંટવું પારદ નિશ્ચન્દ્ર થાય ત્યાં સુધી ઘુંટવું, પછી કાચ લિપ્ત પવાલામાં ( ચીનાઇ કાચનો પ્યાલો ) મૂકી ઉપર બીજો ( ચીનાઇ કાચનો પ્યાલો ) ઉંધો વાળી સાંધો બંધ કરી કપટ ગટી કરી સુકાવા દેવું પછી નીચેથી બે પહોર સુધી મંદ મંદ અગ્નિ કરવો. તે પછી સંપુટને ઉઘાડી ઉપરના પાત્રમાં જે ધુમ રૂપે પારાનાં ફુલ વળગ્યાં હોય તેને ધીરે ધીરે એકત્ર કરી એક સ્ટોપર્ડ શીશીમાં ભરી લેવાં કે જેથી તેમાં વાયુનો સ્પર્શ થાય નહિં આ રસમાંથી સોઇના અગ્રભાગ ઉપર જેટલી ઔષધી લાગે એટલીજ સન્નિપાતથી મુર્છિત થયેલા મનુષ્યને આપવી જોઇએ. એ રતકાથી માથામાં તાળવાપર ક્ષત કરી તે સ્થળે આ દવા સોઇના અગ્રભાગે લઇ તે ઘસવી આ પ્રકારે ઔષધનો જલદી પ્રભાવ દેખાડવાથી મુર્છિત સન્નિપાતથી પીડાતો અથવા સર્પ ડંખ્યો હોય તો તે રોગી જલદી ચેતનાવસ્થામાં આવી જાય છે. જો આ પ્રયોગથી શરીરમાં ગરમી જણાય તો ત્યાં મધુર પદાર્થોનો ઉપયોગ કરવો ૫૨૪ થી ૫૨૯

**સૂચિકા ભારણો રસ**—વછનાગ ૧ માસો, સર્પવિષ ૧ માસો. સોમલ ૧ માસો શુદ્ધ હિંગળો ૩ માસાં, એને મિશ્રીત કરીને રોહીત મત્સ્ય ( માછલી ) ભેંસ, મોર, બકરી એના પિતથી એકેક દિવસ ભાવના દઈ સર્ષવ પ્રમાણે ગોળીઓ વાળી સેવન કરાવવી અનુપાન આદાનો કરી આના સેવન કરાવતી વખતે તલના તેલનું મર્દન, જમવા માટે ભાત, તલ, નારીયેલનું પાણી આદિ ઠંડા પદાર્થોનો પ્રયોગ કરાવવો જોઇએ. આ પ્રયોગથી ઘણી ગરમી જણાય અર્થાત આંખ મોં લાલ થઇ જાય તો ઠંડા પાણીથી પલાળેલું લુગડું પણ રાખવું જોઇએ ૫૩૦ થી ૫૩૧

**ચિન્તામણિ રસ**--પારદ ૧ તોલો, ગંધક ૧ તોલો; અભ્રક ભસ્મ ૧ તોલો, વછનાગ અર્ધો તોલો, નેપાળાના બી ૧ાા તોલો એ સર્વને લીંબુના રસથી ઘુંટી ગોળાકાર કરી સકાર્યે નાગરવેલના પાનમાં લપેટી કપડ મટી કરી કુકકટ પટ આપવો. પછી કહાડી માટીને કાઢી નાંખી નાગરવેલના પાન સાથે ચુર્ણ કરી લેવું તે પછી નેપાળાનાં બી અર્ધો તોલો તથા વછનાગ અર્ધો તોલો મેળવી આદાના રસથી ઘુંટી અકક રતીની ગોળીઓ વાળવી. અનુપાન ત્રિકટુ; સિંધવ, ચિત્રકમુળ; એના સેવનથી સંપુર્ણ જ્વર; શુળ; સંગ્રહણીઃ ઉદરામય; આદિ અનેક રોગો શાન્ત થય છે. પથ્ય દહીં ભાત એના પ્રયોગથી જો તાપ જણુય તો માથા પર ઠંડા પાણીથી પલાળેલું વસ્ત્ર રાખવું ૫૩૨ થી ૫૩૫.

**રસે રાજેન્દ્ર**--પારદ ૮ તોલા; તામ્ર ભસ્મ ૮ તોલા; લોહ ભસ્મ ૮ ટોલા; અભ્રક ભસ્મ ૮ તોલા સીસાની ભસ્મ ૮ તોલા ( કલાઇ બંગ ) ભસમ ૮ તોલા; ગંધક ૮ તોલા હરિતાલ ૮ તોલા વછનાગ ૮ તોલા એ સર્વને એકત્ર મિશ્ર કરી પીલુડીના રસમાં ઘુંટી તે પછી રોહિત મત્સ્ય વારાહ, મોર બકરી ભેંસ એના જુદા જુદા પિત્તમાં ઘુંટ્યા પછી ત્રિકટુના કવાથમાં ઘુટતા જવું. એમ અનુક્રમે ઘુંટવું પછી આદાના રસથી ૧૦૦ વાર ઘુંટી અકેક રતીની ગોળીયો વાળવી. અનુપાન તુળસીના પાનનો સ્વરસ એનું સેવન કરાવતી વખતે માથા પર થંડા પાણીની ધારોઓથી પરિષેક કરવો જોઇએ. જયારે દાહ અત્યંત હોય ત્યારે સાકરનું પાણી અથવા સરબત પાવું જોઇએ. પથ્ય દહીં ભાત મહાદેવે કામદેવનો નાશ કર્યો, શ્રીકૃષ્ણે દાનવોને માર્યા તથા અગ્નિ ટાઢનુ નિવારણ કરે છે એ પ્રમાણે આ રસ સન્નિપાત જવરનો નાશ કરે છે. આ રસને સર્વથી પ્રથમ ધન્વંતરીએ પ્રકાશિત કર્યો હતો. ૫૩૯ થી ૫૪૨.

જે જે રસ પિત સંયુકત છે તેનો સેવન કાલે જો માથા પર પાણી રેડવામાં આવે તથા જલાવગાહનાદિ કર્મ કરવામાં આવે તો એ રસોની રોગ નિવારણ કરવાની શકિત વધી જાય છે ૫૪૩.

**રસજનિત વિદાહે શીતોપચાર**--રસના સેવન કરવાથી ઉત્પન્ન થયેલા વિદાહમાં ઠંડા પાણીનો પરિષેક, ચંદન અને કપુર આદિનું આલેપન મંદ મંદ પવનનું સેવન, સાકર વાળું દહીં, નારીયેળનું પાણી મીઠું અને ઠંડુ પાણી એમજ અન્ય થંડા દ્રવ્યોનું સેવન કરાવવું હિતકર છે. ૫૪૪

**સ્વદશૈત્યાદિ રસ**—તાંબાની ભસ્મ ૨ નિષ્ક ( ૧ તોલો ) સુંઠ ૨ નિષ્ક આકડાનું મૂળ ૨ નિષ્ક, પંચ લવણ ( અર્થાત સિંધવ: બીડલવણ, સંચળ, મીઠું સાંભરલુણ ) મળી ૮ તોલા એને ઘુંટી લઘુપુટ આપવા પછી ગંધક ૪ નિષ્ક, પારદ ૪ નિષ્ક, શંખ ભસ્મ ૪ નિષ્ક મેળવી દેવદાલી ( કુકડવેલા )ના રસમાં ઘુંટીને પછી મોરના પિત્તમાં ૩ ભાવના દઇ બબે રતીની ગોળીયો બનાવવી. આ દવાના સેવનથી ઠંડો પરસેવો વળતો નથી અનુપાન છાશ પથ્ય ઘી સિંધવ, મગની દાળનું ઓસામણ શેરડી ખજુર દ્રાક્ષ ૫૪૫થી૫૪૭

**પંચવક્ર રસ**—શુદ્ધ ગંધક, પારો, ટંકણ; કાળાં મરી, વછનાગ, એને સરખે ભાગે લઇ ધંતુરાના પાનના રસમાં એક દિવસ ઘુંટી તડકામાં સુકાવી લેવું પછી ઝીણું ચુર્ણ કરી લેવું માત્રા અરધી રતી અનુપાન આદાનો રસ આ પંચવક્ર રસ સન્નિપાત જવરને મટાડે છે. ૫૪૮

**સન્નિપાત સૂર્યોરસ**—હીંગળો શુદ્ધ ગંધક; તામ્ર ભસ્મ, કાળાં મરી. પીપળ, વછનાગ, સુંઠ, ધંતુરાનાં બી, એનું ઝીણું ચુર્ણ કરી, ભાંગના પાંદડાંના સ્વરસમાં ત્રણ દિવસ

ભાવના આપી તેની બબ્બે રતીની ગોળીઓ બનાવવી એક ગોળી પાનમાં મૂકીને ખાવી અનુપાન આકડાના મુળનો કવાથ એના સેવનથી સન્નિપાતથી ઉત્પન્ન થનારા ઘોર જવર આદિ રોગ, વાત્તિક, પૌત્રિક તથા વિશેષે કરીને કફ જવર આદિ નષ્ટ થાય છે. ૫૪૯ થી ૫૫૧

**ચિન્તામણિરસ** પારદ વછનાગ; ગંધક; ટંકણ; તામ્ર ભસ્મ યવક્ષાર, કાળાં મરી, સુંઠ, પીંપળ હરિતાલ; હરડે, બેઢા આંબળાં એના ચુર્ણને બરાબર લઇ કાંઇક મદમાં ઘુંટી રતી રતીની ગોળાયો બનાવવી અનુપાન સુંઠનું ચુર્ણ અને મદ. એ વિચારપુર્વક દિવસમાં એક બે અને ત્રણ વાર ચાર ચાર કલાકના અંતરે સેવન કરાવવી. એ સેવન કર્યા પછી નારીયેલનું પાણી પાવું જોઇએ; ખુલાસે ઝાડો થયા પછી ભાત તથા છાશનું સેવન કરાવવું અથવા સિંધવ, જીરૂ આદિવાળું અન્ન તથા તક્રનો ઉપયોગ કરાવવો જોઇએ. વિવેચન પુર્વક આ ચિન્તામણિરસનો પ્રયોગ કરાવવાથી સન્નિપાત જવર જીર્ણ જવર, વિષમ જવર બરોળ, આફરો ઉદરસ; શ્વાસ તથા અગ્નિમાંધ આદિરોગ નષ્ટ થાય છે. ૫૫૨ થી ૫૫૬

**ઘોર નૃસિંહો રસ**—તામ્રભસ્મ ૧ ભાગ; લોહ ભસ્મ ૨ ભાગ બંગ ભસ્મ ૩ ભાગ અભ્રક ભસ્મ ૪ ભાગ, સ્વર્ણ મક્ષિક ભસ્મ ૧ ભાગ; પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, શુધ મનશીલ ૧ ભાગ, કાળા સર્પનું વીષ ૪ ભાગ, ત્રિકુટ ૪ ભાગ; ઝેરોચલાં ૨૨ ભાગ, કાલકુટ વિષ ૮૮ ભાગ એ સર્વને રોહિત મત્સ્ય; ભેંસ; મોર; તથા વરાહ એના પિત્તથી અને ચિત્રકના રસથી એક એક પહોર ઘુંટવું. પછી સરસવ બરાબર ગોળી બનાવી તડકામાં સુકાવી લેવી એક ગોળી નારીયેલના પાણી સાથે આપવી જેથી તેર પ્રકારના સન્નિપાત જવર વિષુચિકા ( કોલેરા ) અતિસાર તથા ત્રિદોષજ ઉદરસ આદિ રોગોમાં અત્યંત લાભ કરે છે તરસ લાગે તો નારીયેલનું પાણી આપવું જોઇએ દહીં ભાત, ભર્જીત મત્સ્ય ભોજન માટે ( ખપે તેને ) આપવું. તેલ તથા ચંદન આદિનો લેપ કરવો ઉતમ છે. રોગી જે દ્રવ્યને ઇચ્છે તેને વિચાર પુર્વક આપવું. આ ઘોર નૃસિંહ નામનો રસ ઉત્તમોત્તમ રસ છે ૫૫૭ થી ૫૬૪.

**પ્રતાપ તપનો રસ**--ગંધક, હરિતાલ, પારદ લોહભસ્મ, ટંકણ, ખર્પર ભસ્મ સજીખાર મજીઠનું ચુર્ણ એ સર્વ અકેક ભાગ હિંગુલ બે ભાગ, એ સર્વ એકત્ર મિશ્ર કરી નગોડના રસ તથા હસ્તિ શુંડીના રસથી ઘુંટી ગોળો વાળવો. પછી અંધ મૂષામાં રાખી યા કુપીમાં બંધ કરી વાલુંકા યંત્રમાં ૮ પહોર પકવવું. માત્રા ૧ રતી અનુપાન આદાનો રસ આ રસ સન્નિપાત જવરને નષ્ટ કરે છે. પથ્ય દહીંભાત, દુધ તથા બકરીના માંસનો રસ ૫૬૫ થી ૫૬૭

**પ્રાણેશ્વરો રસ**--પારદ, ગંધક, અભ્રકભસ્મ, વછનાગ એ ચારે સરખા ભાગે લઇ તાલમૂલી ( ધોળી મુશળી ) ના રસમાં ત્રણ દિવસ ઘુટી તડકામાં સુકવી કાચ કુપીમાં ભરી તેનું મોં બંધ કરી સુકાવી લેવું અને કાચ કુપી પર સાત વાર કપડમટી કરી તડકામાં સુકાવી લેવું પછી કુન્ડમાં રાખી પુટ આપવો, જયારે સ્વાંગશીત થઇ જાય ત્યારે કુપીમાંથી દવાને બહાર કાઢી આખો દિવસ ઘુંટાવતી કાળુ જીરૂ, જીરૂ, હિંગ; સાજીખાર, ટંકણ ફટકડી; ગુગળ પંચલવણ યવક્ષાર અજમો; કાળી મરી પીપળ અને પારદના વજને લઇ તેના કવાથની સાતવાર ભાવના આપવી માત્રા ૨ રતી પાનના પાંદડામાં રાખી સેવન કરાવવું. જેથી તીવ્ર નવજવર, સન્નિપાત જવર, ટાઢીયો તાવ, દાહવાળો વિષમ જવર; ગુલ્મ ત્રિદોષજ શુળ આદિમાં અત્યંત હિતકર છે, અનુપાન ગરમ જળ. વિચાર પુર્વક ઇચ્છિત

ભોજન આપવું શરીરપર સુખટનો લેપ કરવો. આ રસ વધી ગએલા તાપ ( ગરમી ) ને ઓછી કરે છે. તથા શરીરને સબળ કરે છે, આ રસના પ્રયોગથી જલદીજ સ્વસ્થ થઇ જાય છે, ૫૬૮ થી ૫૭।

**બીજો સન્નિપાત ભૈરવ રસ**—પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, હરિતાલ ૧ ભાગ વછનાગ ૩ ભાગ સોમલ ૧ ભાગ કાળા સાપનું વિષ ૧ ભાગ હિંગળો ૮ ભાગ એ સર્વ એકત્ર કુટી પાણીથી ઘુંટી સરસવ જેવડી ગોળીયો વાળવી. સન્નિપાત જ્વરમાં એક ગોળી આદાના રસ સાથે આપવી, ૫૭૬ થી ૫૭૭

**સન્નિપાત ભૈરવ રસ**—પારદ, વછનાગ, ગંધક, હરિતાલ, ત્રિફળા, નેપાળો, નસોતર, ધંતુરાનાં બી તામ્ર ભસ્મ અભ્રક ભસ્મ, લોહ ભસ્મ, આકડાનું દુધ, લાંગલી મુળ ( દુધીયા વછનાગનું મુળ ) સ્વર્ણ મક્ષિક ભસ્મ, એ સર્વને સરખે ભાગે લઇ સર્વની બરાબર નીચેના દ્રવ્યો લેવાં. એટલે આકડાનું મૂળ શ્વેત અપામાર્ગ સુરજમુખી, કાળુ જીરૂ કાકજંઘા ( અંધેડી ) અરડુસાની છાલ ઉંપલેટ ત્રિકટુ વિકંકત ( વિકલો ) સુર્યમણિ ચન્દ્રકાન્ત ( નગોડ ) જટામાંસી, ધંતુરો, દંતીમૂળ, પીપળી મૂળ, એના કાથથી ( ૧ ભાગ દવાને ચારગણું પાણી નાંખી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી) ૩૦ વાર ભાવના આપવી. એની એકેક રતીની ગોળીઓ બનાવી લેવી. આ રસ સન્નિપાત જ્વર, જીર્ણ જ્વર, વિષમ જ્વર, એકાહિક, દ્વાહિક, ચોથીયો, દૂર્જલ જ્વર, આદિ જ્વરોમાં અત્યન્ત હિતકર છે. અનુપાન આદાનો રસ. વિરેચન થયા પછી સુંઠ, જીરૂં આદિ સાથે પારિભાત આપવો. જો એક ગોળી આપ્યા પછી વિરેચન ન થાય તો બીજી ગોળી આપવી. આ રસનું સેવન કરતાં જ્વર મટી ગયા પછી જો વાતિક પીડા થઇ જાય તો ત્યાં વાત ચિકિત્સા કરાવવી જોઇએ. ૫૭૮ થી ૫૮૫

**વાડવ રસ**—એક હાંલ્લી મીઠાથી ભરી તેમાં એક મૂસા કે જે મીઠાની બનાવેલી હોય અને જેની મધ્યમાં હિંગની મૂષા હોય તે રાખવી. પારદ ૧ ભાગ, વછનાગ ૧ ભાગ, કારિણ્યા ( કલોંજી જીરૂ ) ૨૧ ભાગ એ સર્વને સારી રીતે ઘુંટી હિંગની મૂષામાં ભરવું પછી તે મૂષા મીઠું ભરેલી હાંલી વચ્ચે મૂકી તેને તે પછી ૪ પ્રહર સુધી તીક્ષ્ણ અગ્ની પર પકવવી આ પારદની ભસ્મ તલ માત્ર બધા રોગોમાં આપવામાં આવે છે. ગ્રહણી ઉદર રોગ શુળ. મન્દાગ્નિ, પરિણામ શુળ આદિમાં હિતકર છે એના સેવનથી ભુખ વધે છે જો એના સેવનથી દાહ થાય તો શીતક્રિયા કરવી જોઇએ. ૫૮૭ થી ૫૯૦

**આર્દ્રકવટી**—મનશિલ, પારદ, સોમલ, એ સર્વ સરખે ભાગે લઇ આદાના રસની સાત દિવસ ભાવનાઓ આપી નાની સરસવના પ્રમાણે ગોળીઓ વાળવી. જ્વરમાં આદાના રસના અનુપાન સાથે આ રસનો પ્રયોગ કરાવવો. પરસેવો વળવા માટે રોગીને કામળો ઓઢાડી તડકામાં સુવાડવો. જ્યારે પરસેવો વળે ત્યારે ઓઢાડેલું કપડું કાઢી લઇ તેને ભોજન માટે ( ખપે તેને મત્સ્ય, નહિં તો મગ, શેરડીનો રસ, દહીં તથા બીજા ઠંડા પદાર્થ આપવા એના આગલા દિવસે રોગીને તેની અવસ્થા અનુસાર વૈદ્ય સ્નાન પણ કરાવી શકે છે. ૫૯૧ થી ૫૯૪

દાડિમ **પત્રો ધમ**—દાડમનાં પાંદડાંના સ્વરસથી શુદ્ધ કરેલો સોમલ ૧ ભાગ લઇ પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, એની કજ્જલી કરી એની સાથે મિશ્ર કરી દેવી. પછી આદાના રસની સાત ભાવનાઓ આપવી. માત્રા ૧ રતીનો ૪૦ મા કે ૨૦ મા ભાગ સુધી અનુપાન દાડમના પાનનો સ્વરસ અને મદ તેથી તમામ જ્વર શાંત થાય છે. ૫૯૫--૫૯૬

**મૃત્યુંજયો રસ**--પારદ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, ટંકણ ૪ ભાગ, વછનાગ ૮ ભાગ, ધંતુરાના બી ૧૬ ભાગ, ત્રિકટુ ૩૨ ભાગ. એને ધંતુરાના મૂળના સ્વરસની સાથે ઘુંટી અડદ જેવડી ગોળીઓ વાળવી. આ મૃત્યુંજય રસ બધા જ્વરોને નષ્ટ કરે છે, અનુપાન વાત પિત્ત જ્વરમાં નારીયેળનું પાણી અને સિતા ( વરીયાળી ) કફ પિત્ત જ્વરમાં મધ સન્નિપાત જ્વરમાં આદાનો રસ. ૫૯૭ થી ૫૯૮

**શ્રી સન્નિપાત મૃત્યુંજયોરસ**—વછનાગ, ગંધક રોહિત મત્સ્ય પિત્ત, વારાહ પિત્ત બકરાનું પિત્ત, મયુર પિત્ત, ભેંસનું પિત્ત હરિતાલ, સુંઠ, મરી, પીંપળ, કૌચાં, અંઘેડાનું મૂળ, ચિત્રકમૂળ, નેપાળો એ સર્વ સરખા ભાગે લઇ બકરીના મૂત્રથી ઘુંટીને અડદ બરાબર ગોળીયો બનાવી લેવી. તે મહા જ્વર, શીતજ્વર, મજ્જાગત સન્નિપાત જ્વર, વિસૂચિકા, વિષમ જ્વર, જલોદર, નાસાસ્ત્રાવ, સળેખમ, અજીર્ણ, મૂર્છા, વધુ કફ, કમળો, સોજા પાન્ડુ આદિ રોગોમાં અત્યંત હિતકર છે. અનુંપાન ભંગરાનો રસ. આ રસનું સેવન કરાવતી વખતે રોગીને એકાંત, નિર્જન ગૃહમાં કામળ આદિ ઓઢાડી સુવાડવો જોઇએ. એથી જલદી પરસેવો આવી જાય છે. આ રસનું સેવન કરવાથી જયારે રોગી મૂર્છિત થઇ જાય અને શરીરમાં અત્યંત દાહ થાય તો સમજી લેવું કે એ રોગી નીરોગી થઇ જશે. પથ્યઃ રોગી જે માગે તે વિચાર પુર્વક આપવું, દહીં ભાત, ઠંડુ પાણી આદિ પથ્ય છે. આ મહારસ શ્રેષ્ટ એવા શંભુનો પ્રેરેલો સર્વ પ્રાણી માત્ર ઉપર કૃપા કરવા જ્ઞાન જયોતિથી પ્રકાશિત કરેલો છે. ૫૯૯ થી ૬૦૯

**શંભુનાથ રસ**—પારદ ૮ માસા, વછનાગ ૭ માસા, ગંધક ૬ માસા, હરિતાલ ૬ માસા. ધંતુરાના બી ૪ માસા, સુંઠ ૪ માસા, પિપળ ૪ માસા, કાળાં મરી ૪ માસા, હરડે ૪ માસા, બ્હેડાં ૪ માસા, આંબળા ૪ માસા, સોમલ ૮ માસા, ચિત્રક મુળના કવાથની સાત ભાવના આપી સર્ષવ બરાબર ગોળીઓ બનાવી લેવી. આ રસ સન્નિપાત જ્વરમાં હિતકર છે; સોમલ સંબંધી મુળ પાઠમા કાંઇ નથી. પરંતુ કેટલાક આચાર્યોનો મત છે કે અહીં સોમલ નાંખવો જોઇએ. જો સોમલ ન નાંખવો હોય તો તેની માત્રા ૧ રતીની છે. ૬૧૦ થી ૬૧૧

**પ્રભાકર**--પારદ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, એની કજ્જલી કરી ચિત્રકના રસથી ૮ દિવસ ઘુંટી તડકામાં સુકવી લેવું. પારદથી આઠમા ભાગે વછનાગ મેળવી કાઇક ચિત્રક રસમાં પકવવું તે પછી રોહિત મત્સ્યપિત્ત આદિની ભાવના દઇ એક એક રતીની ગોળીયો બનાવી સન્નિપાત જ્વરમાં ઉપયોગ કરવો. ૬૧૨

**કાલાગ્નિ ભૈરવ રસ**-પારદ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, એની કાંજલી કરી ગોખરૂના રસમાં ઘુંટી સુકાયે બારીક ચુર્ણ કરવું. પછી તામ્ર ભસ્મ ૩ ભાગ, તામ્રથી આઠમા ભાગે કાળા સાપનું વિષ, હિંગુલ ૧ ભાગ, ધંતુરાનાં બી ૨ ભાગ, ગોદન્ત ( ઘપાણુ ) ભસ્મ ૫ ભાગ, મનશિલ ૩ ભાગ, ટંકણ ૩ ભાગ, ખાપરીયાની ભસ્મ ૬ ભાગ, નેપાળો ૧ ભાગ હલાહલ ( સ્થાવર વિષ ) ૩ ભાગ, સ્વર્ણ માક્ષિક ભસ્મ ૩ ભાગ લોહભસ્મ ૧ ભાગ, બંગ ભસ્મ ૧ ભાગ. એ સર્વને ખલમાં ઘુંટી આકડાના દુધમાં ઘુંટી પછી દશ મૂળના કવાથ અને પંચમૂળ કવાથથી ક્રમશ એક પછી એકમં ૨ પહોર ઘુંટી એકેક રતીની ગોળીયો વાળવો માત્રા ૧ રતીથી ૨ રતી. એના સેવનથી દારૂણ સન્નિપાત જલદી મટી જાય છે. પૂર્વોકત દહી ભાત પથ્યઃ છે. ૬૧૩ ૬૨૦

**ત્રૈલોકય ચિન્તામણિ—રસ** સિંદુર ૩ ભાગ, કાળા સાપનું વિષ ૨ ભાગ કાલકુટ ૬ ભાગ હરિતાલ ૧ ભાગ, ગોદન્તિ હરતાલ ભસ્મ ૧ ભાગ, અભ્રકભસ્મ ૧ ભાગ;મોરથુથુ ૧ ભાગ; મનશિલ ૧ ભાગ; ગંધક ૧ ભાગ; ટંકણખાર ૧ ભાગ; નેપાળો ૧ ભાગ,ધંતુરાના બી ૧ ભાગ; દંતીમુળ ૧ ભાગ;કરેણનું મૂળ ૧ ભાગ લંગલી (કલીહારી) ૧ ભાગ એ સર્વે એકત્ર કરી પલાશમૂળ (ખાખરાના મુળના સ્વરસથી સાતવાર ભાવના દઈ ચિત્રકમૂળનો ક્વાથ, આદાનો રસ રોહિત મત્સ્ય પિત્ત, મહિશી પિત્ત, મોરનું પિત્ત, બકરાનું પિત્ત વરાહ પિત્ત, કુન્ડુભસર્પનું પિત્ત, એ દરેકમાં દસદસવાર ઘુંટી સર્ષવ સમાન ગોળીઓ બનાવવી. અનુપાન નારીયેળનું પાણી તથા નાગરવેલનું પાન. એમાં શાતોપચાર કરવે. તલનું તેલ ચોળવું શ્રેષ્ટ છે. પથ્ય ઘી. મત્સ્ય, શીત પદાર્થ, ખટાશ, દહીં, જુના ચોખા આદિ ૬૨૧ થી ૬૨૬

**રસેશ્વર**--પારદ ૮ તોલા, ગંધક ૧૬ તોલા, તામ્ર ભસ્મ ૨ તોલા. હરિતાલ ૨ તોલા સ્વર્ણ ભસ્મ ૨ તોલા, એને મિશ્રણ કરી ત્રણ દિવસ સુધી ચિત્રકના રસથી ઘુંટવું; તેમાં સોળમા ભાગે વછનાગ મેળવી બકરો રોહિતમત્સ્ય, આદિના પિત્તની ભાવના દઈ બબ્બે રતીની ગોળી બનાવી દેવી. અનુપાન આદાનો રસ ત્રિકટુ તથા ચિત્રકનો ક્વાથ બધા શરીર પર તેલનો અભ્યંગ કરીને રોગીએ જ્યાં સુધી ટાઢ અસહ્ય લગે તથા મલમૂત્રાદિની પ્રવૃત્તિ થાય અને શરીરે કંમ્પન થાય ત્યાં સુધી ઠંડા પાણીથી સ્નાન કરવું. પથ્ય કાળાં મરી, સાકર, દહીં ભાત ભાજી તથા આદુ બહુ ઓછું આપવું. ફરી સ્નાન આઠમા દિવસ પછી કરાવવું જોઇએ.

**વડવાનલ**—કાન્તલોહ ભસ્મ પારદ, હરિતાલ, ગંધક, સમુદ્ર ફેણ સીંધવ સંચળ, બીડ લવણ, સાંભરલુણ. મીઠું, શુદ્ધની લાંજજન મોરથુથુ, બંગ ભસ્મ પ્રવાલ ભસ્મ; કોડી ભસ્મ, વેક્રાન્ત ભસ્મ, શમ્બુક ( શંખ ) ભસ્મ. સમુદ્રની છીપની ભસ્મ. એ સર્વને સરખે ભાગે લઇ બારમા ભાગે પારદ એમાં મેળવવો. તે પછી થોરનું દુધ, તથા આકડાનું દુધ થી ઘુંટી, ચિત્રકના રસથી ત્રણ દિવસ ભાવના આપવી. પછી એને તાંબાના સંપુટમાં બંધ કરી ઉપર માટી લગાવી પુટ દેવા. પુટ આપી ઔષધમાં ચોથા ભાગે વછનાગ મેળવી કંઇક ક્ષણ ચિત્રકના ક્વાથથી પકવવું. માત્રા અર્ધી રતી, વાત પ્રધાન કફ પ્રધાન, તથા સન્નિપાત જ્વરમાં ત્રિકટુ તથા ચિત્રકના ક્વાથના અનુપાન સાથે આપવું જોઇ એ સંન્નિપાતમાં પણ વાતાધિકય હોવાથી હિતકર છે. ૬૩૧ થી ૬૩૪

**અર્કમૂર્તીરસ**-લોહભસ્મ ૮ ભાગ તામ્રભસ્મ ૧ ભાગ, પારદ ૨ ભાગ, ગંધક ૪ ભાગ. એને એકત્ર મિશ્ર કરી ચિત્રક રસથી ત્રણ દિવસ સુધી ઘુંટવું તે પછી એનાથી સોળમા ભાગે વછનાગ મેળવી પાંચ પિત્તની ભાવના આપવી આ સનિપાત જ્વરમાં હિતકર છે. માત્રા ૧ થી ૨ રતી ૬૩૫.

**ત્રિદોષ દાવાનલો રસ**—જો તામ્ર પાત્રમાં ઉપરનાં ઔષધોને રાખી ફરી લીંબુના રસ,પંચપિત્ત ભોંયરીંગણીનો રસ અને આદાના રસથી એક એક દિવસ ભાવના આપવામાં આવે તો તેનેજ ત્રિદોષ દાવાના રસ કહે છે, માત્રા ૨ રતી. અનુપાન ત્રિકટુ ચુર્ણ; ચિત્રક રસ તથા આદાનો રસ સનિપાતમાં સુંઠ અને કાળાં મરીની સાથે મેળવી એનું નસ્ય પણ આપી શકાય છે. ૬૩૬ થી ૬૩૭

**ત્રિદોષ દાવાનલ કાલમેઘ**--હરિતાલથી બંગ, મનશિલથી સીસુ, રસથી સુવર્ણ તામ્ર બાંગ અને ગંધકથી લોહને જારિત કરી પછી સર્વને સરખે ભાગે લઇ મિશ્ર કરી

હિંગુલથી ફરી પુટ દેવા. એ મિશ્રિત દ્રવ્યની બરાબર પારદ, પારદથી બમણો ગંધક ગંધક સમાન મોરથુથુ લઇ મિશ્ર કરી લીંબુના રસથી મર્દન કરી ગોળો કરી લેવો અને યથાનિયમ પુટપાક કરવો. પુટ પછી મોરથુથુ અને ગંધક મેળવી ચિત્રક રસથી ઘુંટવું પછી મિશ્રિત દ્રવ્યથી સોળમા ભાગે વછનાગ મિશ્ર કરી કિંચિત ચિત્રક રસથી પરિષિકત કરી પાક કર્યા પછી પંચપિત્તની ભાવના દેવી. માત્રા ૨ રતી. દાહ પ્રધાન જ્વરમાં મધ અને પિપળનું ચુર્ણ સાથે આપવું. પથ્ય સાયંકાલે રોગીને મગનું ઓસામણ અને ભાત આપવો જોઇએ.

રસેશ્વરથી લઇ ત્રિદોષ દાવાનલ મેઘ સુધી સંપુર્ણ રસ વાતો લવણ સનિપાતમાં પ્રયુકત કરવા જોઇએ એવો માધવનો મત છે, ૬૩૮ થી ૬૪૧

**શ્રી પ્રતાપ લંકેશ્વરો રસ**—અંઘેડાના મૂળના ચૂર્ણ અને ચિત્રક મૂળની છાલને પાણી સાથે ઘુંટી લુગડે ગાળી રસ કાઢી લેવો, પારદ ગંધક, અભ્રક ભસ્મ, વછનાગ ટંકણ. હરતાલ, એને સમ ભાગ લઇ ઉપરના રસમાં સાત દિવસ સુધી ઘુંટવું એ પછી મુશળીના રસથી ત્રણ દિવસ ભાવના આપી તડકામાં સુકાવી દેવું ગોસ્તાનના આકારની મૂષામાં બંધ કરી સાતવાર કપડ મટી કરી લઘુપુટ દેવા લોહભસ્મ, બંગભસ્મ, રીસાની ભસ્મ, મધુસાર મોથ, રેણુકા ગુગળ, મનશિલ, નાગકેસર, એ સર્વને જુદાં જુદાં પારદનાં સરખા વજને તથા વછનાગનાથી અર્ધા વજને લઇ ખલમાં સંગી વિષ ( સીંગડીઓ વછનાગ ) ના કવાથની સાતવાર ભાવના દઇ સારી રીતે ઘુંટવું તે પછી ત્રિકટુ, ધંતુરો ત્રિફળા, અગથીઓ સમુદ્ર ફીણ; ભાંગ, ચિત્રક. કલિહારી, એના કવાથથી તથા પંચપિતથી સાત સાતવાર ભાવના આપવી. પછી સર્વની સમાન વજને વછનાગથી તેનું પરિધુપન કરી બારીક ચુર્ણ કરવું માત્રા ૧ રતી ચિત્રક કવાથ અથવા આદાનો રસના અનુપાન સાથે નિઃસંજ્ઞ રોગીને આપવું જોઇએ. અસ્રાથી સાથા પર ક્ષત કરીને આદાના રસ સાથે મેળવી એ સ્થલે ઘર્ષણ કરવું જ્યારે રોગીનું મોં ઉઘડી શકે નહિ તો આ પ્રકારે કરવું જોઇએ. એના સેવનથી જો તાપ જણાય તો રોગીને સ્નાન કરાવવું પથ્ય સાકર સાથે દહીં ભાત, છાસ શર્બત આદિ આ પ્રકારે પથ્યનું સેવન કરાવવાથી તાપ તથા રોગ બન્ને દુર થાય છે. કપુર તથા સુખડ આદિનો લેપ પણ અત્યંત લાભકર છે સુગન્ધિ પુષ્પ, ગાયન, વાજંત્ર, કથા મિત્ર સંભાષણ તથા અન્ય સન્તાપહારી ઉપાયો વડે રોગીના પરિતાપનું નિવારણ કરવું જોઇ એ વાત રોગોમાં અનુપાન ચિત્રક તથા સિંધવને પાંડુ રોગમાં પીપળ તથા મધ અને વિવિધ અનુપાનો સાથે વિવિધ રોગોમાં આપવામાં આવે છે. એ સન્નિપાત જ્વરને જલદી દૂર કરે છે. ૬૪૨ થી ૬૬૦

**મૃત સંજીવની**—એક વર્ષથી વધુ જુનો ગોળ ૧ દ્રોણ, બાવળની છાલ ૨૦ પલ, દાડમની છાલ, અરડુસાની છાલ, મોચરસ, વરાક્રન્તા, અરુણા ( અતીવિષ ) તથા આસંન, દેવદાર, બીલીની છાલ, અરડુસાની છાલ, પાટલાની છાલ, શાલિપર્ણિ ( સમેરવો ) પૃશ્નિપર્ણી ( સમેરવો ) બેઠી ભોંયરીંગણી, મોટી ભોંયરીંગણી, ગોખરૂ, ઇન્દ્રવરણાનું મૂળ, એરંડીનું મૂળ, ચિત્રકમૂળ, કૌચાં, સાટોડી, એ દરેકનું ચુર્ણ ૧૦ પલ ( ૧ શેર ) ગોળથી ૮ ગણું પાણી એક ઉંડા માટીના વાસણમાં રેડી તેમાં ગોળ ઓગાળ્યા પછી ઉપરનાં દ્રવ્યો નાંખવાં અને પાત્રનું મોં ઢાંકી કપડ મટીથી બંધ કરવું ૧૬ દિવસ પછી સોપારી પ્રસ્થાનું ચુર્ણ, ધંતુરાનું મૂળ, લવીંગ, પદ્મક, વાળો, રતાંજળી, સવા, અજમો, કાળાં મરી, જીરૂ,

અને કાળુ જીરૂ, કભેરો, જટામાંસી, તજ, નાની ઇલાયચી, જાયફળ, મોથ, ગ્રંથીપર્ણી (ગંઠોડા) સુંઠ, મેથી, મરડાશીંગી, તથા સુખટ દરેક બબ્બે પલ ખાંડી તે તેમાં મેળવી દેવું. ફરી પાત્રનું મો બંધ કરી દેવું. ચાર દિવસ પછી મોચિકા મંત્રે કે મયુર મંત્રથી મદ્ય ટપકાવી લેવું. એના સેવનથી ઘોર સન્નિપાત, કોલેરા, આદિ રોગ શાંત થાય છે. જ્યારે રોગીનાં અંગ શીત થઇ જાય ત્યારે તેને વારંવાર માત્રામાં પ્રયોગ કરાવવો જોઇએ. માત્રા ૨૦ થી ૬૦ ટીપાં ૬૬૪ થી ૬૭૨.

**મૃગમદાસવ**—મૃત સંજીવનીસુરા ૫૦ પલ, ( અભાવે તીવ્રસુરા ) માં કસ્તુરી ૪ પલ, કાળાંમરી ૨ પલ, લવીંગ ૨ પલ, જાયફળ, ૨ પલ, પીપળ ૨ પલ, તથા તજ, ૨ પલ એક માટીના વાસણમાં ભરી સાત દિવસ સુધી તેનું મોં બંધ કરી રાખવું. પછી વસ્ત્રથી ગાળી લેવું માત્રા ૧૦ થી ૩૦ ટીપાં, કોલેરા, હિક્કા, સન્નિપાત જ્વરમાં એનો પ્રયોગ કરવામાં આવે છે. ૬૭૩ થી ૬૭૫.

**ભૈરવેશ્વરો રસઃ**--કાળાં મરી ૨ ભાગ, વછનાગ, ૧ ભાગ, કોડીની ભસ્મ અર્ધો-ભાગ, એને ઘુંટી પાણીથી મર્દન કરી ગોળીયો બનાવી લેવી. માત્રા અર્ધી રતી. આ ભૈરવેશ્વર નામનો રસ શ્લેષ્મા-કફ શરદીનો નાશ કરે છે. બધાં માથાનાં સૂળમાં તેને સુંઘાડવું જોઇએ. સન્નિપાતમાં પિપળના ચુર્ણ સાથે આપવું. ૬૭૬ થી ૬૭૮.

**કફકેતુઃ**—ટંકણ, પિપળ, શંખભસ્મ, વછનાગ એને સમભાગે લઇ આદાના રસની ત્રણ ભાવનાઓ દઇ અર્ધી અર્ધી રતીની ગોળીયો બનાવવી. અનુપાન આદાનો રસ પ્રતિ-સ્યાય, શ્વાસ, કાસ શિરો રોગ, ગલ રોગ, તથા અન્ય કફરોગને જલ્દી મટાડે છે. ૬૭૯ થી ૬૮૦.

**કફકેતુઃ**--શંખ ભસ્મ કાળાં મરી, સુંઠ પીપળ, ટંકણ. એને સરખે ભાગે લઇ પાંચેની બરાબર વજને વછનાગ મેળવવો. આદાના રસની ત્રણ ભાવનાઓ દઇ પા પા રતીના બરાબર ગોળાયો વાળવો. સવાર સાંજ ખાલી પેટે એકેક ગોળી આદાના રસ સાથે આપવી. આ કફકેતુ રસ સન્નિપાત જ્વર, કંઠરોગ, શિરોરોગ પ્રતિશ્યાય, તથા કફ રોગોનો નાશ કરે છે ૬૮૧ થી ૬૮૩

**શ્લેષ્મ કાલાનલો રસઃ**-હિંગળામાંથી કાઢેલો પારદ, ગંધક, તામ્રભસ્મ મોરથુથુ, મનશિલ, હરિતાલ, કામફળ, ધતુરાનાં બી હીંગ, સુવર્ણ માક્ષિક ભસ્મ, કુષ્ટ, નસોતર, દેતીમૂળ, કાળાં મરી, સુંઠ, પીંપર, અગર માળાનો ગોળ, બંગભસ્મ, ટંકણ. એને સરખે ભાગે લઇ થોરિના દુધમાં ઘુંટી એકેક રતીની ગોળીયો બનાવવી. રોગીના કોઠની તથા કાલની પરીક્ષા કરી એનો પ્રયોગ કરાવવો. વાતકફ તથા પિત્તકફજ મંદાગ્નિ, જીર્ણજ્વર, સોજા, કફોલ્વણ સન્નિપાત જ્વર આદિમાં પ્રશસ્ત છે. શ્લેષ્મ પ્રધાન ધાતુને છોડી શેષને વાતાત્મક કરી દે છે. અનુપાન ભેદ તથા વિરેચન પૂર્વક પ્રયોગ કરવાથી વિવિધ રોગોમાં હિતકર છે. ૬૮૪ થી ૬૮૮.

**સ્વલ્પ કસ્તુરી ભૈરવો રસઃ**-હિંગુલ, વછનાગ, ટંકણ, જાવંત્રી, જાયફળ કાળાં મરી, પિપળ તથા કસ્તુરીને જુદાં જુદાં સરખે ભાગે લઇ પાણીથી ઘુંટી એક એક રતીની ગોળીયો બનાવવી. તે દારૂણ સન્નિપાત જ્વરમાં હિતકર છે. ૬૮૯

**બૃહત્કસ્તુરી ભૈરવો રસઃ**—કસ્તુરી, કપુર, તામ્રભસ્મ, ધાવડીનાં ફુલ, કૌચનાં બી, બંગભસ્મ, સ્વર્ણભસ્મ, મોતીભસ્મ, પ્રવાલભસ્મ, લોહભસ્મ, કાળીપાટ, વાવડીંગ, મોથ, સુંઠ, વાળો, હરિતાલ, અભ્રકભસ્મ, આંબળાં એ સર્વ સરખે ભાગે લઇ બારીક ઘુંટી આકડાનાં પાંદડાંના રસમાં ઘુંટી બબે રતીની ગોળીયો વાળવી આદાના રસના અનુપાન સાથે સર્વ તાવમાં પ્રયોગ કરવો જોઇએ. તેથી વિષમજ્વર, દ્વન્દ્વજ, ભૌતિક, કામાદિ, અભિચારકૃત, આદિ સર્વ પ્રકારના જ્વર મટે છે. આમાતીસાર, ગ્રહણી, જ્વરાતિસાર આદિરોગોમાં બીલી, જીરૂ તથા મદ સાથે સેવન કરાવવું. અગ્નિપ્રદીપ્ત કરે છે, કાસરોગ, પ્રમેહ, હલીમક આદિરોગોને મટાડે છે. જીર્ણજ્વર, નવો જ્વર, બીજે દિવસે આવતો જ્વર, સંતત જ્વર, એકાહિક, દ્વાહિક, ત્રીજીયો, ચોથીયો, પાંચમે દિવસે આવનારો, છઠે દિવસે, પખવાડીયે તથા માસે આવનારો સર્વ પ્રકારના જ્વરને આ રસ આદાના રસ સાથે ખાવાથી હણે છે. ૬૯૦ થી ૬૯૭.

**શ્રી કાલાનલો રસઃ**—પારદ, ગંધક, અભ્રકભસ્મ, ટંકણ, મનશિલ, હિંગુલ, કાળા-સાપનું વિષ, સોમલ, તામ્રભસ્મ, દરેક બબે તોલા લઇ સૂક્ષ્મ ચુર્ણ કરવું તે પછી નીચેનાં દ્રવ્યોની ભાવના આપવી. ભાવનાનાં દ્રવ્યોઃ–લંગલીનું મૂળ, કુકડવેલાનું મૂળ, રાતા ચિત્રકનું મૂળ, ભોંઇ આંબળાંનું મૂળ–( જેનાં ફળ તથા ફુલ ન આવ્યાં હોય ), ભારંગી, આકડાનું મુળ તથા શુકર, ભેંસ, બકરી, મોર તથા મત્સ્યનું પિત્ત અને આદાના રસની ભાવના દઇ સર્ષવ પ્રમાણે ગોળીયો બનાવી સન્નિપાત જ્વરમાં ઉપયોગ કરવો. ૬૯૮ થી ૭૦૧

**અથ મધ્યજ્વરે જ્વરમાં તંગ કેશરીઃ**—પારદ ૧ માસો, ગંધક ૧ માસો, હરિતાલ ૧ માસો, સ્વર્ણ માક્ષિક ભસ્મ ૧ માસો, સુંઠ ૧ માસો, પિપળ ૧ માસો, કાળાં મરી ૧ માસો, હરડે ૧ માસો, યવક્ષાર ૧ માસો, સાજીખાર ૧ માસો, સીંધાલુણ, ૧ માસો, લીંમડાની લીંબોળી ૧ માસો, ઝેર કચોલાં ૧ માસો, ચિત્રક ૧ માસો, ધંતુરાનાં બી ૨ માસા, વછનાગ ૨ માસા, એને નગોડના પાંદડાંના રસની ભાવના આપી ૧॥ રતીની ગોળીયો બનાવી લેવી. અનુપાન ગરમજળ આ રસ બધાજ્વરોને મટાડે છે. ભેદન કરે છે તથા દોષોને નષ્ટ કરે છે. આમાજીર્ણ, કમળો, પાંડુ, તથા જઠરામયમાં અત્યંત હિતકર છે. આ રસ અગ્નિવર્દ્ધક છે. ૭૦૨ થી ૭૦૭

**રસ મંગલોત જ્વર મુરારિ રસઃ**—પારદ ૨ તોલા, ગંધક ૨ તોલા, વછનાગ ૨ તોલા, હિંગુલ ૨ તોલા, લવીંગ ૧ તોલો કાળાંમરી ૮ તોલા ધંતુરાનાં બી ૧૬ તોલા, નસોતર ૨ તોલા, એના ચુર્ણને દેતીમૂળના કવાથથી સાતવાર ભાવના દઇ એક એક રતીની ગોળીયો બનાવી લેવી. આ રસ સંપૂર્ણ જ્વરોને નાશ કરે છે. જે કામમાં અજીર્ણ તથા બંધકોષ હોય તેમાં હિતકર છે. સર્વાંગગ્રહ, ગલ્લાબ, આમવાત, અમ્લપિત્ત, કાસ, શ્વાસ, યક્ષ્મા, ત્રિદોષજ ઉદરરોગ, ગૃધ્રસી, સન્ધિમજ્જાગત વાતમાં, શોથ, યકૃત, પ્લીહા, વાત વ્યાધિ અને કુષ્ટ રોગમાં પણ પ્રયોગ થઇ શકે છે. ૭૦૮ થી ૭૧૩

**જ્વર કેશરીઃ**—પારદ, વછનાગ સુંઠ, પીંપળ, કાળાં મરી, ગંધક, હરડે, બેહાં, આંબળાં દરેક એકેક ભાગ, સર્વની સમાન નેપાળો મેળવી ભાંગરાના રસથી ઘુંટી એકેક રતીની ગોળીયો બનાવી લેવી. બાળકોને માટે સર્ષવ સમાન ગોળીયો બનાવવી જોઇએ. આ રસ સાકર સાથે લેવાથી પિત્તજ્વર નષ્ટ થાય છે. સન્નિપાત જ્વરમાં કાળાંમરી સાથે અને દાહજ્વરમાં પીપળ તથા જીરાની સાથે ઉપયોગ કરાવવો. આ રસ બધા જ્વરોને નષ્ટ કરે છે, ૭૧૪ થી ૭૧૬.

**જ્વર મુરારી:**—હિંગળો, વછનાગ, પીપળ, મરી, ટંકણ, હરડે દરેક એકેક ભાગ, સુંઠ ૨ ભાગ, ને પાળો ૮ ભાગ એને એકત્ર નાટી પાણીથી ઘુંટી રતી રતીની ગોળીયો બનાવવી. અનુપાન આદાનો રસ તે જલ્દી જ્વર મટાડે છે. ૭૧૭

**જ્વર ભૈરવો રસ:**—સુંઠ, પીંપર, મરી, હરડે, બેઢાં, આંમળાં, ટંકણ, વછનાગ, ગંધક, પારદ, નેપાળો સર્વના સરખે ભાગે લેવો. દ્રોણ પુષ્પી ( કુબો ) ના રસમાં આખો દિવસ ઘુંટી રતી રતીની ગોળીયો બનાવવી. નાગરવેલનાં પાન સાથે એક ગોળી સેવન કરાવવી. પથ્ય મગનું ઓસામણ તથા શ્રી ખણ્ડિ ...વજ્વર, સન્નિપાત જ્વર, જીર્ણજ્વર અને વિષમજ્વર ને જલ્દીજ નષ્ટ કરીદે છે. ૭૧૮ થી ૭૨૦.

**વિદ્યાધરો રસ:**—પારદ, ગંધક, તામ્રભસ્મ, સુંઠ, પીંપર, મરી, કડુ, ટંકણ, હરડે, બેઢાં, આંબળાં, નસોતર, દંતીમુળ, ધંતુરાનાં બી, આકડાનું મૂળ, વછનાગ, એ સર્વ સરખા ભાગે લઇ બધાંના બરાબર નેપાળાનું ચુર્ણ તેમાં મેળવવું. તે પછી થોરના દુધ તથા દંતીમૂળના કવાથથી સારી રીતે ઘુંટી બબે રતીની ગોળીયો બનાવી લેવી. આ રસ સામજ્વર, પાન્ડુ, ગુલ્મ, ગ્રહણી, અર્શ, વાતસન્ન, અજીર્ણ, સામ, ક્રિમરોગ, મળબંધ, બરોળ, યકૃત આદિરોગોને મટાડે છે. ૭૨૧ થી ૭૨૪

**બ્રહદ હિંગુલેશ્વર:**—હિંગળો, વછનાગ, પિપળ, મરી, ટંકણ દરેક અકેક ભાગ, સુંઠ બે ભાગ, એ બધા વજનની બરાબર શુદ્ધ નેપાળાનું ચુર્ણ એકંદર કરી ઘુંટી તૈયાર કરવું. માત્રા અર્ધી રતી જલ્દી જ્વરને નષ્ટ કરે છે. ૭૨૫

**પંચાનનો રસ:**—વછનાગ ૨ ભાગ, કાળાં મરી ૪ ભાગ, ગંધક ૩ ભાગ, હિંગુલ ૧ ભાગ, તામ્રભસ્મ ૨ ભાગ, એ સર્વને ખલમાં ઘુંટી આકડાના મૂળના રસમાં સારી રીતે ઘુંટી એક એક રતીની ગોળીયો બનાવવી. આ પંચાનનાખ્ય રસ જ્વરરૂપી હાથીના મદને ચૂર કરવા માટે પંચાનન ( સિંહ ) સ્વરૂપ છે. પથ્ય સીંધાલુણ હરડે, મદ, દહીંભાત, સુગંધી પદાર્થનો લેપ, શીતલ જળ, દૂધ, દાડમ. ૭૨૬ થી ૭૨૮.

**ચન્દ્રશેખરો રસ**—પારદ ૧ તોલા, ગંધક ૨ તોલા, કાળાં મરી ૨ તોલા, ટંકણ ૨ તોલા, સાકર ૭ તોલા, એ સર્વને મિશ્ર કરી પછી ત્રણ દિવસ ઘુંટી બબે રતીની ગોળીયો બનાવવી. અનુપાન આદાનો રસ, ઠંડુ પાણી, પથ્ય—છાસ, ભાત, રીંગણાં આ રસ અતિઉગ્ર શ્લેષ્મ પિત્ત જ્વરને નષ્ટ કરે છે. ૭૨૯ થી ૭૩૧

**અર્દ્ધનારીશ્વરો રસ:**—પારદ, ગંધક, વછનાગ, ટંકણ, દરેક સરખે ભાગે લઇ જ્યાં સુધી કજ્જલી કાળા રંગની થાય ત્યાં સુધી ઘુંટવું. પછી કાળા સાપના મુખમાં એને ભરી બહાર કપડ મટી કરી દેવા એને એક માટીના વાસણમાં ઉપર અને નીચે સીંધુ લુણ ભરી વચમાં રાખવું અને માટીના પાત્રથી મેં બંધ કરવું. ચાર પહોર સુધી તીવ્ર અગ્નિથી પકવવું. સ્વાંગશીતલ થયે કહાડી ખલમાં ઘુટી કજ્જલી કરવી. તે અર્ધી રતી પરિમાણથી એનો નાસ લેવાથી ડાબા ભાગનો જ્વર નષ્ટ થાય છે. પછી જમણા ભાગને પણ નીરોગ કરે છે. આ રસ ઘણો આશ્ચર્યકારક છે. ૭૩૨ થી ૭૩૬

**મૃતસંજીવના રસ**—હિંગળો ૪ ભાગ, નેપાળો ૩ ભાગ, ટંકણ ૨ ભાગ, વછનાગ ૧ ભાગ એને પ્રથમ આદાના રસમાં એક પહોર સુધી ઘુંટી બારીક કરવું. માત્રા ૧ રતી. અનુપાન ત્રિકટુ, ચિત્રક તથા સિંધાલુણ એનો સેવનથી બે પ્રહરમાંજ તાવ ઓછો થઇ જાય છે. કપુર તથા સખડનો લેપ કરવો અને કાંસાના પાત્રથી ભોજન કરવું જોઇએ. પથ્યા

કપુરવાળી છાસ સાથે ભાત જમવો. સન્નિપાત જ્વર, વિષમજ્વર, આમવાત, વાતગુલ્મ, શુળ, પ્લીહા, જલોદર, શીતજ્વર, દાહજવર, સન્તતજ્વર, મન્દાગ્નિ, તથા વાત વ્યાધિયોમાં આ રસનો પ્રયોગ કરવો જોઇએ. ૭૩૭ થી ૭૪૨

**શ્રી રસરાજઃ**—પારદ ૧ ભાગ, સ્વર્ણમાક્ષિક ભસ્મ ૧ ભાગ, મનાશિલ ૨ ભાગ, ગંધક ૩ ભાગ, હરિતાલ ૧૧ ભાગ, તાંબાની ભસ્મ ૫ ભાગ, બીલામાં ૩ ભાગ એ સર્વનું મિશ્ર કરી ચુરણ કરવું, પછી થોરના દુધથી પલાળી માટીના પાત્રમાં ભરી દઢ મુદ્રાથી બંધ કરી ચાર પહોર સુધી પાક કરવો. સ્વાંગ શીતલ થયે ઔષધને સારી રીતે ઘુંટી તૈયાર કરવું. આ રસની બે રતી માત્રામાં નાગરવેલના પાનના મૂકી સેવન કરાવવું જોઇએ. આ રસ અષ્ટવિધ જ્વરને નષ્ટ કરે છે. ૭૪૩ થી ૭૪૬

**મુદ્રાઘોટકો રસઃ**—પારદ, ગંધક, સાજીખાર, યવક્ષાર, ટંકણ, સીધવ, સંચળ, બીડલવણ, ગુગળ, બચ્છનાગ દરેક બબે માસા, એને એકત્ર મિશ્રણ કરી કાળા ધંતુરાના મૂળના રસથી સાત ભાવના આપી, ગોખરૂ, ઇન્દ્રજવ, એલાઇ, કરજ, ચિત્રકમૂળ, માલકાંકણી, ભૂકુરવક ( ગોરખમુંડી ) ત્રિફળા અને ભોંયરીંગણીના રસથી જુદું જુદું ઘુંટી એક એક રતીની ગોળીયો બનાવી લેવી. એક ગોળી ખવરાવી. રોગીને સુવાડી કામળી આદિ વસ્ત્ર ઓઢાડવું. આ રસ જલ્દીજ સંપૂર્ણ જ્વરોને નષ્ટ કરી દે છે. ૭૪૭ થી ૭૫૦

**શીતારી રસઃ**—પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, ટંકણ ૧ ભાગ, નેપાળો ૨ ભાગ, સીંધાલુણ ૧ ભાગ, કાળાં મરી ૧ ભાગ, આંબલીની છાલની ભસ્મ ૧ ભાગ તથા સાકર ૧ ભાગ, એને લીંબુનારસમાં ઘુંટી એક એક રતીની ગોળીયો બનાવવી અનુપાન ગરમ જળ વાત કફજવરને આ રસ નષ્ટ કરે છે. શીતજ્વરને હરણ કરવામાં આ રસ ઉત્કૃષ્ટ છે. ૭૫૧ થી ૭૫૩

**પર્ણ ખન્ડેશ્વરઃ**—પારદ, ગંધક, મનશિલ, વછનાગ. એને સરખેભાગે લઇ ખલમાં ઘુંટી નગોડના રસથી અને આદાના રસથી ત્રણવાર ભાવના દેવી. માત્રા પા રતી એને પાનની સાથે સેવન કરવાથી અદ્ભૂત રીતે જ્વરને નષ્ટ કરે છે. ૭૫૪

**શીતભંજી રસઃ**—૬ તોલા શુદ્ધ તાંબાનો ખલ બનાવી તે ખલમાં પારદ, ખાપરીયું, હરિતાલ, મોરથુથુ, ટંકણ, ગંધક, દરેક અકેક તોલો લઇ કારેલીના રસથી એક દિવસ ઘુંટી એ ઔષધને તાંબાના ખલમાં અંદરના ભાગમાં લિપ્ત કરી દેવો. પછી એક હાંલ્લીમાં એ ખલને અધોમુખ રાખી એક બીજા પાત્રથી એ ખલને ઢાંકી દેવો. પછી એ હાંલ્લીને રેતીથી ભરી ઉપર કાંઇક વ્રીહી પદાર્થ ભરવો. તે પછી અગ્નિ ઉપર પકવવું. જ્યારે હાંલ્લીના મોં ઉપર અનાજના દાણા મૂકતાં ધાણી ફુટે ત્યારે જાણવું જોઇએ કે રસ સિદ્ધ થઇ ગયો. ત્યારે એ દવાને બહાર કાઢી ઘુંટવી તેમાં મરીનું ચુર્ણ ૬ તોલા મેળવવું. માત્રા ૧ રતી પાન સાથે વાતિક જ્વરમાં સેવન કરાવવું. આ દવા જલ્દી જ્વરને નષ્ટ કરે છે. ૭૫૫ થી ૭૫૮

**જ્વરાંકુશો રસઃ**—પારદ ૧ માસો વછનાગ ૧ માસો, ગંધક ૧ માસો, ધંતુરાનાં બી ૩ માસા, ત્રિકટુ ૧૨ માસા, એકંદર ઘુંટવું માત્રા ૨ રતી. એને લીંબુની મજ્જા તથા આદાના રસના અનુપાન સાથે આપવો. આ રસ સંપૂર્ણ જ્વરો, અર્થાત એકાહિક, દ્વાહિક, ત્र्याહિક, ચોથીયો આદિ વિષમજ્વર, સન્નિપાત જ્વર આદિ જલ્દી નષ્ટ થાય છે. ૭૫૯ થી ૭૬૧.

**જ્વરાંકુશ રસઃ**—પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, ટંકણ ૨ ભાગ, વછનાગ ૧ ભાગ, કાળાં મરી ૫ ભાગ, કાયફળ ૫ ભાગ, નેપાળા ૫ ભાગ, એ સર્વને એકત્ર ઘુંટી બારીક ચુર્ણ કરવું. માત્રા ૧ રતી આ જીર્ણજ્વર તથા સન્નિપાત જ્વરને નષ્ટ કરે છે. ૭૬૨ થી ૭૬૩.

**જ્વરાંકુશો રસઃ**—તામ્રભસ્મ ૧ ભાગ, હરિતાલ ૨ ભાગ એને સુષવી (કલોંજીજીરૂ) ના રસથી ઘુંટી ભૂધર યંત્રમાં પુટ આપવો. સ્વાંગ શીત થયે થોરના દૂધથી ઘુંટી ફરી ભૂધરયંત્રમાં પાક કરવી. માત્રા અરધી રતી; અનુપાન આદાનો રસ એકાહિક, દ્વાહિક, ત્ર્યાહિક, ચોથીયો, વિષમજ્વર, શીતજ્વર આદિજ્વર નષ્ટ થાય છે. ૭૬૪ થી ૭૬૬

**જ્વરાંકુશો રસઃ**—પારદ ૨ તોલા, ગંધક ૨ તોલા, સુંઠ ૧ તોલો, ટંકણ ૧ તોલો, હરિતાલ ૧ તોલો, વછનાગ ૧ તોલો, એ સર્વને ભાંગરાના રસથી ત્રણ દિવસ ભાવના આપી ચોથા દિવસે રતી રતીના પ્રમાણની ગોળીયો વાળવી. અનુપાન–પિપળ અને મદ. આ જ્વરાંકુશ વિષમજ્વરને નષ્ટ કરે છે. ૭૬૭ થી ૭૬૯

**જ્વરાંકુશઃ**—કાળાંમરી, ટંકણ, શંખભસ્મ, પારદ, ગંધક, બ્રહ્મપુત્ર વિષ (અભાવમાં વછનાગ) એને સરખે ભાગે લઇ અર્ધી રતીના પ્રમાણમાં ગોળીયો બનાવવી, પાન સાથે સેવન કરવાથી આ રસ અષ્ટવિધજ્વર મટાડે છે. ૭૭૦ થી ૭૭૧

**સર્વ જ્વરાકુશ વટીઃ**—પારદ ૧ તોલો, ગંધક ૧ તોલો, એની કજ્જલી કરી એમાં મરી, સુંઠ, પીંપર, તજ, શુદ્ધને પાળો, કુષ્ટ, કરીયાતુ, મોથ. દરેકનું ચુર્ણ ૧ તોલો મેળવવો. નગોડના પાંદડાંના રસની તથા આદાના રસની ભાવના દઇ બબે રતીની ગોળીયો બનાવવી. ગોળીયોનું સેવન કર્યા પછી રોગીએ વસ્ત્ર ઓઢવું. આ જ્વરાં કુશવટી સંપૂર્ણ જ્વરોને નષ્ટ કરે છે. વાત જ્વર, પિત્તજ્વર, કફજ્વર, સંપૂર્ણ વિષમજ્વર, પ્રાકૃતજ્વર, વૈકૃતજ્વર, વાતકફજ્વર, અંતર્ગતજ્વર, બહિઃસ્થ જ્વર, નિરામજ્વર, સામજ્વર, આદિ જ્વરોને આ રસ જેમ વીજળી વૃક્ષને નષ્ટ કરે તેમ નષ્ટ કરે છે. ૭૭૨ થી ૭૭૬

**મહા જ્વરાંકુશઃ**—પારદ, ગંધક, તામ્રભસ્મ, હિંગળો, હરિતાલ, લોહભસ્મ, બંગભસ્મ, સ્વર્ણમાક્ષિક ભસ્મ, ખાપરીયુ, મનશિલ, અભ્રકભસ્મ, સ્વર્ણગેરૂ, ટંકણ, રવર્ણભસ્મ, બંગભસ્મ, એને સરખેભાગે મિશ્રકરી ક્રમશઃ લીંબુ, તુળસી, ચિત્રક, ભાંગ, તથા તિન્તિડી (આંબલી) ના રસથી ત્રણ દિવસ ભાવના દઇ રતી રતી પ્રમાણની ગોળીયો કરી છાયામાં સુકાવી લેવું. આ ગોળી અગ્નિપ્રદીપક, તથા જ્વર વિના શક છે. વાતજ, પિત્તજ, કફજ, વાતપિત્તજ. વાતકફજ, કફપિત્તજ, ચિરકાલોત્પન્ન, (જીર્ણજ્વર) એકાહિક, દ્વારિક, સંન્નિપાતક, ચોથીયો, દુર્જલજ્વર, આદિ સંપૂર્ણ જ્વરોને આ ગોળીયો વિનષ્ટ કરે છે. જ્વરનો નાશ કરવાને માટે આથી વધુ ઉત્તમ દવા નથી. ૭૭૭ થી ૭૮૩.

**જ્વરાંકુશોક રસઃ**—પારદ, ગંધક, રોહિતમત્સ્યનું પિત્ત, વછનાગ, દરેક એકક તોલો, ત્રિગુણ હરિતાલજારિત તામ્ર ( ત્રણગણી હરિતાલથી ભસ્મ કરેલી તામ્રભસ્મ ) ૨ તોલા, એને એકત્રિત કહી ૨૧ વાર લીંબુના રસની ભાવનાઓ દેવી માત્રા અર્ધીરતી. આ અષ્ટવિધ જ્વરને નષ્ટ કરે છે. તંત્રાન્તરમાં આ રસનું નામ રવિસુન્દર રસ છે. ૭૮૪ થી ૭૮૫

**ચિન્તામણિ રસઃ**—પારદ, ગંધક, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, હરડે, બેહડ, આંબળાં, સુઠ, પીંપળ, મરી, શુદ્ધને પાળો; એને એકત્ર મિશ્ર કરી દ્રોણ પુષ્પી ( કુબા ) ના રસની સાત ભાવનાઓ આપી એકેક રતી યા બે બે રતીની ગોળીયો બનાવવી. અનુપાન આદાનો

રસ. આ ચિન્તામણી રસ અજીર્ણ, અષ્ટવિધજ્વર તથા શૂળમાં અત્યંત હિતકર છે. ૭૮૬ થી ૭૮૮

**શીતભંજી રસઃ**—શુદ્ધ મોરથુથુ, ૧ પલ ( ચાર ભાર ) શમ્બુક (છીપ) ભસ્મ ૨ પલ, હરિતાલ ૪ પલ, એને મિશ્રકરી ચુર્ણ કરી તેને કુંવાર પાઠાના રસમાં ઘુંટી ટીકડીયો બનાવી સુકવી દેવી. સુકાયેથી તેને શરાવ સંપુટમાં બંધ કરી ગજપુટ અગ્નિ આપવો. સ્વાંગ શીતલ થયે કહાડી પ્રયોગ કરવો. માત્રા અર્ધી રતી સાકર સાથે. પથ્ય—દૂધ ભાત, વિષમજ્વરને નષ્ટ કરે છે. ૭૮૯ થી ૭૯૧

**ચિન્તામણિ રસઃ**—હરતાલ ૧ પલ ( ચાર તોલા ) છીપ ભસ્મ ૧ પલ, મોરથુથુ ૧ પલ, એને પાણીથી ઘુંટી ટીકડીયો બનાવી લઇ સુકવી, સરાવ સંપુટમાં બંધ કરી ગજપુટ અગ્નિ આપવો. સ્વાંગ શીતલ થયે સાકર સાથે સેવન કરાવવું. માત્રા અરધી રતી. આ સંપૂર્ણ જ્વરોને મટાડે છે. ૭૯૨ થી ૭૯૩

**ત્ર્યાહિકારિ રસઃ**—ખાપરીયાની ભસ્મ ૨ તોલા, શંખભસ્મ ૨ તોલા, મોરથુથુ અર્ધો તોલો, એનેક્રમશઃ ગળજીભી, અહણી, તથા તંન્ડુલી (તાંદળજા) ના રસની સાત ભાવનાઓ આપવી. માત્રા અરધી રતી. અનુપાન જુનું ઘી એથી ત્રીજીયો જ્વર શાંત થઇ જાય છે. ૭૯૪ થી ૭૯૫

**ચાતુર્થકારિ રસઃ**—હરતાલ, મનશિલ, મોરથુથુ, શંખભસ્મ, ગંધક એ સર્વે સરખે ભાગે લઇ કુંવાર પાઠાના રસમાં ઘુંટી ટીકડીયો બનાવી સુકવી શરાવ સંપુટમાં બંધકરી ગજપુટ આપવો. પછી સ્વાંગશીત થયે કાઢી અર્ધી અર્ધી રતીની ગોળીયો બનાવવી. આ રસના પ્રયોગથી શીતજ્વર, વિશેષે કરી ચોથીયો તાવ નષ્ટ થાય છે. કાળાં મરી, તથા ઘી વાળી છાસ પીને પછી આ રસનું સેવન કરવું જોઇએ. આ રસના સેવન કરવાથી ઉલ્ટી થઇ જ્વર શાંત થઇ જાય છે. ૭૯૬ થી ૭૯૮

**રાત્રિ જ્વરે વિશ્વેશ્વરો રસઃ**—પારદ, ખાપરીયાનીભસ્મ, ગંધક, એને સરખે ભાગે લઇ ક્રમશઃ પીપળાના મૂળનો કવાથ, કોલકમૂળ ( ચવક ) બેઠી ભોંયરીંગણી તથા પીલુડીના રસથી ત્રણ દિવસ ભાવના દઇ બબ્બે રતી યા ત્રણ ત્રણ રતીની ગોળીયો બનાવવી. અનુપાન ગાયનું દુધ. આ રસ રાત્રિજ્વરમાં અત્યંતહિત કર છે. કોલક મૂલની જગ્યાએ કેટલાક આચાર્યોના મત પ્રમાણે ધંતુરાના મૂળના સ્વરસની ભાવના આપવામાં આવે છે. ૭૯૯ થી ૮૦૧

**વિક્રમ કેશરિ રસઃ**—તામ્રભસ્મ, ૧ ભાગ, બંગભસ્મ, ૨ ભાગ, એને વિધિપૂર્વક ઘુંટી જ્યારે ઝીણું થઇ જાય ત્યારે વછનાગ, પારદ, ગંધક દરેક અકેક ભાગ લઇ મિશ્ર કરવું. તેને લીંબુના મૂળની છાલના કવાથની ૨૧ વાર ભાવના દઇ રતી રતીની ગોળીયો બનાવવી. આ રસ સંપૂર્ણ જ્વરોમાં હિતકર છે. ૮૦૨–૮૦૩

**જ્વર કાલકેતુ રસઃ**—પારદ, વછનાગ, ગંધક, તામ્રભસ્મ, મનશિલ, ભિલામાં, હરિતાલ, એને થોરના દુધથી ઘુંટી ટીકડીયે બનાવી માટીના કોડીયામાં મૂકી કપડ મટીથી બંધકરી ગજપુટ આપવો. સ્વાંગ શીત થયે કાઢી વાટી તૈયાર કરવું. માત્રા અરધી રતી અનુપાન મદ આ રસ મહાઉગ્ર અષ્ટવિધ જ્વરને નષ્ટ કરે છે. આ રસને મનુષ્યોના હિત માટે મહાદેવે પાર્વતીને કહ્યો હતો. ૮૦૪ થી ૮૦૫

**ત્રિપુરારિ રસઃ**—હિંગળો, પારદ, તામ્રભસ્મ, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ, વછનાગ,

દરેક બબ્બે તોલા, બંગભસ્મ ૧ તોલો, એને આદાના રસથી ઘુંટી એકેક રતીની ગોળીયો બનાવવી. અનુપાન સાકર અને આદાનો રસ અષ્ટવિધ જ્વર, દુર્જલજ્વર, બરોળ, ઉદરરોગ, સોજા, અતિસાર આદિ રોગોને નષ્ટ કરે છે. ૮૦૬ થી ૮૦૮

**મેઘનાદ રસઃ**--બંગભસ્મ ૧ તોલો, કાંસાની ભસ્મ ૧ તોલો, તામ્રભસ્મ ૧ તોલો, ગંધક ૩ તોલા, એકત્ર મેળવી તેને તાંદળજાની ભાજીના રસથી ઘુંટી સંપુટમાં બંધ કરી ગજપુટ આપવો. આ પ્રકારે ૯ પુટ દેવાથી મેઘનાદ રસ સિદ્ધ થાય છે. માત્રા ૧ રતી એને પાન સાથે સેવન કરવાથી વિષમજ્વર નષ્ટ થાય છે. પથ્ય દુધ ભાત સર્વ પ્રકારના જ્વરાતિસારમાં અનુપાનઃ સુંઠ, અતિવિષ, મોથ, કરીયાતુ, ગળો અને અરડુસી, મેળવી ૨ તોલાનો ૩૨ તોલામાં કવાથ કરી ૮ તોલા રહે ત્યારે એ કવાથના અનુપાનથી જ્વરાતિસાર તરૂણજ્વર, જીર્ણજ્વર, તૃષ્ણા અને દાહ નષ્ટ થાય છે. ૮૦૯ થી ૮૧૨

**શીતારિ રસઃ**--હરિતાલ ૪ તોલા, હિંગળમાંથી કહેલો પારદ ૨ તોલા, ગંધક ૧ તોલો, મનશિલ ૬ માસા એને કારેલીના રસથી ઘુંટી પછી ૭ાા તોલા ચોખ્ખા તાંબાનો ખલ બનાવરાવી તેની અંદર ઉપરનાં ઔષધો ચોપડવાં. તે પછી એક હાંલ્લીમાં તે મૂકી બીજું માટીનું શકોરૂં તેના ઉપર મૂકી બંધ કરવું. પછી હાંલ્લીમાં બાકીના ભાગમાં રેતી ભરી હાંલીના મોંને બંધ કરી દેવું અને સવારથી સાંજ સુધી તીવ્ર અગ્નિથી પકવવુ. બીજા દિવસે સ્વાંગ શીત્તલ થયે ઉઘાડવું તથા તાંબાના ખલમાં ઘુંટી લેવું. પછી તેનો ઉપયોગ કરવો. માત્રા અરધી રતી. એક માત્રા બરાબર કાળાં મરીનું ચુર્ણ મેળવી પાનની સાથે ચાવી જવું. પછી ઠંડું પાણી પીવું, આ સંપૂર્ણ વિષમજ્વર દાહ તથા ટાઢને મટાડે છે. પથ્ય દૂધ ભાત. ૮૧૪ થી ૮૧૬

**સ્વચ્છંદ ભૈરવો રસઃ**--પારદ ૨ માસા, વછનાગ ૨ માસા ગંધક ૨ માસા, જાયફળ ૧ માસો, પીપર ૩ાા માસા, એને ખલમાં ઘુટી અરધી રતીની ગોળીયો બનાવવી, પાનમાં રાખી આદાના કે દ્રોણપુષ્પીના રસ સાથે સેવન કરાવું. શીતજ્વર, સન્નિપાત, કોલેરા, વિષમજ્વર સળેખમ, શરદી, જ્વર, અજીર્ણ, મંદાગ્નિ, ઉલ્ટી, દારૂણ માથાનો રોગ ( માથું ચઢવું. ) આદિમાં આ રસનો પ્રયોગ કરાવવો પથ્યઃ દોષોના બલાબલ અનુસાર દહીં ભાત આદીનું સેવન કરવું. ૮૧૭ થી ૮૨૦

**જ્વરારિ રસઃ**--હિંગળો, ગંધક, પારદ, તામ્રભસ્મ, શીશાની ભસ્મ અભ્રકભસ્મ, ટંકણ, બિડલવણ, મનશિલ, એને સરખેભાગે લઇ ગરમાળાનાં પાંદડાંના રસની દસ ભાવના દઇ અરધી રતીની ગોળી બનાવવી. અનુપાન આદાનો રસ. આ ચુંક સર્વ પ્રકારનાં શુળ, જ્વ ને હણે છે. પ્રવૃદ્ધ કફ અને પિત્તને પણ નષ્ટ કરે છે. ૮૨૧ થી ૮૨૩

**જ્વરાશનિ રસઃ**--પારદ ૧ તોલો, ગંધક ૧ તોલો, સાંધવ ૧ તોલો, વછનાગ ૧ તોલો, તામ્રભસ્મ ૧ તોલો, લોહભસ્મ ૫ તોલા, અભ્રકભસ્મ ૫ તોલા, એને લોઢાના ખલમાં લોઢાના વાટણાથી નગોડના પાંદડાંના રસથી સારી રીતે ઘુંટી પછી કાળાં મરીનું ચુર્ણ ૧ તોલો મેળવી એકેક રતીની માત્રામાં પાનની સાથે સેવન કરાવવું. જેથી કાસ, શ્વાસ, વિષમજ્વર, વમન, ધાતુસ્થ દાહ, જીર્ણજ્વર, યકૃતરોગ, ગુલ્મ, ઉદરરોગ પ્લીહા, શોથ આદિ રોગ નષ્ટ થાય છે. ૮૨૪ થી ૮૨૭

**જ્વરાન્તકો રસઃ**--તામ્રભસ્મ, ગંધક, પારદ, ફટકડી, સ્વર્ણમાક્ષિક ભસ્મ લોહભસ્મ,

ાહિંગુલ, અભ્રકભસ્મ, રસવંતી, સ્વર્ણ ભસ્મ, એ સર્વે સરખે ભાગે લઇ ભૂનિમ્બાદિગણુ કવાથની ત્રણ ભાવના ઇ એકેક રતીની ગોળીયો વાળવી. અનુપાન મદ. ચોથીયો, તૃતીયક, સંતતજ્વર, આમજ્વર, સર્વજ્વરમાં હિતકર છે. ૮૨૮-૮૨૯

**શ્રીજય મંગલો રસઃ**—હિંગળામાંથી કાઢેલો પારો ૪ માસા, ગંધક ૪ માસા, ટંકણુ ૪ માસા, તામ્રભસ્મ ૪ માસા, બંગભસ્મ ૪ માસા, સ્વર્ણમાક્ષિક ભસ્મ ૪ માસા, સિંધાલુણ ૪ માસા, મરીનું ચુર્ણ ૪ માસા, સ્વર્ણભસ્મ ૮ માસા ( ૧ તોલો ) કાન્તલોહ ભસ્મ ૪ માસા, બંગભસ્મ ૪ માસા, એને એકત્ર મિશ્ર કરીને ક્રમશઃ ધંતુરાના પંનના રસથી, શેફાલી ( કાળી નગોડ ) ના પાનના રસથી, દશમૂળ કવાથની તથા કરીયાતાના કવાથની ત્રણ ત્રણ ભાવના આપી બબ્બે રતીની ગોળીયો બનાવવી. અનુપાન જીરાનું ચુર્ણ અને મદ તે વિવિધ પ્રકારના જ્વરોને નષ્ટ કરે છે. જીર્ણજ્વર, અષ્ટવિધજ્વર, સાધ્યજ્વર, અસાધ્યજ્વર, વિષમજ્વર, ધાતુગત જ્વર આદિ સંપૂર્ણ જ્વર સંજ્ઞાના રોગોને હરે છે. આ રસ બલ તથા પુષ્ટિને દઇ સંપૂર્ણ રોગોને હરે છે. ૮૩૦ થી ૮૩૮

**જ્વરંજર પારિન્દ્ર રસઃ**—રસસિન્દુર ૨ તોલા, અભ્રકભસ્મ ૧ તોલો, બંગભસ્મ ૪ તોલા, સ્વર્ણમાક્ષિક ભસ્મ ૪ તોલા, રસવંતી ૪ તોલા, ખર્પરભસ્મ ૪ તોલા, તામ્રભસ્મ ૪ તોલા, મુક્તાભસ્મ ૪ તોલા, પ્રવાલ ભસ્મ ૪ તોલા, લોહભસ્મ ૪ તોલા, શિલાજીત ૪ તોલા સોનાગેરૂ ૪ તોલા, મનશિલ ૪ તોલા, ગંધક ૪ તોલા, સોનુ ૪ તોલા અને ક્ષીરાવી ( નાગલા દુધેલી દુગ્ધિકા ) તુલસી, સાટોડી, ગણિકારિકા ( અરણી ) ભોંય આંમળી, જ્યોતિષ્મતી (માલકાંગણી) કરીયાતુ, સુદર્શના લાંગલી ( કલિહારી-દુધીયો વછનાગ) માલકાંગણી, મુદગપર્ણી, તથા પ્રસારણીના રસની ત્રણ ભાવનાઓ દઇ ૩ રતીની ગોળીયો બનાવવી. આ રસ અગ્નિદીપક તથા નાનાવિધ રોગોનો નાશ કરનાર છે. સંતત, સતત, અન્યેદ્યુષ્ક, તૃતીયક, ચોથીઓ આદિ સંપૂર્ણ જ્વરોને નષ્ટ કરે છે. કાસ, શ્વાસ, પ્રમેહ, શોથ, પાન્ડુ, કમળો ગ્રહણી, ક્ષય આદિ રોગોમાં અત્યંત હિતકર છે. ૮૩૯ થી ૮૪૫

**વિદ્યાવલ્લભો રસઃ**—પારદ, ૧ ભાગ, તામ્ર ભસ્મ ૨ ભાગ, મનશિલ ૩ ભાગ, હરિતાલ ૧૨ ભાગ એને કારેલીના રસથી ઘુંટી તાંબાના કટોરામાં રાખી, મોં બંધ કરી વાલુકા યંત્રમાં મૂકી પકવવું. જ્યાં સુધી તે યંત્ર ઉપરના ઢાંકણ ઉપર અનાજની ધાણી ફુટે નહિં ત્યાં સુધી પકવવું. પછી તૈયાર થયે સ્વાંગશીત થાય ત્યારે કાઢી અંદરના ઔષધને વાટી તેનું સાકરની સાથે સેવન કરવું. માત્રા અરધી રતી વિષમજ્વરને મટાડે છે. આ રસના સેવન વખતે તેલ અને ખાટા પદાર્થો ત્યાજ્ય કરવા. ૮૪૭ થી ૮૪૮

**શીતારિ રસઃ**—ભૂરા કોળાનો ક્ષાર, ચુનાનું પાણી, તલનો ક્ષાર, એ સમુદાય દ્વારા ક્રમથી હરિતાલનો પકવી એની સમાન પારદ લઇ તેને કારેલીના પાંદડાંના સ્વરસમાં ત્રણ દિવસ ઘુંટી એક સાવલામાં રાખી, એ સાવલાને શુદ્ધ તામ્ર પાત્રમાં ઢાંકી, અને હરડેનું ચુર્ણ, ગોળ મીઠું, ખડી માટી તથા કાળી ચીકણી માટીથી સાંધો બંધ કરી, તે કપટમટી સુકાયેથી વાલુકા યન્ત્રમાં મુકી પકવવું. જ્યાં સુધી ઉપરના વરસણમાં ધાણી ફુટે નહિં ત્યાં સુધી પકવવું. પછી સ્વાંગશીત થયે કહાડી ચુર્ણ કરી લેવું. માત્રા ૧ રતી અનુપાન તુળસીના પાનનો સ્વરસ, મદ, પીપળ, સાકર, ઘી અને દુધ પથ્ય–દુધ, ભાત, મગ, ઘી આદિ આ દવાથી ચિરકાલથી સંચિત જવર નષ્ટ થાય છે. ૮૪૯ થી ૮૫૧

**જ્વર શુલહરો રસઃ**— પારદ અને ગંધકને સરખે ભાગે લઇ તેની કજ્જળી કરવી. કજ્જલી કરી તેને એક પાત્રમાં રાખી તેના પર તાંબાનું પાત્ર નીચે ઉંધું ઢાંકવું. અને તેના સાંધા કપડ માટીના બંધ કરી પછી તેને અત્યંત મૃદુઅગ્નિથી પકવવું. અંગુઠ બરાબરની લાકડાંથી પાત્રની નીચે બે પહોર સુધી અગ્નિ સળગાવવો પછી પાત્રને ઉતારી ઔષધ ઘુંટી લેવું. માત્રા ०। રતીથી અરધી રતી. બધાં જ્વરોમાં પાન સાથે આપવું. જીરૂં તથા સિન્ધાલુણ ચવરાવ્યા પછી આનું સેવન કરાવવાથી પરસેવો વળેછે અને પરસેવો આવી ચોથાયો આદિ વિષમજ્વર, નવજ્વર અને સાધારણ સન્નિપાતજ્વર મટે છે. ૮૫૨ થી ૮૫૬

**ષડાનનો રસઃ**—પિત્તળની ભસ્મ, કાંસાની ભસ્મ, તાંબાની ભસ્મ, હીંગળો, પિપળ તથા વછનાગને સરખે ભાગે લઇ ગળોના રસથી એક પહોર સુધી ઘુંટી પછી એક એક રતીના ગોળીયો બનાવવી. મન્દજ્વર તથા મંદાગ્નિમાં હિતકર છે. પથ્ય-મગ, ચોખા, છાસ ભાત, નારીયેળનું પાણી પથ્ય મગની દાળ અને ઓસામણ લેવું. ૮૫૭ થી ૮૬૦

**કલ્પતરુ રસઃ**—પારદ, ગધક, વછનાગ, તામ્રભસ્મ સર્વ સરખે ભાગે લઇ પંચપિત્તથી અર્થાત રોહિત મત્સ્ય, ભૈંસનુંપિત્ત, મયુરપિત્ત, શુકરપિત્ત તથા બકરાના પિત્તથી ક્રમશઃ પાંચદિવસ ભાવના દઇ નગોડના સ્વરસથી સાતદિવસ અને આદાના રસથી ત્રણ દિવસ ભાવના આપવી અને સરસવ બરાબર ગોળીયો વાળવી માત્રા ૧ ગોળીથી ૩ ગોળી સુધી આયુષ્ય, જઠરાગ્નિ તથા દોષની પરીક્ષા કરી પ્રયોગ કરવો જોઇએ. અનુપાન કજ્જળી, પિપળનું ચુર્ણ તથા ગરમ પાણી દવાનું સેવન કરાવ્યા પછી રોગીને કામળી આદિ ઓઢાડી સુવાડી દેવો જોઇએ. એથી પરસેવો વળી તાવ ઉતરી જશે. પથ્ય સાકરવાળું દહીં. જીર્ણજ્વર, વિષમજ્વર, જ્વરાતિસાર, ગ્રહણી, પાન્ડુ અને કમળો આદિ રોગને મટાડે છે. શ્વાસ, કાસ તથા શુળવાળા રોગીને આ રસનું સેવન ન કરાવવું જોઇએ. ૮૬૧ થી ૮૬૮

**તાલાંકરસઃ**—હરતાલ ૨ તોલા, મોરથુથુ ૧ તોલો,છીપભસ્મ ૪ તોલા, એને કુંવારપાઠાના રસથી ઘુંટી ટીકડીયો બનાવી લેવી ને સંપુટમાં બંધ કરી ગજપુટ આપવો.માત્રા અર્ધી રતી. વાતિક, પૈતિક, શીતજ્વર, તૃતીયક તથા ચોથીયો તાવ નષ્ટ થાય છે. ૮૬૯ થી ૮૭૦

**જ્વરારિઅભ્રઃ**—અભ્રકભસ્મ ૧ તોલો, તામ્રભસ્મ ૧ તોલો, પારદ ૧ તોલા, ગંધક ૧ તોલો, વછનાગ ૧ તોલો, ધંતુરાનાં બી ૨ તોલા, ત્રિકટુ ૫ તોલા, એને પાણીથી ઘુંટી અર્ક્ક રતીની ગોળીયો બનાવવી યથા દોષ અનુપાન દ્વારા પ્રયોગ કરાવવો જોઇએ. વાતિક, પૈતિક, કફજ્વર, સન્નિપાતિક, વિષમજ્વર, દ્વન્દ્વજ આદિ જ્વરો તથા પ્લીહા, યકૃત, ગુલ્મ, મંદાગ્નિ શોથ, કાસ, શ્વાસ, પિપાસા, કંપદાહ, શીત, ચક્કર આવવાં, ઉલ્ટી ઇત્યાદિ નષ્ટ થાય છે. ૮૭૧ થી ૮૭૪

**વિષમ જ્વરાન્તક લોહઃ**—પારદ ૨ તોલા, ગંધક ૨ તોલા તામ્રભસ્મ ૧ તોલો, સ્વર્ણમાક્ષિક ભસ્મ ૧ તોલો, લોહભસ્મ ૬ તોલા, અને અરણીના સ્વરસ, (એખરો)ના રસની, અરડુસીના સ્વરસની, આદાના સ્વરસની અને નાગરવેલના પાનના રસની પાંચ પાંચ વાર જુદી જુદી ભાવના આપી ઘુંટવું. પછી મગ મગ જેવડી ( બબે રતીની ) ગોળીયો બનાવવી. આ રસ વિષમજ્વર નાશક, અગ્નિવર્દ્ધક, લઘુ, વૃષ્ય, ચક્ષુષ્ય તથા પ્લીહા અને ગુલ્મ આદિ રોગોને નષ્ટ કરે છે. ૮૭૫ થી ૮૭૮

**પુટ પક્વ વિષમ જ્વરાન્તક લોહ:**—હિંગુલમાંથી કાઢેલો પારદ, ૧ તોલો, ગંધક ૧ તોલો, એની કજ્જલી કરી પર્પટીની માફક પાક કરવો. પછી એની સાથે સ્વર્ણભસ્મ ૨ માસા, લોહભસ્મ ૨ તોલા, તામ્રભસ્મ ૨ તોલા, અભ્રકભસ્મ ૨ તોલા, બંગભસ્મ ૪ માસા, સોનાગેરૂ ૪ માસા, પ્રવાલભસ્મ ૪ માસા, મોતીભસ્મ ૨ માસા શંખભસ્મ ૨ માસા, છીપભસ્મ ૨ માસા, એને એકત્ર ઘુંટી પાણીમાં ઘુંટી ગોળાવાળી તેને એક છીપમાં મૂકી બીજી છીપ તેનાપર ઉંધી ઢાંકી સાંધા કપડમટીથી બંધ કરવા પછી કપોતપુટ આપવા. જ્યારે ગંધકની ગંધ આવવા લાગે ત્યારે કહાડી લેવું. માત્રા ૧ રતીથી ૨ રતી સુધી અનુપાન પીંપર હીંગ તથા સિંધાલુણ અષ્ટ વિધજ્વર, બરેળ, યકૃત (લીવર) ગુલ્મ, સતતાદિ વિષમ-જ્વર, કમળો, પાન્ડુ, સોજા, મેહ, અરૂચિ, ગ્રહણી, આમદોષ, કાસ, શ્વાસ, મૂત્રકૃચ્છ, અતિ-સાર, આદિરોગ નષ્ટ થાય છે. અગ્નિ પ્રદીપક છે તથા બલ વર્ણને આ રસ વધારે છે. વિષમજ્વરને માટે આ પ્રસિદ્ધ ઔષધ છે. ૮૭૫ થી ૮૮૬

**જીવનાનન્દ અભ્ર:**—અભ્રક ભસ્મ ૪ તોલા, ધોળુ જીરૂ ૨ તોલા, ધંતુરાનાં બી ૨ તોલા, અને અરડુસી, બેઠી ભોયરીંગણી, આમળાં, તથા મોથના રસમાં જુદુ જુદુ ઘુંટી અક્કેક રતીની ગોળીયો બનાવવી. આ રસનું સેવન કરવાથ વિષમજ્વર, બરોળ, યકૃત ઉદરી, રક્તપિત્ત, વાતરક્ત, ગ્રહણી, કાસ, શ્વાસ, અરૂચિ, શુળ, જીવ ગભરવો, અર્શ આદિ વ્યધિનો નાશ થય છે. આ રસ વૃષ્ય બલપ્રદ રસાયન તથા અગ્નિસંદીપક છે. ૮૮૭ થી ૮૯૦

**ચન્દનાદિલોહમ:**—રક્તચંદન, સુગંધીવાળો, કાળીપાટ, ખર્પર, હરડે સુંઠ, કમળ, આંબળાં, મોથ, ચિત્રકમૂળ, વાવડીંગ, દરેક અક્કેક તોલો, લોહભસ્મ ૧૨ તોલા, એકત્ર મિશ્રકરી બબ્બે રતીની ગોળીયો બનાવવી. આ રસના સેવન પછી મોથ ચાવવી જોઇએ. તે વિવિધ પ્રકારના સમસ્ત વિષમજ્વરને મટાડે છે. ૮૯૧

**વસન્ત માલતી રસ:**—સુવર્ણભસ્મ ૧ ભાગ, મોતીભસ્મ ૨ ભાગ, હિંગળો ૩ ભાગ, કાળાં મરી ૪ ભાગ, ખાપરીયું ૮ ભાગ, એ સર્વને પહેલાં કાંઇક માખણ સાથે ઘુંટવું પછી લીંબુના રસમાં ઘુંટવું. માખણની ચીકાસ જતી રહે ત્યાં સુધી ઘુંટવું. માત્રા ૨ રતી. અનુપાન–પીપળનું ચુર્ણ અને મધ. આના સેવનથી જીર્ણજ્વર વિષમજ્વર તથા કાસ આદિ રોગ મટે છે. આ રસ અગ્નિપ્રદીપક છે. ૮૯૨ થી ૮૯૩

**શ્લેષ્મ શૈલેન્દ્ર રસ:**—ગંધક, પારદ, અભ્રકભસ્મ, સુંઠ, પીંપર, મરી જીરૂ, કાળુજીરૂ, કચુરો, કાકડાશીંગી, અજમો, પુષ્કરમુળ, હીંગ, સીંધાલુણ, જવખાર, ટંકણ, ગજપીપળ, જાવંત્રી, અજમોદા, લોહભસ્મ ધમાસો, લવીંગ, ધંતુરાનાં બી, નેપાળાનાં બી, કાયફળ, તથા ચિત્રકમૂળ દરેક બબ્બે તોલા, એને એકત્ર કરી ખલમાં ઘુંટી, બીલી, આકડો, ચિત્રક, નેપાળો, અઘેડો, જીવન્તી (ડોડી) અરડુસી, નગોડ, ગણિકારિકા (અરણી) ધંતુરે, કાળુ-જીરૂ, પારિભદ્ર (લીમડો) પીપર, બેઠી ભોંયરીંગણી, આદુ એના રસથી ભાવના દઇ અક્કેક રતીની ગોળીયો વાળવી. અનુપાન=આદાનો રસ અને ગરમ પાણી એના સેવનથી જ્વર, શિરોરોગ, પ્રમેહ, ગુલ્મ, ઉદરરોગ, અંત્રવૃદ્ધિ, આમવાત, પાન્ડુ, ક્રિમિરોગ, સ્થુલતા, ઉદાવર્ત્ત, કુષ્ટ, કન્ડુ આદિ રોગ નષ્ટ થાય છે તથા અગ્નિની વૃદ્ધિ થાય છે. ૮૯૪ થી ૯૦૪

**મહાર જવટી:**—પારદ ૨ તોલા, ગંધક ૨ તેલા, અભ્રકભસ્મ ૨ તોલા, વરધારાનાં બી ૧ તોલો, બંગભસ્મ ૧ તોલો, લોહભસ્મ ૧ તોલો, સ્વર્ણભસ્મ, તામ્રભસ્મ, કપુર દરેક અરધો તોલો, ભાંગનાં બી, શતાવરી, ધોળારાળ, લવીંગ, કોકિલાક્ષ (એખરાનાં બી), વિદા-રીકન્દ, મુસળી, કૌચનાં બી, જાયફળ, જાવંત્રી, બલા, નાગબલા, દરેક બબ્બે માસા એને

મુશળીના રસથી મર્દન કરી ચારચાર રતીની ગોળીયો બનાવવી. અનુપાન મધ: એના સેવનથી નાના પ્રકારના જ્વર,કાસ, શ્વાસ રાજયક્ષ્મા, કમળો, પાન્ડુરોગ, પ્રમેહ, રક્તપિત્ત, આદિ રોગ નષ્ટ થાય છે. આ રસ બળવર્દ્ધક, પુષ્ટિકર અને વીર્યવર્દ્ધક છે. ૯૦૫–૯૧૨

**સર્વ જ્વર હરેલોહ:**—ચિત્રકમૂળ, હરડે, બેઢાં, આંબળાં, સુંઠ, મરી, પીંપર, વાવડીંગ, મોથ, ગજપીપળ, પિ ળામૂળ, ખસ, દેવદાર, કરીયાતુ, સુગંધીવાળો, કડુ, નાની ભોંયરીંગણી, ધોળો સરગવોનાં બી, જેઠીમધ ઇન્દ્રજવ, દરેક એકેએક તોલો, લોહભસ્મ ૨૦ તોલા, અને પાણીમાં ઘુંટી એકેક રતીની ગોળીયો બનાવવી. એના સેવનથી સર્વ પ્રકારના જ્વર, બરોળ, અગ્રમાંસ તથા લીવરનાં દરદો મટે છે. ૯૧૩ થી ૯૧૬

**બૃહત્સર્વ જ્વરહરેલોહ:**—લોહભસ્મ ૨ પલ પારદ ૨ તોલા,ગંધક ૨ તોલા,હરડે, બેઢાં, આંબળાં, સુંઠ મરી, પિપળ, મરી, વાવડીંગ મોથ, ગજપીપળ, પિપળીમૂળ, હળદર, દારૂહળદર, ચિત્રક દરેક ૧ તોલો. એને આદાના રસમાં ઘુંટી બબ્બે રતીની ગોળીયોબનાવવી. અનુપાન આદાનો રસ. આ રસ સંપૂર્ણજ્વર તથા [illegible] આદિને શાન્ત કરે છે ૯૧૭।૯૨૧

**બૃહત્સર્વ જ્વર હરલોહ:**—પારદ ૨ તોલા, ગંધક ૨ તોલા તામ્રભસ્મ ૨ તોલા, અભ્રક ભસ્મ ૨ તોલા, સ્વર્ણ માક્ષિક ભસ્મ ૨ તોલા, સ્વર્ણભસ્મ ૨ તોલા, [illegible]ભસ્મ ૨ તોલા હરતાલ ૨ તોલા, કાન્ત લોહભસ્મ ૮ તોલા, એ સર્વને મિશ્ર કરી કાલી દશમૂળ, ખડસલીયો ત્રિફળા. ગ[illegible] પ[illegible] પીલુડી. નગોડ ભાટોડી તથા આદા રસની જુદી જુદી સાત ભાવના [illegible] બબ્બે રતીની ગોળીઓ [illegible] પાણી સાથે આ રસ વીર્યવર્દ્ધક છે. એના સેવનથી અષ્ટ વિધજ્વર. [illegible] જ્વર [illegible] વિષમ જ્વર, ક્ષયજ્વર ધાતુરથજ્વર, [illegible] શોકજ્વર ભૂતાવેશજ્વર. [illegible] [illegible]જ્વર, [illegible]ભિઘાત જ્વર [illegible], અભિ[illegible] જ્વર, [illegible] જ્વર. શીત જ્વર [illegible], પ્રલેપકજ્વર, અર્દ્ધનારીશ્વર [illegible], કાસ ચતુર્થિ જ્વર [illegible] પાન્ડુરોગ, મન્દાગ્નિ આદિ રોગ નષ્ટ થાય છે [illegible] [illegible] [illegible] ૯૩૪

[illegible] સોનાનાં વરખ ૮ તોલા. પારદ ૬૪ તોલા શુદ્ધ [illegible] ૧૨૮ તોલા, લે[illegible]. પ્રથમ સોનાના વરખ અને પારદ એકત્ર ઘુંટી પછી ગંધકની સાથે કજ્જલી કરવી. પછી કુંવાર પાઠાના રસની ભાવના દઇ સુકવી લેવું. અને કાચકુપીમાં ભરી તેને વાલુકા યંત્રમાં મૂકી ૩ દિવસ સુધી પકવવું. સ્વાંગશીત થયે કુપીના ઉપરના ભાગમાં ચોટેલું ઔષધ કહાડી લેવું. માત્રા ૧ જવભાર પાનની સાથે સેવન કરવાથી રસાયન છે. જુદા જુદા અનુપાનથી વિવિધ રોગોમાં હિતકર છે. સન્નિપાતજ્વર, મન્દાગ્નિ, અરૂચિ આદિ રોગ એના સેવનથી નષ્ટ થાય છે. ૯૩૫ થી ૯૩૯

**ગંધક કજ્જલિકા:**—બેઠી ભોંયરીંગણી, નગોડ, કરંજ એના રસને એક માટીના વાસણમાં મૂકી ઉપર ગંધક નાંખવો. પછી એની નીચે મંદ મંદ અગ્નિ સળગાવવો. જ્યારે ગંધક પીગળી જાય ત્યારે ગંધકના સરખા વજને પારદ એમાં નાંખી જલદીથી તેને ચુલ્હા ઉપરથી નીચે ઉતારવું અને તરત ઘુંટીને કજ્જલી બનાવવી. તે પછી એ કજ્જલીની ૧ રતીમાં એક માસો જીરૂ તથા ૧ માસો સીંધાલુણ મેળવી નાગરવેલના પાનમાં મૂકી સેવન કરવું. અનુપાન—જ્વરમાં ગરમ જળ, ઉલ્ટીમાં સાકર, મરડામાં ગોળ ક્ષયમાં બકરીનું દુધ રક્તાતીસારમાં કડાના મૂળની છાલનો કવાથ, લોહિની ઉલ્ટીમાં ઉમરડાનો રસ. આ કજ્જલી કરેલો ગંધક અનેક પ્રકારના વ્યાધિનું નિવારણ કરે છે. એ આયુષ્કર તથા બુદ્ધિવર્દ્ધક છે. ૯૪૦ થી ૯૪૬

ચોથું જ્વરબલિઃ—જ્વરથી પીડાતા પુરુષની નવ મુઠી ચોખા લઈ તેનો ભાત રાંધી તેનું પુતળું બનાવવું. તે પુતળાને વાંસની સાદડી પર સ્થાપન કરવું. પછી તે પુતળાને હળદર ચોપડી તથા ચારે પાસ એક એક પીળી ધજા દાટવી અને ચારે ખૂણે હળદરના રસથી ભરેલ એક એક કુલડી ભરી રાખવી. પછી '**विष्णुर्नामोघ**' ઇત્યાદિથી સંકલ્પ કરી જ્વરનું ધ્યાન કરવું. તે પછી ગંધ પુષ્પ ધૂપ દીપ આદિ દ્વારા પુજા કરી સંધ્યાકાળે **ॐ नमो भगवते गरुडासनाय त्र्यम्बकाय स्वस्त्युस्तु वस्तुतः स्वाहा । ॐ कंटंपंशं वैनतेयाय नमः । ॐ ह्रींक्षः क्षेत्रपालाय नमः ।** એ મંત્ર બોલી બલિ આપવા પછી **ॐ ह्रीं ठठ भो भो ज्वेर श्रृणु श्रृणु हन हन गर्ज गर्ज एकाहिकं द्व्याहिकं त्र्याहिकं चातुर्थकं साप्ताहिं कमर्द्धं मासिकं मासिकं नैमेषिकं मौहुर्त्तीकं फं फट् हू फट् फट् हन हन हन मुञ्च भूम्यां गच्छ स्वाहा.** આ મંત્ર જપી વૃક્ષપર યા સ્મશાન યા ચતુષ્પથ (ચાર રસ્તા) માં રાખી આવે. આ પ્રકારે કરવાથી જ્વર મટી જાય છે. ૫૪૭ થી ૫૪૯

## અથ નક્ષત્ર જન્મ ક્રમ.

કૃતિકા નક્ષત્રમાં જ્યારે વ્યાધિ સ્વયં ઉત્પન્ન થાય તો તે નવ દિવસ સુધી રહે છે. રોહિણી નક્ષત્રમાં થાય તો ૩ દિવસ, અને મૃગશીર્ષમાં થાય તો ૭ દિવસ વ્યાધિ રહે છે. આર્દ્રામાં વ્યાધિ ઉત્પન્ન થાય તો પ્રાણનાશ થાય. પુનર્વસુ તથા પુષ્ય નક્ષત્રમાં થાય તો ૭ દિવસ પછી મટે અશ્લેષા નક્ષત્રમાં નવ દિવસ પછી રોગી રોગ મુક્ત થાય મઘામાં ઉત્પન્ન થાય તો મૃત્યુ થયા પછીજ રોગ જાય. પૂર્વાફાલ્ગુનીમાં થાય તો બે માસ. ઉત્તરા ફાલ્ગુનીમાં થાય તો ૧૫ દિવસ, હસ્તમા થાય તો ૭ દિવસ, ચિત્રામાં થાય તો ૧ દિવસ પછી રોગ મટે. મૂળ નક્ષત્રમાં થાય તો રોગી રોગથી મુક્ત થતો નથી. પૂર્વાષાઢામાં થાય તો ૧૫ દિવસ ઉત્તરામાં થાય તો ૨૦ દિવસ, શ્રવણમાં થાય તો બે માસ, ધનિષ્ટમાં થાય તો ૧૫ દિવસ શતભિષામાં થાય તો ૧૦ દિવસ, પૂર્વા ભાદ્રપદમાં થાય તો ૧૯ દિવસ, ઉત્તરાભાદ્રપદમાં થાય તો ૧॥ માસ, રેવતીમાં ૧૦ દિવસ પછી તથા અશ્વિનિમાં થાય તો તેજ દિવસે જ્વર મટે છે. અને ભરણીમાં થાય તો ગતાયુ જાણવા. ૫૫૦ થી ૫૫૭

## જ્વર મુક્ત થયાનાં લક્ષણ.

પરસેવો વળવો શરીર હલકું પડી જવું. માથામાં ખસ નીકળી મોં આવવું, છીંક આવવી, અન્નમાં રૂચિ થવી, ઇન્દ્રિયો પ્રસન્ન રહેવી. મન સ્વભાવિક અવસ્થામાં રહેવું, એ આદિ લક્ષણો જ્વરથી મુક્ત થયાનાં સમજવાં. ૫૫૮–૫૫૯ (ચક્રદત્તઃ જ્વરા–૨૮૫)

જ્વર મટી ગયા પછી પણ જ્યાં સુધી બળવાન ન થાય ત્યાં સુધી કસરત ન કરવી, સ્ત્રીસંગ. સ્નાન અને અધિક ચાલવું ન જોઇએ. જ્યાં સુધી શરીર બળવાન થાય ત્યાં સુધી એવી રીતે રહેવું ૫૬૦ (ચક્રદત્તઃ જ્વરા. ૨૮૪)

## આરોગ્ય સ્નાનની વિધિ.

શ્રવણ, ધનિષ્ટા, સ્વાતી, જ્યેષ્ટા, શતભિષા એ નક્ષત્ર હોય. રવી, શની, અને મંગળ વાર હોય તે દિવસે તેમ, સોમવાર ન હોય તો તે દિવસે રોગીએ સ્નાન કરવું જોઇએ. પ્રથમ, ચોથા, સાતમા, દસમા એ ઘરોમાં શુભગ્રહ બુધ, ચંદ્ર, શુક્રાદિ ગ્રહ હોય અને વ્યતિપાતાદિનો જે દિવસે યોગ હોય તો, પડવો, ત્રીજ, નોમ એ સિવાય બીજી કોઇ તિથીમાં રોગીને સ્નાન કરાવવું જોઇએ. વિશેષે કરીને રોગથી મુક્ત પુરૂષને દશમ અને તેરસ એ તિથી સ્નાન માટે સારી છે. બુધ, સોમ ગુરૂ, શુક્રવાર એ દિવસો એ રોગીને સ્નાન કરાવવું સારૂં નથી. રોહિણી નક્ષત્ર અને અશ્લેષા એ શુભ નક્ષત્ર રોગીને સ્નાનને માટે વિશેષ કરીને વર્જીત છે. ૫૬૧ થી ૫૬૩

શ્રી ચક્રદત્ત જ્વરાધિકાર શ્લોક ૧ થી ૨૮૫ સંપૂર્ણ આ અધિકારમાં ઉપર આવી જાય છે.

**इति भैजस्य रत्नावलयां ज्वराधिकारः समाप्तः**



# श्री चक्रदत्त

## अथ ज्वराधिकार

**मङ्गलाचरण ।**

**गुण त्रय विभेदेन मूर्त्तीत्रय मुपेयुषे ।**
**त्रयी भुवे त्रिनेत्राय त्रिनेत्राय त्रिलोकी पतये नमः ॥ १ ॥**

સત્વગુણ, રજોગુણ અને તમોગુણરૂપી ભેદોથી ત્રિમૂર્તિયે (બ્રહ્મ, વિષ્ણુ, મહેશ)ને પ્રાપ્ત થનારા, ત્રણે લોકોના ઉત્પાદક તથા તેના સ્વામીશ્રી શિવજીને પ્રણામ કરું છું. ॥૧॥

**અભિધેય નિ પ્રતિજ્ઞાઃ**—ચક્રપાણીજી અનેક આયુર્વેદિય ગ્રન્થોમાં લખેલા ઉત્તમ યોગોને તેના ગુઢાર્થ વાક્યોને સ્પષ્ટ કરી સગ્રહ કરે છે, ૨

**ચિકિત્સા વિધિઃ**—

**रोग मादौ परीक्षेत ततोऽनन्तर मौषधम ।**
**ततः कर्म भिषक् पश्चाज्ज्ञान पूर्व समाचरेत ॥ ३ ॥**

વૈદ્ય પ્રથમ નિદાન, પૂર્વરૂપાદિ દ્વારા રોગની પરીક્ષા કરવા જોઈએ. તે પછી ઔષધનો નિશ્ચય કરી શાસ્ત્રજ્ઞાન પૂર્વક ચિકિત્સા કરવી જોઇએ. ૩

**નવા જ્વરમાં ત્યાગ કરવાઃ**—

**नवज्वरे दिवास्वप्न स्नानाभ्यङ्गान्न मैथुनम् ।**
**क्रोध प्रवात व्यायाम कषायांश्च विवर्जयेत् ॥ ४ ॥**

તાવ આવે ત્યારે શરૂઆતના નવા તાવમાં દિવસે સુવું નહિં, સ્નાન કરવું નહિં, શરીરે મર્દન કરવુ નહિં. અન્ન ખાવું નહિં, ક્રોધ કરવો નહિં, પવનનું સેવન કરવું નહિં, કસરત કરવી નહિં તથા ઉકાળો પણ પીવો ન જોઇએ. ૪ (જુઓ ભૈષજ્ય રત્નાવલી પાન ૯ શ્લોક ૩)

**લંઘનની મુખ્ય વિધિ-ફળની મર્યાદાઃ**—

**ज्वरे लंङ्घनमेवादावु पदिष्टमृतेज्वरात् ।**
**क्षया निलभय क्रोध काण शोक श्रमोद्भवात् ॥ ५ ॥**

તાવ આવે ત્યારે નવા તાવમાં દરદીને લંઘન (ઉપવાસ) કરાવવા એજ ઉચિત છે, પરંતુ ક્ષયજ (ધાતુ ક્ષયજ તથા રાજયક્ષ્મ હેતુક), વાત જન્ય, ભય જન્ય તથા કામ-ક્રોધ, શોક અને થાકથી ઉત્પન્ન થયેલા જ્વરમાં લંઘન કરાવવું નહિં. ૫ (જુઓઃ આજ ગ્રંથમાં ભૈષજ્ય રત્નાવલી પાનઃ ૧૦ શ્લોક ૧૦)

आमशयस्थो हत्वाग्निं सामो मार्गान्पि धापयन् ।
विदधातिज्वरं दोषस्त स्माल्लं घन माचरेत् ॥ ६ ॥
अन वस्थित दोषाग्ने र्लङ्घनं दोष पाचनम् ।
ज्वरघ्नं दीपनं काङ्क्षारुचि लाघव कारकम् ॥ ७ ॥
प्राणा विरोधिना चैनं लंघने नोप पादयेत् ।
बलाधिष्टान मारोग्यं यदर्थोऽयं क्रियाक्रमः ॥ ८ ॥

સામ ( આમવાળા ) દોષ આમ શયમાં ( જઠરમાં ) જઇ અગ્નિને નષ્ટ કરી રસવાહી સ્રોતોના મુખ બંધ કરી જવરને ઉત્પન્ન કરે છે, જેથી લંઘન કરવું જોઇએ. ૬ ( ભૈષજ્યઃ ૧૨ પાન ૧૦ ).

લંઘન અ૦ વસ્થિત દોષો તથા અગ્નિને સ્વસ્થાને તથા સમાન માનમાં પ્રાપ્ત કરી દે છે. આમનું પાચન કરે છે, ભોજનમાં રૂચિ ઉત્પન્ન કરી શરીરને હલકું બનાવે છે. ૭ ભૈષજ્યઃ ૧૩ પાન ૧૦ )

પરંતુ લંઘન કરવું એટલું કરવું કે જેથી ( રોગીના ) બળનો વધુ નાશ ન કરે. કેમ આરોગ્યનો આશ્રય બળ છે, અને આરોગ્ય પ્રાપ્તિને માટેજ ચિકિત્સા કરવાની હોય છે ૫-૮ ( ભૈષજ્ય ૧૪ પાન ૧૦ )

લંઘને [illegible] ષેધ—

तन्नु मारुतक्ष्ण तृष्णा मुख शोषभ्रमान्विते ।
[illegible]यन बाले वृद्धवान गर्भिण्थांन दुर्बले ॥ ९ ॥

અથ માટે જુઓ પાન ૧ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૧૫

सम्यङ्‌ लंघित लक्षणम् ।
वात मूत्र पुरीषाणां विसर्गे गात्र लाघवे ।
हृदयोद्गार कण्ठास्य शुद्धौ तन्द्राक्लमे गते ॥ १० ॥
स्वेदे जाते रुचौ चापिक्षुत्पि पासासहोदये ।
कृतं लंघन मादेश्यन्नि र्व्यथे चान्तरात्मनि ॥ ११ ॥

અર્થ માટે જુઓ પાન ૧૦ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૧૬-૧૭

અતિ લંઘનના દોષોઃ—

पर्व भेदोऽङ्ग मर्दश्च कासः शोषो मुखस्य च ।
क्षुत्प्राणा शोऽरुचिस्तृष्णा दौर्बलयं श्रोत्रनेत्रयोः ॥ १२ ॥
मनसः संभ्रमोऽभीक्ष्ण मूर्ध्वं वातस्तमोहृदि ।
देहाग्नि बलहानिश्च लंघनेऽतिकृते भवेत् ॥ १३ ॥

અર્થ માટે જુઓ પાન ૧૦ ભૈષજ્ય રત્નાવલીના શ્લોક ૧૮-૧૯

તાવમાં વમન (ઉલ્ટી) કોને અને કયારે કરાવવું:—

सद्यो भुक्तस्य वाजाते ज्वरे सन्तर्पणोत्थिते ।
वमनं वमनार्हस्य शस्तमित्याह वाग्भटः ॥ १४ ॥
कफ प्रधानानुत्क्लिष्टान्दोषा नामाशय स्थितान ।
बुदध्वा ज्वर कराम्काले वम्यानां वमनैर्ह रेत ॥ १५ ॥

અર્થ માટે ભૈષજ્ય રત્નાવલીઃ જ્વરાધિકાર પાન ૧૦ ના શ્લોક ૨૦-૨૧

**અનુચિત વમનના દોષો:—**

अनुपस्थित दोषाणां वमनं तरुणेज्वरे।
हृद्रोगं श्वासमानाहं मोहं चकुरुते मृशम् ॥ १६ ॥

અર્થ માટે જુઓ ભૈષજય રત્નાવલી શ્લોક ૨૨ પાન ૧૦

**તાવવાળાને પાણી આપવાનો નિયમ.**

तृष्यते सलिलं चोष्णं दघाद्वात कफज्वरे ।
मघोत्थे पैत्तिके वाथ शीतलं तिक्तकैः श्रुतम् ॥ १७ ॥
दीपनं पाचनं चवज्वरघ्न मुभय चतत् ।
स्रोतसां शोधनं बल्यां रुचिस्वेद प्रदंशिवम् ॥ १८ ॥

અર્થ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી જ્વરાધિકાર શ્લોક ૨૩-૨૪ પાન ૧૧
ષડંગ જળ માટે પાન ૧૧ માં ભૈષજ્ય રત્નાવલીનો શ્લોક ૨૫ જુઓઃ ॥ ૧૯ ॥

**નવા જ્વરમાં મુખ્ય ઔષધનો નિષેધ કેવી રીતે કહ્યો છે.**

मुख्य भेषज सम्बन्धो निषिद्ध स्तरुणेज्वरे ।
तोय पेयादि संस्कारे निर्दोषं तेन भेव्र ह्राम ॥ २० ॥

અર્થ માટે ભૈષજ્ય રત્નવલી પાન ૧૧ મા શ્લોક ૨૬ ૦ા જુઓ.

જળપાક વિધિ -શ્લોક ૨૧ માટે ભૈષજ્ય રત્નાવલીનો શ્લોક ૨૭ જુઓ. ॥૨૧॥

**પથ્યની વિધી**

वमितं लंघितं काले यवागू भिरुपाचरेत् ॥ २२ ॥
यथास्वौषध सिद्धांभिर्मण्ड पूर्वाभिरादितः ।

જ્વરવાળાને આવશ્યક્તાનુસાર વમન તથા લંઘન કરાવ્યા પછી પથ્યના સમયે (જ્યારે મંડપવાગુ આવવાનો સમય આવે ત્યારે) જે પ્રકારના જ્વરમાં જે ઔષધિયો યોગ્ય છે તે ઔષધિયોની સાથે ઉકાળેલા પાણીથી સિદ્ધ કરેલ મન્ડ તથા યવાગૂ આદિક્રમશઃ આપવાં જોઇએ. ૨૨

**વિશિષ્ટ પથ્ય**—માટે ભૈષજ્ય રત્નાવલીના શ્લોક ૨૮ અને ૨૯ જુઓ. ૨૩-૨૪)

જો મળમૂત્રના રોકાણ સાથે પેટમાં પીડા થતી હોય અને તાવ પણ હોય તો દ્રાક્ષ, પીંપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ અને સુંઠને ખાંડી તેનાથી બનાવેલી પેયા પાવી જોઇએ. ૨૫

**द्वन्द्व ज्वर અને संन्निपातમાં पथ्य**

**વાતપિત્ત** જ્વરમાં લઘુ પંચમૂળ (શાલીપર્ણી, પૃષ્ટિપર્ણી, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, ગોખરૂના પાણીથી) **વાતકફ જ્વર**માં બહત્પંચમૂળ (બાલાનો ગર્ભ, અરડુસો, શીવણ, કાંકચ અને અરણીનાં મૂળ) થી **સંન્નિપાત જ્વરમાં** બંન્ને પચમૂળ એટલે દશમૂળથી અને કફ **પિત્ત** જ્વરમાં ધાણા અને લીંડી પીંપરથી સિદ્ધ કરેલ પાણીથી ઓસામણ, પેયા આદિ બનાવી આપવું જોઇએ. ૨૬-૨૭

**વ્યાઘ્રાદિ યવાગુઃ**—બેઠીભોંયરીંગણી, જવાખા, ગોખરૂના પાણીમાં સિદ્ધ કરેલ યવાગુ ત્રિદોષ નાશક છે.

**કલ્ક સાધ્ય યવાગુ આદિ પરિભાષાઃ**—લીંડી પીંપર અને સુંઠ દરેક છ છ માસા લઇ અથવા કલ્ક દ્રવ્ય ૪ તોલા લઇ કલ્ક બનાવી એક પ્રસ્થપાણી (પાણી બમણું લેવું

એટલે ૧૨૮ તોલા ) માં મેળવી કલ્ક સાધ્ય યવાંગુ બનાવવી જોઇએ. એ પ્રકારે જો વધુ યવાગુ આદિ બનાવવાં હોય તો પાણીનું પ્રમાણુ વધારે લેવું. ૨૮

ચક્રદત્તના શ્લોક ૨૯–૩૦, અને ૩૧ ભૈષજ્ય રત્નાવલી પાન ૧૦ માં શ્લોક ૩૦–૩૧–૩૨ જુઓ.

### યવાગુ નિષેધ.

पांशुधाने यथावृष्टिः क्लेदयत्यति कर्दमम् ॥
तथा श्लेष्मणि संवृद्धे यवागूः श्लेष्म वर्द्धिनी ।
मदात्यये मद्यनित्ये ग्रीष्मेपित्त कफाधिके ॥ ३३ ॥
ऊर्ध्व गे रक्त पित्ते च यवागू रहिता ज्वरे ।
तत्र तर्पण मेवाग्रे प्रदेयं लाजसक्तुभिः ॥ ३४ ॥

જેવી રીતે વરસાદ માટીના ઢગલાને વધુ કાદવ બનાવી દે છે એ પ્રકારે વધેલા કફને યવાગુ વધુ વધારી દે છે. એથી કફાધિક જ્વરમાં, મદાત્યયમાં નિત્ય મદ્ય પીનાર ઓ માટે, ગ્રીષ્મ ઋતુમા, પિત્તકફની અધિકતામાં તથા ઉર્ધ્વગામી રક્તપિત્તમ આવેલા જ્વરમાં યવાગુ આપવી ન જોઇએ એવી દશામાં ધાણીના ( સકતુ ) સાથવાઓથી તર્પણુજ કરાવવું જોઇએ. ૩૨–૩૪

**તર્પણુ પરિભાષાઃ—**જ્વર નાશક ફળોના રસ, મદ, સાકર તથા દ્રવદ્રવ્ય ( પાણી અને ક્ષીર ) માં મેળવેલા ધાણીના સત્તુ ( સાથવો ) તર્પણુ કહેવાય છે. અર્થાત તે તૃપ્તિ કારક હોય છે. ૩૫

**જ્વર વિશેષે પથ્ય વિશેષઃ—**ના શ્લોક ૩૬–૩૭ માટે ભૈષજ્ય રત્નાવલીના શ્લોક ૩૬–૩૭–૩૮ પાન ૧૨ માં જોવા.

**વાતપિત્ત** જ્વરમાં મગ અને આંમળાનું યૂષ હિતકર છે. કુળા મૂળાનો યુષ (ઓસામણ) કફવાત જ્વરમાં હિતકારક છે. લીમડાનાં પાન તથા મૂળાનો યુષ અથવા પટોલ ( કડવાં પરવળ ) ા યુષ લીંબુના રસ સાથે અથવા લીમડાનાં પાન અને પટોલનાં પાનના યુષ પિત્ત કફ જ્વરમાંહિત કારક છે. ૩૮–૩૯

ચક્રદત્તના શ્લોક ૪૦–૪૧ અને ૪૨ નું ભાષાંતર ભૈષજ્ય રત્નાવલી પાન ૧૨ માં ૩૫–૩૬–૩૭ માં જુઓ.

**પથ્યની આવશ્યક્તાઃ—**

ज्वरितो हितमश्नी याद्यद्यप्यस्यारुचिर्भवेत् ॥ ४२ ॥
अन्नकालेह्य भुञ्जानः क्षीयतेम्रियतेऽपिवा ।

અર્થ માટે ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૩૭ પાન ૧૨ માં જુએ.

**અરૂચિની ચિકિત્સાઃ—**

अरुचौ मातुलुङ्गस्य केशरं साज्य सैन्धवम् ॥ ४३ ॥
धात्रीद्राक्षा सितानां वा कल्क मास्येन धारयेत् ।

બીજોરાં લીંબુનાં કેસર ( અંદરની રસવાળી થેલીએ ), ઘી, સીંધાલુણની સાથે મિશ્ર કરી તે અથવા તો આમળાં, દ્રાક્ષ અને સાકરની ચટણી મોમાં રાખવી જોઇએ. ૪૩

શ્લોક ૪૪ માટે ભૈષજ્ય રત્નાવલી પાન ૧૨ શ્લોક ૩૮ જુઓ.

ભોજનનો સમય—

ज्वरितं ज्वर मुक्तं वा दिनान्ते भोजयेल्लघु ॥ ४६ ॥
श्लेष्मक्षये विवृद्धोष्मा बलवान नलस्तदा ।

આ શ્લોક તેમજ શ્લોક ૪૬ માટે ભૈષજ્ય રત્નાવલી પાન શ્લોક ૩૯૯ ને ૪૦ જુઓ.

ज्वरेपाचनानिः

लंघनं स्वेदनं कालो यवाग्वस्ति क्तयो रसः ॥ ४७ ॥
पाचनान्य विपक्वानां दोषाणां तरुणे ज्वरे।

જ્વરને પાચન કરનાર (પકવનાર :–લંઘન, સ્વેદ (શેક કરી પરસેવો આણવો), સમયની (આઠ દિવસની) રાહ જોવી, યવાગુ, કડવા રસ (પેયાયવાગુ આદિના સંસ્કારમાં) નવાન જ્વરમાં આ દોષોને પકવવા (પાચન કરવા) માટેઃ પાચન છે. માટે તેનો ઉપયોગ કરવો. ૪૭ ( ભૈષજ્યઃ ૪૧ )

તરૂણ જ્વરમાં પણ અવિપકવ દોષો જે લખ્યા છે, તે દોષો જો મધ્યજ્વરમાં હોય તો પાચન જ આપવું જોઇએ.

તરૂણજ્વર, મધ્યજ્વર અને પુરાણ જ્વરનો નિશ્ચય.

आसप्त रात्रं तरुणं ज्वर माहुर्मनीषिणः ॥ ४८ ॥
मध्यं द्वादश रात्रं तु पुराण मत उत्तरम् ।

કોઇપણ પ્રકારનો જ્વર આવે તે દિવસથી–સાત રાત્રિ પર્યન્ત તરૂણજ્વર, બાર રાત્રિ સુધી મધ્યમજ્વર, અને એ પછી પુરાણ જ્વર જાણવો એવું વિદ્વાનો માને છે. ૪૮ (ભૈષજ્ય રત્નાવલીઃ ૪૨)

તેની ચિકિત્સા કેવી રીતે કરવી.

पाचनं शमनीयं वा कषायं पाययेत्तु तम ॥ ४९ ॥
ज्वरितं षडहेऽतीते लघ्वन्न प्रति भोजितम् ।
सप्ताहात्परतोऽस्तब्धे सामे स्यात्पाचनं ज्वरे ॥ ५० ॥
निरामे शमनं स्तब्धे सामे नौषध माचरेत ।

તાવ આવે ત્યારે આવે ત્યારથી છ દિવસ જાય તે પછી અર્થાત સાતમે દિવસે હલકું પથ્ય (હલકો આહાર) આપી, આઠમા દિવસે પણ જો દોષ સમ [ આમવાળા ] હોય તો પાચન કષાય, અને જો નિરામ (આમ વગરનો) હોય તો શમનકારક કષાય (કવાથ) પાવા જોઇએ. ૪૯

સાત દિવસ પછી પણ જો દોષ સામ [આમવાળા ] હોય, છતાં પણ નીકળતા હોય (ઝાડાવાટે નીકળતા હોય) તો પાચન કષાય આપવા જોઇએ. નિરામ (આમ વગરના) હોય તો શમન કષાય આપવા જોઇએ અને દોષ સામ તથા વિબદ્ધ (બંધકોશ) હોય તો ઔષધ આપવું નહિ. ૪૯–૫૦ (ભૈષજ્ય ૪૪–૪૫ જુઓ પાન ૧૨ )

आमज्वरनां लक्षणोः

लाला प्रसेको हल्लास हृदया शुद्धय रोचकाः ॥ ५१ ॥
तन्द्रा लस्याविं पाकास्यं गुरुगात्रता ।
क्षुन्नाशो बहुमूत्रत्वं स्तब्धता बलवाञ्ज्वरः ॥ ५२ ॥
आम ज्वरस्य लिङ्गानि न दद्यात्तत्र भेषजम् ।
भेषजं ह्याम दोषस्य भूयोज्वलयति ज्वरम् ॥ ५३ ॥

આમજ્વરમાં-મોંમાંથી લાળ વહેવી, જીવ ગભરાવો, અમુઝણ થવી, હૃદય ભારે [જડ] થવું, ખાવાની અરૂચિ થાય, આંખમાં ઘેન જણાય, આળસ આવે, ખાધેલું પચે નહિં, મોઢાનો સ્વાદ ખરાબ થવો, શરીર ભારે લાગે, ભૂખ ન લાગવી, પેશાબ વધુ થવો, શરીર જકડી લીધા જેવું જણાય, જ્વરનો વેગ વધારે હોય [ઘણો તાવ હોય], એ બધાં આમ જ્વરનાં લક્ષણો છે.

આવાં આમજ્વરનાં લક્ષણોવાળા જ્વરમાં ઔષધ આપવું નહિં. જો તેના ઉપર ઔષધ આપવામાં આવે તો જ્વરના વેગને વધુ વધારી દે છે. ૫૨-૫૩ (ભૈષજ્ય: ૪૬-૪૭)

शोधनं शमनीयंच करोति विषमज्वरम् ॥ માધવનિદાનઃ ॥ ૫૯ ॥

આમ જ્વરમાં જો શોધન કે શમન ઔષધ આપવામાં આવે તો વિષમ જ્વરને ઉત્પન્ન કરે છે. ૫૯

## નિરામ જ્વરનાં લક્ષણો

मृदौज्वरे लघौदेहे प्रचलेषु मलेषु च ।
पक्वं दोषं विजानीयाज्ज्वरे देयं तदौषधम् ॥ ५४ ॥

જ્વર હલકો પડી જવો ( જ્વરનો વેગ ઓછો થઇ જવો ), શરીર હલકું થઇ જાય, ઝાડાવાટે મળ બરોબર નીકળતા હોય, ( બંધકોશ ન હોય ) તો તે સમયે દોષો પરિપકવ થયા છે એમ સમજી તે જ્વરને નિરામ સમજી ઔષધ આપવાં જોઇએ. ૫૪ ( ભૈષજ્ય: ૪૮ પાન ૧૩ )

સર્વ પ્રકારના જ્વર માટે પાચન કષાયઃ—

नागरं देवकाष्ठं च धान्यकं बृहतीद्वयम् ।
दद्यात्पाचनकं पूर्वं ज्वरिताय ज्वरापहम् ॥ ५५ ॥

સુંઠ, દેવદાર, ધાણા, મોટી ભોંયરીંગણી, અને ઉભી ભોંયરીંગણીનો કવાથ જ્વરમાં પ્રથમ પાચનને માટે (જ્વર પકવવા માટે) આપવો જોઇએ. ૫૫

## ઔષધનો નિષેધ.

पीताम्बुर्लंघितः क्षीणोऽजीर्णी भुक्तः पिपासितः ।
न पिबेदौषधं जन्तुः संशोधन मथेतरत् ॥ ५६ ॥

અર્થ માટે ભૈષજ્ય રત્નાવલી પાન ૧૩ શ્લોક ૪૯ જુઓ.

અન્ન સંયુક્ત કિંવા અસંયુક્ત ઔષધનું ફળ.

वीर्याधिकं भवति भेषज मन्नहीनं
हन्यात्त दामयम संशय माशुचैव ।
तद्वाल वृद्ध युवतीं मृदुमिश्र पीतं
ग्लानीं परां नयति चाशु बल क्षयं च ॥ ५७ ॥

અર્થ માટે ભૈષજ્ય રત્નાવલીના પાન ૧૩ માં શ્લોક ૫૦ જુવો.

ઔષધ પચ્યાનાં લક્ષણ:--

अनुलोमोऽनिलःस्वास्थ्यं क्षुत्तृष्णाा सुमनस्कता ।
लघुत्वमिन्द्रि योद्गार शुद्धि र्जीर्णौषधाकतिः ॥ ५८ ॥

ઔષધના અજીર્ણનું લક્ષણ:—

क्लमोदाहोऽङ्गसदनं भ्रमो मूर्छाशिरोरुजा ।
अरतिर्बल हानिश्च सावशेषौषधा कृतिः ॥ ५९ ॥

શ્લોક ૫૮ અને ૫૯ ના અર્થ માટે ભૈષજય રત્નાવલીના પાન ૧૩ શ્લોક ૫૧-૫૨ જુઓ.

**અજીર્ણમાં ઔષધ આપવાના અને ઔષધના અજીર્ણમાં અન્ન આપવાનો નિષેધ.**

**औषध शेषे भुक्तं पीत्तं तथौषधं सशेषेऽन्ने ।**
**न करोति गदोषशमं प्रकोप यत्यन्य रोगांश्च ॥ ६० ॥**

ઔષધ પચ્યા વગર ભોજન કરવું તથા અન્ન પચ્યા વગર (અજીર્ણમાં) ઔષધ સેવન કરવું એ રોગને શાંત ન કરતાં પ્રકોપકરીને બીજા રોગોને ઉત્પન્ન કરે છે. ૬૦ (ભૈષજ્ય: ૫૩ પાન ૧૩)

**ભોજન સાથે આપેલા ઔષધના ગુણો.**

**शीघ्रं विपाक मुपयाति बलं न हींस्यादन्नावृत्तं नच मुहुर्वदना न्निरेति ।**
**प्रागभुक्त सेवितम थौषधमेत देव दधाच्च वृद्ध शिशुभीरु वरा गनाभ्यः ॥६१॥**

અર્થ માટે ભૈષજય રત્નાવલી પાન ૧૩ માં શ્લોક ૫૪ માં જુઓ.

શ્લોક ૬૨ માટે ભૈષજય રત્નાવલીનો શ્લોક ૫૪ માં જુઓ.

**માત્રા નિશ્ચયઃ**—શ્લોક ૬૨ માટે ભૈષજ્ય રત્નાવલીનો શ્લોક ૫૬ જુઓ પાન ૧૩.

જ્વરની શરૂઆતમાં આમજવરમાં (તરૂણજવરમાં) લંઘન કરાવવું. જ્વરની મધ્ય અવસ્થામાં પાચન ઔષધ આપવું. જવરની નિરામ અવસ્થામાં શમન ઔષધ આપવું અને જ્વરના અંતે વિરેચન આપવું. ભૈષજ્ય રત્નાવલી. ૫૫ (જુઓ પાન ૧૩ શ્લોક ૫૫)

સ્નેહ (દીવેલ, ની આદિ) તથા કવાથ ઔષધોની માત્રા પૂર્ણ બળવાળાને યુક્તિથી ૪ તોલા, મધ્યબળવાળાને ૩ તોલા અને હીન બળવાળાને ૨ તોલાની ઉત્તમ માત્રા ગણી છે. ૬૩

છતાં આ જમાનામાં તો ૨ તોલાની ઉત્તમ, ૧॥ તોલાની મધ્યમ અને ૧ તોલાની હીન માત્રા સમજવી.

**કવાથમાં પાણી કેટલું લેવું**—તે માટે ભૈષજ્ય રત્નાવલી પાન ૧૪ શ્લોક ૫૭ જુઓ. ૬૪

**માન પરિભાષાઃ**—ચરકના મતથી ૭૨ અડદોનો ૧ માસો, ૪૮ માસાનો ૧ પલ (ચાર તોલા) સુશ્રુતના મતથી ૧૨ અડદોનો ૧ માસો અને ૬૪ માસાનો ૧ પલ (ચાર તોલા) થાય છે. અ. પલ પાંચ રતીના બરાબર ૧ માસાથી ૬૪ માસાનો થાય છે. અને ચરકનો અર્ધો પલ બરાબર હોય છે. ચરકનો પલ ૧૦ રતીના ૧ માસા બરાબર ૬૪ માસાનો છે. અને આ ૧૦ રતીનો માસો એવા ૬૪ માસાનો પલ વૈદ્યો ચિકિત્સામાં ઉપયોગ કરે છે. ૬૫ થી ૬૮

બિલ્વાદિ પંચમૂળનો ઉકાળો, રસ્નાદિ કવાથ તથા કિરાતાદિ કવાથી ભૈષજ્ય રત્નાવલીના શ્લોક ૫૯ અને ૬૩ જોવા (પાન ૧૪) ચક્રદત્ત ૬૯ થી ૭૧

**પ્રક્ષેપનું પાન માનઃ**—કવાથ તૈયાર થયા પછી તેમાં જે વસ્તુ મેળવવામાં આવે છે તે **પ્રક્ષેપ** કહેવાય છે. ઉકાળામાં પ્રક્ષેપ નાંખવો હોય તો ઉકાળાનાં ઔષધો ીી ચોથા ભાગે નાંખવો, સ્નેહ (ઘ્રુત, તૈલાદિ) માં કલ્કસમે ચોથા ભાગનો લેવો, કેટલાક આચાર્યો અગ્રિમ પરિભાષાને પણ પ્રક્ષેપ વિષય માને છે. તેમાં કાંઇ વિરોધ નથી. ૧ તોલો ઔષધ (ચુર્ણ, કલ્ક અને ગોળી આદિ) ૨ તોલા દ્રવ (પાતળા) દ્રવ્ય મેળવી ચાટ ાં જોઇએ

તથા ૪ તોલા દ્રવ દ્રવ્ય મેળવી પીવાં જોઇએ, તથા મદ અને ઘીની માત્રા સ્નેહ તથા કવાથમાં ચૂર્ણ સમાન અર્થાત ચતુર્થાંશ સ્નેહ તથા કવાથ્ય દ્રવ્યનું માપ સમજવું. ૭૨ થી ૭૪ મદનો કવાથ થંડો થયા પછીજ મેળવવું જોઇએ.

**જુદા જુદા કવાથો:--**

બિલ્વાદિ કવાથ, ૭૫ પિપલ્યાદિ કવાથ (૭૬), ગુડુચ્યાદિકવાથ (૭૭) અને દ્રાક્ષાદિ કવાથી (૭૮) તે ભૈષજ્ય રત્નાવલી પાન ૧૪-૧૫ માં શ્લોક ૬૪, ૬૦, ૬૧ અને ૬૨ માં આવી જાય છે.

**શતવર્યાદિ સ્વરસ:**—શતાવરી અને ગોળને યંત્રથી દબાવી સ્વરસ કહાડી તે સ્વરસ બે તોલા, ગોળ ા તોલો મેળવી વાત જવરમાં આપવો જોઇએ. ૭૯

(ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૬૬)

## પિત્તજવર ચિકિત્સા:—

ઇન્દ્રયવ, કાયફળ, નાગરમોથ, કાળીપાટ, કડુ એ સર્વનો કવાથ સાકર મેળવી પાવાથી પિત્તજવર શાંત થાય છે. ૮૦

તથા તિકતાદિ કવાથ [૮૧]. પર્પટાદિ કવાથ, યવ પટોલાદિ [૮૨], રાલભાદિકવાથ (૮૩) ત્રાયમાણાદિકવાથ (૮૪) માટે ભૈષજ્ય રત્નાવલીના પાન ૧૫ માં શ્લોક ૭૦-૬૮-૬૭-૭૧ અને ૭૬ જુઓ.

મૃકવીકાદિકવાથ, ૮૫, પર્પટાદિકવાથ ૮૬, વિશ્વાદિકવાથ ૭, પર્પટાદિ ૮૮ અને દ્રાથીદિકવાથ (૭૪) માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૭:-૬૮-૭૨-૭૩ અને ૭૪ પાન ૧૫-૧૬

### અંતર્દાહ ચિકિત્સા.

ધાણા ૪ તોલા, ૨૪ તોલા પાણીમાં સધ્યાકાળે પલાળી રાખવું. સવારે તે પાણી ગાળી સાકર મેળવી પીવાથી કઠીન અંતર્દાહ જલ્દીજ શાંત થાય છે. ૯૦

શિતક્રિયા વિધાન, વિદાર્યાદિલેપ (૯૧) માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૭૯-૮૧

**અન્ય લેપ:**—આંબળાંને ઘીમાં સેકી લીંબુના રસ સાથે વાટી લેપ કરવાથી બળતરા નષ્ટ થાય છે. (૯૨ શ્લોક ૯૩ માટે જુઓ ભૈષજ્ય શ્લોક ૯૦)

**માથાનો લેપ:**-પીળું ચન્દન, સુખડ, જવાસો, જેઠીમધ, બોરડીનાં પાન સર્વ ઘસી ઘી તથા કાંજી મેળવીને તરસ, દાહ તથા બેચેનીની શાંતિ માટે માથામાં લેપ કરવો જોઇએ. ૯૪

જલધારા:—

**उत्तान सुप्तस्य गभीर ताम्र कांस्यादि पात्रं प्रणिधाय नाभौ ।**
**तत्राम्बुधारा बहुला पतन्ती निहन्ति देहि त्वरितं सुशीता ॥९५॥**

રોગીને છતાં સુવાડી તેની નાભી ઉપર ઉંડુ તાંબાનો વાડકો મૂકી તેમાં થંડા પાણીની ધાર વધુ સમય સુધી રેડવાથી તત્કાલ દાહ શાંત થઇ જાય છે. ૯૫ (ભૈષજ્ય: ૭૯ પાન ૧૬) પાણી શરીર ઉપર ન પડવા પામે એ ધ્યાનમાં રાખવું.

**पीत्तकाञ्जिकव स्राव गुन्ठनं दाहनाशनम् ।**

લુગડાને ચોવડુ કરી કાંજીમાં પલાળી માથે, હૃદય ઉપર તથા પેટ ઉપર રાખવાથી દાહશાન્ત થાય છે.

**जिह्वा तालु गलक्लोम शोषे मूर्ध्नि तुदापयेत ।**
**केशरं मातु लुङ्गस्य मधु सैन्धव संयुतम् ॥९६॥**

જીભ, તાળવું, ગળુ, ક્લોમ ( તરસનું સ્થાન એક બાજુંં ફેફસું )ના સુકાવ તો માથા ઉપર બીજોરાં લીંબુનાં કેસર, મદ તથા સિન્ધાલુણ મેળવી રાખવું જોઇએ. ૯૬

## કફજ્વર ચિકિત્સા.

**मातुलुङ्ग शिफा विश्व व्राह्मिग्रन्थि कसंभवम् ।**
**कफ ज्वरेऽम्बु सक्षार पाचनं वाकन्णादिकम् ॥९७॥**

બીજોરાનાં મૂળ, સુંઠ, બ્રાહ્મી, પીંપરીમૂળ, સર્વ સરખે ભાગે લઇ ક્વાથ બનાવી જવખાર મેળવી પીવાથી કફ જ્વરનું પાચન થાય છે. ૯૬

અથવા પિપલ્યાદિ ક્વાથ જવખાર મેળવી પાવો જોઇએ.

**પિપલ્યાદિ ક્વાથ**—લીંડી પીંપર, પીંપરી મૂળ, ચવક, ચિત્રક મૂળ, સુંઠ, મરી, ઇલાયચી, અજમોદ, ઇન્દ્રજવ, કાળી પાટ, નગોડનાં બી, જીરૂ, ભારંગ મૂળ. બકાન બકાન લીમડાની લીંબોળીયો, હીંગ, કડુ, સરસવ વાવડીંગ, અતિવિષની કળી, મોરવેલ એ પિપલ્યાદિ ગણ કહેવાય છે. તેના ક્વાથ કરી પાવાથી કફ, સળેખમ, અરૂચિ તથા વાયુને નષ્ટ કરે છે. અગ્નિદીપ્ત કરે છે, ગુલ્મ તથા શૂળને નષ્ટ કરે છે. અને આમનું પાચન કરે છે. ૯૮-૧૦૦

**કટુકાદિ ક્વાથ**—કડુ, ચિત્રક મૂળ, લીમડાની છાલ, હળદર. અતિવિષની કળી, વજ. ઉપલેટ, ઇન્દ્રજવ, મોરવલ, પટોલનાં પાન એના ક્વાથ બનાવી કાળાં મરી તથા મદ તથા મદ મેળવી કફ જ્વરમાં આપવો જોઇએ. ૧૦૧ ભૈષજ્ય ૮૪

નિમ્બાદિ ક્વાથ (૧૦૨ ), સિન્દુવાર ક્વાથ (૧૦૨), આમલક્યાદિ ક્વાથ (૧૦૪), ત્રિફળાદિ ક્વાથ ( ૧૦૫ ), મુસ્તાદિ ક્વાથ ૧૦૬, ચાતુર્ભદ્રાવલેહ ૧૦૭ એને માટે ભૈષજ્ય રત્નાવલી પાન ૧૬-૧૭ માં જુઓ શ્લોક ૮૨-૮૮-૮૩-૮૫ અને ૮૪.

## ચૂર્ણાદિનું પ્રમાણ

**कर्षश्चूर्णस्य कलस्य गुटिकानां च सर्वशः ।**
**द्रव शुक्यास लेढव्यः पातव्यश्च चतुर्द्रवः ॥१०८॥**

૧ તોલો ચુર્ણ, કલ્ક યા ગોળી, ૨ તોલા દ્રવ મદ વગેરે દ્રવ્ય સાથે ચાટવાં જોઇએ. અર્થાત જ્યાં લેહ લખ્યો હોય ત્યાં બમણો દ્રવ પદાર્થ લેવો. જ્યાં પીવાનું લખ્યું હોય ત્યાં ચારગણો દ્રવ લેવો જોઇએ, ૧૦૮

## અવલેહ સેવન સમય.

**उर्ध्वजत्रुग रोगघ्नी आयं स्यादव लेहिका ।**
**अधोरोग हरीं यातु सा पूर्वं भोजनान्मता ॥१०९॥**

જત્રુગ ( ખભાથી ) ઉપરના રોગો ( ઉદરસ, શ્વાસ આદિ ) ને નષ્ટ કરનાર અવલેહ સાયંકાલે ચાટવા જોઇએ, જે અધોગામી [ ઝાડા વગેરે ] રોગોને નષ્ટ કરનારા હોય તેને જમતા પહેલાં લેવા જોઇએ. ૧૦૯

**પિપલ્લાવલેહ.**—લીંડી પીંપરનું ચુર્ણમાં મદ મેળવી બનાવેલો અવલેહ કાસ, શ્વાસવાળા જ્વર, બરોળ, તથા હિકકાને નષ્ટ કરે છે. અને બાળકોને માટે તો તે વધુ હિતકર છે. ૧૧૦

## દ્વન્દ્વજ ચિકિત્સા

**દ્વન્દ્વજ ચિકિત્સા**—ભેગા મળેલા દોષોમાં તો સંમિશ્ર કરેલું પાચન હિતકર છે.

## વાત પિત્ત જ્વર ચિકિત્સા

શ્લોક ૧૧૧ થી ૧૧૮ માટે ભૈષજ્ય રત્નાવલીમાં પાન ૧૭-૧૮ માં જુઓ શ્લોક ૯૨ ૯૯-૧૦૧-૧૦૦-૯૮ અને ૧૦૪ થી ૧૦૬.

## પિત્ત શ્લેષ્મ જ્વર ચિકિત્સા

**પિત્ત શ્લેષ્મ જ્વર**—માટેના કવાથો શ્લોક ૧૧૯ થી ૧૨૭ માટે ભૈષજ્યરત્નાવલીના શ્લોક ૧૧૧-૯૩-૧૧૪-૧૦૫-૧૦૭-૧૧૬-૧૧૨-૧૦૭-૧૦૮ માં જુઓ પાન ૧૭-૧૮.

**અપર પટોલાદિ**—પટોલનાં પાન, જવ, ધાણા, મગ, આમળાં, રતાંજળી એ સર્વનો કવાથ પિત્ત જ્વર તથા કફ પિત્ત જ્વરમાં આપવો જોઇએ. એ તરસા ઉલ્ટી તથા દાહને નષ્ટ કરે છે. ૧૨૮

પંચતિકત કષાય ૧૨૯. ૬ કટુકી ચુર્ણ ૧૩૦, ધાન્યાદિ ૧૩૧ માટે ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૧૧૩ ૧૧૫ અને ૫૮ જુઓ પાન ૧૯ અને ૧૪

## વાત શ્લેષ્મ જ્વર ચિકિત્સા

कफवात ज्वरे स्वेदान्कारयेद्रुक्ष निमितान ।
स्रोतसां मार्दव कृत्वा नीत्वा पावकमाशयम् ।
हत्वा वात कफ स्तम्भं स्वेदो ज्वरमपोहति ॥१३२॥

કફવાત જ્વરમાં રૂક્ષ પદાર્થોથી પરસેવો કહાડવો જોઇએ. ( સેક કરવો ), પરસેવો નીકળવાથી છિદ્રોને મુલાયમ ( મૃદુ ) કરી અગ્નિને પોતાના સ્થાનમાં લાવી વાત કફથી જકડામણ [સ્તંભ]ને દુર કરી જ્વરને નષ્ટ કરે છે. ૧૩૨ ભૈષજ્યરત્નાવલી ૧૧૭ પાન ૧૯

**વાલુકા સ્વેદઃ**—

खर्परभ्रष्ट पट स्थित काञ्जिकसिक्तो हि बालुका स्वेद: ।
शमयति वातककायम मस्तक शूलाङ्गङ्गादीन ॥१३३॥

અર્થ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી પાન ૧૯ શ્લોક ૧૧૮-૧૧૯ ત્યાં નાસ લખ્યો છે. ત્યાં શેક કરવા એમ સમજવું. ૧૩૩

**સ્વેદન કાલનો અવધી**—

शीत शूलव्युं परमे स्तम्भ गौरव निग्रहे ।
संभात मार्दवे स्वेदे स्वेदना ह्निरतिर्मता ॥१२०॥

અર્થ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી પાન ૧૯ શ્લોક ૧૨૦

મુસ્તાદિ કવાથ ૧૩૦, પચકોલમ ૧૩૫ અને તે પછીના શ્લોક ૧૩૯ સુધી માટે જુઓ ભૈષજ્યરત્નાવલી શ્લોક ૧૩૦, ૧૨૨. ૧૨૬, ૧૨૭, ૧૨૮, ૧૨૯, પાન ૧૯ અને ૨૦.

**મુસ્તાદિ કવાથ**—નાગરમોથ, સુંઠ, ગોળ,ધમાસો, એનો કવાથ કફ વાતજન્ય અરૂચિ, વમન, દાહ, મુખનું સુકાવું અને જવરને નષ્ટ કરે છે. ૧૪૦

દાર્વાદિ કવાથ શ્લોક ૧૪૨ જુઓ ભૈષજ્યરત્નાવલી શ્લોક ૧૩૧ પાન ૧૦૮.

**હિંગ વગેરેનું પ્રમાણ**—સ્નેહ તથા કવાથમાં ઘી તથા મદની માત્ર ચુર્ણના સમાન અર્થાત સ્નેહ તથા કવાથ દ્રવ્યથી ચોથા ભાગની નાંખવી. હીંગ ૨ માસા તથા સીંધાળુ આદિ ૩ માસા નાંખવાં જોઇએ. ૧૪૩

**મુખવૈરસ્ય નાસનમ**—બીજોરૂં લીમ્બુનાં કેસર સીંધાલુણ, કાળાં મરી સાથે મોંમાં રાખવાથી વાત કફ જન્ય મુખ રોગ મુખ સુકાવું, જડતા તથા અરૂચિ તત્કાલ નષ્ટ થઇ જાય છે. ૧૪૪

## સંન્નિપાત જ્વરની ચિકિત્સા

लंघनं वालुका स्वेदो नस्यं निष्ठीवनं तथा ।
अवले होडञ्जनं चैव प्राक् प्रयोज्यं त्रिदोषजे ॥१४५॥

સંન્નિપાત જ્વરમાં લંઘન કરાવવું, પછી વાલુકા [ રેતી ]નો સેક કરવો. નસ્ય ( દવા સુંઘાડવી ), નિષ્ઠીવન ( ગળફો કઢાવવો ) અવલેહ ચટાડવો તથા [ બેભાન થયો હોય તો ] આંખમાં અંજન કરવું એ પ્રયોગ કરવા. એ ત્રિદોષ જ્વરની ચિકિત્સા છે. ૧૪૪ ભૈષજ્ય રત્નાવલી ૧૩૨

सन्निपात ज्वरे पूर्वं कुर्यादामकका पहम् ।
पश्चाच्छ लेष्मनि संक्षीनी शमयेत्पित्त मारुतौ ॥ १४६॥

અર્થ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી પાન ૨૦ શ્લોક ૧૩૩માં જુઓ.

### લંઘન ક્યાં સુધી કરાવવું.

त्रिरात्रं पञ्चरात्रं वादरात्र मथापिवा ।
लंघनं सन्निपातेषु कुर्यादरोग्य दर्शनाम् ॥
दोषाणामेव साशक्ति लंघने या सहिष्णुता ।
नहि दोषक्षये कश्चित्सहते लंघनादिकम् ॥ १४८॥

અર્થ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી પાન ૨૦ શ્લોક ૧૩૪ ૧૩૫.

सन्निपाते जलमयो नराणां चित्तहो भवेत् ।
विना वन्हयु पचारेण कस्तं शोपयितुं क्षमः ।

અર્થ માટે જુઓ ભૈષજયરત્નાવલી પાન ૨૦ માં શ્લોક ૧૩૭ જુઓ.

નિષ્ઠીવનમ:–શ્લોક ૧૪૯ થી ૧૫૨ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૧૪૪ થી ૧૪૭ પાન ૨૧

**નસ્યમ**-मातुलुङ्गार्द्र करसं कोष्णं त्रिलवणान्वितम ।
अन्यद्धा सिद्धि विहित तीक्ष्णं नस्यं नस्यं प्रयोजयेत् ॥१५३॥

બીજોરા લીંબુનો રસ, આદાનો રસ કાંઈક ગરમ કરી તેમાં સીધવ સમુદ્ર લવણ ( મીઠું ), સંચળ, તેનું નસ્ય આપવું જોઇએ અથવા સિદ્ધિસ્થાનમાં કહેલા અન્યતીક્ષ્ણ નસ્યોનો પ્રયોગ કરવો જોઇએ, ૧૫૩

तेन पभिद्यते ष्माश्ल पाभिन्नश्च पारिच्यते ।
शिरो हृदय कण्ठास्य पार्श्वरुक् चोपशाम्यते ॥१५४॥

નસ્યથી કફ કડકડ કરી ગરી જાય છે. તથા માથું, હૃદય, ગળુ, મોં અને પાંસળીયેની પીડા શાન્ત થાય છે. ૧૫૪

**સંજ્ઞાકારક નસ્ય**–શ્લોક ૧૧૫-૧૫૬ જુઓ ભૈષજય રત્નાવલી શ્લોક ૧૪૧ અને ૧૪૦ પાન ૨૧

**શિરિષાદિ અંજન**–શ્લોક ૧૫૭ જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૧૫૧–૨૧

**અષ્ટાંગાવ લેહિકા**–શ્લોક ૧૫૮–૧૫૯ તે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૧૪૮–૧૪૯ પાન ૨૧

**મધુ વ્યવસ્થા**—

उर्ध्वज श्लेष्म हरणे उष्णे स्वेदादि कर्माणि ।
विरोध्युष्णे मधु त्यक्त्वा कार्यैषार्द्रकजै रसैः ॥१६०॥

મદ ગરમ પદાર્થોની સાથે મેળવવું એ, તથા તેને ગરમ કરવું તે તથા ગરમ શરીરમાં ( તાવ ) માં પણ નિષિદ્ધ ગણાય છે. અને સન્નિપાત જ્વરમાં ઉર્ધ્વ ગત શ્લેષ્મ નષ્ટ કરવા માટે ગરમ શેક આદિના પ્રયોગો કરવામાં આવે છે. એથી અષ્ટાંગ અવલેહ મદ સાથે ન બનાવતાં આદાના રસ સાથે બનાવો. ૧૬૦ (ભૈષજ્ય: ૧૫૦)

પંચષ્ટિકુષ. ૧૬૧ ૧૬૨ અને તે પછીના શ્લોક ૧૭૭ સુધીના કવાથોના ભાષાંતર માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૧૭૪ ૧૭૫, ૫૭૬, ૧૫૩ થી ૧૫૫, ૧૫૬, ૧૭૧ થી ૧૭૨, ૧૬૭, ૧૬૮ થી ૧૭૦, ૧૬૪, ૧૬૫, ૧૬૨, ૧૬૩. પાન ૨૧-૨૨-૨૩

**ભારંગ્યાદિ કવાથ**—ભારંગમૂળ, પુષ્કરમૂળ, રાસ્ના, બીલીમૂળ અજમે, સુંઠ, દશ મુળ, લીંડીપીંપર, સર્વનો કવાથ કરી પાવાથી સન્નિપાત જ્વર, હૃદય, તથા પાંસળીયોની શુળ, આફરો, કાસ, શ્વાસ, અગ્નિમંદતા તથા તન્દ્રાને નષ્ટ કરે છે. ૧૭૮-૧૭૯

**દ્વિપંચ મૂલ્યાદિ કવાથ**—દશમુળ, વજ, સુંઠ, નખલા, અને નખીથી બનાવેલો કવાથ કફ, વાત તથા સન્નિપાતને નષ્ટ કરે છે. ૧૮૦

**અભિન્યાશ ચિકિત્સા**-શ્લોક ૧૮૧ ૧૮૨ માટે જુઓ ભૈષજયરત્નાવલી ૧૭૭,૧૭૮

**માતુલુંગાદિ કવાથ**—બીજોરા લીંબુના છોડનું મૂળ, પાષાણ ભેદ, બીલાની છાલ, બેઠી ભોંયરીંગણી, કાળી પાટ, એરંડાના મુળની છાલ એ સર્વનો કવાથ કરી ગોમુત્ર અને સીંધાલુણ મેળવીને સાથે પાવાથી અભિન્યાસ જ્વર, આફરો તથા શુળ માટી જાય છે. ૧૮૩

**અભિન્યાસ લક્ષણ**—निद्रो पेतमभिन्यासं क्षीणं विद्याद्ध तौजसम्।

જે સન્નિપાત જ્વરમાં નિદ્રા વધુ હોય, રોગી ક્ષીણ હોય તેને હતૌજસ અથવા અભિન્યાસ જ્વર કહે છે.

કંઠરોગાદિ ચિકિત્સા—

कण्ठरोध कफश्वास हिक्का संन्यास पीडितः ।
मातुभुङ्गाई करसं दश मूलाम्भसा पिवेत् ॥१८४॥

ગળાનો અવરોધ, કફ, શ્વાસ, હિક્કા, તથા અભિન્યાસ જ્વરથી પીડાતા મનુષ્યને દશ મુલા ઉકાળા સાથે બીજોરાનો રસ તથા આદાનો રસ પાવો જોઈએ. ૧૮૪

**વ્યોષાદિ કવાથ**—સુંઠ, મરી, પીંપર, નાગમોથ, ત્રિફળા, કડુ, પરોલનાં પાન, લીમડાની છાલ, અરડુસી, કરીયાતુ, ગળો, જવાસો એ સર્વનો ઉકાળો આપવાથી ત્રિદોષ જ્વર નષ્ટ થાય છે. ૧૮૫

**ત્રિવૃતાદિ કવાથ**—નસોતર, ઇન્દ્રવરણાનાં મુળ, ત્રિફળા, કડુ, ગરમાળાનો ગોળ એ સર્વનો બનાવેલો ઉકાળો જવખાર મેળવી પાવાથી સમસ્ત જ્વરોને નષ્ટ કરે છે. ૧૮૬

**જીવ્હાદોષ ચિકિત્સા**:—જીભ જડ થઇ ગઇ હોય તો સીંધાલુણ, સુંઠ, મરી, પીંપર, તથા અમ્લવેતસ એ સર્વનું ચુર્ણ કરી તે જીભે ઘસવું જોઇએ. જો જીભી સુકાઇ ગઇ હોય અને ફાટી ગઇ હોય તો મોંમાં ઘી ચોપડી વાટેલી દ્રાક્ષ મદમાં મેળવી ચોપડવી જોઇએ. ૧૮૮

**નિદ્રાનાશ ચિકિત્સા**—કક જંઘા (અઘેડીનું મૂળ ઘસી માથે લેપ કરવાથી ઉંઘ ન આવતી હોય તો ઉંઘ આવે છે. ૧૮૯

## સંન્નિપાત વિશેષ ચિકિત્સા

सन्निपाते प्रकम्पन्तं प्रलपन्तंन बृंहयेत् ।
तृष्णा दाटाभि भूतेऽपि न दद्याच्छीत लंजलम् ॥१९०॥

સંનિપાતમાં જેને કંપ હોય, કે જે લવરી કરતો હોય તેની ખડગુ ( પુષ્ટ થવા માટેની–ઘી દુધ આપવાની ) ચિકિત્સા ન કરવી જોઈએ. અને તરસ તથા દાહથી વ્યાકુળ થાય છતાં પણ ટાઢું પાણી આપવું નહિં. ૧૯૦

**સન્નિપાત જ્વરમાં કાનના મુળમાં ચઢનો સોજો—**

**सन्निपात ज्वरस्यान्ते कर्णमूले सुदारुणः ।**
**शोथः सञ्जायते तेन कश्चिदेव प्रमुच्यते ॥१९१॥**

સન્નિપાત જ્વરના અંતના કાનની નીચે કઠણ સોજો ચઢે છે તેનાથી કોઈકજ બચે છે. ૧૯૧ ( ભૈષજ્ય: ૧૮૧ )

કર્ણમૂલ શોથ ચિકિત્સા ૧૯૨, ગૈરીકાદિ લેપ ૧૯૩, કુલત્થાદિલેપ ૧૯૪ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૧૮૩–૧૮૫–૧૮૪ પાન ૨૩

**જીર્ણજ્વર ચિકિત્સા**

**त्रिसप्ताहे व्यतीतेतु ज्वरो यस्तनुतांगतः ।**
**प्लीहाग्नि साद कुरुते स जीर्णज्वर उच्यते ॥७८॥ मा नि.**

જ્વર આવ્યા પછી ૨૧ દિવસ થઈ ગયા છતાં જે જ્વર શરીરમાં મંદ થઈને ઘર કરી રહે છે. અને જેનાથી પ્લીહા ( બરોળ ) નો રોગ થાય છે અને જઠરાગ્નિ મંદ પડી જાય છે તેને જીર્ણજ્વર કહે છે. (મા નિ. ૭૮)

ચિકિત્સા ૧૯૫, ગુડુચી કવાથ ૧૯૬ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લો ૧૯૫–૧૯૬

**ગુડપિપ્પલી** ગુણ–ગોળ અને લીંડીપીંપરનુ ચુર્ણ ખાવાથી ઉદરસ, જીર્ણ, અરૂચિ, શ્વાસ, હૃદરોગ, પાન્ડુરોગ, કૃમિરોગ જીર્ણજ્વર તથા અગ્નિમંદ્ય મટે છે ૧૯૭

**વિષમજ્વર ચિકિત્સા**

**दोषोऽल्पोऽहित संभूतो ज्वरोत्सृष्टस्य वा पुन ।**
**धातुमन्यतमं प्राप्य करोति विषमज्वरम ॥४१॥**
**संततः सततोऽन्येद्यु स्तृतीयक चतुर्थकौ ॥** ( મ ધ્વ નિ । । સુશ્રુત)

તાવ મટયા પછી શરીરમાં રહી ગયેલો થોડો દોષ અહિત આહાર વિહારથી ... પામી રસ, લોહી વગેરે ધાતુમાંથી કોઈપણ ધાતુ જોડે મળી વિષમજ્વર ઉત્પન્ન કરે છે કોઈ વખતે પહેલાંથીજ વિષમજ્વર લાગુ પડે છે ૪૧. તેના સતત, સતત અન્યેદ્યુષ્ક (રોજ એકવાર આવી જનારો ) તૃતીયક ( ત્રીજે દિવસે આવનારો ) અને ચતુર્થક ( ચોથીયો ) એવા ભેદો છે.

ચિકિત્સા શ્લોક ૧૯૮ થી ૨૦૧ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લો. ૧૯૫થી ૯૮.

**ગુડુચ્યાદિ કવાથ**—ગોળ, નાગરમોથ, અને આમળાનો કવાથ બનાવી ટાઢો થયે મધ મેળવી પીવો જોઈએ. ૨૦૨

શ્લોક ૨૦૩ થી ૨૦૮ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૧૯૯–૨૦૭–૨૦૦–૨૦૩–૧૯૩ ૧૯૪ પાન ૨૫–૨૬

**સામાન્ય ચિકિત્સા**—સવારે ઘી સાથે લસણનો પ્રયોગ કરવો જોઈએ અથવા દુધ અથવા માંસ રસનું ભોજન કરવું અને વર્દ્ધમાન પિપ્પલી પ્રયોગ કરવો થવા આમળા આવશે તે **ષટપલ** ઘૃત પીવું અથવા મધ સાથે હીમજી હરડેનુ ચુર્ણ ચાટવું ૨૦૮–૧ ... ૩ પીપર દુધ સાથે લેવી, પછી રોજ ૧ કે ૩ પીંપર વધારવી એમ ૧૧ કે ૨૧ દિવસ સુધી લેવી પછી રોજ પીંપર ઘટાડતા જવી તે વર્દ્ધમાન પીંપલી યોગ છે વિષમજ્વરનો નાશ

કરવા માટે દૂધ, માથે તેલ, ઘી વિદારીકન્દનો રસ, શેરડીનો રસ, મદ્ય એકત્ર મેળવી પાવાથી વિષમજ્વર મટે છે. દૂધ ગરમ કરીને લેવું. ૨૧૦

લીંડી પીંપરસાથે સાકર, મધ, ઘી, દૂધ એકત્ર કરી હલાવી તે પીવું તેથી વિષમજ્વર મટે છે ૨૧૧

બિલાડીની વિષ્ટા દુધની સાથે અથવા બળદનું છાણ સીંધાલુણ મેળવી દહીંની તોર કે સુરા ( દારૂ ) સાથે પાવી જોઇએ. ૨૧૨

## વિષમજ્વર હર વિરેચન

**नीलिनीमजगन्धा च त्रिवृतां कटु रोहिणीम् ।**
**पिवेज्ज्वर स्यागमने स्नेह स्वेदौ पपादितः ॥२१३॥**

પહેલાં સ્નેહન સ્વેદન કરી જ્વર આવવાની વારી હોય તે દિવસે ગળી, ખુરાસાની અજમો, નસોતર અને કડુનો ક્વાથ પૂર્ણ માત્રામાં પાવો જોઇએ. એથી વિરેચન થશે. ૨૧૩

**વિષમજ્વરમાં પથ્ય**—મદ્ય અને સુરા પીવાને માટે ભોજન માટે મરઘડાં, તીતર અને મોરનો ( ખપે તેણે ) પ્રયોગ કરવો. ૨૧૫

એક હજાર અમ્લોટજ ( ખાટી લુણી ) નાં પાનની પેયા બનાવી ઘી મેળવી ત્રણ દિવસ સુધી વિષમજ્વરનો નાશ કરવા માટે પીવી જોઇએ. ૨૧૫

**વિષમ જ્વરહર અંજન**—સિંધાલુણ, લીંડીપીપર, મનસીલ એ બધું તેલમાં ઘુંટી આંખમાં આંજવાથી વિષમજ્વર નષ્ટ થાય છે. ૨૧૬

**નસ્યમ** બેઠી ભોંયરીંગણી, રાસના, હીંગ, તથા સીંધાલુણને એકંદર વાટી તેનું નસ્ય લેવાથી વિષમજ્વર નષ્ટ થાય છે. ૨૧૭

નસ્ય, ધુપ, બીજા યોગ માટે ૨૧૮ થી ૨૩૦ શ્લોક માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી અનુક્રમે શ્લોક ૨૪૨ ૨૪૩, ૨૫૩, ૨૫૪, ૨૩૩, ૨૩૧, ૨૩૨, ૨૪૩, ૨૮૫, ૨૩૭, ૨૪૯ અને ૨૫૦ પાન ૨૭–૨૮–૨૯.

**વિશિષ્ટ ચિકિત્સા—**

**कर्म साधारणं ज्ह्या तृतीयक चतुर्थकौ ।**
**आगन्तुरनु बन्धो हि प्रायशो विषमज्वरे ॥२२६॥**

બંન્ને ચિકિત્સા-( દૈવ્યપાશ્રય-એ બલિ, મંગલ, અને હોમ આદિથી તેમ **युक्तिव्य-पाश्रय** એ **कषाय लेहादिथी** ) તૃતીયક અને ચોથીયા તાવને મટાડે છે. માત્ર યુક્તિ-વ્યપાશ્રય-કષાયાદિથી નહીં. કેમકે વિષમજ્વરમાં ઘણે ભાગે આગન્તુક ( ભૂતાદિ ) નો સંસર્ગ હોય છે. ૨૨૬ ( ભૈષજ્ય રત્નાવલીઃ ૨૩૭ )

**જ્વરમાં ઘી પાવાની વ્યવસ્થા—**

**ज्वराः कषायैर्वमनै र्लंघनैर्लघु भोजनैः ।**
**रूक्षस्य येन शाम्यन्ति सर्पिस्तेषां भिषग्जितम् ॥२३१॥**

જે જ્વર ( વિષમજ્વર ) ઉકાળા, અવલેહાદિ તથા વમન વિરેચન, લંઘન, સ્વેદન, તથા લઘુ ભોજનથી શાંત થતો નથી અને શરીર રૂક્ષ થઇ જાય છે, તેની ઉત્તમ ચિકિત્સા ઘી છે. ૨૩૧ ( ભૈષજ્ય ૨૬૧ )

**ઘીનો નિષેધ**—તાવ આવ્યાને દસ દિવસ થઇ ગયા હોય, છતાં પણ જેનો કફ વધેલો હોય, તથા લંઘનના જે ગુણ કહ્યા છે તે ઉત્પન્ન થયા ન હોય ( આવ્યા ન હોય ), તેવા દરદીને ઘી પાવું ન જોઇએ. તેને માટે તો શમન ઔષધ આપવાં. ૨૩૨ ( ભૈષજ્ય ૨૬૨ )

સામાન્ય રીતે તાવ આવ્યાને દશ દિવસ થઈ ગયા હોય તે પછી જ જો કફ ન હોય તો ઘી પાઈ શકાય. એ ઘીની બનાવટ હવે પછી આવશે.

શ્લોક ૨૩૩ થી ૨૫૦ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી અનુક્રમે શ્લોક ૨૬૩ થી ૨૬૫, ૨૭૭, ૨૭૮, ૨૭૯, ૨૮૨,૨૮૫,૨૮૬, ૨૮૭,૨૮૮, ૨૮૯,૨૯૦ અને ૨૯૧. પાન ૨૯ થી ૩૨

**વાસાદિ ઘૃત**–અરડુસી, ગળો, ત્રિફળા, ત્રાયમાણ, જવાસો એ સર્વનો કવાથ સ્નેહથી ચારગણો, દુધ બમણું તથા ઘી ૧ ભાગ, તથા ઘીથી ચોથા ભાગે ઉપરનાં ઔષધો તથા નીચેનાં ઔષધોને કલ્ક મેળવી ઘી સિદ્ધ કરવું. કલ્કઃ—પીંપરીમૂળ, દ્રાક્ષ, રતાંજળી. નીલકમળ, સુંઠ તથા ઉપર જે ઔષધીયોનો કવાથ બનાવ્યો છે તેના પણ કલ્ક ઉમેરી ઘી સિદ્ધ કરવુ. આ ઘી જીર્ણજવરને મટાડે છે. ૨૫૧–૨૫૨

**ગુડુચ્યાદિ ઘૃત પંચક**—ગળોનો કવાથ તથા કલ્કથી, ત્રિફળા, અરડુસી દ્રાક્ષ, વરીયારી દરેકના કવાથ તથા કલ્કથી સિદ્ધ કરેલું ઘી જવરનાશક છે. ૨૫૩

**જવરવાળાને પેયા આદિ કયારે આપી શકાય—**

**ज्वरे पेयाः कषायाश्च सर्पिः क्षीरं विरेचनं ।**
**षडहे षडहे देयं कालं वीक्ष्यामयस्य च ॥२५४॥**

જવરમાં પેયા, કવાથ, ઘી, દુધ, વિરેચન, એ દરેક રોગના કાળને જોઇ છ છ દિવસના અંતરે આપવુ જોઇએ, તથા રોગનો સમય ( કાલ ) જોઈ વિશેષ વ્યવસ્થા કરવી જોઇએ. ૨૫૪ ( ભૈષજય. ૨૯૨ )

જેમકે પ્રથમ છ દિવસ લંઘન, પછી પેયા સાતમે દિવસે અપાય, તે પછી છ દિવસે કવાથ અપાય તે પછી છઠ્ઠા દિવસના અંતરે ઘી અપાય અને તે પછી છ દિવસને અંતરે દુધ અપાય અને તે પછી છ દિવસને અંતરે વિરચન આપી શકાય.

જે જવરમાં ( વાતાદિ વગેરેમાં ) લંઘન ( ઉપવાસ ) કરાવવાનો નિષેધ છે તેમાં પેયા આદિ આપવાં. બાકીના માટે છ દિવસ લંઘન કરાવી સાતમા દિવસે આપવાં. જવરને નિરામ સમજી આઠમા દિવસે કવાથ પાવો જોઇએ. આઠમા દિવસે નિરામતા થાય છે.

**તાવવાળાને દુધ કયારે આપી શકાય**

**जीर्णे ज्वरे कफे क्षीणे क्षीरं स्यादमृतोपमम् ।**
**तदेव तरुणे पीतं विष वद्धन्ति मानवम ॥२५५॥**

જીર્ણ જવરમાં કફની ક્ષીણતાને લીધે દુધ અમૃતના જેવું ગુણકારક થાય છે. પરંતુ તરુણજવરમાં દુધ આપવું એ ઝેર જેવુ માણસને મારી નાંખનારૂ છે. ॥૨૫૫॥ ભૈષજ્ય.૨૯૯

દુધ માટે ભૈષજય રત્નાવલીના બે બીજા શ્લોકો—

**चतुर्गुणे नाम्भसा च श्रृत ज्वर हर पयः ।**
**धारोष्ण वा पयः शीत पीत सद्यो ज्वर जयेत ॥३००॥**
**जीर्णज्वराणां सर्वेषां पयः प्रशमनं परम ।**
**पेयं तदुष्णं शीत वा यथा स्वमौषधैः श्रृतम् ॥३०१॥**

અર્થ માટે ભૈષજ્ય રત્નાવલી પાન ૩૨ માં શ્લોક ૩૦૦–૩૦૧ જુઓ.

શ્લોક ૨૫૬ થી ૨૫૯ માટે ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૩૦૨–૩૦૩–૩૦૪–૩૦૫ જુઓ. પાન. ૩૨–૩૩

क्षीर विनिश्चय

शीत कोष्णं ज्वरेक्षीरं यथा स्वमौषधैः श्रृतम ।
एरन्ड मूल सिद्ध वा ज्वरे सपारिकर्तिके ॥२६०॥

જ્વરમાં જેવો દોષ હોય એ અનુસાર ઔષધોદ્વારા સિદ્ધ કરી પિત્તમાં ટાઢું તથા વાતમાં કોષ્ણુ ( હસેકુ ગરમ ), દુધ કા પ્રયોગ કરવો, જો ગુદામાં કર્ત્તન જેવી પીડા થતી હોય તો એરન્ડાના મૂળની છાલથી સિદ્ધ કરી દુધ પીવુ જોઇએ. ૨૬૦ (ભૈષજ્ય-૩૦૬)

સંશોધન—

ज्वरिभ्यो बहुदोषेभ्य ऊर्ध्वचाधश्च बुद्धिमान ।
दधात्संशोधनं काले कल्पे यदुपदेक्ष्यते ॥२६१॥

અર્થ માટે જુઓ ભૈષજય રત્નાવલી શ્લોક ૨૯૩ પાન ૩૨

સંશોધનનો નિષેધ—

ज्वर क्षीणस्य नहितं वमनंन विरेचनम् ।
कामंतु पयसा तस्य निरुहर्वा हरेन्मलान ॥२६४॥

જ્વર થી રોગી ક્ષીણ થઇ ગયો હોય તો તેને વમન કે વિરેચન ( જુલાબ) ન આપવો જોઇએ. દુધ પાઇ અથવા નિરૂહણ બસ્તિ આપી મળ કઢાડવો જોઇએ. ૨૬૪ ( ભૈષજ્ય. ૨૯૬ પાન ૩૨ )

શ્લોક ૨૬૦-૨૬૩-૨૬૫ થી ૨૭૩ માટે જુઓ ભૈષજય રત્નાવલી શ્લો. ૨૯૪ ૨૯૫, ૨૯૭, ૨૯૮, ૩૪૦, ૩૪૧, ૩ ૩, ૩૪૨ અને ૩૪૫

**યવ ચુર્ણાદિ તૈલ**—જવનું ચુર્ણ ૮ તોલા, મજીઠ ૨ તોલા તેલ ૬૪ તોલા કાંજી ૬૪૦૦ તોલા મેળવી ઉકાળવું. તેલ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. આ તેલ જ્વર,દાહ, તથા ટાઢ બંન્નેને નષ્ટ કરે છે. ૨૭૪

**સર્જાદિ તૈલ**—રાળ તથા કાંજીથી સિદ્ધ કરેલું તેલ ટાઢા પાણીમાં ઘુંટી લેપ કરવાથી જ્વરનો દાહ અને વાત કફનો દાહ તત્કાલજ નષ્ટ થાય છે. ૨૭૫

**તેલ પ્રયોગઃ**—ચન્દનાદિ તૈલ, અગરવાદિ તેલ, નારાયણુતૈલનો પ્રયોગ જીર્ણજ્વર જવા માટે કરવા જોઇએ. ૨૭૬

આગન્તુક જ્વર ચિકિત્સા ૨૭૭ થી ૨૮૩ સુધી ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૩૬૭ થી ૩૭૨ જુઓ.

જ્વરમુક્તે નિષિદ્ધાનિ—

व्यायामंच व्यवायंच स्नानंच क्रमणानिच ।
ज्वरमुक्तो न सेवेत यावन्नो बलवान्भवेत ॥२८४॥

વિગતજ્વર લક્ષણુઃ—

देहो लघुर्व्यपगत क्लममोहतापः
पाको मखे कारण सौष्टवमव्यथत्वम ।
स्वेद क्षवः प्रकृति गामि मनोऽन्नलिसा ।
कन्डूश्च मूर्ध्नि विगतज्वर लक्षणानि ॥२८५॥

બંન્ને શ્લોકના અર્થ માટે જુઓ ભૈષજ્ય રત્નાવલી શ્લોક ૩૭૩-૩૭૪ પાન ૩૬.

શ્રીચક્રદત્ત જ્વરાધિકારના શ્લોક ૧ થી ૨૮૫-ભૈષજય રત્નાવલી જ્વરાધિકારના શ્લોક ૧ થી ૩૭૪ ની અંદર આવી ગયા છે. જે આવ્યા નથી તેનું ભાષાંતર ઉપર સંપૂર્ણ આપ્યું છે. એ રીતે ચક્રદત્ત જ્વરાધિકાર સંપૂર્ણ આ અધિકારમાં આવી જાય છે.



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथ ज्वरातीसाराधिकार

पित्तज्वरे पित्तभवोऽतिसारस्तथातिसारे यदि वा ज्वरः स्यात् ।
दोषस्य दूष्यस्य समान भावात् ज्वरातिसारः कथितो भिषग्भिः ॥१॥

જો પિત્તજ્વરમાં પિત્તજ અતીસાર હોય તથા અતિસારમાં જ્વર હોય તો દોષ તથા દુષ્યના સમાન હોવાને લીધે વૈદો તેને જ્વરાતીસાર કહે છે. ૧

ज्वरातिसार यो रक्तमन्योऽन्यं भेषजं पृथक् ।
नतस्मिन् मिलितयोः कुर्यादन्योऽन्यं वर्द्धयेधत ॥२॥
प्रायो ज्वरहरं भेदि स्तम्भनन्त्वतिसारनुत् ।
अतोऽन्योन्य विरुद्धत्वात् वर्द्धनं तत्परस्परम् ॥ ३ ॥

જ્વર તથા અતિસારનાં જુદાં જુદાં ઔષધો કહેલાં છે. જ્વરાતીસારમાં એ ઔષધો આપવાં ન જોઇએ કેમકે એ પરસ્પર એક બીજાને વધારે છે. જે ઔષધ ઘણે ભાગે જ્વરને મટાડે છે તે ભેદન કરનાર હોય છે તથા જે અતિસારને મટાડે છે તે સ્તંભક છે. અથી જ્વરહર ઔષધના સેવનથી અતિસાર વૃદ્ધિ તથા અતિસારહર ઔષધના સેવનથી જ્વરની વૃદ્ધિ થાય છે. ૨—૩

જ્વરાતિસારે ચિકિત્સા—

ज्वरातिसारिणामादौ कुर्याल्लंघन पाचने ।
प्रायस्तावाम सम्बन्धं विना नभवतो यतः ॥ ४ ॥
ज्वरातिसारे पेयादिक्रमः स्याल्लङ्घिते हितः
ज्वरातिसारी पेयां वा पिबेत्साम्लां श्रृतांनरः
पृश्निपर्णी बला बिल्वनागरोत्पल धान्य कैः ॥ ५ ॥

( ચક્રદત્ત ૧ )

જ્વરાતીસારે ચિકિત્સાક્રમ:—જ્વરાતિસારથી પીડાતા રોગીયોને પ્રથમ લંઘન તથા પછી પાચન ઔષધનું સેવન કરાવવું જોઇએ. જો કે આમ વગર જ્વર તથા અતીસાર બંન્ને હોતા નથી. જ્વરાતિસારમાં ઉપવાસ કરાવી પેયા યવાગુ આદિ પથ્ય આપવું ઉત્તમ છે.

જ્વરાતિસારમાં પૃશ્નિપર્ણી, બલા (કાંસકી) બીલફળ, સુંઠ, નીલકમળ તથા ધાણાથી સિદ્ધ કરેલી ખાટા રસવાળી કાંજીનું સેવન કરાવવું જોઇએ. પેયાને દાડમ તથા લીંબુના

રસથી ખાટી કરી પછી પાવી જોઇએ. ૪-૫ ( ચક્રદત્ત-જ્વરાતિસાર ૧ )

**હિબેરાદિ કવાથઃ**—સુગંધી વાળો, અતીવીષની કળી, નાગરમોથ, બીલીફળ, સુંઠ, ધાણા, એ સર્વ મળી ૨ તોલા ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા બાકી રહે ત્યારે ઉતારી તેનું સેવન કરવાથી પરૂ પડવું, મળબન્ધ, શુળ મટે છે. અને આ કવાથ આમદોષ તથા આમ રસનું પાચન કરે છે. રક્તાતિસાર, જ્વરાતિસાર તથા અતિસારમાં આ કવાથ અત્યંત હિતકર છે. ૬ ( ચક્રદત્ત જ્વરા૦ ૪—૫ )

**ઉશીરાદિ કવાથઃ**—વીરણનો વાળો, સુગંધીવાળો, નાગરમોથ, ધાણા, સુંઠ, રીસામણીનાં બી, ધાવડીનાં ફુલ, પઠાણી લોધર, બીલીફળ એ સર્વ એકત્ર મળી ૨ તોલા ૩૨ તોલા પાણીમાં ઉકાળા ૮ તોલા બાકી રહે ત્યારે ઉતારી એ કવાથ પીવો તે દીપન છે. તથા આમનું પાચન કરનાર છે એથી વધુ પીડા,અરૂચિ,મળની પિચ્છલતા આમ તથા મળબન્ધને મટાડે છે. અને અતિસાર, રક્તાતિસાર તથા જ્વરાતિસારને મટાડે છે. ૭—૮ ( ચક્રદત્ત ૮—૯ )

**ગુડુચ્યાદિ કવાથઃ**—ગળો, અતીવિષ, ધાણા, સુંઠ, બીલીફળ, મોથ, નેત્રવાળો, કાળીપાટ, કરીયાતુ, ઇન્દ્રજવ, રતાંજળી, ખસ, પદમક એ સર્વ મળી ૨ તોલા, ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા બાકી રહે ત્યારે ઉતારવું. આ કવાથને શીતલ કરી જ્વરાતીસારની શાંન્તિને માટે પાવો જોઇએ. આ કવાથના સેવનથી જીવ ગભરાવો ( અમુઝણ ), અરૂચિ, ઉલ્ટી, અત્યંત તરસ અને દાહની શાંત થાય છે. ૯-૧૦ ( ચક્રદત્તઃ ૬—૭ )

**લઘુ પંચમૂળાદિ કવાથઃ**—લઘુ પંચમુળ ( શાલીપર્ણી, પૃશ્નિપર્ણી, ગોખરૂ, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી ) કાસકી, બીલીફળ, ગળો, નાગરમોથ, સુંઠ, કાળીપાઢ, કરીયાતુ, સુગંધીવાળો, કડાછાલ, ઇન્દ્રજવ, એના કવાથનું સેવન કરવાથી તાવ, ઉલ્ટી, શુળ, શ્વાસ, કાસ આદિ ઉપદ્રવવાળો અતિસાર મટી જાય છે.

પિત્ત રોગોમાં લઘુ પંચમુળ લેવા ને વાતકફ પ્રધાન રોગોમાં બ્રહતપંચમુળ લેવાં જોઇએ ). ૧૧-૧૨-૧૩ ( ચક્રદત્ત ૧૦-૧૧ )

**બૃહત્પંચમુળાદિ કવાથઃ**—બ્રહતપંચમૂળ(બીલીના મુળની છાલ, અરડુસાના મુળની છાલ, પાટલામૂળની છાલ, અરણીના મૂળની છાલ, શીવણના મૂળની છાલ, ) સુંઠ, સાગોડાનાં પાન, કંચટ ( જળ તાંદળજા ) નાં પાન મોથ, જાંબુનાં પાન, દાડમડીનાં પાન, બલામૂળ, સુગંધીવાળો, ગળો, કાળીપાટ, બીલીફળ, મજીઠ, કડાછાલ, ઇન્દ્રજવ, ધાણા તથા ધાવડીના ફુલ સર્વ એકત્ર મેળવી ૨ તોલા લઇ ૩૨ તોલા પાણીમા ઉકાળા ૮ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારવું. આ કવાથમાં અતિવિષનું ચુર્ણ ૪ રતી તથા જીરનું ચુર્ણ ૪ રતી નાંખી જ્વરાતિસારમાં પાવું જોઇએ. રકતાતિસાર તથા સાધારણ અતીસાર અને સંપૂર્ણ ઉપદ્રવવાળા જ્વરાતિસારને મટાડવામાં અત્યંત ઉપયોગી છે ૧૪ થી ૧૬

**સુંઠી દશમુળઃ**—દશમુળના કવાથમાં ૧ માસો, સુંઠનું ચુર્ણ નાંખી તે જ્વરાતીસાર તથા સોજા વાળી ગ્રહણી રોગમા સેવન કરાવવું જોઇએ. ૧૭ ( ચક્રદત્ત ૨૬ )

**ધાન્યસુંટીઃ**—ધાણા ૧ તોલો, સુંઠ ૧ તોલો, એનો વિધિવત કવાથ કરીને રોગીને સેવન કરાવવુ જોઇએ. આના સેવનથી વાતકફ જ્વર, શુળ અને અતીસાર મટી જાય છે. ૧૮

**બાલ્વપંચક કવાથઃ**—શાલીપર્ણી, પ્રશ્નપર્ણી, બલા બીલીફળ, દાડમના છોડાં, એ સર્વનો કવાથ અતીસાર તથા જ્વર તથા ઉલ્ટીમા હિતકર છે. ૧૯

**જવરાતિસારે બે-સિદ્ધયોગ વત્સકાદિ કવાથઃ**-ઇન્દ્રજવ, દેવદાર, કડુ, ગજપીંપર, તથા ગોખરૂ પીંપર, ધાણા, બીલીફળ, કાળીપાટ, અજમો. આ બંને યોગો જવરાતિસાર તથા દાહને નષ્ટ કરે છે. ૨૦-૨૧ ( ચક્રદ-તઃ ૧૩-૧૪ )

**કિરાતાદિ કવાથઃ**-કરીયાતુ, મોથ, ગળો લીમડાની છાલ, રતાંજળી વાળો ઇન્દ્રજવ, એનો કવાથ શોષ, અતીસાર તથા જવરને મટાડે છે. ( ચક્રદત્તમાં લીમડાની છાલને બદલે સુંઠ લીધેલી છે. ) ૨૨ ( ચક્રદ તઃ ૨૮ )

**ધનાદિ કવાથઃ**-નાગરમોથ, નેત્રવાળો, કાળાપાટ, અતિવિષનીકળી હીમજી હરડે, કમળ, ધાણા, કડુ, સુંઠ તથા ઇન્દ્રજવનો કવાથ કરી પાવાથી જવરાતિસાર મટે છે. (ચક્રદત્ત ૧૭ )

**પાઠાદિ કવાથઃ**-કાળીપાટ, ઇન્દ્રજવ, કરીયાતુ, મોથ, ખડસલીયો પીતપાપડો, ગળો એના કવાથમાં સુંઠનું ચુર્ણ નાંખી સેવન કરાવવાથી આમજવરતિસાર મટે છે.૨૩ (ચક્રઃ૨)

**કલિંગાદિ ગુટિકા** ઈંદ્રજવ, લીમડાની છાલ, બીલીફળ, આંબાનાં પાન, કોઠાનો ગર્ભ રસવંતી,લાખ, હળદર,દારૂહળદર સુગંધીવાળો,કાયફળ; અરડુસાની છાલ,પઠાણી લોધર મોચરસ, શંખભસ્મ, ધાવડીનાં ફુલ, વડની કુંપળો, સર્વ સરખે ભાગે લઇ એને ચોખાના ધોવણમાં ઘુંટી ૧ માસાની ગોળીયો બનાવી છાયામાં સુકવવી. એના સેવનથી જવરાતિસાર, રક્તાતિસાર, શુળ તથા અતિસાર આદિ મટી જાય છે. ૨૪-૨૫-૨૬

**ઉત્પલાદિ ચુર્ણઃ**—કમળ, દાડમની છાલ, કમળનાં કેસર, એનું ચુર્ણ બનાવી ચોખાના ધોવણ સાથે પાવું જોઇએ. ( ચક્રદ-તઃ ૨૧ )

**વ્યોષાદિ ચુર્ણ**—સુંઠ, કાળાં મરી, પીંપર, ઇન્દ્રજવ, લીમડાની છાલ, કરીયાતુ, ભાંગરો, ચિત્રકમૂળ, કડુ, કાળીપાટ, દારૂહળદર, અતિવિષની કળી,એ સર્વના ચુર્ણને બરાબર વજને લઇ તે બધાના વજન જેટલી કડાછાલનુ ચુર્ણ તેમાં મેળવી સેવન કરવું. માત્રા ૧ માસો અનુપાન ચોખાનું ધોવરામણ અથવા મદ. આ ચુર્ણ આમનું પાચન કરે છે તથા ઝાડાને બંધ કરેછે. તરસ અરૂચિવળો જવરાતિસાર પ્રમેહ, ગ્રહણી ગુલ્મ,પ્લીહા, કમળો, પાન્ડુ તથા સોજા આદિ રોગોને મટાડે છે. ૨૭ થી ૩૦ ( ચક્રદત ૨૨-૨૩-૨૪-૨૫ )

**વિડંગાદિ ચુર્ણ કિંવા કવાથઃ**—વાવડીંગ, અતિવિષનીકળી, નાગરમોથ, દેવદાર, કાળીપાટ, ઇન્દ્રયવ, મરી સર્વનું ચુર્ણ કરી સોજાવાળા અતિસારમાં આપવું જોઇએ અથવા કવાથ બનાવી આપવો જોઇએ. (ચક્ર, ૨૭ )

**કિરાતાદિઃ**-કરીયાતુ નાગરમોથ, ગળો, નેત્રવાળો, નાગરમોથ, સુંઠ અને ધાણાનું ચુર્ણ શોથાતિસાર, તરસ, દાહ, તથા જવરને નષ્ટ કરે છે. અથવા એનો કવાથ બનાવી આપવો જોઇએ. (ચક્રદત્તઃ ૨૯)

**બૃહત્કુટજાવલેહઃ**—કડાછાલ ૧૦ શેર, ને ૨ દ્રોણ ૫૧૨ શેર પાણીમાં ઉકાળવી ઉકાળતાં ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે આ કવાથને ગાળી તેમાં ૧૦ પલ (૧ શેર) સાકર મેળવી ચાસણી કરવી. જ્યારે તે અવલેહ જેવી જાડી થાય ત્યારે ઉતારી નાચેનું ચુર્ણ તેમા મેળવવું અને કડછીવતી સારી રીતે મેળવી દેવું. કાળીપાટ, મજીઠ, બીલીગનો ગર્ભ, ધાવડીના ફુલ મોથ, દાડમનું છોડુ, અતિવીષ, લોધર, મોચરસ, સફેદ રાળ, રસવંતી, ધાણા, ખસ, સુગધીવાળો દરેકનું ચુર્ણ ૨ તોલા, તેમાં મેળવવું તે ઠંડુ થયા પછી તેમાં ૪ પલ ( ૧૬ તોલા ) મદ નાંખવું. આ અવલેહના સેવનથી સંપૂર્ણ લક્ષણોવાળો અતીસાર,

ગ્રહણી, રક્તસ્રાવ, જ્વર, શોથ, ઉલ્ટી, અર્શ, તૃષ્ણા, અમ્લપીત્ત, શુળ, અગ્નિમાંદ્ય આદિ રોગ નષ્ટ થાય છે. અતિસાર તથા ગ્રહણીમાં સેંકડાવાર અનુભવ કરેલો આ અવલેહ છે. માત્રા ૩ માસાથી ૦ાા તેલો. ૩૧ થી ૩૫

**તંત્રાન્તરોક્ત ગ્રહણીકુટજાવલેહઃ**—( ગ્રહણી ગજેન્દ્રાવલેહ ) કડાછાલ ૧૦૦ પલ, પાણી ૨ દ્રોણમાં ઉકાળવી. ઉકળતાં ચોથો ભાગ બાકી રહી જાય ત્યારે ગાળી તેમાં ૧ પ્રસ્થ સાકર નાંખી ચાસણી બનાવવી. જ્યારે તે અવલેહ જેવી જાડી થઇ જાય ત્યારે તેમાં લવાંગ, જીરૂ, ગાજ, ધાવડીનાં ફુલ, બાલીના ફળનો ગર્ભ, સુગધીવાળો, ઇલાયચી, કાળી પાડ, તજ, કાકડાશીંગી, મદનફળ વરીયાળી ઇન્દ્રજવ, અતીવિષ, વખાડ, કાકોલી, રસવંતી, મોચરસ, જેઠીમદ, મજીઠ, ( કે રીસામણી ) રતાંજળી વડના કુંપળ, કાથો, જાંબુનાં પાન, આંબાનાં પાન, દરેકનું ચુર્ણ ૨ તોલા પ્રમાણમાં લઇ ઉપરના અવલેહમાં મેળવી પછું ઉકાળવું. જ્યારે એકરસ, થાય અને અવલહ સિદ્ધ થાય ત્યારે ઉતારી લેવું. ઠંડુ થયે મદ ૮ પલ ( ૩૨ તોલા ) નાખવું. માત્રા ૦ાા તોલો. અનુપાન દહીનુ પાણી, બકરીનુ દુધ, ચંપાના સ્વરસ, કેળના મૂળના રસ. સવારે સેવન કરવાથી ગ્રહણી, રક્તાતિસાર શુળવાળો આમાતીસાર, તથા પક્વાતિસાર શોથ અને અતીસારવાળા જ્વરને જલ્દી મટાડે છે. બીજા ગ્રંથમાં તેનું નામ ગ્રહણી ગજેન્દ્રાવલેહ છે. આમાતીસાર, રકતાતિસાર, અતીસાર તથા ગ્રહણી આ દવાથી મટે છે એવો અનુભવ છે. નજરે જોયેલ વાત છે. ૩૬ થી ૪૩

## અથ રસપ્રયોગ

**સિદ્ધ પ્રાણેશ્વરો રસ**—ગંધક ૪ ભાગ પારદ ૪ ભાગ, અભ્રકભસ્મ ૪ ભાગ, સાજીખાર, ટંકણ, યવક્ષાર, સીંધવ, સંચળ, બીડ લવણ, સાભરલુણ, મીઠું, હરડે, બેહાં, આંમળા, સુંઠ, પીંપર, મરી, ઇન્દ્રજવ, ધોળુ જીરૂ કાળુજીરૂ, ચિત્રક અજમો, હીગ, વાવડીંગ, એવા દરેકનું ચુર્ણ એકેક ભાગ, એને એકત્ર પાણીમા ઘુંટી રતી રતના ગોળીયો બનાવવી. અનુપાન પાનના રસ કે ગરમ જળ, જ્વરાતિસાર, અતિસાર, જ્વર [ દોષજ ગ્રહણી, રક્તાતિસાર, વાતરોગ, શુળ, પરિણામ શુળ આદિ રોગોમાં આ રસ ઉપયોગી છે. ૪૪ થી ૪૮

**કનકસુંદર રસઃ**—હીંગળોક, કાળાં મરી, ગંધક, પીંપર, ટંકણખાર, વછનાગ, ધંતુરાના બી દરેકના સરખે ભાગે લઇ વાટી ઘુંટી ભાંગના રસથી એક પહોર ઘુટી બબે રતીના ગોળીયો બનાવવા. આ રસના સેવનથી ગ્રહણી, મદાગ્નિ, જ્વર. અતિસાર આદિરોગ નષ્ટ થાય છે. પથ્ય દહીં ભાત કે છાસ ભાત. ૪૯ થી ૫૧

**ગગનસુંદર રસઃ**—ટંકણખાર, હિંગળો, ગંધક, અભ્રકભસ્મ, એને સરખે વજને મેળવી દુગ્ધિકા ( નાગાર્જુની કે દુધેલી ) ના રસની ત્રણ દિવસ ભાવના આપી બે રતીની ગાળીયો બનાવવી અનુપાન ધોળી રાળ ૨ રતી અને મધ. આ રસ રક્તસ્રાવ થી વધી ગયેલ જ્વરાતીસારને મટાડે છે. આમ શુળને નષ્ટ કરે છે અને અગ્નિદીપક છે. પથ્ય છાસ, બકરીનુ દુધ. ૫૨ થી ૫૪

**કનક પ્રભા વટીઃ** ધંતુરાનાં બી, કાળાં મરી, મલાલપાદ [ હંસપાદી ] પીંપર, ટંકણ, વછનાગ, ગંધક એને અગ્નિના રસમાં એક દિવસ ઘુંટી એક એક રતીના ગોળીયા બનાવવી આ ગાળીયે અતિસાર ગ્રહણી, જ્વર, મન્દાગ્નિ આદિ રોગ સમૂહને નષ્ટ કરે છે. પથ્ય દહી ભાત, ઠંડું પાણી તથા લાવા કે તીતર આદિનું માંસ ૫૫—૫૬

**મૃતસંજીની વટી**–પીંપર ધમાસો, વછનાગ ૨ માસા, હિંગળો ૪ માસા,એ સર્વને જાંબુના રસમાં ઘુટી મુળાના બીજ બરાબર ગોળીઓ બનાવવી. અનુપાન ઠંડુ પાણી આ વટી જવરાતિસારને નષ્ટ કરે છે. અને વિષુચિકા તેમજ ઘોર સન્નિપાતમાં પણ અત્યંત હિતકર છે. ૫૭–૫૮

**મૃતસંજીવનો રસઃ**—પારદ ૪ તોલા, ગંધક ૪ તોલા, વછનાગ ૧ તોલો, અભ્રકભસ્મ ૯ તોલા એ સર્વને ધંતુરાના રસમાં ઘુંટી રાસ્નના કવાથની સાત વાર ભાવના આપવી. ધાવડીનાં ફુલ, અતીવિષ, મોથ, સુંઠ, જીરૂ, સુગંધીવાળો, અજમો, ધાણા, બીલીના ફળનો ગર્ભ, કાળીપાટ, હરડે, પીંપર, કડાછાલ, ઇન્દ્રજવ, કોઠું, કાચુ દાડમ, દરેક ૨ તોલા, ચાર ઘણા પાણીમાં ઉકાળી જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે એ કવાથથી ઉપરના રસને ત્રણ દિવસ ભાવના આપવી. પછી વાલુકા યંત્રમાં ભરી કેટલીક વાર સુધી પકવવું. એ રસની માત્રા ૨ રતી, આ રસ જવરાતિસારને મટાડે છે. સુંઠ, અતીવિષ, મોથ, દેવદાર, પીંપર, વજ, અજમો, સુગંધીવાળો, ધાણા, કડાછાલ, હરડે, ધાવડીનાં ફુલ, ઇન્દ્રજવ, બીલીફળ, કાળીપાટ, મોચરસ એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી મદ સાથે ૧ માસો અનુપાનમાં આ ચુર્ણનો ઉપયોગ કરવો. ૫૯ થી ૬૬

**પ્રાણેશ્વરો રસઃ**–પારદ, ગંધક, અભ્રકભસ્મ, ટંકણ, સવા, અજમો, જીરૂ દરેક ચચાર તોલા, જવખાર, હીંગ, પંચલવણ ( જુદાં જુદાં લેવાં) વાવડીંગ, ઇન્દ્રજવ, રાળ, ચિત્રકમૂળ દરેક બએ તોલા લઇ એ સર્વને પાણીથી ઘુંટી ચાર ચાર રતીની ગોળીયો બનાવવી ૬૭–૬૮

**નાગરાદિ કવાથઃ**—સુંઠ, અતિવિષની કળી, નાગરમોથ, કરીયાતુ, ગળો કડાછાલ એ સર્વનો કવાથ પીવાથી સર્વ જવર તથા જવરાતિસારને નષ્ટ કરે છે. ( ચક્રદત્ત ૩ )

**કલિંગાદિ કવાથઃ**–ઇન્દ્રજવ અતિવિષનીકળી, સુંઠ, કરીયાતુ, નેત્રવાળો તથા જવાસાનો કવાથ કરી પાવાથી જવરાતિસાર અને સતાપને નિઃસંદેહ નષ્ટ કરે છે. (ચક્રદત્ત. ૧૨)

**નાગરાદિ કવાથઃ**–સુંઠ, ગળો, કરીયાતુ. બીલાનો ગર્ભ, સુગંધીવાળો, કડાછાલ, નાગરમોથ, અતિવિષની કળી, અને ખસ ( વાળો ) એ સર્વનો કવાથ કરી આપવાથી જવરાતિસાર નષ્ટ થાય છે. ( ચક્રદત્ત. ૧૫ )

**મુસ્તકાદિ કવાથઃ**–નાગરમોથ, બીલાનો ગર્ભ, અતિવિષની કળી, કાળીપાટ, કરીયાતુ, કડાછાલ. એ સર્વનો કવાથ કરી ઠડો થયે મદ મેળવી પાવાથી ઘોર જવર તથા અતિસાર નષ્ટ થાય છે. [ ચક્રદત્ત ૧૬ ]

શ્રી ચક્રદત્ત જવરાતિસારાધિકાર શ્લોક ૧ થી ૨૯ સંપૂર્ણ ઉપર આવી ગયા છે. —લેખક.

**इति भैषज्य रत्नावली ज्वरातिसाराधिकारः समाप्तः**

# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथातीसाराधिकार.

### અતિસારનું વિશેષજ્ઞાન

आम पक्वंक्रमं हित्वा नातिसारे क्रियायतः ।
अतःसर्वातिसारेषु ज्ञेयं पक्वामलक्षणम ॥१॥

અતિસારમાં આમના પાચન થયાના જ્ઞાન વગર ચિકિત્સા થતી નથી માટે બધી જાતના અતિસારમાં પહેલાં આમ પકવ થયાનાં લક્ષણ જાણવાં જોઈએ. આમાતિસારમાં પકવાતીસારોક્ત સ્તંભન આદિ ક્રિયાદ્વારા અને પકવાતિસારમાં આમાતીસારોક્ત લંઘન આદિ ક્રિયા દ્વારા અનિષ્ટ હોવાની આશંકા છે એથી ચિકિત્સા ક્રમને નિપુણતથી કરવા માટે આમાતિસાર તથા પકવાતીસારનાં લક્ષણો સારી પેઠે જાણી લેવાં જોઇએ. ૧(ચક્રદત્ત અતિસારાધિકાર ૧)

मज्जत्यामा गुरुत्वाद्विट् पक्वातत्प्लवते जले ।
विनाति द्रव सङ्घा त शैत्यश्लेष्म प्रदूषणात् ॥ २ ॥
शकृद्दुर्गन्धि साटोप विष्टम्भार्ति प्रसेकिनः ।
विपरीतं निरामंतु कफात्पक्वं च मज्जति ॥३॥

**આમ પકવાતીસારનાં લક્ષણઃ**--આમાતીસારમાં આમવાળો મળ ભારે હોવાથી પાણીમાં ડુબી જાય છે. અને પકવાતીસારમાં પકવ મળ પાણી ઉપર તરે છે. જો મળ વધુ પાતળો ન હોય અથવા બહુ જ કઠણ ન હોય અથવા શીતલ કિંવા કફથી દુષિત થયેલો ન હોય તો ઉપરનાં લક્ષણોથી આપણે આમવાળા મળની તથા આમ પકવ થયાનો ભેદ કરી શકીએ છીએ. કેમકે પાતળો હોવાથી પાણીમાં મળી જવાને લીધે પકવ મળ પાણીમાં તરે છે. અને કઠણ હોવાને લીધે અથવા કફથી દુષિત પકવ મલ પણ પાણીમાં તરતો નથી પણ ડુબો જાય છે. ૨

આમાતીસારમાં આમવાળો મળ અત્યંત દુર્ગંધવાળો હોય છે, તથા રોગીના પેટમાં આફરો ચઢે છે. વિષ્ટમ્ભ [ પીડની સાથે મળ થોડો આવવો ) શુળ, લલ આવ આદિ લક્ષણ હોય છે. આ લક્ષણથી વિપરીત હોય તો તેનો પકવાતિસાર નિરામ જાણવો જોઇએ. કફજન્ય અતિસારમાં પાકો મળ પણ ડુબી જાય છે. ૩ [ચક્રદત્ત. અતિ ૨–૩]

**આમચિકિત્સા** —

आमे विलंघनं शस्तमादौ पाचनमेव वा ।
कार्यश्चानशन स्यान्ते प्रद्रवं लघुभोजनम् ॥४॥

लंघन मेकं मुक्त्वा न चा न्य दस्तीह भेषजं बलिनः ।
समुदीर्ण दोषचयं शमयति तत्पाचयत्यपि च ॥५॥

**આમાતીસારમાં ક્રિયાઃ**–આમાતીસારમાં પ્રથમ લંઘન ( ઉપવાસ કરાવવા ) અથવા પાચન ઔષધનો પ્રયોગ કરાવવો જોઈએ. લંઘન પછી રોગીને દ્રવ ( પાતળા ) તથા હલકાં ભોજન આપવાં ઉત્તમ છે. ૪ બળવાન પુરુષને માટે આમાતીસારમાં લંઘન કરતાં વધુ ઉપયોગી કોઈ બીજું ઔષધ નથી. કેમકે લંઘન વધેલા દોષોની પણ શાંતિ કરી આમનું યથાવત પાચન કરે છે. ૫ ( ચક્ર. અતિ. ૪–૫ )

**અતીસારમાં પાણી આપવાનો નિયમ**––સુગંધીવાળો, તથા સુંઠ મળી ૨ તોલા અથવા નાગરમોથ તથા ખડસલીયો પીત્તપાપડો મળી ૨ તોલા અથવા નાગરમોથ તથા સુગંધાવાળો મળી ૨ તોલાને ૨૫૬ તોલા પાણીમાં સિદ્ધ કરતાં કરતાં જ્યારે અરધું રહી જાય ત્યારે ઉતારી ગાળી લેવું. આમાતીસારમાં જ્યારે જ્યારે તરસ લાગે ત્યારે તે પાણી ગાળીને તેમથી થોડું થોડું પાવું. ૬ (ચક્રદત્તઃ અતિ. ૭)

**અતિસારમાં અન્ન આપવાનો વિધિ**–જમવાનો વખત થાય; રોગી ભુખથી વ્યાકુળ થાય ત્યારે ભુખ્યા રોગીને હલકું અન્ન ખવરાવવું. તથા ધાન્ય પંચક આદિ ઔષધોથી સિદ્ધ કરેલી પયા અથવા ધાણીના સાથવો આદિ અત્યંત હિતકર છે. અથવા રોગીને મન્ડ, પેયા તથા મગનું અસામણ લુગડાથી ગાળીને આપવું જોઈએ. ૭ (ચક્રદત્ત અતિ. ૮)

**આમાતિસારે સંગ્રાહિભેષજ નિષેધઃ**–

नतु संग्रहणं दधात् पूर्वमामातिसारणे ।
दोषा ह्यादौ रुद्धयमाना जनयन्त्यामयान बहुन ॥८॥
शोथ पाण्डवामय प्लीह कुष्ट गुलमोदर ज्वरान् ।
दन्ड कालसकाध्मान ग्रहण्यर्शोगदांस्तथा ॥९॥

( ચક્રદત્ત ૧૬–૧૭ )

આમાતીસારમાં પ્રથમ સંગ્રહી ( ઝાડો બંધ કરનારૂં ) ઔષધ ન આપવું જોઈએ. કેમકે પ્રવૃત્ત થયેલા દોષોને શરૂઆતમાં રોકી દેવાથી સોજા પાંડુ, બરોળ ગુલ્મ, ઉદર-રોગ, જ્વર, દન્ડકાલસક, આધ્માન ( આફરો ) ગ્રહણી, અર્શ આદિ નાનાવિધ રોગો ઉત્પન્ન થાય છે. ૮–૯ ( ચક્રદત્ત ૧૬–૧૭ )

**સ્તંભનાવસ્થા**––

क्षीणधातु बलार्तस्य बहुदोषोऽतिनिसुतः ।
आमोऽपि स्तम्भनीयः स्यात्पाचनान्मरणं भवेत ॥१०॥

ચક્રદત્તઃ ૧૮

નિર્બળ તથા માંસહીન રોગીના વધેલા અત્યંત દોષયુક્ત આમ મળનું ( ઝાડાનું ) સ્તંભન ( રોકવા ) જ કરવું જોઈએ. કેમકે મળનું પાચન કરતાં કરતા તો તેનું મૃત્યુ પણ થઈ જાય. અથવા પાચન કરવાથી ઝાડા વધુ થાય તોપણ મૃત્યુ થવાનો સંભવ છે. ૧૦ ( ચક્રદતઃ ૧૮ )

स्तोकं स्तोकं विबद्धं वासशूलं योऽतिसार्यते ।
अभया पिप्पली कल्कैः सुखोष्णैस्त विरेचयेत ॥ ११ ॥

( ચક્રદત્ત, ૧૯ )

જે રોગીને અતીસારમાં થોડા થોડા બીજા દરદની સાથે ઝાડા થાય તેને મોટી હરડે તથા પીંપરનું ચુર્ણ ગરમ પાણીની સાથે વિરેચનને માટે સેવન કરાવવું. ૧૧ [ ચક્રદત્ત ૧૪ ]

**વ્યંજન નિષેધ—**

**यवागूमुपयुञ्जानो नैवव्यञ्जन माचरेत् ।**
**शाकमांस फलैर्युक्ता यवाग्वोऽम्लाश्च दुर्जरा: ॥१२॥** [ચક્ર.]

યવાગુનું સેવન કરનારે અનેક વ્યંજનોનો પ્રયોગ ન કરવો. કેમકે શાક, માંસ, અને ફળના રસોવાળી અથવા ખાટી યવાગુ કઠીનતાથી પચી શકે છે. (ચક્રદત્ત ૧૨)

**ધાન્યપંચકં**–ધાણા, સુંઠ, નાગરમોથ, સુગંધીવાળો, બીલાનો ગર્ભ એ સર્વ એકત્ર મળી ૨ તોલા, પાણી ૩૨ તોલામાં ઉકાળી ૮ તોલા બાકી રહે ત્યારે ઉતારી એ ક્વાથ આપવાથી આમ, શુળ, તથા બંધકોશ મટે છે. એ પાચન તેમ અગ્નિદીપક છે, એ ક્વાથનું નામ ધાન્યપંચક છે. એ ક્વાથમાંથી જો સુંઠ કાઢી લેવામાં આવે તો ધાન્ય ચતુષ્કં થઈ શકે છે. એ પિત્તાતીસારમાં હીતકર છે. ૧૨ ( ચક્રદત ૨૦–૨૧ )

**પ્રમથ્યાઃ**—લીંડીપીંપર, સુંઠ, ધાણા, અજમો, હરડે, વજ, નેત્રવાળો, નાગરમોથ, બીલાનો ગર્ભ, સુંઠ, ધાણા; પૃશ્નિપર્ણી ( પીઠવણ ), ગોખરૂ, રીસામણી, ભોંયરીંગણી, એનાથી બનાવેલી પ્રમથ્યા ક્રમથી પ્રથમ કફ દ્વિતિય પિત્ત, તૃતીય વાતજન્ય અતિસારમાં આપવું જોઇએ. પ્રમથ્યા પાચન, દીપન યોગને જ કહે છે. અર્થાત આ ત્રણે પ્રયોગ ચુર્ણ અથવા કષાયદ્વારા દીપન પાચન છે. (ચક્રદત્ત ૨૨–૨૪ )

**નાગરાદિ પાણી**–સુંઠ, અતીવિષ નાગરમોથ મળી ૨ તોલા અથવા ધાણા તથા સુંઠ મળી ૨ તોલા એ બેમાંથી કોઇ એકથી સિદ્ધ કરેલ પાણી આપવાથી તૃષા, શુળ તથા અતીસાર મટે છે. આ પાચન દીપન તથા હલકા છે. માટે તેનું સેવન કરાવવું જોઇએ. ૧૩ ( ચક્ર. ૩૦ )

**આહાર સંયોગી શાલિપર્ણ્યાદિ**–શાલીપર્ણી (સમેરવો), પૃશ્નિપર્ણી (નાનો સમેરવો) ઉભી ભોંયરીંગણી બેઠી ભોંયરીંગણી, કાંસકી, ગોખરૂ, બીલાના ફળનો ગર્ભ, કાળી પાઠ, સુંઠ ધાણા એ દ્રવ્યોની સાથે આહારને સિદ્ધ કરી અતિસારથી પીડાતા રોગીયોને જમવા માટે આપવો. ૧૪ (ચક્ર. ૯–૧૦)

**સંચિત દોષહરણ—**

**दोषा सन्निचिता यस्य विदग्धाहार मूर्छिता: ॥१५॥**
**अतीसाराय कल्पन्ते भूयस्तान्सम्प्रवर्तयेत् ।**

જેને અજીર્ણ આહારથી વધેલા દોષ એકઠા થઇ અતિસાર ઉત્પન્ન કરે છે, તેને અતિસાર દ્વારા નીકળી જવા દેવા જોઇએ. અર્થાત ઉપેક્ષાજ કરવી જોઇએ. ( ચક્રદત્ત ૧૫ )

**અપર શાલિપર્ણ્યાદિ**–શાલપર્ણી, કાંસકી બિલાફળ, પૃશ્નિપર્ણી ( પીઠવણ ) એથી સિદ્ધ કરેલ તથા દાડમનો રસ મેળવી ખાટી કરેલી પેયાનું પિત્તશ્લેષ્માતીસારમાં પ્રયોગ કરાવવો જોઇએ. ૧૫ (વાતશ્લેષ્માતીસારમાં ધાન્ય) ( ચક્ર ૧૧ )

**વિશિષ્ટાહાર વિધાન**—( પાણી સુંઠ, મોથ, નેત્રવાળો, બીલાનો ગર્ભ ) થી પંચક સિદ્ધ કરેલા અથવા ધાણા અને સુંઠથી સિદ્ધ કરેલ આહારનો પ્રયોગ કરાવવો જોઇએ. ૧૬

**વાતપિત્તાતિસારમા** લઘુ પંચમૂળથી, અને કફાતિસારમાં પંચકોલ (પીંપર, પીંપરીમૂળ ચવક, ચિત્રક, સુંઠ ) થી તથા તૃષા અને દાહવાળા અતિસારમાં ધાણા અને નેત્રવાળાથી

સિદ્ધ કરેલું પાણી પીવાને માટે આપવું જોઇએ અને ધાણા નેત્રવાળો અને કાળી પાટથી સિદ્ધ કરેલ જળથી પથ્ય બનાવી આપવું જોઇએ. ( ચક્રદત્તઃ ૧૪ )

લઘુ પંચમૂળથી સિદ્ધ કરેલા (બનાવેલા) આહાર વાતપિત્તાતિસારમાં પ્રશસ્ય છે. વાળો તથા સુંઠથી અથવા મોથ તથા ખડસલીયા પીત્તપાપડાથી સિદ્ધ કરેલા, અથવા વાળો, સુંઠ, મોથ, ખડસલીયો પિત્તપાપડો તથા કાળીપાટથી સિદ્ધ કરેલ આહારનો અતીસારમાં પ્રયોગ કરાવવો જોઇએ. ૧૭

**પિપ્પલી મૂલાદિ ચુર્ણ:**—પીંપરીમૂળ, બંને પીંપર, ચીત્રકમૂળ, સંચળ, વજ, સુંઠ, મરી, પીંપર, ફુલાવેલી હીંગ, અતિવિષની કળી, હરડે, સવ ખાંડી કપડછાણ ચુર્ણ કરી ગરમ પાણી સાથે પાવું જોઇએ. ( ચક્રદત્ત–૨૬ )

**હરિદ્રાદિ ચુર્ણ:**—આમાતિસારમાં હરિદ્રાદીગણ, અથવા વજાદિગણનો પ્રયોગ કરવો જોઇએ. ખડાયુષ, ચવાણુ આદિમાં પિપલ્ય દિ ગણનો પ્રયોગ કરવો જોઇએ. ( ચક્રદત્ત–૨૭ )

**ખંડયુષકામ્બલિતૌઃ**—છાસમાં કોઠું, ખાટી લુણી, મરી, જીરૂ, ચિત્રકમુળ, તથા મગનું ઓસામણ, તીક્ષ્ણ દ્રવ્ય છ છ માસા, સાધારણ દ્રવ્ય એકેક પલ ( ચાર તોલા ), છાસ ૬૪ તોલા, સર્વ એકત્ર કરી ઉકાળી ગાળી લેવું જોઇએ. આ ખડયુષ કહ્યું છે. અને દહીં, મીઠું, સ્નેહ, તેલ અડદ મેળવી ઉકાળી તૈયાર કરવું તે કામ્બલિક કહેવાય છે. (ચક્રદત્ત. ૨૮-૨૯)

**પાઠાદિક કવાથ અને ચુર્ણ:**—કાળીપાટ, ઇન્દ્રજવ, હરડે, સુંઠનું ચુર્ણ અથવા કવાથ કફ અથવા પિત્તથી ઉત્પન્ન થયેલી પીડાવાળા આમાતિસારને નષ્ટ કરે છે. દસ્તને બંધ કરે છે. ચક્રદત્તઃ ૩૧

મોથ ૨૦ નંગ, દુધ તથા પાણી મેળવી ઉકાળી દુધ બાકી રહે ત્યારે ઉતારી ગાળી તે દુધ પાવાથી પીડાવાળો આમાતિસાર મટે છે. ( ચક્રદત્ત ૩૨ )

**સંગ્રહણાવસ્થા.**

**पक्वोऽस कृदतीसारो ग्रहणी मार्दवाद्यदा ।**
**प्रवर्तते तदाः कार्यः क्षीप्रं सांग्राहिको विधिः ॥ १८ ॥**

( ચક્રદત્ત ૩૩ )

**સંગ્રાહિ ઔષધોનો પ્રયોગ**––જયારે ગ્રહણી મૃદુ ( કમજોર ) થઇ જવાને લીધે પાકી ગયેલો અતીસાર હંમેશાં પ્રવૃત્ત થય ત્યારે જલ્દીજ સગ્રાહી ઔષધોનો પ્રયોગ કરાવવો જોઇએ. ૧૮ ( ચક્રદત્ત. અતિ. ૩૩ )

**પંચમુલ્યાદિ કવાથ વ ચુર્ણ**—લઘુ પંચમુળ અથવા બ્રહત્પંચમુળ, કાંસકી, સુંઠ, ધાણા, કમલ, બીલાનો ગર્ભ, સર્વનું ચુર્ણ બનાવી છાસ સાથે અથવા અન્ય કોઇ દ્રવ દ્રવ્ય સાથે આપવું જોઇએ. અથવા એનો કવાથ બનાવી પાવો જોઇએ. (ચક્રદત્ત ૩૪ )

**પંચમુલ્યાદિ કંચટાદિ કવાથ**–કંચટપત્ર (જળપીંપર)અથવા તાંદળજાનાં પાન,દાડમનાં પાન, જાંબુનાં પાન, સીંઘોડીનાં પાન, નેત્રવાળો, નાગરમોથ, અને સુંઠ એ સર્વ મળી ૨ તોલા, પાણી ૩૨ તોલામાં ઉકાળી ૮ તોલા રહે ત્યારે તે ઉકાળો આપવાથી ગંગાની માફક વેગથી વ્હેતો અતીસાર પણ જલ્દીજ મટી જાય છે. ૧૯ ( ચક્રદત્ત અતિ. ૩૫)

**કુટજાદિ કષાય**—કડાછાલ, દાડમની છાલ, મોથ, ધાવડીનાં ફુલ, બીલાનો ગર્ભ, વાળો, લોધર, રતાંજળી, કાળીપાટ, બધુ મળી ૨ તોલા લઇ ૩૨ તોલા પાણીમાં ઉકાળવું. પાણી ૮ તોલા રહે ત્યારે ઉતારી ગાળી લેવું. આ કવાથ ટાઢો થયે મધ સાથે રોગીને

પાવો. જેથી આમાતીસાર, શુળ, રક્તાતીસાર તથા મળની ચીકણાશને નષ્ટ કરે છે. આ કવાથ અતીસારમાં અત્યંત અનુભવ કરેલો છે. ૨૦–૨૧ (ચક્રદત્ત. અતિ. ૪૭–૪૮)

**વત્સકાદિ કવથ**–કડાછાલ, અતીવિષનીકળી, બીલાનો ગર્ભ, સુગંધીવાળો, મોથ એનો કવાથ આમ શુળ તથા લોહી પડતું હોય એવા ચિરકાલના અતિસારને મટાડે છે. ૨૨ (ચક્રદત ૬૩)

**પથ્યાદિ કવાથ**––હરડે, દેવદાર, વજ, મોથ, સુંઠ, અતીવિષ એના કવાથનો આમાતિસારને મટાડવા માટે પ્રયોગ કરાવવો. ૨૩

**ત્ર્યુષણાદિ ચુર્ણ**—મરી, પીંપર, સુંઠ, તિવિષની કળી, શેકેલી હીંગ, વજ, સંચળ, હરડે એનું ચુર્ણ અત્યંત વધી ગયેલા અતિસારને શીઘ્ર નષ્ટ કરે છે. માત્રા ૧ માસો. અનુપાન ગરમ પાણી. ૨૪ (ચક્ર. ૨૫)

**કુટજાદિ કવાથ**––કડાછાલ, ઇન્દ્રજવ, મોથ, એના કવાથમાં સાકર તથા મધ નાંખી પીવાથી અતીસાર જલ્દીજ મટી જાય છે. ૨૫ (ચ. ૪૨)

**કુટજાદિ કવાથ**–કડાછાલ, અતીવિષનીકળી મોથ, હળદર, શાલીપર્ણી અને પૃશ્નિપર્ણી એના કવાથમાં મધ તથા સાકર નાંખી આપવાથી પિત્તકફનો અતિસાર મટે છે. ૨૬ [ચક્ર ૪૧)

**કિરાતતિક્તાદિ કવાથ**—કરીયાતુ, મોથ, કડાછાલ, રસવંતી, સર્વ મળી ૨ તોલા, ૩૨ તોલા પાણીમાં ઉકાળવું જે ૮ તોલા બાકી રહે ત્યારે ઉતારીએ કવાથમાં મધ નાંખી આપવાથી વેદનાવાળો પિત્તાતિસાર મટે છે. ૨૭ (ચક્ર ૩૭)

**વત્સકબીજ કવાથ**—ચાર તોલા ઇન્દ્રજવનો કવાથ બનાવી પાવો તથા (ખપે તેણે) માંસ રસનું ભોજન કરવાથી પિત્તાતિસાર નષ્ટ થાય છે (ચક્ર ૩૯)

**મધુકાદિ ચુર્ણ**––જેઠીમધ, કાયફળ, પઠાણી લોધર, દાડમનાં છોડાં, સર્વ સરખા ભાગે લઇ ચુર્ણ બનાવી, મધ મેળવી ચટાડવાથી અને ઉપરથી ચોખાનું ધોવરામણ પાવું જોઇએ. એથી પિત્તાતિસાર નષ્ટ થાય છે. (ચક્રદત્ત ૪૦)

**પથ્યાદિ કવાથ**–હરડે, દેવદાર, વજ, સુંઠ, મોથ, અતીવીષનીકળી અને ગળો એનો કવાથ પાવાથી પીતનો કે વાતાતીસાર મટી જાય છે. ૨૮

**અતીસારમાં દુંટીપર ચુર્ણ**—આંબળાંને ઘુંટી તેનાથી દુંટીની ચારે બાજુ પાળ બનાવી નાભી આદાના રસથી ભરી દેવી. આમ કરવાથી નદીના જેવા વેગવાળો ઘોર અતીસાર જલ્દીજ મટી જાય છે. ૨૯ (ચક્ર. ૩૬–૩૭)

**જાતીફલ પ્રલેપ**—જાયફળને પાણીમાં ઘુંટી નાભી ઉપર પ્રલેપ કરવાથી અતીસાર મટી જાય છે. ૩૦

**આમ્રવલ્કલ કલ્ક લેપ**—આંબાની છાલને કાંજીની સાથે ઘુંટી તેનો નાભિ ઉપર લેપ કરવાથી અત્યંત વધી ગયેલો અતિસાર જલદીજ રોકાઇ જાય છે. ૩૧

**બિલ્વામ્રાસ્થિ કવાથ**–બીલાનો ગર્ભ ૧ તોલો, આંબાની ગોટલી ૧ તોલો, એકત્ર ખાંડી ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. તે ઉકાળો મધ તથા સાકર નાંખી પીવાથી ઉલ્ટી તથા અતિસાર મટી જાય છે. ૩૨ (ચક્ર. ૪૩)

**પટોલાદિ કવાથ**:—પટોલનાં પાન, જવ, ધાણા એનો કવાથ થંડો થયે સાકર તથા મધ નાંખી પાવાથી વમન તથા અતિસાર મટી જાય છે.

**પ્રિયંગવાદિ ચુર્ણ**–ઘઉંલા, ધોળો સુરમો અને નાગરમોથનું ચુર્ણ મધ તથા ચોખના ધોવણ સાથે બળ અનુસાર સેવન કરાવવાથી તરસ, ઉલ્ટી, તથા અતિસાર નષ્ટ થાય છે. (ચક્રદત્ત ૪૫)

**વાતપિત્તાતિસારે** કલ્ક—ઇન્દ્રજવ, વજ, મોથ, દેવદાર, અને અતીવિષની કળીનો કલ્ક ચોખાના ધોવણ સાથે પાવાથી વાતપિત્તાતિસાર નષ્ટ થાય છે. (ચક્ર. ૪૬)

**સમંગાદિ કવાથ**—મજીઠ, અતિવિષની કળી, નાગરમોથ, સુંઠ, નેત્રવાળો, ધાવડીનાં ફુલ, કડાછાલ, ઇન્દ્રજવ, બીલાનો ગર્ભ એ સર્વનો કવાથ કરી પાવાથી સમસ્ત અતીસાર નષ્ટ થાય છે. ( ચક્ર ૪૯ )

**હિજ્જલ સ્વરસ**—હિજ્જલ (એક પ્રકારનું નેતર)ના પાનનો સ્વરસ મદ સાથે આપવાથી અથવા કડાછાલનો કવાથ આમાતિસાર નષ્ટ થાય છે. ( ચક્ર. ૫૦ )

***વટારોહ** કલ્ક—વડના અંકુરોને ચોખાના ધોવરામણની સાથે વાટીને છાસ સાથે પાવાથી અતિસારની પીડા મટે છે. ( ચક્ર. ૫૧ )

**અંકોલમુળ કલ્ક**—અંકોલના મુળની છાલ ૬ માસાનો કલ્ક ચોખાના ધોવરામણ સાથે પાવાથી બધા અતિસારો તથા ઘોર ગ્રહણી રોગ નષ્ટ થઇ જાય છે. ( ચક્ર. ૫૨ )

**બબુલદલ** કલ્ક-બાવળનાં કોમળ પાનનો કલ્ક કરી આપવાથી અતિસાર નષ્ટ થાય છે.

**કુટજાવલેહ**—કડાછાલનો કવાથ કરી તે કવાથને ફરી ઉકાળી જાડો કરી ટાઢો થયે તેમાં અતિવિષનું ચુર્ણ મેળવી ચાટવાથી બધા અતિસાર નષ્ટ થાય છે.

કવાથને બદલે અષ્ટમાંશ અતિવિષનું ચુર્ણ નાંખવાનું કેટલાક આચાર્ય કહે છે. પણ પ્રક્ષેપ હોવાથી ચોથા ભાગેજ નાંખવું જોઇએ. એવો ગ્રંથકારનો મત છે (ચક્રદત્ત ૫૩–૫૪)

**અંકોટવટક**—દારૂહળદર, અંકોલ, કાળીપાટ, કડાછાલ, મોચરસ, રાળ, ધાવડીનાં ફુલ, પઠાણી લોધર, દાડમનાં છોડાં સર્વ સરખે ભાગે લઇ વાટી ચોખાનાં ધોવણમાં ઘુંટી એકેક તોલાની ગોળીયો બનાવવી. અને એ પાણી સાથે મદ મેળવી સવારે સેવન કરાવવું. આ અંકોટવટક બધા અતીસારોને નષ્ટ કરે છે. (ચક્રદત્ત ૫૫–૫૭ )

**શાખોટક**—( સાગ ) ની બે છાલ ઉતારી તેને ઉપર નીચે મુખ રાખી કેડે અને ગળે બાંધવાથી પ્રભૂત, ઉલ્ટી, જીવ ગભરાવો તથા અતીસાર એકી સાથે મટી જાય છે. ૩૪

**લવંગચતુઃ સમ**—જાયફળ, લવીંગ, જીરૂ, ટંકણ એ સર્વે સરખે ભાગે લઇ ચુર્ણ કરી તે મદ તથા સાકર સાથે સેવન કરવાથી સપૂર્ણ આમાતિસાર મટી જાય છે. ૩૫

**મુષ્ટિયોગઃ**—અરધી રતી કે એક રતી અફીણને બકરીના દુધની સાથે સેવન કરાવવાથી અત્યંત વેગવાળો અતીસાર જલ્દીજ રોકાઇ જાય છે. પરંતુ અફીણનો વધુ માત્રામાં પ્રયોગ કરાવવાથી લાભ થતો નથી પણ હાનિ થાય છે, અને અતીસાર રોકાતો નથી. એટલે તેને થોડી માત્રામાં બે ત્રણવાર પ્રયોગ કરાવવાથી લાભ થઇ શકે છે. ૩૬–૩૭

**કુટજદાડિમ કષાય**—દાડમની છાલ ૧ તોલો, કડાછાલ ૧ તોલો ખાંડી ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા બાકી રહે ત્યારે ઉતારી તે કવાથ પાવાથી જલદી જ રક્તાતિસાર રોકાઇ જાય છે. ૩૮ (ચક્રદત્ત. અતિ. ૬૪)

**ગુડ બીલ્વમ**—ગોળની સાથે કાચા બીલાનો ગર્ભ મેળવી ખાવાથી રકતાતીસાર નષ્ટ થઇ જાય છે. એના સેવનથી આમ, શુળ, મળબંધ તથા ઉદરનો રોગ મટી જાય છે. ૩૯ ( ચક્રદત્ત. ૬૫ )

**રકતાતિસાર ચિકિત્સાઃ-**

**पयस्यर्द्धोदके छागे ह्रीबेरोत्पल नागरै ॥ ५८ ॥**
**पेया रक्तातिसारघ्नी पृश्निपर्ण्या च साधिता ॥**

બકરીના દુધમાં અર્ધું પાણી મેળવી, નેત્રવાળો, કમળ, નાગરમોથ, તથા પૃશ્નિપર્ણી (પીઠવણ) નો કવાથ મેળવી બનાવેલી પેયા રક્તાતિસારને નષ્ટ કરે છે. (ચક્રદત્તઃ ૫૮)

**રક્તાતીસાર નાશ કરનાર પ્રયોગો**—શલ્લકીની (દેશી શરૂ–શાલ), છાલ, બોરડીને જાંબુડાની છાલ, ચારોળી આંબાની છાલ, અર્જુન વૃક્ષ (સાદડ) ની છાલ એમાંથી જે મળે તેનું ચુર્ણ કરી મદ તથા દુધ સાથે સેવન કરવાથી રક્તાતિસાર મટી જાય છે. ૪૦ [ચક્રદત્ત ૬૭]

**જંબ્વાદિ સ્વરસ**—જાંબુ આંબો તથા આંબળીનાં પાંદડાંને ખાંડી તેનો સ્વરસ કહાડી તે બકરીના દુધ કે મદ સાથે સેવન કરાવવાથી રક્તાતીસાર મટી જાય છે. ૪૧ [ચક્રદત. ૬૮]

બીલીના ફળનો ગર્ભ ૨ તોલા, બકરીનું દુધ ૧૬ તોલા, પાણી ૬૪ તોલા એ સર્વ એકત્ર કરી ઉકાળવું. પાણી બળી જાય ને દુધ બાકી રહે ત્યારે એ દુધમાં સાકર, મોચરસ અને ઇન્દ્રજવ એ સર્વના ચુર્ણ સાથે સેવન કરવાથી રક્તાતીસાર રોકાઇ જાય છે. ૪૨

**તંડુલીય કલ્કઃ**—તાંદળજાની ભાજીના ૨ માસાનો કલ્ક મદ, સાકર તથા ચોખાના ધોવણ સાથે સેવન કરવાથી અતીસારમાં લોહી પડતું હોય તો તે બંધ થઇ જાય છે. એજ પ્રમાણે શતાવરીનો કલ્ક દુધ સાથે પીવાથી અથવા તે તે ઔષધોથી સિદ્ધ કરેલ ઘીનું સેવન કરવાથી રક્તાતિસાર નષ્ટ થાય છે. ૪૩ (ચક્રદત્ત ૬૯–૭૦)

**કુટજાવલેહ:**—કડાછાલ ૪ તોલા, પાણી ૩૨ તોલામાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેમાં દાડમની છાલનો રસ કે ઉકાળો ૮ તોલા મિશ્ર કરી ઉકાળવું જ્યારે ઉકાળતાં ઉકાળતાં અવલેહ માફક જાડું થઇ જાય ત્યારે ઉતારી લેવું. તેમાંથી અરધો તોલો લઇ રક્તાતિસારથી પીડાતા મનુષ્યોનો છાસ સાથે આપવું જોઇએ. એથી જલ્દીજ લોહી પડવું બંધ થઇ જાય છે. મરવા પડેલો રોગી પણ આથી સાજો થાય છે. ૪૪–૪૫–૪૬ (ચક્રદત ૭૧થી૭૩)

કાળા તલોનો કલ્ક ૪ ભાગ, સાકર ૧ ભાગ એને ચારગણા બકરીના દુધની સાથે સેવન કરવાથી જલ્દી જ રક્તાતિસારનું લોહી પડવું બંધ થઇ જાય છે. કાચા બીલાનો ગર્ભ, મોથ, ધાવડીનાં ફુલ, કાળીપાટ સુંઠ, મોચરસ, એ સર્વ સરખે ભાગે લઇ ગોળ અને છાસની સાથે સેવન કરવ થી દુર્જય અતિસાર પણ મટી જાય છે. ૪૭ ૪૮(ચક્રઃ ૬૬)

**રસાંજનાદિ કલ્ક**—રસવંતી, અતીવિષની કળી કડાછાલ, ઇન્દ્રજવ, ધાવડીનાં ફુલ, સુંઠ એ સર્વ સરખે ભાગે લઇ કલ્ક કરી મદ તથા ચોખાના ધોવરામણના અનુપાન સાથે પાવાથી વધી ગયેલા રક્તાતિસારને બંધ કરી દે છે. ૪૯ [ચક્ર. ૫૯–૬૦ ચક્રદત્ત કહે છે કે આ કલ્ક મંદ અગ્નિને પ્રદીપ્ત કરી શુળને નષ્ટ કરે છે. )

**વિડંગાદિ ચુર્ણ અને કવાથઃ**-વાવડીંગ, અતિવિષનીકળી, નાગરમોથ, દેવદાર, કાળીપાટ, ઇન્દ્રયવ, મરી સર્વનું ચુર્ણ અથવા કવાથ કરી, કવાથમાં મરીનું ચુર્ણ મેળવી પાવાથી સોજાવાળો અતિસાર મટે છે. (ચક્રદત્ત ૬૧–૬૨)

**કેટલાક યોગોઃ**—કડાના મૂળની છાલ ૮ તોલા, પાણી ૪ શરાવ એને ઉકાળી ચોથા ભાગનું પાણી ૧ શરાવ બાકી રહે ત્યારે આ કવાથમાં ૮ તોલા બકરીનું દુધ મેળવી ફરી ઉકાળવું. દુધ બાકી રહે ત્યારે ઉતારવું. પછી ૮ માસા મદ નાંખી દિવસમાં બે ત્રણવાર સેવન કરાવવું. માત્રા ૪ રતી એનાથી રક્તાતીસાર મટી જાય છે. ૫૦–૫૧

**ચન્દન કલ્કઃ**—રતાંજળી ૧ માસો લઇ તેનું ચુર્ણ કરી મદ તથા ચોખાના ધોવણના અનુપાન સાથે સેવન કરવાથી દાહ, તરસ, પ્રમેહ આદિ નષ્ટ થાય છે. તેમ આ કલ્ક જલ્દીજ રક્તસ્રાવને બંધ કરી દે છે. ૫૨

નાગકેસર ૪ માસા, મધ ૧ માસો, સાકર ૨ માસા, માખણ ૧૬ માસા ( ૪ તોલા ) એને મેળવી સેવન કરવાથી જલ્દીજ લોહી પડવું બંધ થાય છે. ૫૩

જયારે અતીસારમાં ગુદામાં દાહ કે ગુદા પાકી જાય ત્યારે પટોલનાં પાન તથા જેઠી-મધના કવાથથી અથવા બકરીના દુધથી ધોવું જોઇએ. ૫૪ ( ચક્ર-૭૫ ) અથવા મૂષિક માંસ ( ઉંદરનું માંસ ) ને કાંજી સાથે ગરમ કરી એરંડાનાં પાનમાં રાખી પરસેવો વળે ત્યાં સુધી રાખવાથી લાભ થાય છે. તથા ગોવસા ( ચરબી ) થી ગુદાપર લેપ કરવો જોઇએ. ગુદભ્રંશ ( આંમળ નીકળવી ) તેમાં ચાંગેરી ઘૃત આદિદ્વારા ચિકિત્સા કરવી જોઇએ ૫૫

**નારાયણ ચુર્ણઃ**—ગળો ૧ ભાગ, વરધારાનાં બી ૧ ભાગ, ઇન્દ્રજવ ૧ ભાગ, બીલીફળ ૧ ભાગ, અતીવીષની કળી ૧ ભાગ, ભાંગરો ૧ ભાગ, સુંઠ ૧ ભાગ, ભાંગનાં પાન ૧ ભાગ, કડાછાલ ૮ ભાગ, એ સર્વના ચુર્ણને પરસ્પર એકત્ર મિશ્ર કરી નારાયણ ચુર્ણ તૈયાર કરી દેવું. માત્રા ૧ થી ૩ માસા. ગોળ અથવા મધ સાથે એનું સેવન કરાવવું જોઇએ. એના સેવનથી સોજા, રકતાતીસાર, જવર, તૃષા, કાસ, પાન્ડુરોગ, હલીમક, મંદાગ્નિ, પ્રમેહ આદિ અનેક રોગ નષ્ટ થાય છે. ૫૬ થી ૫૯

**સંન્નિપાતાતીસાર પુટપાક ક્રિયાનો ક્રમઃ**—વેદના રહીત અથવા ઇષદવેદના વાળા, પકવ, ઘણા વખતથી ઉત્પન્ન થયેલા તથા બહુ વર્ણયુકત અતિસારમાં જેનો અગ્નિ દીપ્ત હોય તેવા પુરુષની પુટપાકો દ્વારા ચિકિત્સા કરવી. ૬૦ ( ચઃ ૭૬ )

**કુટજ પુટપાક**—સળેલી ન હોય તેવી સ્નિગ્ધ, મોટી તથા તાજી લીલી કડાછાલને તત્ક્ષણ સારી રીતે કચરવી. પછી ચોખાના ધોવણથી પલાળી ગોળો વાળી જાંબુડાના પાંદડાંમાં સારી રીતે લપેટી પછી તેના ઉપર દોરડીથી બાંધી લઇ તેની બહાર ચારે તરફ ભીની માટીથી અંગુઠા બરોબર મોટો લેપ કરી દેવો અને પછી પુટપાક કરવો ( છાણાંની અગ્નિની ભરસાડમાં બાફવો. ) જ્યારે બહારનો લેપ અંગારા જેવો લાલચોળ થઇ જાય ત્યારે બહાર કાહાડી લેવું અને ઉપરનો માટીનો લેપ કહાડી નાંખી અંદરનો કડાછાલનો કલ્ક લુગડામાં ઘાલી તેને નીચોવી રસ કહાડવો. એ રસ મધ સાથે અતીસારવાળાને આપવો. એના સેવનથી તમામ પ્રકારના અતીસાર જલ્દી જ નષ્ટ થાય છે. કૃષ્ણાત્રેય આ યોગની અત્યંત પ્રશંસા કરી છે. ૬૧—૬૨ ચક્રદત્ત ૭૭-૭૮.

**પુટપાકની માત્રા, પાકની પરીક્ષા**—પુટપાકમાં સ્વરસ ભારે થઇ જવાથી તેની માત્રા ૧ તોલાથી ૨ તોલાની છે પુટપાકને ત્યારે બરોબર તૈયાર થયેલો જાણવો કે જ્યારે ઉપરનો માટીનો લેપ દેવતાના અંગારા જેવો લાલ થઇ જાય. ૬૩ ( ચક. ૭૯ )

**સ્યોનાક પુટપાક**—સ્યોનાક ( અરડુસા ) ની છાલના કલ્કને કાશ્મરી ( કાંચકી ) ના પાંદડાંમાં લપેટી તથા દોરાથી બાંધી ઉપર માટીનો લેપ કરવો. પછી નિર્ધુમ અંગારા (દેવતા) માં પુટપાકની વિધી પ્રમાણે તેનો પાક કરવો. જ્યારે બરોબર પાકું થઇ જાય ત્યારે દેવતામાંથી બહાર કાઢી ઉપરની માટી કાઢી નાંખી અંદરના કલ્કમાંથી રસ કહાડી લેવો. ઠંડુ થયે મધ મેળવી અતીસારમાં સેવન કરાવવું. માત્રા ૧ થી ૨ તોલા. ૬૪-૬૫( ચકદત ૮૦-૮૧ )

**દાડમ પુટપાક**—કાચા દાડમને ધુંટી પુટપાકની વિધિથી પ્રમાણે પાક કરી અને તેનો રસ કહાડી તે મધ સાથે અતીસારમાં સેવન કરાવવો. માત્રા ૧ થી ૨ તોલા ૬૬.

**કુટજાવલેહ**—કડાછાલ ૧૦ શેર પાણી ૨ અર્મણ ( ૫૧$\frac{1}{5}$ શેર ) માં ઉકાળવું જ્યારે પાણી ચોથા ભાગનું બાકી રહે ત્યારે ગાળી કવાથને ફરી ઉકાળવો. જયારે કવાથ ઉકળતાં

ઉકળતાં જાડો થઇ જાય ત્યારે તેમાં સંચળ, જવખાર, બિડલવણ, સીંધાલુણ, પીંપર ધાવડીનાં ફુલ ઇન્દ્રજવ, જીરૂ, એ સર્વનું એકત્ર ચુર્ણ ૮ તોલા લઇ તેમાં નાંખવું. તેમાંથી ૦।। તોલો લઇ મદ સાથે સેવન કરાવવાથી આમાતીસાર, પકવાતીસાર તથા વેદનાવાળા નાના પ્રકારના અતીસાર, ગ્રહણી તથા મરડો આદિરોગ જલદી નષ્ટ થઇ જાય છે. ૬૭—૬૮—૬૯ ( ચક્રદત્ત ૮૨-૮૩-૮૪ )

કુટજાષ્ટક—કડાછાલ ૧૦ શેર પાણી ૫૧૨ શેર ઉકાળવું જ્યારે ઉકાળતાં ચોથો ભાગ બાકી રહે ત્યારે ગાળી લઇ ઉકાળવું જાડું થયે તેમા મોચરસ કાળીપાટ,સમંગા [મજીઠ], અતો વિષ, મોથ, બીલાનો ગર્ભ ધાવડીનાં ફુલ દરેક આઠ આઠ તોલા લઇ ચુર્ણ તેમાં નાંખવું પછી ઉકાળતાં જ્યારે જાડુ અવલેહ જેવું ચીકણું થાય ત્યારે ઉતારવું તે છાસની સાથે અથવા બકરીના દુધ સાથે સેવન કરાવવાથી અનેક પ્રકારના અતીસાર, ગ્રહણી, રકતસ્રાવ, અર્શ, પ્રદર આદિ વ્યાધિયો જલ્દીજ મટી જાય છે. માત્રા ૦।। તોલાથી ૧ તોલો ૭૦ થી ૭૩ ( ચક્રદત્તઃ ૮૫ થી ૮૮ )

અનુક્ત જલમાન પરિભાષા—જ્યાં દશ શેર દ્રવ્યનો કવાથ બનાવવો હોય ત્યાં એક દ્રોણ ( ૧૦૨૪ તોલા ) પાણી લેવું જોઇએ. એ પ્રકારે એક દ્રોણ પાણીમાં દશ શેર દ્રવ્ય મેળવી કવાથ કરવો.

ષડંગઘૃત—ઇન્દ્રજવ, દરૂહળદરની ઉત્તમ છાલ, લીંડીપીંપર. સુંઠ, લાખ, કડુ એ છ ઔષધોના કલ્કથી ચારગણું ઘી અને ઘીથી ચારગણું પાણી નાંખી સિદ્ધ કરવું જોઇએ. એને મન્ડની સાથે સેવન કરવાથી ત્રિદોષજ અતિસાર પણ નષ્ટ થાય છે. (ચક્રદત્ત ૮૯-૯૦)

ક્ષીરિવૃક્ષાદિ ઘૃત—ક્ષીરીવૃક્ષ ( વડ, ઉમરડો આદિ ) ભેગાં અથવા એકનો કવાથ અને શતાવરીના રસમાં ઘી તથા ઘી જેટલું દુધ મેળવી એ ઔષધોનો કલ્ક મેળવી ઘી પકવવું જોઇએ. એ અર્ધી સાકર તથા ચોથાભાગે મધ મેળવી સેવન કરવાથી રકતાતિસાર નષ્ટ થાય છે. ( ચક્રદત્ત. ૯૧ )

જીર્ણાતિસાર બકરીનું દુધ—જીર્ણ અતીસારમાં બકરીનું દુધ અમૃત સરખું છે. તે દુધને ઔષધીયોમાં ઉકાળીને અથવા માત્ર ત્રણગણું પાણી ઉમેરી તેને ઉકાળી સિદ્ધ કરીને તે પાવું જોઇએ. ૭૪ ( ચક્રદત્ત ૯૨ )

## પ્રવાહિકા—મરડો

વાત શુદ્ધિનો ઉપાય—કાચા બીલાનો ગર્ભ, ગોળ, તલનું તેલ, પીંપર, સુંઠ એને સમ ભાગે મિશ્ર કરી ચાટવું જોઇએ. જ્યારે પ્રવાહિકા ( મરડા ) માં ઉદરમાં વાયુ બંધાયલો હોય, ( વાછુટ થતી ન હોય ) શુળ હોય અને વારંવાર દસ્તની ઇચ્છા થતી હોય પણ મળ થોડો થોડો આમ સહિત આવતો હોય ત્યારે આ પ્રયોગ કરવો જોઇએ. ૭૫ ( ચક્ર: ૯૩ )

પિંપરનું ચુર્ણ અથવા કાળાં મરીનું ચુર્ણ દુધની સાથે કલ્ક કરી ૩ દિવસ પીવાથી ઘણા વખતથી ઉત્પન્ન થયેલ જુનો પ્રવાહિકા (મરડો ) બંધ થઇ જાય છે. ૭૬ ( ચક્ર: ૯૪)

કાચા બીલાનો ગર્ભ ૨ માસા, તલનો કલ્ક ૨ માસા એને મિશ્ર કરી વાટી દહીંનું પાણી ૨ માસા અને તલનું તેલ ૨ માસાની સાથે પ્રયોગ કરવાથી પ્રવાહિકા ( મરડો ) મટી જાય છે. ૭૭

બીલાનો ગર્ભ ગોળ, લોધર, તલનું તેલ. કાળાં મરી એ સર્વને સરખે ભાગે લઇ મિશ્ર કરી ચાટવાથી જલદીજ પ્રવાહીકા મટી જાય છે. ૭૮ ( ચક્ર: ૯૫ )

ધાવડીનાં ફુલ, બોરડીનાં કોમળ પાન (અંકુરો) કોઠાનો રસ, મધ તથા લોધર સરખે ભાગે લઇ મિશ્ર કરી વાટી પ્રવાહીકામાં દહીં સાથે સેવન કરાવવું જોઇએ. ૭૯

## મરડાવાળાને ભોજન આપવાનો વિધિ

પ્રવાહિકા ( મરડા વાળાને ) માંખણ કાઢયા વગરનું દહીં તથા મદની સાથે અથવા સારી રીતે તપાવેલા સોના કે ચાંદી ધાતુથી બુઝાવી ઠંડું કરેલા દુધમાં મદ મેળવી તે સાથે ભોજન કરવું. ( ચક. ૯૬ )

જેની અગ્નિ દિપ્ત છે, મળ વધુ નીકળતા નથી, પણ ફેણવાળા દસ્ત થાય છે તેને સુંઠ, દહીં, તેલ, દુધ, ઘી મેળવી પીવું જોઇએ. ચક્રદત. ૯૭

**લવંગાભ્રયોગ**—કડાછાલ, દાડમની છાલ, કાચુ કેળુ, કંચટ (જળ તાંદળજાની ભાજી) મુસળી, જાંબુની છાલ, આંબાની છાલ, સીઘોડાં, વડની કુંપળો, સર્જ ( રાળ ) ના ઝાડની છાલ, દરેક ૧૦ પલ એને ૫૧½ શેર પાણીમાં ઉકાળી જ્યારે ચોથો ભાગ પાણી રહે ત્યારે ઉતારી ગાળી લઇ ફરી કવાથને ઉકાળી મલમ જેવો જાડો થાય તેવો કરવો. પછી તેમાં લવીંગ, જીરૂ, જાયફળ, અતીવિષ કળી, ઇલાયચી, વરીયાળી, કાથો, ભાગરો, મોચરસ, બીલીફળની મજ્જા, રાળ એ દરેક ૮ તોલા, સર્વનું ચુર્ણ કરી તેમાં અભ્રકભસ્મ ૮ તોલા ઉમેરી એ સર્વ ઉપલા જાડા કવાથમાં ઉમેરી મિશ્ર કરી ઘુંટી ૩ માસાથી ૬ માસા સુધીની ગોળીઓ બનાવી લેવી. એના સેવનથી રકતાતીસાર, સોજા, અતીસાર તથા સંપૂર્ણ શુળ નષ્ટ થઇ જાય છે. ૮૦—૮૬

**લવંગ દ્રાવક**—લવીંગ, અતીવિષ, મોથ, કાળીપાટ, બીલીનાં ફળ, ભાંગ, ધાવડીનાં ફુલ. મોચરસ જીરૂ, લોધર, ઇન્દ્રજવ, વાળો, રાળ, કાકડાશીંગી, સીંધાલુણ, સુંઠ, પીંપર, ઇલા, યવક્ષાર, અફીણ, રસવંતી, સવ સરખે ભાગે લેવું તે બધાના વજન જેટલું લવીંગનું ચુર્ણ મેળવવું એને પોસ્તના ડોડાના રસની સાત વાર ભાવના આપવી. માત્રા ૩ થી ૪ રતી. આ ચિરકાલની સંગ્રહણી, શોથવાળો પાન્ડુ, કમળો, અતીસાર, મન્દાગ્નિ, અમ્લપીત આદિ રોગોને જલદીજ નષ્ટ કરે છે ૮૭—થી ૯૧

સસાર દહીં ( જે દહીંના તોર કાઢી લીધી ન હોય તેવું માંખણવાળું દહીં ) ને મદની સાથે અથવા તપ્ત લોહથી ગરમ કરેલા દુધને ઠંડુ થયા પછી મદની સાથે સેવન કરવાથી પ્રવાહિક મટે છે. ૯૨

**ષડંગ ઘૃત**—ઇન્દ્રજવ, દારૂ હળદરની છાલ, પીપળ, સુંઠ, લાખ, કડુ એ છ દ્રવ્યોથી યથાવિધ સિદ્ધ કરેલ ઘીને ઉપર્યુક્ત માત્રામાં પેયા કે મંડાદિની સાથે સેવન કરવાથી ત્રિદોષજ અતીસાર જલ્દી દૂર થઇ જાય છે. માત્રા અર્ધો તોલો. ૯૩—૯૪

**કુટજારિષ્ટ**—કડાના મૂળની છાલ, ૧૦ શેર, દ્રાક્ષ ૫ શેર, મહુડાનાં ફુલ તથા કાશ્મર્ય (શીવણ)ની છાલ એક શેર, એ સર્વને ૮ દ્રોણ ( ૨૦૪ ⅘ શેર ) પાણીમાં ઉકાળવું. જ્યારે ૨ દ્રોણ બાકી રહી જાય ત્યારે ગાળી તેને માટીના પાત્રમાં રેડી તેમા ધાવડીનાં ફુલ ૨ શેર, ગોળ ૧૦ શેર, તેમાં નાંખી મોં બંધ કરી એક માસ સુધી પડયું રહેવા દેવું. પછી કહાડી જ્વર, સંગ્રહણી તથા રકતાતિસારમાં પ્રયોગ કરાવવો ૯૬—૯૭

**અહીફેનાસવ**—મહુડાનો દારૂ ૧૦ શેર, અફીણ ૩૨ તોલા મોથ, જાયફળ, ઇન્દ્રજવ, ઇલાયચી, દરેક ૮ તોલા એ સર્વને એક માટલામાં ભરી મોં બંધ કરી એક માસ સુધી રાખી

મુકવું. આ આસવ અતીસાર તથા કોલેરામાં અત્યંત હિતકર છે. માત્રા ૧૦ ટીપાં. ૯૮ થી ૯૮

**બબુલ્યા ઘરિષ્ટ**—બાવળની છાલ ૨૦ શેર. ૮ દ્રોણ પાણીમાં ઉકાળી જ્યારે ૨ દ્રોણ બાકી રહે ત્યારે તેમાં ૩૦ શેર ગોળ, ૧૬ પલ ધાવડીનાં ફુલ, પીપર ૧૬ તોલા જાયફળ, કંકોલ, તજ, ઇલાયચી, તમાલપત્ર, નાગકેસર, લવીંગ, કાળા મરી દરેક ૮ તોલા એકંદર કરી એક માટલામાં ભરી મોં બંધ કરી એક માસ સુધી રાખી મુકવું પછી ગાળી લઇ પ્રયોગ કરાવવો. આ અરિષ્ટ ક્ષય, કુષ્ટ, અતીસાર, પ્રમેહ, શ્વાસ, તથા કાસમાં અત્યંત લાભ કરે છે. માત્રા ૧॥ તોલાથી ૨॥ તોલા સુધી ૧૦૦ થી ૧૦૨

## અથ રસપ્રયોગ

**અમૃતાર્ણવ રસ**—હિંગળામાંથી કહાડેલો શુદ્ધ પારો, લોહ, ગંધક, ટંકણ, કચુરો, ધાણા, વાળો, મોથ, કાળીપાટ, જીરૂ, અતીવિષની કળી, દરેક ૧ તોલો, એને બકરીના દૂધ સાથે ઘુંટી ચચાર રતીની ગોળીયો વાળવી. અનુપાન ધાણા, જીરૂ, ભાંગનાં બી, શાલનાં બી, મદ, બકરીનું દુધ, મન્ડ, થંડુ પાણી, આ રસના સેવનથી ઉપદ્રવવાળો નાના પ્રકારનો અતીસાર, શુળ, ગ્રહણી. અરશ, અમ્લપીત્ત, કાસ, ગુલ્મ આદિ રોગ મટી જાય છે તથા અગ્નિ પ્રદિપ્ત થાય છે. ૧૦૩ થી ૧૦૮

**જાતીફલ રસ**—શુદ્ધ પારદ, અભ્રકભસ્મ, રસસન્દુર, ગંધક, જાયફળ ઇન્દ્રજવ, ધંતુરાનાં બી, ટંકણખાર, કાળાં મરી, સુંઠ, પીંપર, મોથ, હરડે, આંબાની ગોટલી, બીલીફળ શાલનાં ( મોટાગજ ) નાં બી, દાડમનાં છોડાં, જીરૂ, એ સરખે ભાગે લઇ ખલમાં નાંખી ભાંગના રસથી ઘુંટી અકેક રતીની ગોળી બનાવવી. આ રસ કડાના મૂળની છાલના ઉકાળાના અનુપાન સાથે આપવાથી આમાતીસાર અને મદ તેમ બીલીફળના ગર્ભ સાથે આપવાથી ગ્રહણી, સુંઠ અને ધાણા સાથે આપવાથી અતિસાર મટાડે છે. ૧૦૯–૧૧૪.

**અભયનૃસિંહ રસ**—હિંગળો, વછનાગ, પીંપર, કાળાં મરી, સુંઠ, જીરૂ, ટંકણખાર, ગંધક, અભ્રકભસ્મ, પારદ એ દરેક ૧ ભાગ, અફીણ ૧૦ ભાગ એ સર્વને લીંબુના રસમાં ઘુંટી એક એક રતીની ગોળીયો વાળવી. અનુપાન જીરાનું ચુર્ણ અને મદ. એના સેવનથી જ્વરવાળો અથવા જ્વર વગરનો ત્રિદોષનો અતીસાર તથા ગ્રહણી રોગ નષ્ટ થાય છે. ૧૧૫–૧૧૬–૧૧૭.

**આનંદ ભૈરવ રસ**—હિંગળો, કાળાં મરી, ટંકણ, વછનાગ, પીંપર એને સરખે ભાગે લઇ પાણીમાં ઘુંટી અરધી રતીની ગોળીયો વાળવી. અનુપાન કડાછાલ તથા ઇન્દ્રજવનું ચુર્ણ માત્રા ૧ માસો અને મદ, આના સેવનથી ત્રિદોષજન્ય અતીસાર નષ્ટ થાય છે. ૧૧૮–૧૧૯-૧૨૦.

**તંત્રાન્તરોકત આનંદ ભૈરવ**—હીંગળો, વછનાગ, સુંઠ, પીંપર, કાળાં મરી, ટંકણખાર, ગંધક એ સર્વ સરખે ભાગે લઇ લીંબુના રસથી એક પ્રહર ઘુંટી અકેક રતીની ગોળીયો બનાવવી. કાસ, શ્વાસ, અતિસાર, ગ્રહણી, હલીમક, અપસ્માર, પ્રમેહ, અજીર્ણ, મન્દાગ્નિ, આદિ રોગોમાં આ રસ હિતકર છે. ૧૨૧–૧૨૨.

**કર્પુર રસ**—હીંગળો, અફીણ, મોથ, ઇન્દ્રજવ, જાયફળ, કપુર, એને સરખે ભાગે લઇ પાણીમાં ઘુંટી રતી રતીની ગોળીયો વાળવી. તે જ્વરાતિસાર, અતીસાર, ગ્રહણી, આદિ રોગોને આ રસ નષ્ટ કરે છે. આ રસમાં કોઇ વૈદ્ય એક ભાગ ટંકણ પણ નાંખે છે. ૧૨૩–૧૨૪.

**ભુવનેશ્વરો રસ**—સીંધાલુણ. હરડે, બેઠાં, આંબળાં, અજમો, બીલીના ફળનો ગભ, ઘરનો ધુમાશ, એ સર્વ બરાબર વજને લઇ પાણીમાં ઘુંટી બબે માસાની ગોળીઓ બનાવવી. અનુપાન પાણી. આના સેવનથી સર્વ પ્રકારના અતીસાર નષ્ટ થાય છે. ૧૨૫-૧૨૬.

**અહીફેનવટીકા**—ખજુર ૧ ભાગ, અફીણ ૧ ભાગ એને ઘુંટી અકેક રતીની ગોળીયો વાળવી. એના સેવનથી અતિ પ્રવૃદ્ધ અતીસાર તથા રકતસ્ત્રાવ બંધ થઇ જાય છે. ૧૨૭.

**કારુણ્યસાગર રસ**—રસ સિન્દુર ૧ ભાગ, ગંધક ૨ ભાગ, અભ્રકભસ્મ ૨ ભાગ, એ સર્વને એકત્ર કરી સરસીયા તેલમાં ઘુંટી એક પહોર સુધી વાલુકાયંત્રમાં પકાવવું. પછી ભાંગરાના મુળના રસમાં ઘુટી પુર્વ પ્રમાણે એક પહોર પાક કરવો. તે પછી તેમાં યવક્ષાર સાજીક્ષાર, ટંકણ, સમુદ્રનું મીઠું. સાંભરલુણ. સીંધવ, બીડલવણ સંચળ, વછનાગ, પીંપર, કાળાં મરી, સુંઠ, ચિત્રક મૂળ, જીરૂ, વાવડીંગ, દરેક સરખે ભાગે લઇ તેનું ચુર્ણ મેળવવું માત્રા ૨ રતી, જવર, શુળ, રકત તથા સોજાવાળા સન્નિપાતની સંગ્રહણીની નિરામાવસ્થામાં આ રસનો ઉપયોગ કરવામાં આવે છે. જો જવર ન હોય તો પણ આ રસ આપી શકાય છે. અનુપાન વગર પણ આ રસ અત્યંત હિતકર છે. ૧૨૮ થી ૧૩૧.

**અતીસાર વારણો રસ**—હીંગળો, શુધ્ધ કપુર, મોથ, ઇન્દ્રજવ, દરેક ૧ તોલો લઇ ૩ માસા અફીણના પાણીમાં પલાળી ઘુંટવું અને બબે રતીની ગોળીઓ વાળવી. આ રસ સર્વ પ્રકારના અતીસારને મટાડે છે. ૧૩૨.

**પૂર્ણચન્દ્રોદયો રસ**—શુધ્ધ હરતાલ, લોહભસ્મ અભ્રકભસ્મ દરેક ૮ તોલા, કપુર, પારદ, ગંધક દરેક ૮ માસા, જાયફળ, સુરામાંસી, તમાલપત્ર, કચુરો, તાલીસપત્ર, નાગકેસર, સુંઠ, પીંપર, કાળાં મરી, જેઠીમદ, પીપળામૂળ, લવીંગ, દરેક ૨ તોલા, એ સર્વને ઘુંટી પ્રાતઃકાલે ૨ રતીથી ૩ રતીની માત્રામાં સેવન કરવું. આ રસ નાના પ્રકારના અતીસાર, ગ્રહણી, અમ્લપીત્ત, શુળ, તથા પરિણામશુળમાં ઉપયોગી છે. આ રસ રસાયન તથા વાજીકરણ છે. ૧૩૩ થી ૧૩૬.

**બૃહત્કનક સુંદર રસ**—પારદ, ગંધક, કાળાં મરી, ટંકણ, ધંતુરાના બી, દરેક દ્રવ્ય સમભાગે લઇ ભારંગીના સ્વરસમાં બે પ્રહર ઘુંટવું, પછી પારદ સમાન અભ્રકભસ્મ તેમાં મેળવી આ રસને બે રતી પરિમાણમાં ઉપયોગ કરવાથી પિત્તાતિસાર મટે છે. ૧૩૭-૧૩૮.

**કણાદ્યંલોહમ**—પીંપળ, સુંઠ, કાળીપાટ, ત્રિકટુ, ત્રિફળા, ત્રિમદ્દ ( અર્થાત મોથ, ચિત્રક અને વાવડીંગ ) બીલીફળ, રતાંજળી, સુગંધીવાળો દરેક અકેક ભાગ લેવાં તે બધાના વજન બરાબર લોહભસ્મ મેળવી અતીસારમાં એક રતી કે બે રતીની માત્રામાં પ્રયોગ કરાવવો. આ રસ પ્રવાહિકામાં બહુ જ સારો પ્રભાવ બતાવે છે. ૧૩૯-૧૪૦.

**બૃહદગગન સુન્દર રસ**—પારદ, ગંધક, અભ્રકભસ્મ, લોહભસ્મ કોડીભસ્મ, ચાંદીભસ્મ, અતિવિષની કળી દરેક ૨ તોલા એને એકત્ર કરી ધાણા અને સુંઠના કવાથની જુદી જુદી ભાવના આપી અકેક રતીની ગોળીઓ બનાવવી. શેકેલા બીલીના ફળ તથા ગોળના અનુપાન સાથે અથવા બકરીના દુધમાં જાંબુની છાલ સિધ્ધ કરી તે દુધ સાથે અતીસારમાં પ્રયોગ કરાવવો. આ રસ અતીસાર, જવર, ગ્રહણી, અરૂચી, આમ, રકત તથા શુળવાળી પ્રવાહિકા, ભ્રમ, સોજા, રકતાતિસાર, સંગ્રહણી આદિમાં હિતકર્ત્તા છે. ૧૪૧ થી ૧૪૫.

**લોકનાથ રસ**—રસસિન્દુર ૧ ભાગ, ગંધક ૪ ભાગ, એને ઘુંટી કોડીયોમાંભરી

પછી કોડીયોનાં મોં ટંકણખારથી બંધ કરી પછી એ કોડી બે નાનાં નાનાં માટીનાં કોડીયાંમાં બંધ કરી કપોતપુટ દેવો. જ્યારે સ્વાંગશીત થાય ત્યારે તેને ઘુંટી લેવું. માત્રા ૨ રતી. અનુપાન સુંઠ, અતીવિષ, મોથ, દેવદાર, વજ સર્વનું ચુર્ણ ૨ તોલા. ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા રહે ત્યારે એ ઉકાળો પીવો. આ રસ સર્વ અતિસારને નષ્ટ કરે છે. ૧૪૬-૧૪૭-૧૪૮

**ચિન્તામણિ રસ**--પારદ ૨ તોલા, તામ્રભસ્મ ૨ તોલા, ગંધક ૨ તોલા, વછનાગ ૧ તોલો તિંતડીક ( કોકમ ) અર્ધો તોલો એ સર્વ એકત્ર કરી તેને કોઇ ખાટા રસ ( છાસ કે લીંબુ )થી ઘુંટી ગોળો બનાવવો. પછી તેની આજુબાજુ નાગરવેલનાં પાન વીંટવાં તેને બાંધી લઇ છ આંગળ ઉંડા ગર્તમા રાખી ઉપર પાન વીંટી પછી તે ગોળાને ગજપુટ આપવો. પછી સ્વાંગશીત થયે પાન સાથે ઘુંટી લેવો. એમાં ૧ તોલો કાળાં મરી, ૧ તોલો આંમલી મેળવી એકેક રતીની ગોળીયો બનાવવી. એના સેવનથી અતિસાર, સંગ્રહણી આદિ રોગો નષ્ટ થાય છે. દોષો અનુસાર અનુપાનની વ્યવસ્થા કરવી જોઇએ. ૧૪૯ થી ૧૫૩

ગ્રહણી રોગમાં આગળ જે જે રસ કહેવામાં આવશે એનો પણ અતિસારમાં પ્રયોગ કરવાથી અતીસાર મટી જાય છે. ૧૫૪

### અતિસારનાં અસાધ્ય લક્ષણ.

**शोथं शूलं ज्वरं तृष्णां श्वासं कासमरोचकम् ।**
**छर्दिं मूर्च्छां च हिक्कां च दृष्ट्वातीसारिणं त्यजेत् ।**
**बहुमेही नरोयस्तु भिन्न विट्को न जीवति ॥ ९८ ॥**

સોજા, શુળ, તાવ, તૃષા, શ્વાસ, કાસ, અરૂચિ, ઉલ્ટી, મૂર્છા, હિકકાવાળા અતિસાર વાળા રોગીની ચિકિત્સા ન કરવી. એ પ્રમાણે જેને પેશાબ વધુ થતો હોય અને પાતળા દસ્ત આવતા હોય તે પણ અસાધ્ય રોગી છે. [ ચક્રદત્ત ૯૯ ]

### અતિસાર વર્જ્ય કરવા યોગ્ય

**स्नानाभ्यङ्गावगाहांश्च गुरु स्निग्धाति भोजनम् ।**
**व्यायाम मग्नि संतापमतीसारी विवर्जयेत ॥ ९९ ॥**

**અતિસારમાં વર્જ્ય**--અતીસારથી પીડાતા રોગીએ સ્નાન, અભ્યંગ ( શરીરે તેલ ચોળાવવું ) જલાવગાહન, તથા સ્નિગ્ધ ભોજન, વ્યાયામ, એ સર્વનો ત્યાગ કરવો. દેવતા પાસે તાપવું નહિં. ૧૫૫ [ ચક્ર. ૯૯ ]

**શ્રીચક્રદત્તઃ અતિસારાધિકાર શ્લોક ૧ થી ૯૯ ઉપર સંપૂર્ણ આવી ગયા છે—લેખક**

**इति भैषज्य रत्नावलयां अतीसार चिकित्सा।**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथग्रहणी रोगाधिकार.

ग्रहणीमाश्रितं दोषमजीर्णवदुपाचरेत ।
अतीसारोक्त विधिना तस्यामं च विपाचयेत् ॥ १ ॥

( ચક્રદત્તઃ ૧ )

ગ્રહણીમાં આશ્રિત દોષની અજીર્ણ રોગની માફક ચિકિત્સા કરવી જોઇએ. તથા અતીસારોક્ત ચિકિત્સાક્રમથી સંગ્રહણી રોગમાં આમનું પાચન કરવું જોઇએ. ૧ (ચક્રદત્તઃ ૧)

शरीरानुगते सामेरसे लंघन पाचनम् ।
विशुद्धामाशयायास्मै पञ्चकोलादिभिर्युतम् ॥
दधात्पेयादि लघ्वन्नं पुनर्योगांश्च दीपकान् ॥ २ ॥

( चक्रदत २ )

આમરસ શરીરમાં વ્યાપક થઇ જાય તો પછી લંઘન [ ઉપવાસ ] તથા પાચન કરાવવું ઉત્તમ છે. એ પ્રકારે આમાશય વિશુદ્ધ થઇ ગયા પછી પંચકોલ આદિથી સિદ્ધ કરેલ પેયા આદિ ભોજન તથા અગ્નિ સંદીપક યોગોનો પ્રયોગ કરાવવો. ૨ ( ચક્રદત્તઃ ૨ )

કોઠું બીલાનો ગર્ભ, ચાંગેરી ( લુણી ) દાડમનાં છોડાં એ સર્વ મળી ૮ તોલા લઇ છાસ ( ૫૬ તોલા )થી સિદ્ધ કરેલી પેયા વાત કફ પ્રધાન ગ્રહણીમાં સેવન કરાવવી જોઇએ. તથા વાત પ્રધાન ગ્રહણીમાં લઘુ પંચમૂળથી સિદ્ધ કરેલ પેયાનો પ્રયોગ કરાવવો ઉત્તમ છે. એ પાચન કરાવનાર તથા સંગ્રાહક છે. ૩ ( ચક્રદત્તઃ ૩ )

**ગ્રહણ્યા તક્ર ( છાસ ) ની ઉત્તમતા–**

ग्रहणी दोषाणां तक्रं दीपनं ग्राहि लाघवात् ।
पथ्यं मधुरपाकित्वान्नच पित्तप्रकोपणम् ॥ ४ ॥
कषायोष्ण विकाशित्वा द्रौक्ष्यच्चैव कफेहितम ।
वाते स्वाद्वम्लसान्द्रत्वात्सद्य स्कमविदाहि तत् ॥ ५ ॥

**ગ્રહણીમાં તક્ર વ્યવસ્થા**–ગ્રહણી રોગથી પીડાતા પુરુષને માટે છાસ લઘુ ( હલકી ) હોવાને લીધે અગ્નિદીપક તથા મળસંગ્રાહક હોવાથી પથ્ય છે. પાકમાં મધુર વિપાકી હોવાથી પિત્તનો પ્રકોપ થતો નથી. એ છાસ તુરી, ગરમ, વિકાશી તથા રૂક્ષ હોવાને લીધે કફજન્ય ગ્રહણીમાં હિતકર છે. અને સ્વાદિષ્ટ, ખાટી તથા સાન્દ્ર (ઘન) હોવાને લીધે વાતજન્ય ગ્રહણીમાં પણ ઉપયોગ થઇ શકે છે, તરત વલોવેલી તાજી છાસ વિદાહને ઉત્પન્ન કરતી નથી. ૪–૫

**યવાનિકાદિ ક્વાથ**—અજમો, સુંઠ, વાળો, ધાણા, અતીવિષ, મોથ, બલા, બીલીફળ, શાલવણ, પીઠવણ એ સર્વ મળી ૨ તોલા લઇ તેનો ક્વાથ કરી આપવો તે દીપન તથા પાચન છે. ૬

ધાન્યકાદિ ક્વાથ—ધાણા, અતીવિષ, સુગંધીવાળો, અજમો, નાગરમોથ, સુંઠ, બલા (કાંસકી) શાલવણ, પીઠવણ એ સર્વને ખાંડી ૨ તોલા લઇ તેનો ક્વાથ કરી આપવો તે અગ્નિદીપક તથા આમનું પાચન કરે છે. ૭ (ચક્રદત્ત ૭)

**પુનર્નવાદિ કષાય**-સાટોડી, મરી, શરપંખો, સુંઠ, ચિત્રક, હરડે કરંજત્વક બીલીફળ મળી ૨ તોલા એનો ક્વાથ અર્શ, ગોળો ચઢવો, તથા સંગ્રહણીમાં હિતકર છે. ૮

**શાલપર્ણ્યાદિ ક્વાથ**—શાલીપર્ણી બલા, બીલીફળ, ધાણા, સુંઠ એનો ક્વાથ આપવાથી આધ્માન, શુળ સાથેની વાતજ ગ્રહણીમાં સેવન કરાવવાથી ફાયદો થાય છે ૯

શુંઠ્યાદિ ક્વાથ—સુંઠ, મોથ, અતીવિષની કળી, ગળો એ સર્વ સમાન ભાગે લઇ તેનો ક્વાથ પીવાથી મંદાગ્નિ અને આમવાળો ગ્રહણી રોગ શાંત થાય છે. ૧૦ (ચક્રદત ૬)

**નાગરાદિ ક્વાથ**-સુંઠ, અતીવીષની કળી નાગરમોથ એનો ક્વાથ પાવાથી આમનું પાચન થાય છે. હિંગાષ્ટકચુર્ણ અને અષ્ટપલ ઘૃત વાતિક ગ્રહણીમાં આપવું જોઇએ. ૧૧ (ચક્રદતઃ ૧૩)

**તિક્તાદિ કષાય**-કડુ સુંઠ, રસવંતી, ધાવડીનાં ફુલ, મોટી હરડે, ઇન્દ્રજવ, મોથ, કડાછાલ મળી ૨ તોલા, એનો ક્વાથ ગુદાના શુળવાળા અનેક પ્રકારના પિત્તની સંગ્રહણીને મટાડે છે. ૧૨

**ચાતુર્ભદ્ર** ક્વાથ—ગળો, અતીવિષ, સુંઠ, મોથ, એ ચારેનો ક્વાથ આપવાથી આમયુક્ત ગ્રહણીને મટાડે છે. તે ગ્રાહી છે તથા દીપન પાચન છે. ૧૩

**રસાંજનાદિ ચુર્ણ**-રસવંતી, અતીવિષ, કડાછાલ, ઇન્દ્રજવ, સુંઠ, ધાવડીનાં ફુલ, એના ચુર્ણને સરખે ભાગે મિશ્રિત કરી મધ તથા ચોખાના ધોવણ સાથે સેવન કરાવવું. માત્રા ૧ાા માસો. આ ચુર્ણના સેવનથી પિત્તની ગ્રહણી, અર્શ, રક્તપીત્ત, અતિસાર આદિરોગો મટે છે. ૧૪

**શઠ્યાદિ ચુર્ણ**—કચુરો, સુંઠ, મરી, પીંપર, યવક્ષાર, સાજીખાર, પીપળી મૂળ, બીજોરૂ, એના ચુર્ણને મીઠું તથા અમ્લ (છાસ) સાથે સેવન કરાવવાથી શ્લેષ્મિક ગ્રહણી મટે છે. માત્રા ૨ માસા. ૧૫

**રાસ્નાદિ ચુર્ણ**-રાસ્ના, હરડે, કચુરો, સુંઠ, પીંપર, મરી, જવખાર, સાજીખાર, પંચલવણ, પિપરીમૂળ, બીજોરૂ એ સર્વને સરખે ભાગે એકત્ર કરી ચુર્ણ કરવું. તે ગરમ પાણીથી કફની ગ્રહણીમાં સેવન કરાવવું જોઇએ માત્રા ૨ માસા. ૧૬

**કર્પુરાદિ ચુર્ણ**-કપુર, સુંઠ, મરી, પીંપર, રાસ્ના, પંચલવણ, હરડે, સાજીખાર, જવખાર, બીજોરૂ એને સરખે ભાગે લઇ ચુર્ણ કરી તે ગરમ પાણી સાથે સેવન કરાવવું. આ રસ બળ, વર્ણ તથા જઠરાગ્નિને વધારે છે અને વાત શ્લેષ્મ ગ્રહણીને શાંત કરે છે. માત્રા ૧ માસો. ૧૭-૧૮

**મલકાઠિન્ય વિષ્ટમ્ભયો પચાર**—કદાચ મળ કઠણ હોવાથી ઝાડે જતી વખતે દુઃખ થતું હોય તો સીધાલુણ સાથે ગાયનું ઘી પાવું. જો બંધકોષ જણાય તો બીડલવણ તથા અજમાના ગરમ પાણી સાથે સેવન કરાવવું. ૧૯

**મુષલ્યાદિ યોગ**–મુશળી ૨ તોલા, ને છાસ સાથે અથવા ચોખાના ધોવરામણ સાથે ઘુંટી ગ્રહણીમાં પ્રયોગ કરાવવો. પથ્ય છાસ ભાત. ૨૦

**પંચ પલ્લવમ**—જાંબુ, દાડમ, સીંઘોડાં, કાળીપાટ, કંચટ ( જળ તાંદળજો ) એનાં પાનમાં એક કાચા બીલાને લપેટી જોઈતા પાણીમાં ઉકાળી સિદ્ધ કરી એક રાત રહેવા દેવું. પછી બીજા દિવસે એ બીલાની સાથે કીંચિત સુંઠનું ચુર્ણ અને ગોળ મેળવી સેવન કરાવવું એથી અતિ કષ્ટસાધ્ય ગ્રહણી તથા સંપૂર્ણ અતિસાર મટી જાય છે. માત્રા ૩ માસા. ૨૧ [ ચક્રદત્ત–૧૨ ]

**ચિત્રકાદિ ગુટિકા**–ચિત્રકમુળ, પીંપરીમુળ, જવખાર, સાજીખાર, સંચળ; સીંધવ, બીડલવણ, સાંભરલુણ મીઠું, પીંપર, સુંઠ, કાળાં મરી, ફુલાવેલી હીંગ, અજમોદ અને ચવક એ દરેક સરખે ભાગે લઈ ચુર્ણ કરી ખાટા દાડમના રસથી અથવા તો બીજોરાના રસમાં ઘુંટી ચચાર રતીની ગોળીયો બનાવવી. આ ગોળીયોના સેવનથી આમરસનો પરિપાક થાય છે તથા અગ્નિ પ્રદીપ્ત થાય છે. ૨૨–૨૩–૨૪ (ચક્રદત્ત ૮–૯ )

**પંચલવણ**–સંચળ, સીંધવ, બીડલવણ, મીઠું, વડાગરૂ મીઠું (સાંભરલુણ) એ પાંચલવણ છે. ૨૪ ( ચક્રદત્ત ૧૦)

**નાગરાદિ ચુર્ણ**–સુંઠ, અતિવિષ, મોથ, ધાવડીનાં ફુલ, રસવંતી, કડાછાલ, ઇન્દ્રજવ કાળીપાટ, બીલાનોગર્ભ, કડુ, દરેક સરખે ભાગે લઇ ચુર્ણ કરી મદ તથા ચોખાના ધોવરામણ સાથે ખાવાથી રક્તશ્રાવ સહિત પિત્તની ગ્રહણી રોગ તથા મરડો મટે છે. શીત કષાયમાં બતાવેલા પ્રમાણથી અર્થાત છ ગણા પાણીમાં ચોખા પલાળીને ચોખાનું ધોવરામણ બનાવવું જોઇએ. કેટલાક ચોખાને આઠ ગણા પાણીમાં પલાળી રાખી તેની ભાવના આપી ચોખાના ધોવરામણની કલ્પના કરે છે. માત્રા ૧ માસાથી ૧।। માસો. ૨૫ થી ૨૭ ( ચક્રદત્ત ૧૪ થી ૧૭ )

**શ્રીફલશલાટુ કલ્ક**–કાચા બીલાના ગર્ભનો કલ્ક કિંચિત સુંઠનું ચુર્ણ તથા ગોળ મેળવી તે સાથે ખાવાથી ગ્રહણી રોગ જલ્દી મટી જાય છે. માત્રા ૩ માસા. પથ્ય–તક્ર ( છાસ ) ૨૮ ( ચક્રદત્ત ૧૧ )

**પાઠાદિ ચુર્ણ**–કાળીપાટ, બીલીફળ, ચિત્રકમુળ, સુંઠ, કાળાં મરી, પીપર, દાડમની છાલ, ધાવડીનાં ફુલ, કડુ, અતીવિષ, મોથ, દારૂહળદર, કરીયાતુ, ઇન્દ્રજવ, દરેકનું ચુર્ણ ૧ ભાગ, કડાછાલનું ચુર્ણ ૧૪ ભાગ, એને મિશ્ર કરી ચોખાના ધોવણ તથા મદ સાથે સેવન કરાવવું, માત્રા ૨ માસા. એના સેવનથી ઉલટી, જવરાતીસાર, શૂળ, હૃદરોગ, ગ્રહણી, અરૂચિ, તથા મંદાગ્નિ નષ્ટ થાય છે. ૨૯–૩૦ ( ચક્રદત્ત ૨૮–૨૯ )

**ભૂનિમ્બાદી ચુર્ણ**–કરીયાતુ, કડુ, ત્રિકટુ, મોથ, ઇન્દ્રજવ, દરેક ૧ ભાગ, ચિત્રકમુળ ૨ ભાગ, કડા છાલ ૧૬ ભાગ એ સર્વનું ચુર્ણ ગોળ તથા થંડા પાણી સાથે સેવન કરાવવું. એના સેવનથી સંગ્રહણી ગુલ્મ, કમળો, જ્વર, પાન્ડુ, પ્રમેહ, અરૂચિ, અતિસાર આદિ રોગ નષ્ટ થાય છે. માત્રા ૧ થી ૨ માસા. ૩૧–૩૨ ( ચક્રદત્ત ૧૮ થી ૨૦ )

## કફગ્રહણીની ચિકિત્સા

**ग्रहण्यां श्लेष्म दुष्टायां वमितस्य यथाविधि ।**
**कटवम्ल लवन क्षारै स्तीक्ष्णश्चाग्नि विवर्धयेत् ॥ २१॥**

કફ ગ્રહણીમાં વિધિપૂર્વક વમન (ઉલ્ટી) કરાવી; તીક્ષ્ણ, તીખાં, ખાટાં, લવણ ક્ષાર પદાર્થોથી અગ્નિ દીપ્ત કરવો જોઇએ. ચક્રદત્ત ૨૧

**ગ્રંથીકાદિ ચુર્ણ**—પીંપરીમુળ, જવખાર, સાજીખાર, પાંચલવણ, બીજોરૂં, હરડે, રાસ્ના, કચુરો, મરી, સુંઠ, સર્વે સરખે ભાગે લઇ ચુર્ણ બનાવી કાંઇક ગરમ પાણી સાથે સેવન કરવાથી કફજન્ય ગ્રહણી રોગ નષ્ટ થાય છે. બળ વર્ણ તથા અગ્નિને વધારે છે. એ ઔષધોદ્વારા સિદ્ધ કરેલું ઘી વાત ગ્રહણીને નષ્ટ કરે છે. [ચક્રદત્ત ૨૨–૨૩]

**ભલ્લાતકક્ષાર**—ભિલામાં, સુંઠ, મરી, પીંપર, આમળાં, હરડે, બેઢાં, સીંધવ, સંચળ, મીઠું, દરેક આઠ આઠ તોલા લઇ માટલામાં ભરી. તેનું મોં કપડમાટીથી બંધ કરી ગાયનાં અડાયાં છાણાંના દેવતાથી ગરમ કરવું. અંદરનાં ઔષધો બળી ખાખ થઇ જાય ત્યાં સુધી અગ્નિ આપવો. પછી કાઢી અંદરના ખારને વાટી ઘી સાથે પાવાં અથવા ભોજનમાં પ્રયોગ કરવાથી હૃદરોગ, પાંડુ રોગ, ગ્રહણી દોષ, ગુલ્મ, ઉદાવર્ત્ત, તથા શુળ મટે છે. ચક્રદત્ત ૨૪–૨૫

### સન્નિપાત ગ્રહણી ચિકિત્સા

**सर्व जायां ग्रहण्यां तुसामन्नो विधिरिष्यते ॥ २६ ॥**

સન્નિપાતજ ગ્રહણીમાં સામાન્ય ચિકિત્સા કરવી જોઇએ. (ચક્રદત્ત ૨૬)

**દ્વિ ગુણોત્તર ચુર્ણ**—કાળાં મરી, સુંઠ, કડાછાલ, ક્રમશ એક કરતાં બીજાં બમણાં લઇ ચુર્ણ બનાવવું. માખણ કાઢી લીધું ન હોય તેવી જાડી છાસમાં ગોળ મેળવી પીવાથી ગ્રહણી દોષ નષ્ટ થાય છે. ચક્રદત્ત ૨૭

**કપિત્થાષ્ટક ચુર્ણ**—અજમો, પીપરીમુળ, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર સુંઠ, મરી, ચિત્રકમુળ, સુગંધીવાળો, કાળુજીરૂ, ધાણા, સંચળ, દરેક ૧ ભાગ, અમલવેતસ, ધાવડીનાં ફુલ, પીપર, બીલીફળ, દાડમ, તિન્દુક (ટીંબરૂં) દરેક ૩ ભાગ, સાકર ૭ ભાગ, કોઠાનો ગર્ભ ૮ ભાગ એ સર્વનું ચુર્ણ કરી તેનું સેવન કરવાથી અતિસાર, ગ્રહણી, ક્ષય, ગુલ્મ, ગલરોગ, કાસ, શ્વાસ, અરૂચિ, હિક્કા, આદિ રોગો મટે છે. માત્રા ૧ માસાથી ૨ માસા સુધી. ૩૩–૩૪–૩૫ (ચક્રદત્ત ૩૦ થી ૩૨)

**દાડિમાષ્ટક ચુર્ણ**—વાંસકપુર ૨ તોલા, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, દરેક ૪ તોલા, અજમો, ધાણા, કાળુજીરૂ, પિપરીમુળ, મરી, પીંપર, સુંઠ, દરેક ૮ તોલા, દાડમના દાણા ૬૪ તોલા, સાકર ૬૪ તોલા, એનું ચુર્ણ કરવું. આ ચુર્ણ પણ ઉપરના કપિત્થાષ્ટક ચુર્ણ જેવું ગુણ કરનારૂ છે. માત્રા ૧ થી ૩ માસા. ૩૬–૩૭ [ચક્રદત્ત ૩૩–૩૪]

**તાલીસાદિવટી**-તાલીસપત્ર, ચવક, મરી, દરેક આઠ આઠ તોલા પીપર, પીપરીમૂળ, દરેક સોળ સોળ તોલા, સુંઠ ૨૪ તોલા, તજ, એલચી, તમાલપત્ર નાગકેસર, વાળો દરેક બબે તોલા, બધાંનું ચુર્ણ કરવું. તે ચુર્ણથી ત્રણ ગણો ગોળ મેળવી ગોળીયો બનાવવી. માત્રા અર્ધો તોલો. વાત કફ જન્ય ગ્રહણી, ઉલ્ટી, ઉદરસ, દમ, તાવ, અરૂચિ, સોજા, ગોળો ચઢવો, ઉદરરોગ, પાન્ડુરોગ વગેરે રોગોમાં આ ગોળીયોનો ઉપયોગ કરવો. ૩૮–૪૦

**મુન્ડયાદિ ગુટિકા**—ગોરખમુન્ડી, શતાવરી, મોથ, કૌચાં, દુધેલી, ગળો, જેઠીમધ, સીન્ધાલુણ, દરેકના ચુર્ણને સરખે ભાગે મિશ્ર કરી ઘીમાં શેકી તે ચુર્ણથી બમણી ભાંગ લઇ તેનું ચુર્ણ તેમાં મેળવી તેમાં દસગણું ગાયનું દૂધ મેળવી માટીના વાસણમાં ભરી મૃદુ અગ્નિથી પકવવું. જ્યારે ઉકળતાં ઉકળતાં ગોળી વળે એવું થાય ત્યારે ઉતારી લેવું. એને

મદ સાથે વાતપિત્તજ ગ્રહણી રોગમાં સેવન કરાવવું જોઇએ. માત્રા ૧ માસાથી ૨ માસા. ૪૧-૪૨-૪૩

**વાર્ત્તાકુ ગુટિકા**—સ્નુહીકાન્ડ [ થોરનું મૂળ ] ૪ પલ, સીંધવ, સંચળ બીડલવણ, દરેક ૩ પલ, વંતાક ૧ કુડવ, [ ૩૨ તોલા ] આકડાના મૂળની છાલ ૮ પલ, ચિત્રકમૂળ ૨ પલ એને બાળી વંતાક (રીંગણા) ના રસમાં ઘુંટી એકેક માસાની ગોળીયો બનાવવી. એનું ભોજન પછી સેવન કરવું. એના સેવનથી ખાધેલું અન્ન જલ્દી પચી જાય છે. ઉદરરસ, દમ, અર્શ, કોલેરા, સળેખમ, હૃદયના રોગો એ સર્વમાં આ ગોળીયો અત્યંત હિતકર છે. ૪૪-૪૫ ( ચક્રદત ૪૪-૪૫ )

**સ્વલ્પ ગંગાધર ચુર્ણ**-મોથ, સીંધવ,સુંઠ, ધાવડીનાં ફુલ, લોધર; કડાછાલ, બીલીફળ, મોચરસ, કાળીપાટ, ઇન્દ્રજવ, સુગંધાવાળો, આંબાની ગોટલી, અતીવિષની કળી રીસામણી; એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી મદ તથા ચોખાના ધોવણ સાથે મરડામાં ઉપયોગ કરવો. તેથી ઝાડા, શુળ, સંગ્રહણી, સુવારોગ એ રોગોમાં આ રસ હિતકારક છે. માત્રા ૧ માસાથી ૨ માસા ૪૬-૪૭-૪૮

**બ્રુહદ ગંગાધર ચુર્ણ**-બીલીફળ,સીધોડીનાં પાન, દાડમનાં પાન,મોથ,અતીવિષની કળી, ધોળીરાળ,ધાવડીનાં ફુલ મરી, પીપર, સુંઠ, દારૂહળદર,કરીયાતુ,લીમડાની છાલ,જાંબુની છાલ, રસવંતી ઇન્દ્રજવ, કાળોપાટ, રીસામણી, સુગંધીવાળો, મોચરસ, ભાંગનાં પાન, ભાંગરો, દરેક સરખે ભાગે લઇ તેનુ ચુર્ણ કરી તે ચુર્ણના સરખા વજને કડાછાલનું ચુર્ણ તેમાં મેળવવું. માત્રા ૧ માસો. એના સેવનથી જુનો અતિસાર, ગ્રહણી, તરસ, ઉદરસ, તાવ, સોજા, અરૂચી, પાન્ડુરોગ આદિરોગ નષ્ટ થાય છે. અનુપાન-બકરીનું દુધ. મન્ડ કે મદ ૪૯ થી ૫૪

**બ્રુહદ ગંગાધર ચુર્ણ**- (સાહિફેનમ) બીલીફળ, મોચરસ, કાળીપાટ, ધાવડીનાં ફુલ, ધાણા, સુગંધીવાળો, સુંઠ, મોથ, અતીવિષ, અફીણ, લોધર, દાડમના દાણા, કડાછાલ, પારદ, ગંધક એ સર્વ સરખે વજને મેળવી ૨ થી ૪ રતીની માત્રામાં છાસ સાથે સેવન કરાવવું. એના સેવનથી અષ્ટવિધ જ્વર, અતીસાર, ગ્રહણી, આદિ રોગ નષ્ટ થાય છે. ૫૫ થી ૫૭

**સ્વલ્પ લવંગાદિ ચુર્ણ**-લવીંગ, અતીવીષની કળી, મોથ,બીલીફળ, કાળ પાટ, મોચરસ, જીરૂ, ધાવડીના ફુલ, લોધર ઇન્દ્રજવ, સુગંધીવાળો, ધાણા, રાળ, કાકડાશીંગી, પીંપર, સુંઠ, લજામણી, જવખાર સીંધાલુણ, રસવંતી, એના ચુર્ણને સરખે ભાગે મિશ્રકરી મન્દાગ્નિ, સંગ્રહણી, અતાસાર, સોજા, પાન્ડુ, કમળો, અષ્ટિલા કાસ, શ્વાસ, તાવ, ઉલ્ટી, જીવ ગભરાવો, અમ્લપીત્ત, શુળ આદિ રોગો આ ચુર્ણ નષ્ટ કરી દે છે. માત્રા ૧ માસો ૫૮ થી ૬૨

**બ્રુહદ લવંગાદિ ચુર્ણ**-લવીંગ, અતીવિષનીકળી મોથ, પોપળ,કાળાં મરી, સીંધવખાર હવુષા ( પલાંશી ) ધાણા, કાયફળ, પુષ્કરમુળ, જાવંત્રી, જાયફળ કાળુજીરૂ, સંચળ, રસવંતી, ધાવડીનાં ફુલ, મોચરસ, કાળીપાટ, તેજપત્ર; તાલીસપત્ર, નાગકેસર, ચિત્રકમુળ બીડલવણ, ધાણા બીલીફળ, તજ, એલચી, પીપરીમુળ, અજમોદ, અજમો, મજીઠ, કડાછાલ, સુંઠ, દાડમની છાલ, જવખાર, લીમડાની છાલ, રાળ, સાજીખાર, મીઠું; ટંકણખાર, સુગંધાવાળો, ઇન્દ્રજવ, જાંબુની છાલ, આંબાની છાલ, કડુ, અભ્રકભસ્મ, લોહભસ્મ, ગંધક, પારદ, એને સરખે ભાગે લઇ ચુર્ણ કરી મદ તથા ચોખાના ધોવણ સાથે સવન કરાવવું. જેથી ગ્રહણી, ઝાડા, તાવ અરૂચિ, મન્દાગ્નિ, કાસ, શ્વાસ, ઉલ્ટી, અમ્લપિત્ત, હીકક ; પ્રમેહ, હલીમક, પાન્ડુ; બંધકોશ; અર્શ, બરોળ, ગોળો ચઢવો, ઉદરરોગ, આધ્માન, સોજા, સળેખમ, આમવાત, અજીર્ણ, પ્રદર આદિ રોગોને આ ચુર્ણ નષ્ટ કરે છે. માત્રા ૧ માસો ૬૩થી૭૩

**તંત્રાન્તરોકત બ્રહદલવંગાદિ ચુર્ણ**–લવીંગ, જીરૂ, રેણુકબી, સીંધવ, તજ તમાલપત્ર, એલચી, અજમોદ, અજમો, મોથ, સુંઠ, પીંપર, મરી, હરડે, બેહાં આંબળાં, સત્વા, કાળોપાટ, કરીયાતુ, ગોખરૂ, જાવંત્રી, જાયફળ, દારૂહળદર, જટામાંસી, રતાંજળી, મોરવેલ, કચુરો; વરીયાળી, મેથી, ટંકણખાર, કાળીજીરૂ, જવખાર, સાજીખાર, સુગંધીવાળો, બીલીફળ, પુષ્કર મુળ; ચિત્રાકમુળ, પીપરીમુળ, વાવડીંગ, ધાણા, પારદ, અભ્રકભસ્મ, ગંધક, લોહભસ્મ, એ સર્વ સરખે ભાગે મિશ્ર કરી રોગીએ ૧ માસો સેવન કરવું. અનુપાન, વાતાદિ દોષો અનુસાર ગરમ કે ટાઢાં પાણી સાથે સેવન કરાવવાથી મંદ થયેલ અગ્નિ પ્રદીપ્ત થાય છે. તથા આમાતીસાર, ગ્રહણી, શુળ, બંધકોશ, આફરો, કોલેરા, શોથ, કમળો, હલીમક, પાન્ડુ, કાસ આદિ રોગોમાં સાકર સાથે સેવન કરાવવું. આ ચુર્ણ લવીંગના અનુપાનથી આધ્માનને શાંત કરે છે. ૭૪ થી ૮૧

**સ્વલ્પનાયિકા ચુર્ણ**–પંચલવણ જુદાં જુદાં ૧૨ માસા, ત્રિકટુ દરેક બબે તોલા, ગંધક ૮ માસા, પારદ ૪ માસા, ભાંગનાં પાન ૫ાા તોલા એને મિશ્ર કરી રોજ ૧ માસો સેવન કરાવવાં. અનુપાન કાંજી. આ રસ કમથી ૧ થી ૨ માસા સુધી વધારવાં. આ રસ અગ્નિપ્રદીપક તથા સંગ્રહણી નાશક છે. ૮૨ થી ૮૫

**મધ્યમનાયિકા ચુર્ણ**—ગંધક ૨ તોલા, પારદ ૧ તોલો. એની કજ્જલી કરી સુંઠ, પીંપર, કાળાં મરી, દરેક ૪ તોલા, પંચલવણ દરેક ૨ાા તોલા, ભાંગનાં પાન ૧૭ તોલા એનું ચુર્ણ મિશ્ર કરી ગ્રહણીમાં ધુર્ણાદિક ઉપદ્રવમાં સેવવું. માત્રા ૧ માસો. અનુપાન કાંજી ૨ તોલા. આ ચુર્ણ મંદાગ્નિને દીપ્ત કરે છે. અતીસાર, ઉદરસ, દમ, શુળ, તાવ, ઉદરરોગ, રાજયક્ષ્મા, બરોળ, આમવાત, અર્શ, કુષ્ટ, વાતરક્ત આદિ રોગોમાં હિતકર છે. ૮૬ થી ૯૦

**બૃહન્નાયિકા ચુર્ણ**—ચિત્રકમૂળ, ત્રિફળા, ત્રિકટુ, વાવડીંગ, હળદર, દારૂહળદર, બીલામાં, અજમો, હીંગ, પંચલવણ, ઘરનો ધુમાસ, વજ, ઉપલેટ, મોથ, અભ્રકભસ્મ ગંધક, જવખાર, સાજીખાર, ટંકણ, અજમોદ, પારદ, ગજપીંપર, દરેક સરખે ભાગે લઇ ચુર્ણ કરી તે બધાના વજન જેટલાજ વજને ભાંગનાં પાનનું ચુર્ણ મેળવવું. પછી પ્રાતઃકાલે નાયિકા યોગિનીની અભ્યર્થના કરી આ ચુર્ણનું સેવન કરવું. આ ચુર્ણના સેવનથી પ્રમેહ, સોજા, વિષ્ટમ્ભ સંગ્રહણી, અતીસાર, શુળ, આમવાત, તથા સૂતિકા રોગ આદિ નષ્ટ થાય છે. વાત, પિત્ત તથા કફજન્ય એવી કોઇ વ્યાધી નથી કે જેને આ ચુર્ણ મટાડી ન શકે. પથ્ય–પાણી, ભાત, અડદ, અભ્યંગસ્નાન, માંસ, કાંજીની ખટાઇ, દુધ, મીન તથા દહીં વગેરે. આ ચુર્ણનું સેવન કરનારના પેટમાં લાકડું પણ પચી જાય છે. અર્થાત્ આ ચુર્ણ અગ્નિદીપક છે. માત્રા ૮ રતી. ૯૧ થી ૯૮

**ગ્રહિણીશાર્દુલ ચુર્ણ**–પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ, હીંગ, પંચલવણ, હળદર, દારૂહળદર, વજ, મોથ, વાવડીંગ, ત્રિકટુ ( સુંઠ, મરી પીંપર ), ત્રિફળા [ હરડે, બહેડાં. આંબળાં ] ચિત્રકમુળ. અજમોદ, અજમો, ગજપીંપર, જવખાર, સાજીખાર, ટંકણખાર, ગૃહધુમ ( ધુમાશ ) દરેક બબે તોલા. ભાંગનાં પાનનું ચુર્ણ બરાબર મેળવવું. માત્રા ૧ માસો. અનુપાન ચોખાનું ધોવરાંમણ. આ દવાના સેવનથી ગ્રહણી, અતીસાર તૃષ્ણા, જવર, પકવાતીસાર, આમાતીસાર, શ્વયથુ, પાન્ડુ, બરોળ, જીર્ણજવર; આદિ રોગ સમૂહને આ ચુર્ણ નષ્ટ કરે છે. તથા અગ્નિને પ્રદીપ્ત કરે છે. ૯૯ થી ૧૦૪

**જાતિફલાદિ ચુર્ણ**—જાયફળ, વાવડીંગ, ચિત્રકમુળ, તગર, તાલીસપત્ર, રતાંજળી,

સુંઠ, લવીંગ, કાળુજીરૂ, કપુર, મોટીહરડે; આંબળાં, કાળાંમરી, પીંપર વાંસકપુર, તજ, એલચી તમાલપત્ર, નાગકેસર, દરેકનું ચુર્ણ ૨ તોલા. ભાંગનું ચુર્ણ ૭ પલ. એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી તેના વજન જેટલી સાકર તેમાં મેળવી ઘુંટી એનું ચુર્ણ તૈયાર કરવું. તે ઉદરસ, શ્વાસ, ક્ષય, અરૂચી, ગ્રહણી, અતીસાર, મંદાગ્નિ સળેખમ તથા અન્ય વાત કફ જન્ય રોગોને મટાડે છે. માત્રા ૧ માસો. ૧૦૫ થી ૧૦૮

**જીરકાદિ ચુર્ણ**—જીરૂ, ટંકણ, મોથ, કાળીપાટ, બીલીફળ, ધાણા, સુગંધીવાળો, સવા, દાડમના દાણા, કડાછાલ, મજીઠ, ધાવડીનાં ફુલ, સુંઠ, પીંપર, મરી, તજ, એલચી, તમાલપત્ર, મોચરસ, ઇન્દ્રજવ; એ સર્વ એકેક ભાગ લઇ તેનું ચુર્ણ કરવું. પછી અભ્રકભસ્મ ૧ ભાગ, ગંધક ૧ ભાગ, પારદ ૧ ભાગ તેમાં ઉમેરવાં તે બધાના વજન જેટલું જાયફળનું ચુર્ણ તેમાં ઉમેરી ઘુંટી તૈયાર કરવું તે રોગીને રોજ ૧ માસો આપવું. એના સેવનથી ગ્રહણી, અતીસાર, કમળો, પાન્ડુ, મંદાગ્નિ આદિ રોગ મટી જાય છે. માત્રા ૧ માસો. ૧૦૯ થી ૧૧૨

**માર્કન્ડેય ચુર્ણ**–પારદ, ગંધક, હિંગળો, ટંકણ, સુંઠ, પીંપર, કાળાંમરી, જાયફળ, લવીંગ, તમાલપત્ર, ઇલાયચી, ચિત્રકમુળ, મોથ, ગજપીંપર, સુંઠ, વાળો, અભ્રકભસ્મ, ધાવડીનાં ફુલ. અતીવિષની કળી, સરગવાનાં બી, મોચરસ, અરીણ દરેકનું ચુર્ણ ૮ તોલા લઇ મિશ્ર કરવું. માત્રા ૧ માસો. અનુપાન સાકર, આ ચુર્ણ ગ્રહણી અને મંદાગ્નિ વગેરે રોગોને નષ્ટ કરે છે અને રસાયન છે. ૧૧૩ થી ૧૧૭

**કંચટાવલેહ**—કંચટ (જળતાંદળજો) ાા પ્રસ્થ (૬૪ તોલા) મુસળી ાા પ્રસ્થ, એ સર્વને ૮ પ્રસ્થ પાણીમાં ઉકાળો કરી બે પ્રસ્થ બાકી રહે ત્યારે તેમાં ાા પ્રસ્થ સાકર નાંખી પાક કરવો જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે ફરી મજીઠ, ધાવડીનાં ફુલ, કાળીપાટ, બીલીફળ, મોથ, પીપરમુળ, ઇન્દ્રજવ, અતીવિષની કળી. જવખાર, સચળ; રસવંતી, મોચરસ, દરેકનું ચુર્ણ ૨ તોલા નાંખી સારી રીતે મેળવવું થંડુ થયે મધ ૨ પલ તેમાં નાંખવું. માત્રા ાા તોલો. કાલ આદિનો વિચાર કરી એની માત્રાનો નિશ્ચય કરવો જોઇએ. આ અવલેહ અતીસાર, ગ્રહણી, અમ્લપિત્ત, ઉદરરોગ, શુળ, અરૂચિ, તથા અન્ય કોઠાના રોગોને શાંત કરે છે. ૧૧૮ થી ૧૨૨.

**દશમુલગુડ**–દશમુળ ૧૦ શેર લઇ ખાંડી ૨ દ્રોણ પાણીમાં ઉકાળવાં. જ્યારે ચોથો ભાગ બાકી રહે ત્યારે ગોળ ૧૦ શેર તથા આદાનો રસ ૨ પ્રસ્થ આપી મંદ મંદ આંચથી ફરી પાક કરવો. પાક કરતાં કરતાં જ્યારે અવલેહ જેવો જાડો થાય ત્યારે પીપર, પીપરીમુળ, કાળાં મરી, સુંઠ, હીંગ, ભીલામાં, વાવડીંગ, અજમો, જવખાર, સાજીખાર, ચિત્રક, ચવક, પંચલવણ, દરેક ૮ તોલા લઇ ખાંડી તેનું ચુર્ણ તેમાં નાંખી એકત્ર કરી તેને માટીના રીઢા વાસણમાં ભરી રાખવું. માત્રા ૩ માસા. દરરોજ સવારે માત્રા અનુસાર સેવન કરવું. એના સેવનથી મન્દાગ્નિ, ગ્રહણી, આમ, શુળ બરોળ, ઉદરરોગ, વિષ્ટમ્ભ તથા અર્શ આદિ મંદાગ્નિથી ઉત્પન્ન થનારા રોગો તથા અજીર્ણ જ્વર આદિ નષ્ટ થાય છે. ૧૨૩ થી ૧૨૮

**કલ્યાણગુડ**–આંબળાનો રસ ૬ પ્રસ્થ, ગોળ ૫ શેર, એ બંન્ને મિશ્રણ કરી પાક કરવો. જ્યારે જાડુ થાય ત્યારે પીપરીમુળ, ધોળુ જીરૂ, ચવક, ચિત્રક ગજપીપર, પલાંશી, અજમોદ, વાવડીંગ, સીંધાલુણ, ત્રિફળા, અજમો, કાળીપાટ, ચિત્રકમુળ, ધાણા, દરેક ૮ તોલા, નસોતરનું ચુર્ણ ૮ પલ, તલનું તેલ ૮ પલ, તજ, એલચી, તમાલપત્ર, દરેક ૮

તોલા, એનું ચુર્ણ તેમાં ઉમેરી એકત્ર કરવું. માત્રા ૧ તોલો. આ દવાના સેવનથી ગ્રહણી દમ, ઉદરસ, સ્વરભેદ, શોથ તથા મન્દાગ્નિ આદિ નષ્ટ થાય છે. અને વીર્યની વૃદ્ધિ થાય છે. એમજ એ સ્ત્રીયોના વંધ્યત્વને મટાડનાર છે. એમાં નસોતરનું ચુર્ણ ઉમેરવા પહેલાં કાંઇક તલના તેલમાં પલાળી લેવું જોઇએ. પલાળવાથી નસોતર મંદ વીર્ય થઇ જાય છે. જેથી તે એટલું વિરેચક રહેતું નથી. ૧૨૯ થી ૧૩૩ ( ચક્રદત્ત ૭૧ થી ૭૫ )

**કુષ્માન્ડ ગુડ કલ્યાણક**--પાકુ ભુરૂકોળુ ૧૦ શેર, ઘી ૨ પ્રસ્થ, પીપર પીપરીમુળ; ચિત્રક, ગજપીપર, ધાણા, વાવડીંગ, અજમો, મરી, હરડે, બેઢાં, આંબળાં, અજમોદ; ઇન્દ્રજવ, કાળુ જીરૂ, સીંધાલુણ, દરેક ૮ તોલા; નસોતરનું ચુર્ણ ૮ પલ, તલનું તેલ ૮ પલ, ગોળ ૫૦ પલ, આંબળાંનો રસ ૬ પ્રસ્થ. એનો યથાવિધી કલાઇ કરેલા વાસણમાં પાક કરવો. જાડું થયે ઉતારી લેવું. માત્રા ૧ તોલો. એના સેવનથી ગ્રહણી, કુષ્ટ, અર્શ, ભગન્દર, તાવ, હૃદરોગ, ગુલ્મ, ઉદરરોગ, કોલેરા, કમળો, પાન્ડુ, પ્રમેહ, બરોળ, વાતરકત, દાદર, ચામડીના કુષ્ટ, હલીમક આદિ રોગ નષ્ટ થાય છે. કોપિત વાત, પિત્ત અથવા કફને શાંત કરે છે. આ વૃષ્ય, બલ્ય તથા રસાયન છે. અને વંધ્યત્વનાશક છે. ૧૩૪ થી ૧૪૨ ( ચક્રદત્તઃ ૭૬ થી ૭૭ )

## તૈલ

**બિલ્વ તેલ**—તલનું તેલ ૨ પ્રસ્થ, બીલીફળ ૫ શેર, દશમૂળ ૫ શેર, પાણી ૨ દ્રોણ ઉકાળવું ૦ાા દ્રોણ રહે એટલે ઉતારી તેમાં આદાનો રસ ૨ પ્રસ્થ, કાંજી ૨ પ્રસ્થ, દુધ ૨ પ્રસ્થ, ઉમેરવું. પછી ધાવડીનાં ફુલ, બીલીફળ, ઉપલેટ, કચુરો, રાસ્ના, સાટોડી, સુંઠ, કાળાં મરી, પીપર, પીપરીમૂળ, ચિત્રકમૂળ, ગજપીપર, દેવદાર, વજ, ઉપલેટ, મોચરસ, કડુ તમાલપત્ર, અજમો, જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ, વૃદ્ધિ, જેઠીમધ, જંગલીમગ, જંગલીઅડદ, જીવંતી ( ડોડી ) દરેકનું ચુર્ણ ૪ તોલા. એ તેલને યથ વિધી મૃદુ અગ્નિપર પકાવવું. આ તેલનું મર્દન કરવાથી મંદાગ્નિ, ગ્રહણી, અતીસાર, અરૂચી, અર્શ, શ્લીપદ, અંત્રવૃદ્ધિ, કફવાત જન્ય શોથ, જ્વર, કાસ, શ્વાસ, ગુલ્મ, પાન્ડુ, મક્કલરોગ, સુતિકારોગ, મુઢગર્ભ, શિરોરોગ તથા સ્ત્રીયોના રોગ નષ્ટ થાય છે, આ તેલ શુક્રને વધારે છે તથા સ્ત્રીયોના વંધ્યા દોષને નષ્ટ કરે છે. ૧૪૩ થી ૧૫૩

**ગ્રહણી મિહિર તૈલઃ**—તલનું તેલ ૨ પ્રસ્થ, છાસ ૮ પ્રસ્થ; કડાછાલ ૧૦ શેર, પાણી ૨ દ્રોણ ઉકાળવું, ૦ાા દ્રોણ રહે ત્યારે ઉતારવું. પછી ધાણા ૧૦ શેર લઇ પાણી ૨ દ્રોણમાં ઉકાળી ૦ાા દ્રોણ પાણી રહે ત્યારે ઉતારવું. પછી ધાણા, ધાવડીના ફુલ, લોધર, મજીઠ, અતીવિષની કળી, હરડે, લવીંગ, સુગધીવાળો, સીંધોડાં, રસવતી, નાગકેસર, પદમક, ગળો, ઇન્દ્રજવ, ધઉંલા, કડુ, પદ્મકેસર, તગર, શરમૂલ, ભાંગરો કેશરાજ, સાટોડી, આંબાની છાલ, જાંબુની છાલ, કદમ્બની છાલ દરેક ૨ તોલા લઇ વાટી તેનો કલ્ક કરી ઉપરના કવાથોમાં ઉમેરી તેલ સિદ્ધ કરવું. એ તેલના અભ્યંગથી અતીસાર, ગ્રહણી, તાવ, તૃષ્ણા, શ્વાસ, હિક્કા, ઉલટી, ભ્રમ, તથા કોઠાના રોગો આદિ નષ્ટ થાય છે. આ બ્રહદગ્રહણી મિહિર તેલ પણ વશીકરણ છે. ૧૬૫ થી ૧૭૨.

**દાડિમાદિ તૈલઃ**—તલનું તેલ ૮ પ્રસ્થ દાડમનાં છોડાં ૪ પ્રસ્થ, પાણી ૨ દ્રોણ, ઉકાળતા ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યાર ઉતારવું તેમા કડાછાલ ૪ પ્રસ્થ પાણી ૨ દ્રોણમાં કવાથ કરવો, ૦ાા દ્રોણ રહે ત્યારે ઉતારી તે કવાથ ઉમેરવો. પછી તેમાં છાસ ૮ પ્રસ્થ, પછી સુંઠ, કાળાં મરી, પીંપર, હરડે, બેઢાં, આંબળાં, મોથ, ચવક, જીરૂ, સીંધાલુણ, તજ, એલચી, તમાલપત્ર,

નાગકેસર, વરીયાળી, જટામાંસી, લવીંગ, જાવંત્રી, જાયફળ, ધાણા અજમો, અજમોદ, સુગંધીવાળો, કંચટ (ગજપીપળ), અતીવિષ, મંડુકપર્ણી, સાંધોડાં, નાની ભોંયરીંગણી, આંબાની છાલ, જાંબુની છાલ, શાલીપર્ણી પૃશ્નપર્ણી, મજીઠ ઇન્દ્રજવ, શતાવરી, ધાવડીનાં ફુલ; બીલીફળ, મોચરસ, કડાછાલ, બલા, ગોખરૂ, લોધર, કાળીપાટ, ખેરની છાલ, ગળો, સેમળાની છાલ દરેક ૪ તોલા, એ સર્વના કલ્કને ચોખાના ધોવણથી ઘુંટી તેલમાં નાંખવું. પછી સર્વે યથાવિધી મૃદુ અગ્નિથી પકવવું બાહ્ય પ્રયોગથી આ તેલ, ગ્રહણી, પ્રમેહ, અર્શ આદિ રોગો મટાડે છે. ૧૭૩ થી ૧૭૯.

## ઘૃત

**મરિચાદિ** ઘૃતઃ– ઘૃત મરી, પીપરીમુળ, સુંઠ, પીંપર, બીલામાં અજમો, વાવડીંગ, ગજપીપર. હીંગ, સંચળ બીડલવણ, સીંધવ, મીઠું. જવખાર, ચિત્રકમુળ. વજ દરેક ચાર ચાર તોલા લઇ તેનો કલ્ક કરવો. પ્રથમ દશમુળનો ઉકાળો ૫ શેર લઇ તેને ૧૦૨૪ તોલા પાણીમા ઉકાળી ૨૫૬ તોલા ઉકાળો બાકી રહે ત્યારે ઉતારી ગાળી તે ઉકાળામાં ઉપરનો કલ્ક નાંખવો. તેમજ દુધ ૨૫૬ તોલા અને ઘી ૧૨૮ તોલા ઉમેરી ઉકાળવું. દુધ ને ઉકાળો બળી જઇ ઘી રહે ત્યારે ઉતાળી ઘી તૈયાર કરવું. તે ઘી મન્દાગ્નિ, ગ્રહણી, બંધકોશ, આમ, નિર્બળતા, બરોળ, કાસ, શ્વાસ, ક્ષય, અર્શ, ભગંદર, કૃમિ, આદિ રોગોમાં સેવન કરવાથી લાભ થાય છે. ૧૮૦ થી ૧૮૪ (ચક્રદત્ત ૪૭ થી ૫૧)

**મહાષટ પલકં** ઘૃત—સંચળ, પંચકોલ (પીંપર, પીપરીમુળ, ચવક, ચિત્રક, સુંઠ,) સાંધાલુણ, વલાંશી, બીડલવણ, અજમોદ, યવક્ષાર, હીંગ, જીરૂ, ઘસીયું મીઠું, કાળુ જીરૂં, અજમો દરેક ચચાર તોલા લઇ તેનો કલ્ક કરવો. પછી દશમુળનો ઉકાળો ૧૨૮ તોલા, આદાનો રસ ૧૨૮ તોલા; ગાયનું ઘી ૧૨૮ તોલા, આંબલી ૧૨૮ તોલા દુધ ૧૨૮ તોલા, દહીંનું પાણી ૧૨૮ તોલા, તથા કાંજી ૧૨૮ તોલા એકત્ર કરી તેમાં ઉપરનો કલ્ક ઉમેરી પછી ઉકાળી ઘી સિદ્ધ કરવું એ ઘી જમતી વખતે અથવા માત્ર એ ઘી એકલું સેવન કરાવી શકાય છે. એના સેવનથી કૃમિ, બરોળ, ઉદરરોગ, અજીર્ણ, જ્વર, કુષ્ટ, મરડો, શુળ, અરૂચિ, પાન્ડુ ક્ષય, કાસ, દુર્બળતા, ગ્રહણી વગેરે રોગ નષ્ટ થાય છે. માત્રા ૦॥ તોલો ૧૮૫ થી ૧૮૯ (ચક્રદત્ત પર થી ૫૬)

**ચાંગેરી** ઘૃતઃ—સુંઠ, પીપરીમુળ, ચિત્રકમૂળ, ગજપીંપર, ગોખરૂ, પીંપર, ધાણા, બીલાનો ગર્ભ, કાળીપાટ, અજમો એકંદરે ૩૨ તોલા લઇ તેનો કલ્ક કરવો. ગાયનું ઘી ૧૨૮ તોલા, ચાંગેરી (ખાટીલુણી)નો સ્વરસ ૫૧૨ તોલા, દહીં ૫૧૨ તોલા, એકત્ર કરી તેમાં કલ્ક નાંખી ઉકાળી ઘી સિદ્ધ કરવું. આ ઘૃતથી દુષ્ટ વાત કફને તથા અર્શ ગ્રહણી, મૂત્રકચ્છ, મરડો. ગુદભ્રંશ (આમળુ નીકળવી) આફરો આદિ રોગો મટે છે. ૧૯૦ થી ૧૯૨ (ચક્રદત્તઃ ૪૪ થી ૪૬)

**ત્ર્યુષણાદિ ઘૃતઃ**–ત્રિફળાનો કલ્ક ચાર તોલા, ગોળ ચાર તોલા, ઘી ૩૨ તોલા, ચારગણું પાણી નાખી ઉકાળવું ઘી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઇ સેવન કરાવવું. (ચક્રઃ૩૮)

**બિલ્વગર્ભ ઘૃત–મસુરઘૃતઃ**—મસુરની દાળ ૪ શેર, પાણી ૬૪ શેરમાં ઉકાળી ક્વાથ ૧૬ શેર રહે ત્યારે તેમાં બીલાનો ગર્ભ ૧ શેર ઉમેરવો તથા ગાયનું ઘી ૪ શેર નાંખી ઉકાળવું. ઘી બાકી રહે ત્યારે ઉતારી ઘી ગળી લેવું. તે ઘી ઉદરરોગ, ગ્રહણી, પાન્ડુરોગ, કમળો આદિ રોગોમાં સેવન કરાવવું જોઇએ. ઘૃત પાકમાં બ્રીહીપ્રાણ્યંગ ક્વાથો તત્કાલ

બનાવવા જોઇએ. નહિંતો વાસી થઇ દોષોને કોપીત કરે છે. ૧૯૩ ( ચક્રદત્તઃ ૩૯ ) અને ચક્રદત્તમાં મસુરઘૃત કહ્યું છે.

**શુન્ઠી ઘૃતઃ**—સુંઠ શેર ૧ લઇ કલ્ક કરી પછી દશમુળનો કવાથ કરી તે ૧૬ શેર લેવો. ગાયનું ઘી ૪ શેર લઇ એકત્ર ઉકાળી ઘી સિદ્ધ કરવું આ શુંઠી ઘૃત શોથ અને સામ ગ્રહણીને નષ્ટ કરે છે. ૧૯૪ ( ચક્રદત્તઃ ૪૦)

**બિલ્વાદિઘૃતઃ**—બીલી, ચિત્રકમુળ, ચવક, આદુ, સુંઠ એકત્ર ૮ શેર લઇ તેનો ઉકાળો કરવો. પાણી ૪૮ શેરમાં તે ઉકાળવું તે ૧૨ શેર રહે ત્યારે કવાથ ગાળી લઇ તેમાં ગાયનું ઘી ૪ શેર, બકરીનું દુધ ૪ શેર અને ઉપરના બીલીઆદિ દ્રવ્યોનો કલ્ક ૧ શેર મેળવી ઘી સિદ્ધ કરવું. આ ઘીના સેવનથી ગ્રહણી તથા તેથી ઉત્પન્ન થનાર સોજા, મંદાગ્નિ અરૂચિ આદિ ઉપદ્રવ જલ્દી શાંત થઇ જાય છે. ૧૯૫ ( ચક્રદતઃ ૪૩ )

**નાગરઘૃતમઃ**—સુંઠ ૧ શેરનો કલ્ક કરી પાણી ૧૬ શેર અને ગાયનું ઘી ૪ શેર એકંદર કરી ઉકાળી ઘી સિદ્ધ કરવું. એ ઘીના સેવનથી ગ્રહણી પાન્ડુ પ્લીહા, કાસ, જ્વર, આદિ રોગો નષ્ટ થાય છે. આ ઘૃત વાતનું અનુલોમન કરે છે. ૧૯૬ ( ચક્રદતઃ ૪૧ )

**ચિત્રકઘૃતઃ**—ચિત્રકમુળના કવાથ તથા કલ્કથી યથાવિધી ઘી પકાવી ગ્રહણી ગુલ્મ, સોજા, ઉદરરોગ, પ્લીહા, શુળ, તથા અર્શ આદિ રોગોમાં સેવન કરાવવું જોઇએ. આ ઘી જઠરાગ્નિને વધારે છે. ૧૯૭ ( ચક્રદતઃ ૪૨ )

**સ્વલ્પચુક્રસન્ધાનમઃ**—એક ચોખા માટીના પાત્રમાં મસ્તુ ( દહીંનું પાણી ) ગોળ, મદ તથા કાંજી એકત્ર કરી ત્રણ દિવસ સુધી અનાજના ઢગલામાં રાખવાથી ચુક્ર તૈયાર થાય છે. અહીં મસ્તુ ( દહીંનું પાણી ) ૮ ભાગ નાંખી મોં બંધ કરી ત્રણ દિવસ સુધી અનાજના ઢગલામાં રાખવું આ પ્રકારે રાખવાથી જ્યારે તે વિકૃત થઇ જાય છે ત્યારે તેને શુક્ત યા ચુકત કહે છે. ૧૯૮ ( ચક્રદત: ૫૭—૫૮ )

**બૃહદચુક્રવિધાનમ**—ચોખાનુ ધોવરાંમણ ૬૪ તોલા; જવની કાંજી ૧૯૨ તોલા. દહીં ૩૨ તોલા અમ્લમુલક કાંજીની તળેથી લઘેલો ઠરેલો પદાર્થ ૫૧૨ તોલા, ગોળ ૨ માની અથવા ૬૪ તોલા, એકત્ર કરી ચીકણાને રીઢા માટીના વાસણમાં નાંખી પછી છોલેલા આદાના નાના નાના કકડા ૬૪ તોલા, સીંધાલુણ ૮ તોલા, જીરૂ ૮ તોલા પીંપર ૮ તોલા, કાળાં મરી ૮ તોલા, હળદર ૧૬ તોલા, સર્વનું ચુર્ણ કરી બધું એકત્ર કરી એ રીઢા માટલામાં ભરી તેનું મોં કપડમટ્ટીથી બંધ કરી તેને અનાજના ઢગલામાં રાખવું ગ્રીષ્મ ઋતુમાં ૩ દિવસ શરદરૂતુમાં ૩ દિવસ, વર્ષા ઋતુમાં ૪ દિવસ, વસતમાં ૬ દિવસ, શીતરૂતુમાં હોય તો તેમાં ૮ દિવસ અનાજના ઢગલામાં રાખવું તે પછી બહાર કાઢી તેમાં તજ, તમાલપત્ર, ઇલાયચી, નાગકેસર, દરેકનું ઝીણુ ચુર્ણ ચચાર તોલા તેમાં મિશ્ર કરવું. તેનું નામ બૃહત શુક્ત અથવા બ્રહચ્ચુક્ર છે. એના સેવનથી વાત કફ જન્ય તથા આમ દોષ જન્ય નાના પ્રકારની ગ્રહણી આદિ રોગો તથા અર્શ, શુળ, ગુલ્મ, અને ઉદર રોગો મટી જાય છે. અગ્નિ પ્રદીપ્ત કરે છે. માત્રા ૧ તોલાથી ૨ તોલા સુધી ૧૯૯ થી ૨૦૩ ( ચક્રદત ૫૯ થી ૬૧ )

**તક્રારિષ્ટઃ**—અજમો, આંબળાં. હરડે, કાળાં મરી દરેક ૧૨ તોલા, પંચલવણ દરેક ચચાર તોલા એને એકત્ર કરી ખાંડી ચુર્ણ કરી ૬ શેર ૬ ટાંક છાસમાં નાંખી તે છાસ

એક માટીના રીઢા વાસણમાં ભરી તેનું મેં બંધ કરી ચાર દિવસ રાખી મુકવી. પછી ઉઘાડી તેનો પ્રયોગ કરવો. આ અરિષ્ટ દીપન છે તથા સોજા, ગુલ્મ, અર્શ કૃમિ, પ્રમેહ, ઉદરરોગ અને ગ્રહણી રોગ આદિ નષ્ટ કરે છે. માત્રા ૧ તોલાથી ૨ તોલા સુધી ૨૦૪ થી ૨૦૫ (ચક્રદત્તઃ ૬૨–૬૩)

**પિપલ્યાસવઃ**—પીપર, કાળાં મરી, ચવક, હળદર, ચિત્રકમૂળ, મોથ, વાવડીંગ, સોપરી, લોધર, કાળીપાટ, આંબળાં, ચણકબાબ, વાળો, રતાંજળી, ઉપલેટ, લવીંગ, તગર, જટામાંસી, તજ ઇલાયચી, તમાલપત્ર, ધકુંલા, નાગકેસર, દરેક બબે તોલા લઇ ખાંડી ચુર્ણ કરી, પાણી ૨૦૪૮ તોલા, ગોળ ૩૦ શેર, ધાવડીનાં ફુલ ૧ શેર, દ્રાક્ષ ૬ શેર, એ સર્વ એકત્ર મિશ્ર કરી એક માટીના વાસણમાં ભરી તેનું મેં બંધ કરી કપટમટી કરી એક માસ સુધી એકાન્તમાં પડયું રહેવા દેવું. પછી ગાળી અગ્નિ અને બળ–અનુસારે ક્ષય, ગુલ્મ, ઉદરરોગ, કૃશતા, ગ્રહણી, પાન્ડુ, અર્શ આદિ રોગોમાં રોગીને સેવન કરાવવું. માત્રા ૧ તોલાથી ર તોલા સુધી. ૨૦૬ થી ૨૧૦

**આયામ કાંજીકમ**—ચૌદ ઘણા પાણીમાં છોતરાં વગરના જવને સિદ્ધ કરી જે મન્ડ તૈયાર કરવામાં આવે છે તેને વાટય કહે છે. એ વાટય (યવ મન્ડ) ૨૫૬ તોલા, જવનો સાથવો ૨૫૬ તોલા; મુળાના કકડા ૨૫૬ તોલા એ સર્વને એક ચોખા માટીના વાસણમાં રાખી ૨૦૪૮ તોલા પાણી તેમાં નાંખવું. તથા યવક્ષાર, સાજીખાર, નેપાળી ધાણા, અજમો; ધાણા, બીડલવણ, સીંધાલુણ, સંચળ, હીંગ, વાંસકપુર, ચવક દરેકનું ચુર્ણ આઠ આઠ તોલા, પીપર, કાળુજીરૂ, જીરૂ, રાઇ, કલોંજીજીરૂ, ચિત્રકમુળ દરેક ચાર ચાર તોલા એકંદર ખાંડી તે સર્વ એકંદર કરી ઉપરના પાણીમાં નાંખવું. એને પછી મેં બંધ કરી ૧૫ દિવસ સુધી રાખી મુકવું. એનું નામ આયામ કાંજીક છે. આ કાંજી બલ, વર્ણની વૃદ્ધિ કરે છે. અને આયુષ્ય વધારે છે. આ કાંજી જમેલું અન્ન એક પ્રહરમાં પચાવી દે છે. એથી તેને આયામકાંજીક કહે છે. આ કાંજી યથાવિધિ સેવન કરવાથી જલોદર ગુલ્મ, બરોળ, હૃદરોગ, આફરો ચઢવો. અરૂચિ, મન્દાગ્નિ, કોઠાનું શુળ, અર્શ ભગંદર, વાત વ્યાધિ આદિ રોગોને નષ્ટ કરે છે. ૨૧૧ થી ૨૧૬ (ચક્રદત્તઃ ૬૪ થી ૭૦)

**મદનમોદક**—બીયાને પાંદડાં સાથે ભાંગ ૨૦ તોલા લઇ ઘીમાં શેકીને પથ્થર ઉપર ઘુંટી તૈયાર કરવી. પછી સુંઠ મરી પીપર, હરડે; બેઢાં; આંબળાં, કાકડાશીંગી, ઉપલેટ, ધાણા, સીંધવ, કચુરો, તાલીસપત્ર, કાયફળ; નાગકેસર, અજમોદ, અજમો, જેઠીમધ, મેથી, જીરૂ, શાહજીરૂ, સર્વ અકેક તોલો લઇ તેનું ચુર્ણ કરવું. એ ચુર્ણના વજન જેટલી સાકર લઇ તેની ચાસણી કરી તેમાં ઉપરનું ચુર્ણ નાંખવું પછી કડછીથી હલાવી એક રસ કરવું. પછી તેમાં તજ, ઇલાયચી, તમાલપત્ર, દરેકનુ ચુર્ણ ૧ તોલો મેળવી ચંડુ થયે ઘી અને મધ ચોથા ભાગે અને કાંઇક કપુર મેળવી મોદક બનાવવા. તે ઘીના વાસણમાં ભરી મુકવા પ્રાતઃકાલે એનું સેવન કરવું જોઇએ. એના સેવનથી કાસ, શુળ, આમવાત, ગ્રહણી તથા અન્ય વાતશ્લેષ્મજન્ય રોગ મટી જાય છે. આ મોદક અત્યંત વૃષ્ય છે. માત્રા ૩ માસા. ૨૧૭ થી ૨૨૫

**મેથીમોદકઃ**—સુંઠ, મરી, પીંપર, હરડે, બહેડાં, આંબળાં, મોથ, જીરૂ, શાહજીરૂ, ધાણા, કાયફળ, પુષ્કરમુળ, કાકડાશીંગી, અજમો, સીંધાલુણ, બીડલવણ, તાલીસપત્ર, નાગકેસર, તમાલપત્ર, તજ, એલચી, જાયફળ, જાવંત્રી, લવીંગ, મોરવેલ, કપુર, રતાંજળી દરેક સરખે ભાગે લઇ ચુર્ણ કરવું. તે ચુર્ણના જ વજન જેટલો (શેકેલી અથવા કાચી) મેથીનો

લોટ લેવો. તે બધાથી બમણો જુનો ગોળ લેવો. તે સર્વને એકત્ર મેળવી મોદક બનાવવા. તેમાં ઘી મદ અને કપુર પણ મેળવવું. અગ્નિબળ અનુસાર તેનું સેવન કરવાથી આ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે. મેદરોગ માટે આ મહૌષધ છે. ગ્રહણી, પ્રમેહ, મૂત્રાઘાત, અશ્મરી, પાન્ડુ કાસ, રાજયક્ષ્મા, કમળો આદિ રોગોને આ મોદક નષ્ટ કરે છે. આ બળ અને વર્ણને વધારે છે. શિથીલ સ્તનોને કઠણ કરે છે. આંખને હિતકારક છે. સ્રીઓને પુત્ર આપનાર છે. માત્રા ાા તોલાથી ૧ તોલા સુધી. ૨૨૬ થી ૨૩૨

**બ્રહ-મેથી મોદકઃ**—હરડે, બેહાં, આંબળાં, ધાણા, મોથ, સુંઠ, કાળાં મરી, પીપર, કાયફળ, સીંધવ, કાકડાશીંગી, શાહજીરૂ, જીરૂ, પુષ્કરમુળ, અજમો, નાગકેસર, તમાલપત્ર, તાલીસપત્ર, બીડલવણ, જાયફળ, તજ, ઇલાયચી, જાવંત્રિ, કપુર, લવીંગ, સવા, સુરામાંસી (મોરવેલ) જેઠીમધ, પદ્મક, ચવક, વરીયારી, દેવદાર સર્વ સરખે ભાગે લઈ ચુર્ણ કરવું. તે ચુર્ણના વજન જેટલો જ મેથીનો લોટ લેવો અને સર્વના જેટલા જ વજને સાકર, ઘી અને મદ મેળવી મોદક બનાવવા. પછી સવારમાં દોષોના બળાબળનો વિચાર કરી ખાય તો એ મંદાગ્નિ સર્વ પ્રકારના આમદોષને મટાડે છે. જઠરાગ્નિને વધારે છે. તથા વૃષ્ય છે. આમવાત, ગ્રહણી, અર્શ, પ્લીહા, પાન્ડુ, પ્રમેહ, કાસ, શ્વાસ, ઉલ્ટી, અતીસાર, અરૂચિ, આદિ રોગો નષ્ટ થાય છે. માત્રા ાા તોલાથી ૧ તોલા સુધી. ૨૩૩ થી ૨૩૯

**મુસ્તકાદિ મોદકઃ**-સુંઠ, મરી, પીંપર, હરડે, બ્હેડાં, આંબળાં, ભાંગરો, નાની ઇલાયચી, તમાલપત્ર, લવીંગ, નાગકેસર, શિલારસ, સુંઠ મરી, પીંપર, જીરૂ, શાહજીરૂ, અજમો, કાયફળ, સુગંધીવાળો, ધાવડીનાં ફુલ ઉપલેટ, જાવંત્રી, જાયફળ, તજ, વરીયાળી, અજમોદ, પલાંશી, નાગરવેલનાં પાન, વજ, જટામાંસી, ઇન્દ્રજવ, વાંસકપુર દરેકનું ચુર્ણ ૧ તોલો, મોથ ૩૨ તોલા, સાકર ૧૨૮ તોલા. એ સર્વને યથાવિધિ શેકી તેના મોદક બનાવવા. આ મોદક અગ્નિ પ્રદીપક છે. તથા લોહી પડે તેવી ગ્રહણી, અતિસાર, જવર, પાંડુરોગ, હલીમક, કૃમિ, રક્તપિત્ત, અર્શ આદિ રોગ મટી જાય છે. માત્રા ાા તોલાથી ૧ તોલા સુધી. ૨૪૦ થી ૨૪૫

**મુસ્તકાદિ મોદકઃ**—ત્રિકટુ, ત્રિફળા, ચિત્રકમુળ લવીંગ, જીરૂ શાહજીરૂ, અજમો, અજમોદ, વરીયાળી, નાગરવેલનાં પાન, સવા, શતાવરી, ધાણા, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, વાંસકપુર, મેથી, જાયફળ. દરેક બબે તોલા, મોથ ૪૮ તોલા, સાકર ૧૨૪ તોલા, એકત્ર કરી મોદક બનાવવા. આ મોદક ગ્રહણી, અતીસાર, મન્દાગ્નિ, અરૂચિ, અજીર્ણ, આમદોષ, કોલેરા, વલીપલીત, દુર્બળતા, તથા કૃષતા મટાડે છે. તથા દેહની પુષ્ટિ અને બળવર્ણ આદિની વૃદ્ધિ થાય છે. માત્રા ાા તોલાથી ૧ તોલા સુધી, ૨૪૬ થી ૨૪૯

**જીરકાદિ મોદક**—જીરાનું ઝીણું ચુર્ણ ૩૨ તોલા, ઘીમાં શેકેલી ભાંગનાં બીનું ચુર્ણ ૧૬ તોલા, લોહભસ્મ, બંગભસ્મ, અભ્રકભસ્મ દરેક અકેક તોલો, વરીયારી, તાલસપત્ર, જાવંત્રી, જાયફળ, ધાણા, હરડે, બ્હેડાં, આંબળાં, તજ, એલચી, તમાલપત્ર, નાગકેસર, લવીંગ, શિલારસ સુખટ, રતાંજલી; જટામાંસી; દ્રાક્ષ, કચુરો, ટંકણ, ધાણા, જેઠીમધ, વાંસકપુર, મરચકંકોલ, સુગંધીવાળો, નાગબલા, સુંઠ, મરી, પીપર, ધાવડીનાં ફુલ, બીલીફળ, અર્જુન વૃક્ષની છાલ, સવા, દેવદાર, કપુર, ધરૂંલા, જીરૂ, મોચરસ, કડુ, પદ્મક, તથા કમળની ડાંડી દરેક અકેક તોલો લઇ ચુર્ણ કરી, એ ચુર્ણના વજનથી બમણી ખાંડ લઇ યથા વિધિ પાક બનાવી તેના પ્રમાણમાં ઘી અને મદ મેળવી મોદક બનાવવા. માત્રા ૧ માસાથી ૧ાા માસા સુધી. અનુપાન ઠંડુ પાણી. ગ્રહણી મન્દાગ્નિ રક્તાતિસાર, અતીસાર, વિષમજવર,

આદિ રોગોમાં, તથા પિત્તનું આમાવૃત્ત હોય તો આ મોદકનો પ્રયોગ કરવો જોઇએ. ઘોર તથા ગંભાર શબ્દવાળું અમ્લપિત અને સંપૂર્ણ લક્ષણેથી યુકત ઉદરરોગમાં હિતકર છે. શુળ, અરૂચિ, તથા બધા કોઠાના વ્યાધિયોને આ મોદક નષ્ટ કરે છે. ૨૫૦ થી ૨૬૦

**બૃહદ જીરકાદિ મોદક**—જીરૂ, શાહજીરૂ, કુષ્ટ (ઉપલેટ), સુંઠ, પીપર, મરી, ત્રિફળા (હરડે, બહેડાં; આંબળાં) તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, વાંસકપુર, લવીંગ, શીલાજીત, રતાંજળી, સુખટ, કાકોલી, ક્ષીરકાકોલી જાવંત્રી, જાયફળ, જેઠીમધ, વરીયાળી, જટામાંસી, મોથ, સંચળ, કચુરો, ધાણા, દેવદાર, મુરામાંસી, દ્રાક્ષ, નખલા, સવા, પદ્મક, મેથી, દેવદાર, સુગંધીવાળો, કમળની ડાંડી, સીંધવ, ગજપીંપર કપુર, ધવૈલા, કુંદરૂ (શેશગુંદર-ઇસસ) એ સર્વ એકેક ભાગ લેઇ ચુર્ણ કરવું પછી અભ્રકભસ્મ, બંગભસ્મ, લોહભસ્મ એ બબે ભાગ લેવાં. બધાં ચુર્ણ સમાન શેકેલા જીરાનું ચુર્ણ લેવું. એ બધા એકત્ર કરેલા ચુર્ણથી બમણી સાકર લેવી. તેનો યથાવિધી પાક બનાવી ઘી મધ સાથે મોદક બનાવવા. દોષ અને બળનો વિચાર કરી માત્રાનુસાર સવારમાં સેવન કરાવવું. માત્રા ૦॥ તોલાથી ૧ તોલા સુધી આ મોદક વાતજ તથા પિતના રોગોને નષ્ટ કરે છે. અનેક પ્રકારના અતીસાર વિશેષે કરીને આમાતિસારમાં હિતકારક છે. આ મોદક શુળ, અર્શ, જીર્ણજ્વર, વિષમજ્વર આદિ રોગોમાં ફલપ્રદ છે. દુર્બળોને બળ આપે છે. અને નિઃસંતાન સ્ત્રિયોને માટે રજઃપ્રવર્તક તથા પુત્રોત્પાદક છે. અત્યંત ઘોર સૂતિકા રોગ પ્રદર તથા વાત પિત્તજન્ય સંપૂર્ણ શરીરના દાહને જલ્દીજ નષ્ટ કરી દે છે. ૨૬૧ થી ૨૭૩

**અગ્નિકુમાર મોદકઃ**-ખસ, સુગંધીવાળો, મોથ, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, જીરૂ, શાહજીરૂ, કાકડાશીંગી, કાયફળ, પુષ્કરમુળ, કચુરો, કાન્તલોહભસ્મ, શીલાજીત, વંસકપુર, ઇલાયચી, જટામાંસી, રાસ્ના, તગર, મંજીઠ, અતિબલા (કાંસકી), અભ્રકભસ્મ, મોરવેલ, બંગભસ્મ, દરેક એકેક ભાગ લઇ તેનું ચુર્ણ કરવું. તે ચુર્ણના વજન જેટલી મેથીનો લોટ લેવો. શુદ્ધ કરેલી ભાંગનાં ખંદડાંનું ચુર્ણ ૩૨ ભાગ, એ બધા ચુર્ણથી બમણી સાકર, લેવી. એને યથાવિધી પકાવી ઘી અને મધ મેળવી મોદક બનાવવા. માત્રા ૬ માસા અનુપાન ઠંડુ પાણી કે બકરીનું દુધ, આ મોદક ખાવાથી હણી શ્વાસ,કાસ, આમવાત, મન્દાગ્નિ, જીર્ણ વિષમજ્વર, મળબંધ, આનાહ, શુળ, યકૃતના રોગો, પ્લીહા, કુષ્ટ, ઉદાવર્ત્ત, ગુલ્મ તથા ઉદરરોગો મટે છે. ૨૭૪ થી ૨૮૦

**શ્રીકામેશ્વર મોદકઃ**-અભ્રકભસ્મ, કાયફળ, ઉપલેટ, આસંધ, ગળો, મેથી મોચરસ, વિદારીકન્દ, મુશળી, ગોખરૂ, કાંટાવાળા, ગોખરૂ, કેળનો કન્દ, શતાવરી, અજમોદ, અડદ, ધાણા, હેમી હરડે, નગબલા, કચુરો, મીંઢળ, જાયફળ, સીંધવ, ભારંગમુળ, કાકડાશીંગી, સુંઠ, મરી, પીંપર, જીરૂ, શાહજીરૂ, ચિત્રક, તજ, ઇલાયચી, તમાલપત્ર, નાગકેસર, સાટોડી, ગજપીપર, દ્રાક્ષ, કચુરો, સુગંધીવાળો, સેમળાનું મુળ, હરડે, બેઢાં, આંબળાં, કૌચાં, સર્વ એકેક તોલો લઈ તેનું ચુર્ણ કરવું. ભાંગનાં પાનનું ચુર્ણ ૪૫ તોલા, સાકર ૧૮૦ તોલા. સર્વ યથાવિધી પાક કરી મધ તથા ઘી સાથે મોદક બનાવવા. માત્રા ૨ માસા અનુપાન દુધ તથા સાકર. આ મોદક વાજીકરણ, વીર્યવર્દ્ધક તથા સ્તંભક છે. નિર્બળ પુરુષોને બળ આપે છે. રાજયક્ષ્મા, કાસ, શ્વાસ, અતિસાર, અર્શ, ગ્રહણી, પ્રમેહ, શ્લેષ્મકોપ આદિ વિવિધ વ્યાધિઓને નષ્ટ કરે છે. એ બુદ્ધિવર્દ્ધક છે. આ મોદકનું નિરંતર સેવન કરવાથી રસાયન સમાન ગુણ થાય છે. તથા આ મોદક પુરુષને સિંહ જેવો બળવાન અને દઢ બનાવે છે, તંત્રાન્તરમાં આનું નામ મહાકામેશ્વર છે. ૨૮૧ થી ૨૮૫

કામેશ્વરો મોદક—આંમળાં, સીંધવ, કુષ્ટ (ઉપલેટ), કાયફળ, પીપળ, સુંઠ, અજમોદ, જેઠીમધ, જીરૂ, શાહજીરૂ, ધાણા, કચુરો, કાકડાશીંગી, વજ નાગકેસર,તાલાસપત્ર,તજ, ઇલાયચી, તમાલપત્ર,મરી,હરડે,બ્હેડાં, દરેકનું ચુર્ણ,એ સર્વના વજન જેટલું બી સહિત ભાંગનું ચુર્ણ લેવું. તે બધાના વજનથી બમણી સાકર લેવી. યથાવિધી પકાવી કાંઇક ઘી ને મધ મેળવી તેના મોદક બનાવવા. અને તેમાં શેકેલ તલનું ચુર્ણ તથા કપુર મેળવવું. માત્રા ૨ માસા આ મોદક મુર્ખ અને પાખન્ડીયો આગળ પ્રકાશ ન કરવા. આ મોદક માનસિક તથા શારીરિક વ્યાધિયોને મટાડે છે. રાજ્યક્ષ્મા, કુષ્ટ, કાસ, શ્વાસ, તથા કફજન્ય રોગ સમૂહને નષ્ટ કરે છે. એ અગ્નિપ્રદિપક, વીર્યવર્ધક, તથા વાજીકરણ છે. મુખની કાન્તિને વધારે છે. જે પુરૂષ આ મોદકનું યથાવિધિ સેવન કરે છે તે ગ્રહોથી બચી જાય છે. બધા શાસ્ત્રોમાં ચતુર થઇ જાય છે. તથા એની આકૃતિ કામદેવ સમાન સુંદર થઇ જાય છે. સંસારમાં જરા, મૃત્યુ આદિના ભયથી તે બચી જાય છે. આ મોદક રસાયન છે. તથા તે ખાનારની વાણી મધુર થઇ જાય છે. જમ્યા પહેલાં તથા પછી સેવન કરવાથી એ વાજીકરણ છે. જેને લીધે બ્રહસ્પતિ સમાન બુદ્ધિમાન થાય છે. જેને લીધે પુરુષ વીર્યવાન થઇ જાય છે. જે રતિ શક્તિને વધારે છે. અને જેનું સેવન કરવાથી લીલાથી કાવ્યોનો આનંદ પ્રાપ્ત થાય છે. આ મોદકનું શ્રીમાનોએ પ્રતિદિન સેવન કરવું જોઇએ. આ મોદક ગ્રહણી રોગમાં અતિ પ્રશસ્ત છે. ૨૮૬ થી ૨૯૧

## અથ રસ પ્રયોગ

અગ્નિકુમાર રસ—પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ;વછનાગ ૧ ભાગ, ત્રિકટુ ( સુંઠ, મરી, પીંપર ) ત્રણ ભાગ, ટંકણ ૧ ભાગ, લોહ ભસ્મ ૧ ભાગ, અજમો ૧ ભાગ, અફીણ ૧ ભાગ, અભ્રક ભસ્મ ૧૦ ભાગ એને એકત્ર મિશ્ર કરી ચિત્રકના કવાથ સાથે ૧ પ્રહર સુધી મર્દન કરી કાળાં મરી બરાબર ગોળીયો બનાવવી. આ રસ નિઃસંદેહ અજીર્ણ તથા ગ્રહણીને નષ્ટ કરે છે. ૨૯૨ થી ૨૯૩

ગ્રહણી કપાટો રસ (૧)—પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ એ બન્ને ઘુંટી કજ્જલી કરી આદાના રસ સાથે ઘુંટી તડકામાં સુકવવું. પછી કડાછાલની ભસ્મ ( કડાછાલ બાળી રાખ કરવી ) ૪ ભાગ તેમાં મેળવી સારી રીતે ઘુંટવું. સાધારણ માત્રા ૪ રતી. અનુપાન બકરીનું દુધ. કડાછાલનો ઉકાળો. પથ્ય મસુરની દાળનું ઓસામણ, ભાત અને દહીં. એના સેવનનો વિષેષ નિયમ એ છે કે પ્રથમ બે રતી માત્રામાં શરૂ કરી ક્રમે ક્રમે વધારી તેની ૧૦ રતી સુધીની માત્રા આપવી અને પછી ક્રમશઃ ઘટારતા જવું. આ રસ ગ્રહણીરોગમાં વાપરવામાં આવે છે. ૨૯૪-૨૯૭

ગ્રહણી કપાટો રસ-(૩) પારદ, ગંધક, જાયફળ, લવીંગ, દરેક ચચાર માસા એટલે અર્ધો અર્ધો તોલો લેઇ તેને એકત્ર મિશ્રિત કરી સુરજમુખી, બીલી, સીંઘોડાં એના પાનનો જુદો જુદો આઠ આઠ તોલા રસ લઇ તેમાં એક પછી એક ઘુંટવું, ઘુંટી તડકામાં સુકવી બબે રતીની ગોળીયો વાળવી. અનુપાન-બીલીના પત્રનો સ્વરસ તથા દહીં. આ રસના સેવનથી ગ્રહણી, પાન્ડુ અતીસાર, શોથ, જ્વર આદિ રોગ નષ્ટ થાય છે. ૨૯૮ થી ૩૦૧

ગ્રહણી કપાટો રસ—પારદ ૪ માસા ( પાવલી ભાર ), ગંધક ૦। ભાર એ બેની કજ્જલી કરી ધોળા રાળનુ ચુર્ણ ૪ માસા તેમાં મેળવવું. તે પછી સુરજમુખી બીલીનાં પાન, સંઘોડાં એનાં પાંદડાંના ૮ તોલા રસથી ઘુંટી ચચાર રતીની ગોળીયો બનાવવી- એના

સેવનથી કાંઇક કાલ બાદ દહીં ને ભાતનું ભોજન કરાવવું જોઇએ. જો કે આ ગ્રહણીમાં પ્રવૃત્ત થયેલા મળને કમાડની તરેહ રોકી દે છે. એથી આ રસનું નામ ગ્રહણીકપાટ છે, ૩૦૨ થી ૩૦૫

**ગ્રહણી કપાટો રસ**-ટંકણ, જવખાર ગંધક, પારો, જાયફળ, બીલાનો ગર્ભ, ખેરસાર, જીરૂ, ધોળી રાળ, કૌચાં, બકપુષ્પી ( અગથીયો ) દરેક અર્ધો અર્ધો તોલો લઇ તેનું ચુર્ણ કરી મિશ્ર કરવું તે પછી, બીલીનાં પાન, કપાસીયા, શાલિંચ ( વરીયાળી ); નાગલા દુધેલી, શાલિંચમૂળ ( વરીયાળીનું મુળ ) કડાછાલ, તથા કંચટ ( જળ તાંદળજા ) ના પાંદડાંના રસમાં ક્રમશઃ ઘુંટી એકેક રતીની ગોળીયો બનાવવી અને રોગીને સેવન કાવવી. અનુપાન દહીંનું પાણી ચાર રૂપિયાભાર. આ રસ અત્યંત વધી ગયેલી સંગ્રહણીને જલ્દી મટાડે છે. એમજ આમશુળ, જ્વર, કાસ, શ્વાસ, શોથ, મરડો, વગેરે રોગોમાં પ્રશસ્ત છે. આ દવાનું સેવન કરવામાં આવે તે વખત રક્તનો સ્ત્રાવ કરાવનાર દ્રવ્યોનું સેવન કરવું નહિં. પથ્ય કાળાં રીંગણાં, દહીં, છાસ તથા ( ખપે તેને ) મત્સ્ય. જો વાતજન્ય રોગ હોય તો તેલ તથા જળનો ઉપયોગ કરવો ઉત્તમ છે. ૩૦૬ થી ૩૧૨

**સ્વલ્પ ગ્રહણી કપાટો રસ**—હિંગળો, ગંધક, વાંસકપુર, અફીણ, કોડીની ભસ્મ એ સર્વને દુધથી ઘુંટી બબે રતીની ગોળીયો બનાવી છાંયામાં સુકવી રાખવી. આના સેવનથી ગ્રહણી તથા ઘોર રક્તાતિસાર જલ્દી શાંત થાય છે. ૩૧૩ થી ૩૧૪

**બૃહદ ગ્રહણી કપાટો રસ**—ચાંદીનીભસ્મ, મોતીભસ્મ, સુવર્ણભસ્મ, લોહભસ્મ, દરેક ૧ ભાગ, ગંધક ૨ ભાગ, પારદ ૩ ભાગ એકત્ર કરી તેને કોડીના પાનના રસથી સારી રીતે ઘુંટી હરણના શીંગડામાં ભરી તેને કપડમટી કરી તેને મધ્યમ પુટ આપવો. પછી કહાડી બલાના રસથી સાતવાર તથા અથામાર્ગ, લોધર, અતિવિષ, મોથ, ધાવડીનાં ફુલ, ઇન્દ્રજવ, ગળો એના રસની દરેકની ત્રણ ત્રણ ભાવના આપવી અને બબે રતીની ગોળીયો બનાવવી. પછી કહાડી બલાના રસની સાતવાર, અંઘેડો, લોધર, અતિવિષની કળી, મોથ, ધાવડીનાં ફુલ ઇન્દ્રજવ, ગળો, એના રસની ત્રણ ત્રણ ભાવના આપી બબે રતીની ગોળીયો બનાવવી. અનુપાન મદ તથા કાળાં મરી આ રસ અતિસાર તથા ગ્રહણીને નષ્ટ કરે છે. અગ્નિદીપક છે. ૩૧૫ થી ૩૧૬

**સંગ્રહણી કપાટ**—મોતીભસ્મ, સુવર્ણભસ્મ, પારદ, ગંધક, ટંકણ, અભ્રકભસ્મ કોડી ભસ્મ, વછનાગ, દરેક ૧ તોલો, શંખભસ્મ ૮ તોલા એ સર્વને ખલમાં ઘુંટી અતિવિષની કળીના કવાથની ભાવના દઇ ગોળો બનાવવો. તે ગોળા પર મૃદુ કપડું વીંટાળી તે ગોળાને વાસણમાં મુકી પુટપાકની રીતે અર્ધો દિવસ પકવવો જ્યારે ટાઢો થાય ત્યારે લોઢાના પાત્રમાં ઔષધ નાંખી ધંતુરાના પાના ચિત્રાંમુળ અને મુસળીના રસથી જુદી જુદી ભાવના આપી બબે રતીની ગોળીયો બનાવવી. અનુપાન વાતજ ગ્રહણીમાં કાળાંમરી તથા ઘી, પિત્તજ ગ્રહણીમાં પિપરનું ચુર્ણ તથા મધ, કફજ ગ્રહણીમાં ભાંગનો રસ અથવા ત્રિકટુ તથા ઘી આ રસ ક્ષયજ્વર, અર્શ, અગ્નિમાંદ્ય, અતિસાર, અરૂચિ, સળેખમ, પ્રમેહ, મુત્રકચ્છ, આદિ રોગોમાં ઉપયોગ કરાવવો. આ રસ ક્ષીણ થયેલી ધાતુની વૃદ્ધિ કરે છે. ૩૨૦ થી ૩૩૦

**જાતીફલાદિ રસ**—જાયફળ ૧ તોલા, ટંકણ ૧ તોલો, અભ્રકભસ્મ ૧ તોલો ધંતુરાનાં બી ૧ તોલો, અફીણ ૨ તોલા, એ સર્વ એકત્ર મિશ્ર કરી પ્રસારણી ( નારી વેલ ) ના પાનનો રસથી ઘુંટી ચણા જેવડી ગોળીયો વાળવી. અનુપાન ગ્રહણીમાં મધ, અતિસારવાળા અન્ય

રોગોમાં રોગ અનુસાર અનુપાનની કલ્પના કરવી. આમાતીસાર તથા પકવાતીસારમાં જ્યારે શુળ તથા રક્તસ્ત્રાવ થતો હોય ત્યારે આ દવાનો પ્રયોગ કરવો ઉતમ છે. પથ્ય દુધ–ભાત. ૩૨૪ થી ૩૨૬

**જાતીફલાદિ વટી**—પારદ ૦ા તોલો ગંધક ૦ા તોલો, એની કજ્જલી કરી પછી જાયફળ, મોચરસ, મોથ, ટંકણ, અતિવિષનીકળી, જીરૂ, મરી દરેકનું ચુર્ણ પા પા તોલો, વછનાગ ૧ માસો (બે વાલ), એ સર્વને એકત્ર મિશ્રિત કરીને આંબાનાં પાન, વાંસનાં પાન, પ્રસારણીનાં પાન, કંચટ [ જળ તાંદળજા ]નાં પાન,ઇન્દ્ર જવ, જાંબુડાનાં પાન, અરણીનાં પાન, દાડમનાં પાન, ભાંગરો, કાળીપાટ, ભાંગરો એના રસની જુદી જુદી ભાવના દઇ બબ્બે રતીની ગોળીયો વાળવી. એના સેવનથી અગ્નિની વૃદ્ધિ થઇ સામદોષ નષ્ટ થાય છે. આ ગોળીયો ગ્રહણી, કાસ, અમ્લપીત, જીર્ણ ગ્રહણી, પુરાણી સંગ્રહણી, શોથ, અર્શ આમાતીસાર, આદિ, રોગો નષ્ટ થાય છે. આ ઔષધના સેવન કાલમાં કેળાં, કેળનાં ફુળ, કેળનાં પાન, ભ્રષ્ટમત્સ્ય, પાન્ડુર મત્સ્ય એનું સેવન કરવું ન જોઇએ. ૩૨૭ થી ૩૩૪

**ગ્રહણી ગજેન્દ્રવટી**–પારદ, ગંધક, લોહભસ્મ, શંખભસ્મ, ટંકણ, હીંગ, કચુરો, તાલીશપત્ર, મોથ, ધાણા, જીરૂ, સીંધવ, ધાવડીનાં ફુલ, અતીવિષનીકળી, સુંઠ, ઘરનો ધુમાસ, હરડે, ભીલામાં, તમાલપત્ર, જાયફળ, લવીંગ, તજ, ઇલાયચી, સુગંધીવાળો, બીલીફળ, મેથી, એ સર્વ સરખે ભાગે લઇ ઘુંટી ઇદ્રજવના રસમાં ઘુંટી બબ્બે રતીની ગોળીયો ગ્રહણી, જ્વરાતીસાર, શુળ, ગુલ્મ, અમ્લપિત, કમળો, હલીમક, ખસ, કુષ્ટ રતવા, ગુદભ્રંશ ( આમણનીકળવી ) તથા કમીને નષ્ટ કરે છે. આ વટી બલ તથા વર્ણને પેદા કરે છે. અાયુષ્ય તથા અગ્નિની પરીક્ષા કરીને એની માત્રાનો પ્રયોગ કરવો જોઇએ. અથવા યુક્તિ પૂર્વક ક્રમશઃ થોડી થોડી માત્રા વધારવી જોઇએ. ૩૩૫ થી ૩૪૧

**ગ્રહણી શાર્દુલ વટીકાઃ**–જાયફળ લવીંગ, શાહજીરૂ, ઉપલેટ, ટંકણ, બીડલવણ, તજ, એલચી, ધંતુરાનાં બી, અરીણુ સર્વ સરખે ભાગે લઇ પ્રસારણીના રસમાં ઘુંટી બબ્બે રતીની ગોળીયો વાળવી. દોષાનુસાર અનુપાન સાથે સેવવાથી ગ્રહણી મટે છે. અનેક પ્રકારના અતિસારો અને મરડો તથા ગ્રહણીને મટાડે છે. આ ગ્રહણી શાર્દુલ વટી અત્યંત ગ્રાહિણી છે. ૩૪૨ થી ૩૪૫

**મહાગંધકઃ**—પારો ૧ તોલો, ગંધક ૧ તોલો, બંનેની કજ્જલી કરી તેને પાણીમાં જરા ઘુંટી લોઢાની કડાઇમાં અગ્નિ પર કાંઇક ગરમ કરીને ઉતારવું પછી તેમાં જાયફળ, જાવંત્રી, લવીગ, લીમડાનાં પાન, દરેક અક્કેક તોલો લઇ તેનું ચુર્ણ કરેલું તેવાં મિશ્ર કરી સારી રીતે ઘુંટવું. પછી તેને આંષધ બે મોતીની છીપમાં વચ્ચે મૂકી બંધ કરી ઉપર કેળનાં પાન લપેટી કપડ માટીથી બંધ કરી લઘુપુટથી પકવવું. જ્યારે બહારની માટી કાંઇક લાલરંગની થઇ જાય અને ગંધકની ગંધ બહાર આવવા લાગે ત્યારે તેને અગ્નિમાથી બહાર કાઢવું અને ટાઢું થયે તેમાંથી ઔષધ કાઢી તે ઔષધને સારી રીતે ઘુંટી ચુર્ણ કરવું. તેની પૂર્ણ માત્રા ૬ રતી. આ ઔષધના સેવનથી જ્વર, ગ્રહણી મરડો, સૂતકારોગ, કાસ, શ્વાસ, અતિસાર આદિરોગ નષ્ટ શાય છે. આ રસ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે. એના સેવનથી બળ તથા વર્ણની વૃદ્ધિ થાય છે. સ્ત્રીયો તથા બાળકના રોગમાં આ દવા અત્યંત પ્રસિદ્ધ છે. પિશાચ, દાનવ, દૈત્ય, આદિ જે જે બાળકોને નષ્ટ કરનાર છે તેઓ આ ઔષધના સેવનથી સદા દુર રહે છે. ૩૪૫ થી ૩૫૨

**શ્રીવૈદ્યનાથ વટિકા**—અર્ધો તોલો પારદ લઇ તેને કાંજી ચિત્રકમૂળનો કવાથ તથા ત્રિફળાના કવાથથી શુદ્ધ કરી લેવો પછી ભાંગરાના રસથી શોધેલો ગંધક અર્ધો ભાગે લઇ પારદ ગંધકને ઘુંટી કજ્જલી બનાવવી. પછી તેને નગોડનાં પાન, ઉંદરકાનીનાં પાન, ધોળી ગ્રહણી કાળીપાટ, ગ્રીષ્મસુંદર, ભાંગરો, અરણીનાં પાન, કાળો ભાંગરો, ભાંગ તથા ઉત્કટ ( જાડી તજ ) ના રસની ભાવના દઇ સરસવ બરાબર ગોળીયો બનાવવી. આ ગોળીયોનો ગ્રહણી, આમવાત, મંદાગ્નિ, જ્વર પ્લીહા, તથા અન્ય શ્લેષ્મજન્ય અને વાતશ્લેષ્મજન્ય રોગોમાં સેવન કરાવવું જોઇએ. દહીંના પાણીમાં સાત ગોળીયોનું સારી રીતે મર્દન કરી ગ્રહણી રોગમાં રોગીને પાવી જોઇએ. આના સેવન વખતે પાણી તથા છાસનો યથેચ્છ પ્રયોગ કરાવવો ઉત્તમ છે. ૩૫૩ થી ૩૫૯

**ખર્પરણ વટિકાઃ**—ઇંટનું ચુર્ણ, હળદર, ઘરનો ધુમાસ એનાથી પારદ ૧ તોલો લઇ તેને શુદ્ધ કરવો. પછી ભાંગરાના રસમાં ગંધક ૧ તોલો લઇ શુદ્ધ કરવો. બંન્નેની સારી રીતે કજ્જલી કરી તેને નગોડનાં પાન, ઉંદરકાનીનાં પાન, ભાંગરાનો રસ; ગ્રીષ્મ સુંદરરસ, ગરણી બાવચી, લાલ ચિત્રકના પાન દરેકના એકેક તેલા રસમાં ઘુંટી સરસવ બરાબર ગોળાયો બનાવવી. પછી દહીંની છાસમાં સાત ગોળાયો ઘોળાને રોગીને આપવી. કોઠાના બગાડનું નિર્વાહણ કરવા માટે પ્રતિદિન દહીંની સાથે એનો પ્રયોગ કરાવવો જોઇએ. એના સેવનથી ગ્રહણી, અતિસાર, જ્વર આદિ રોગ નષ્ટ થાય છે. આ દવા જઠરાગ્નિને વધારે છે. આનું બીજું નામ આમ પર્પટીકા પણ છે. ૩૬૦ થી ૩૬૬

**અભ્રકવટિકા**—પારદ ૨ તોલા ગંધક ૨ તોલા, એની કજ્જલી કરી અભ્રકભસ્મ ૨ તોલા તેમાં નાંખી ઘુંટવું. પછી ભાંગરો, કાળો ભાંગરો, નગોડ, ચિત્રક, ગ્રીષ્મસુંદર, અરણી, મંડુકપર્ણી, ભાંગ, ધોળી ગરણી, એના પાનનો જુદો જુદો બબે તોલા રસ તેમાં નાંખતા જવું ને ઘુંટતા જવું. પછી મગ બરાબર ગોળાયો વાળવી. આયુષ્ય, અગ્નિ, આદિનો વિચાર કરી માત્રાનો પ્રયોગ કરાવવો. અનુપાનની કલ્પના વ્યાધિ અનુસારજ કરવી જોઇએ. એના સેવનથી કાસ, ક્ષય, શ્વાસ, તથા અન્ય વાતશ્લેષ્મજન્ય વગેરે વ્યાધિયો નષ્ટ થાય છે. આ દવા વાજીકરણ તથા બળ, વર્ણ, તથા જઠરાગ્નિને વધારનાર છે. જ્વર તથા અતિસારમાં આ દવા અત્યંત પ્રશસ્ત છે. ચાતુર્થક જ્વર તથા સુતિકા રોગમાં પણ પણ આ રસ પ્રયુક્ત થાય છે. ભોજન, શયન, તથા ખાનપાનમાં કાંઇ વિષેષ નિયમ નથી. દહીંનું સેવન કરવું એમાં આવશ્યક છે. ૩૬૭ થી ૩૭૬

**મહાભ્રવટીઃ**—અભ્રકભસ્મ, તામ્રભસ્મ, લોહભસ્મ, પારદ, ગંધક, મનશિલ, ટંકણ, જવખાર, હરડે, બેઢાં, આંબળાં, દરેક આઠ આઠ તોલા, વછનાગ ૪ માસા, એ સર્વ ચુર્ણ એકત્ર મિશ્ર કરી પત્થરના ખલમાં ઘુંટવું. પછી ભાંગ, ભાંગરો, બાવચી, કાળો ભાંગરો, બીલીફળ, લીમડાની છાલ, અરણી, વરધારો, ધાણા, ઉંદરકાની, નગોડ, કાંકચ, ધંતુરો, ધોળી ગરણી, અરણી, ચિત્રકમૂળ, ગ્રીષ્મવલ્લી, અરડુસી, દરેકનો આઠ તોલા રસ લઈ તેની જુદી જુદી ભાવના આપવી. પછી ચુર્ણને કાંઇક વાર રસમાં પડયા રહેવા દઇ બાદ ૮ તોલા કાળાં મરીનું ચુર્ણ મેળવી ગોળાયો બનાવવી. માત્રા ૧ રતી. જ્વર, અતિસાર, કાસ, શ્વાસ, ક્ષય, સંનિપાત જ્વર, વિષમજ્વર, ગ્રહણી, સુતિકારોગ, શુળ, આમવાત, મંદાગ્નિ, સંપુર્ણ શ્લેષ્મજન્યરોગ, સળેખમ, પ્રતિશ્યાય, ઉદરરોગ, કંઠરોગ, અજીર્ણ, કર્ણરોગ, કૃશતા, સ્થુલતા, આદિ રોગોમાં આ ગોળાયોનો પ્રયોગ કરાવવો જોઇએ. શરીરમાં વિવિધ પ્રકારના કોપેલા

વાતકફ તથા વાતમાં અને વાતની વૃદ્ધિ થવાથી પિત્ત વધે તો અથવા કફ વધે તો આ રસનો પ્રયોગ કરાવવો. પર શ્રેષ્ટ રસાયન છે. ૩૭૭ થી ૩૮૯

**પીયુષવલ્લી રસઃ**—પારદ, ગંધક, અભ્રકભસ્મ, ચાંદીની ભસ્મ, લોહભસ્મ, ટંકણ સ્વર્ણમાક્ષીકભસ્મ, દરેક અર્ધો અર્ધો તોલો, લવીંગ, રતાંજળી, મોથ, કાળીપાટ, જીરૂ, ધાણા, મજીઠ, અતીવિષ નીકળી, લોધર, કડાછાલ, ઇન્દ્રજવ, તજ જાયફળ, સુંઠ, બીલીફળ ધંતુરાળી, દાડમની છાલ, મજીઠ, ધાવડીનાં ફુલ, ઉપલેટ દરેકનું ચુર્ણ અર્ધો અર્ધો તોલો, તોલો એને એકત્ર ઘુંટી કાળા ભાંગરાના રસની તથા બકરીના દૂધની ભાવના આપી ચણા બરાબર ગોળીયો બનાવવી. અનુપાન બીલાનો ગર્ભ શેકવો તે તથા ગોળ. આના સેવનથી અતીસાર, તીવ્રજ્વર, રક્તાતિસાર, ગ્રહણી, સોજા અર્શ, આમશુળ મળબંધ, સંગ્રહણી, મંદાગ્નિ આમ-દોષ, તૃષા, દાહ જીવ ગભરાવવો, (અમુઝણ), અરૂચિ, ઉલ્ટી, આમણ નીકળાવી, આમાતીસાર, પકવાતિસાર, પ્લીહા, ગુલ્મ, ઉદરરોગ, આફરો, સુતિકારોગ, પ્રદર, કમળો, પાન્ડુ-રોગ, વીસ પ્રકારના પ્રમેહો, એ સર્વ રોગ પંદર દિવસમાં જ મટી જાય છે. આ રસ વંધ્યા સ્ત્રીયોને ગર્ભવતી બનાવે છે, એમાં કાંઇ પણ સંશય નથી. આ રસને સર્વથી પહેલાં અશ્વિની કુમારો એ નિર્માણ કર્યો અને કશ્યપ ઋષિને તેનો ઉપદેશ કર્યો. કશ્યપ પાસેથી દક્ષ પ્રજાપતિએ, અને પ્રજાપતિ પાસથી ધન્વંતરીએ, અને ધન્વંતરી પાસેથી ઇન્દ્રે આ રસને પ્રાપ્ત કર્યો હતો. આ પરંપરા પ્રાપ્ત રસ અત્યંત પ્રશસ્ત છે. આ રસ ત્રૈલોકયમાં દુર્લભ છે. ૩૯૦ થી ૪૦૧

**તામ્રયોગઃ**—શુદ્ધ પારદ ૧ માસો, શુદ્ધ ગંધક ૧ માસો, બંન્નેને ખલમાં ઘુંટી કજ્જલી કરી હાંલ્લીમાં ભરવું. તેના ઉપર તાંદલજાની ભાજીનું ચુર્ણ બે માસા નાંખીઉપર કંટકવેધ તાંબાનાં પત્રાં ૧૫ માસાની વાડકી ઢાંકી દઇ તેના ઉપર બીજું કોડીયું ઢાંકી દેઇ સાંધા કપડ મટીથી બંધ કરી ઉપર રેતી ભરી દેવી પછી તે હાંલ્લી ચુલે ચડાવી નીચે અગ્નિ સળગાવવો. એક કલાક આંચ દેવી જોઇએ. એ પ્રકારે સિદ્ધ કરેલી તામ્રભસ્મ ૧ રતી, ત્રિફળા ચુર્ણ ૧ રતી, ત્રિકટુ ચુર્ણ ૧ રતી, વાવડીંગ ૧ રતી એકંદર વાટી ઘુંટી ઘી તથા મધ સાથે મેળવી ચટાડવું. એટલી માત્રા પહેલા દિવસે આપવી પછી દરરોજ બધી ચીજો એક એક રતી વધારવી જોઇએ માત્ર વાવડીંગ ન વધારવાં. પણ જો કબજીયાત થાય કે આફરો ચઢે (પેટ ચઢે) તો વિરેચનને માટે વાવડીંગ ૨ રતી નાંખવાં એ પ્રકારે ૧૨ દિવસ સુધી અકેક રતી વધારતા જવું. અને એ પ્રકારે અકેક રતી આછી કરતા જવું આ ગ્રહણી, અમ્લપિત્ત, ક્ષય, તથા શુળને નષ્ટ કરે છે. બળ, વર્ણ તથા અગ્નિને દીપ્ત કરે છે. (ચક્રદત્ત ૯૨ થી ૯૮)

વર્તમાન સમયમાં રોજ અકેક રતી માત્રા ન વધારતાં અર્ધી અર્ધી રતીની માત્રા વધારવી. આ પ્રયોગ સ્વયં શ્રીમાન ચક્રપાણીજીનો લખેલો છે.

**રસપર્પટીકાઃ**—શ્રી વિંધ્યવાસિ દેવી તથા ધન્વંતરીને પ્રણામ કરી રસ ગંધક પર્પટીકાની નિર્માણ વિધીને કહું છું.

રસ પર્પટીકાને તૈયાર કરતા પહેલાં પારદના ત્રણ નૈસર્ગિક દોષો અર્થાત મલદોષ, વન્હિદોષ, તથા વિષદોષનું નિવારણ કરી દેવું જોઇએ. કેમકે એવા દોષોથી ક્રમશઃ મૂર્છા; દાહ તથા હિક્કા આદિ ઉપદ્રવો થવાનો ભય રહે છે. એથી કુંવાર પાઠાના રસથી મળદોષના નિવારણ માટે ત્રિફળા ચુર્ણથી અગ્નિદોષના નિવારણ માટે અને ચિત્રકનાં પાંદડાંના રસથી વિષદોષના નિવારણ માટે સાત સાતવાર મૂર્ચ્છન કરવું. પછી યથાક્રમે પત્થરના ખલમાં

અરણીનાં પાન, એરંડાનાં પાન, આદા અને પીલુડીના પાંદના રસમાં પારદને મગ્ન કરી ઘુંટવો અને શુષ્ક કરી લેવો.

રસપર્પટિકામાં ગંધક-જે શુકપુચ્છ સમાન તથા કાન્તિવાળો માખણ જેવો પ્રભાવ વાળો, ચિકણો, કઠીણ તથા સ્નિગ્ધ હોય તેનો ઉપયોગ કરવો જોઇએ. આ પ્રકારે ગંધકના ચોખા જેટલા નાના નાના કકડા કરી ભાંગરાના રસની સાત ભાવના દઇ ઝીણું ચુર્ણ કરી તડકામાં સુકાવી લેવું. પછી ગંધકના ચુર્ણને લોઢાની કડછીમાં મુકી ધુમાડા વગરના બોરના લાકડાના અંગાર પર પીગળાવવો. પીગળી જાય ત્યારે પાત્રમાં સ્થિત ભૃંગરાજના રસમાં નાંખવો એટલે ગંધક ફરી કઠણ થઇ જશે. એને તડકામાં સુકાવી બારીક ચુર્ણ કરી લેવું.

આ પ્રકારે શોધેલો પારદ તથા શોધેલો ગંધક સરખે ભાગે લઇ સારી રીતે ઘુંટવું. જ્યાંસુધી પારદ અદશ્ય તથા નિશ્ચન્દ્ર ન થઇ જાય ત્યાંસુધી ઘુંટવું આ કજ્જલીને લોઢાની કડછીમાં મૂકી ધુમાડા વગરના બોરડીના લાકડાના અંગારા ઉપર પીગળાવી તેલ જેવી બનાવવી. પછી છાણ ઉપર એક નરમ કેળાનું પાન પાથરી દઇ તેના ઉપર રસ થયેલી કજ્જલી ઢારી ઉપર કેળનું પાન ઢાંકી દેવું, પાન ઉપર છાણ પાથરવું. કડછીમાં વધેલા કઠણ ભાગને ગ્રહણ કરવો નહિં. આ પ્રકારે આ રસપર્પટીકા તૈયાર થાય છે.

મોરના પીંછાની ચન્દ્રિકા સમાન આ પર્પટી થાય તો સમજવું કે પર્પટી સિદ્ધ થઇ ગઇ.

પછી એક પથ્થરના ખલમાં સારી રીતે ઘુંટી ભરણી નક્ષત્રમાં પર્પટીનો પ્રયોગ કરવો જોઇએ. અનુપાન વાતોદરમાં જીરૂ ૨ રતી, તથા હીંગ ૨ રતી. જ્યારે પર્પટીનું સેવન જીરૂ અને હીંગ સાથે કરવામાં આવે ત્યારે સાથે પાણી પણ પીવું જોઇએ. પરંતુ સાધારણ નિયમ એવો છે કે રસપર્પટી બાદ જલ પીવું ન જોઇએ. માત્રા ૨ રતીથી પ્રારંભ કરી ક્રમશઃ એક એક રતી વધારી દસ રતી સુધી સેવન કરાવવી અને તેજ પ્રમાણે પછી ક્રમશઃ ઓછી માત્રા કરી દેવી જોઇએ.

**રસપર્પટીનું પથ્યાપથ્યઃ**—રસપર્પટીના સેવન કાલમાં વા સેવન, આતપ સેવન, ક્રોધ, ચિન્તા, અકાલમાં ભોજન કરવું, વ્યાયામ અત્યંત પરિશ્રમ, સ્નાન, તથા વ્યાખ્યાન કરવું ન જોઇએ. બહુ બોલવું નહિં. ઘી, જીરૂ, ધાણા, સીંધવ આદિદ્વારા પકાવેલ વ્યંજનાદિ શાલના ચોખા, કાળાંરીંગણાં, અવિદ્ધકર્ણા ( પાઠ ) વાસ્તુક ( ચીલની ભાજી ) મગ, પટોલપત્ર, પરવળ, સોપારી, આદુ, પીલુડી, લાવકમાંસ, વર્ત્તકમાંસ, તીતરમાંસ, મદ્ગુર, મદગુર, રોહમત્સ્ય, કૃષ્ણમત્સ્ય, જળથી સિદ્ધ થયેલું દુધ, પાકેલું કેળું આદિ પથ્ય છે.

**અપથ્યઃ**—કાચું કેળું, કેળાનાં પાન, મૂળા તથા છાશ, લીમડો આદિ કડવા પદાર્થ, ગરમ અન્ન, આનુપમાંસ જલચર પક્ષીયોનું માંસ, મૈથુન, કાળા રંગની માછલીયોમાં ગડકમત્સ્ય, ખટાશ, દહીં, શાક, ગોળ, ખાંડ, સાકર તથા અન્ય શેરડીના રસની બનાવટ, શેરડી, કારેલાં આદિ એનો ઉપયોગ કરવામાં આવતો હોય ત્યારે સ્ત્રીઓ સાથે સંભાષણ પણ ન કરવું જોઇએ. પથ્યની સાથે કાંઇક ઘીનું સેવન કરવું. જ્યારે ભૂખ લાગે ત્યારે ભોજન કરી લેવું જોઇએ. અર્ધી રાત્રિયે પણ જો ભૂખ લાગે તો એ સમયે પણ આહાર માટે સરખે ભાગે પાણી રેડી ઉકાળેલુ દુધ અથવા વધુ પરિમાણથી સિદ્ધ કરેલું દુધ અવશ્ય પીવું જોઇએ. જો કદાચિત ભોજનનો સમય વીતી જાય તો, અને જ્વર, ઉલ્ટી તથા રકતાતિસારમાં નારીયેળનું પાણી તથા દુધ-પીવું જોઇએ. જો કદાચ સ્વપ્નમાં પણ વીર્યસ્ત્રાવ થાય તો તેને દુધ પીવરાવવું જોઇએ. ભૂખ હોય કે નહિં, જો એ બાધ ન હોય, નિર્બળતા, શરીરમાં ઝણઝણાટ જેવું જણાય, માથું દુઃખે તો પણ દુધ પીવું જોઇએ. વધુ શું કહેવું. જ્યારે જ્યારે ભૂખ લાગે ત્યારે આવશ્યકતાનુસાર દુધ પીવરાવવું એજ ઉચિત છે. એના સેવન

કાળમાં જે જે નિયમો બતાવ્યા છે તથા અહિત આહાર વિહારથી અનેક પ્રકારના ઉપદ્રવો થઇ જાય છે એથી ભોજન આદિમાં સર્વદા સાવધાન રહેવું જોઇએ. આ પ્રકારે વિધિપૂર્વક સેવન કરવાથી આ પર્પટી ગ્રહણીમાં અત્યંત ફલપ્રદ છે.

આ રસપર્પટીનું સેવન કરવાથી આ ગ્રહણીમાં અત્યંત ફલપ્રદ છે. આ રસપર્પટીનું સેવન કરવાથી અર્શ, ગ્રહણી, શુળ, અતિસાર, કમળો, પાન્ડુ, પ્લીહા, ગુલ્મ, જલોદર, ભસ્મકરોગ, આમવાત, ઉપલેટ, તથા શોથ આદિ રોગ નષ્ટ થાય છે. એ અમ્લપિત્તને શાંત કરે છે. વધેલા વાત, પિત્ત તથા કફનું શમન કરે છે. ભૂખને વધારે છે તથા અગ્નિને પ્રદિપ્ત કરે છે. આ રસપર્પટી વ્યાધિ સમૂહને નષ્ટ કરી રસાયન જેવો પ્રભાવ બતાવે છે.

ભક્તિથી શંભુને પ્રણામ કરી તથા વિષ્ણુની પૂજા કરી આ પર્પટીનું સેવન કરવું જોઇએ. નિશ્ચય વિષ્ણુનિર્મિત આ રસપર્પટીનું નિરંતર સેવન કરવાથી રોગીને આરોગ્યનો લાભ મળે છે. વિઘ્ન શક્તિને માટે પ્રથમ ક્ષેત્રપાલને તથા પછી યોગિનીયોને બલી આપવો. ભક્ષણ કરતા પહેલાં નીચેનાં મંત્રોદ્વારા આ બલી આપવો જોઇએ.

**બલિદાનનો મંત્રઃ** - **ॐ क्षं क्षें क्षेत्रपालाय नमः इति क्षेत्रपालस्य सामान्य बलि मंत्रः ।**

**ॐ ह्रीं हूं दिव्याभ्यो योगिनीभ्यो मातृभ्यः क्षेत्रीभ्यो भूतेभ्यः शालिकीभ्यो नमो नमो ह्रीं इति सामान्य योगिनीनां बलिः** ॥ ૪૦૨ થી ૪૪૨

**રસપર્પટી**—ચક્રદત્ત કહે છે કેઃ આ રસપર્પટીના સેવનથી ગ્રહણી, ક્ષય, કુષ્ટ, અર્શ, શોષ, તથા અજીર્ણ મટે છે. આ રસપર્પટીની ચક્રપાણિએ શોધ કરી છે. (ચક્રદત્તઃ ૮૪ થી ૫૧)

**લોહપર્પટીઃ**—પારદ ૨ તોલા, ગંધક ૨ તોલા, એ બંન્નેની એકત્ર કજ્જલી કરી કરી ૨ તોલા લોહભસ્મ મેળવી લોઢાના ખલમાં ઘુંટવું. પછી લોઢાની કડછીમાં ઘી ચોપડી એ કજ્જલીને મંદ મંદ આંચથી પીગળાવવું. જ્યારે રસ થઇ જાય ત્યારે ઉતારી ઉપર પ્રમાણે કેળના પાન પર ઢારી પર્પટી તૈયાર કરી લેવી. એનું બારીક ચુર્ણ કરી રોગીને સેવન કરાવવી જોઇએ. એમાં પણ આહારવિહારનું ઉપર પ્રમાણે ધ્યાન રાખવું જોઇએ. સાધારણ માત્રા ત્રણ ચાર રતી. અનુપાન થંડુ પાણી અથવા ધાણા. અને જીરાનો ઉકાળો જો કે પર્પટી માત્રના સેવન કરાવવાને માટે એક કે બે રતીથી પ્રારંભ કરી ક્રમશઃ એક એક રતી વધારવાનો નિયમ છે. પરંતું આજકાલ ઘણે ભાગે તેની ૩ કે ૪ રતીની, માત્રામાં સેવન કરાવવામાં આવે છે. ક્રમશઃ વધારતા કે ઘટારતા નથી. આ લોહ પર્પટીને એક અઠવાડીયું કે બે અઠવાડીયાં અથવા જ્યાંસુધી આરોગ્ય ન થાય ત્યાં સુધી સેવન કરાવવું જોઇએ.

આ પર્પટીના સેવનથી સુતિકારોગ, જ્વર ગ્રહણી, આમશુળ, અતિસાર, પાન્ડુ કમળો, પ્લીહા, મંદાગ્નિ, ભસ્મક રોગ, આમવાત, ઉદાવર્ત્ત, કુષ્ટ તથા ગર (સંયોગજ વિષ) નષ્ટ થાય છે એવું નિરંતર સેવન કરાવવાથી રસાયન સમાન પ્રભાવ દેખાડે છે. અર્થાત એ આયુષ્ય તથા વલીપલિત આદિ વૃદ્ધાવસ્થાના વિકારોથી મુક્ત કરાવે છે. પથ્ય રાતા ચોખાનો ભાત. અપથ્ય-શાક, વિદાહી ભોજન વાતસેવા, આતપ (તડકો) સેવા, ક્રોધ, ચિન્તા, તથા મૈથુન આ પર્પટીને પ્રાતઃકાલે વિધિવત સેવન કરાવવી જોઇએ. ૪૪૩ થી ૪૫૨

**સ્વર્ણ પર્પટી**—પારદ ૮ તોલા, સુવર્ણભસ્મ ૧ તોલો, એને ખલમાં સારી રીતે ઘુંટી એકત્ર કરી લેવાં. પછી ગંધક ૮ તોલા નાંખી ઘુંટી કજ્જલી કરવી. પછી લોઢાની કડછીમાં ગરમ કરી ઉપર પર્પટી બનાવવાની રીત જણાવી તે પ્રમાણે કેળના પાનમાં ઢારી પર્પટી બનાવવી. માત્રા ૪ રતી એમ રોગો અનુસાર અનુપાનોની કલ્પના કરવી જોઇએ.

એના સેવનથી ગ્રહણી, રાજયક્ષ્મા, તથા અષ્ટવિધ શુળ નષ્ટ થાય છે. આ પર્પટી વૃષ્ય છે. ૪૫૩ થી ૪૫૬

**પંચામૃત પર્પટીઃ**–ગંધક ૮ તોલા, પારદ ૪ તોલા લોહભસ્મ ૨ તોલા, અભ્રકભસ્મ ૧ તોલો, તામ્રભસ્મ ાા તોલો, એ પાંચેને એકત્ર મર્દન કરી લોઢાની કડછીમાં ભરી બોરના લાકડાના અંગારાના અતિ મૃદુ અગ્નિથી ગરમ કરી ઉપર પ્રમાણે કેળના પાન પર ઢાળી પર્પટી બનાવવી. માત્રા ૪ રતી. અનુપાન મધ અને ઘી. એને પણ અન્ય પર્પટીની માફક ૨ રતીથી ૮ કે ૧૦ રતી સુધી વધારવાનો નિયમ છે. આ પર્પટી ગ્રહણી, અરૂચિ, અર્શ, ઉલ્ટી, પુરાતન અતીસાર, જ્વર, રક્તપિત્ત, ક્ષય, વલીપલીત, નેત્રરોગ આદિ નષ્ટ થાય છે. આ વૃષ્ય તથા અગ્નિપ્રદીપક છે. આ પર્પટી રોગીના શરીરને ફરી નવીન કરી દે છે. ૪૫૭ થી ૪૬૨

**વિજય પર્પટી**—ગંધકના નાના નાના કકડા કરીને ભાગરાના રસની સાતવાર અથવા ત્રણવાર ભાવના દઈ તડકામા સુકવવા અને ચુર્ણ કરી લેવું. પછી તેને લોઢાની કડાઇમાં ગરમ કરી ભાંગરાના રસમાં રેડવો. અને ફરી વળી તડકામાં સુકાવી લેવો. આ ગધક ૮ તોલા, પારદ ૪ તોલા, ચાંદીભસ્મ ૨ તોલા, સ્વર્ણભસ્મ ૧ તોલો, વૈક્રાન્ત (તરમરી) ભસ્મ ાા તોલો, મોતીભસ્મ ાા તોલો, એને એકત્રીત કરી કજ્જલી કરી લોઢાના પાત્રમાં ભરી પ્રથમ માફક મંદ મંદ આંચથી અગ્નિ પર પીગળાવી કેળના પાન પર ઢાળી પર્પટી બનાવવી. જો મોરના પીંછાની ચન્દ્રિકા સરખી જણાય તો પર્પટી ઉત્તમ થઇ સમજવી જોઇએ. પર્પટીનો પાક ત્રણ પ્રકારનો છે. મૃદુ, મધ્યમ, તથા ખર. મૃદુ તથા મધ્ય પાકમાં પારદ જણાય છે. ખર પાકમાં દેખાતો નથી. મૃદુ પાકમાં ઉત્તમરૂપથી ભંગ થતો નથી. મધ્ય પાકમાં ચાંદી સમાન ભંગ થાય છે અને ખર પાકમાં ભંગ જલ્દી થાય છે. અને પર્પટી રૂક્ષ તથા લાલ જણાય છે. મૃદુ તથા મધ્ય પાકવાળી પર્પટી સેવન કરવા યોગ્ય છે. ખરનો વિષવત ત્યાગ કરવો જોઇએ. વિષ્ણુએ સંસારને જરા (ઘરડાપણુ) તથા રાગોથી આકુળ જોઇ આ પર્પટીનું નિર્માણ કર્યું હતું. આ પર્પટી અમૃતની સમાન છે. પ્રારંભમાં શંકરની અભ્યર્થના કરી અને દ્વિજોને પ્રણામ કરી પ્રાતઃકાલે એનું સેવન કરવું. એમા પણ ક્રમશઃ ૨ રતીથી પ્રારંભ કરી એક એક રતી વધારી દસ રતી સુધી વધારવી. જ્યારે આરોગ્ય થઇ જાય ત્યારે ક્રમશઃ ઓછી કરવી જોઇએ. અજીર્ણ થાય તો અને આહારકાલમાં વ્યતિક્રમ થઇ જાય તો જમવું નહિં. ઘી, રીંધવ, ધાણા, હીંગ, જીરૂ, સુંઠ, એનાથી વ્યંજન સિદ્ધ કરીને સેવન કરવું જોઇએ. પિત્તની અધિકતામાં મધુર દ્રવ્ય, ખાટાંદ્રવ્ય, તથા મદ્યનું સેવન કરવું એ ઉત્તમ છે. કાળું મત્સ્ય, મગ, શશક, બકરાં, રોહિતમત્સ્ય, મદગુર મત્સ્ય, પરવળ, પટોલનાં પાન, કાળાં રીંગણાં, તથા શેકેલી સોપારી, તથા કપુરવાળું પાન ચાવવું ઉચિત છે. આહારકાલ વ્યતિક્રમ થઇ જવાને લીધે જો વાયુ કોપિત થાય, તો ઝણઝણાટ થાય, માથું ચઢે, અતિસાર, ઉલ્ટી થાય તથા અત્યંત તૃષા લાગે, પિત્ત અધિક હોય તો નિર્ભય થઇ નારીયેળનું પાણી પીવું જો સ્વપ્નમાં શુક્ર જાય તો નારીયેળનુ પાણી તથા દિવસમાં બે વાર દૂધ પીવું જોઇએ ચંભાક તથા પાકેલુ કેળું ખાવું ઉત્તમ છે.

આ પર્પટીનું સેવન કરતી વખતે લીમડા વગેરેનું શાક, કાંજી, સુરા તથા અન્ય જે વિપાકમાં ખાટાં હોય તે, તથા કાચાં કેળાં, કેળનાં પાન, કેળનાં મુળ, ત્રપુષા, તુંબડી, કાકડી, કોળું, કારેલાં, વ્યાયામ, રાત્રિએ જાગવું, મૈથુન આદિ નિષિદ્ધ છે. જો આ પર્પટીનુ સેવન કરનારો જીવવા ઇચ્છતો હોય તો તેને માટે સ્ત્રીનું દર્શન સ્પર્શન, તથા સહવાસ આદિ અત્યંત નિષિદ્ધ છે. જો આનું સેવન કરનારો ભૂલથી સહવાસ કરે તો જે ઉપદ્રવ ઉત્પન્ન થાય, એની ચિકિત્સા કરવી જોઇએ.

આ પર્પટી જુની ગ્રહણી, આમશુળ, આમાતિસાર, પકવાતિસાર અર્શ, સોપદ્રવ ક્ષય, શોથ, કમળો, પાંડુ, બરોળ, જલોદર, પંક્તિશુળ, અમ્લપિત્ત, વાતરકત, ઉલ્ટી, કૃમિ, કુષ્ટ, પ્રમેહ, વિષમજ્વર, આદિ નષ્ટ થાય છે. વૃદ્ધ પુરૂષ પણ જો તેનું સેવન કરે છે. તો તે પણ સબલ, બુદ્ધિમાન, વલીપલિતથી હીન અને ૧૦૦ વર્ષની આયુષ્યવાળા થાય છે. જે આ પર્પટીનું સવારે ૨ રતીની માત્રામાં સેવન કરે છે તે કામદેવ સમાન સુંદર શરીરવાળો થાય છે. અને દીર્ઘાયુષી, સ્થિર શરીરવાળો બળવાન, વલીપલિત આદિ વૃદ્ધાવસ્થાના વિકારોથી મુકત રહે છે. ૪૬૩ થી ૪૮૬

**તંત્રારોક્તા વિજયપર્પટી**—પારદ, હીરાનીભસ્મ, સુવર્ણભસ્મ, ચાંદીભસ્મ, મોતીભસ્મ, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, દરેક એકેક ભાગ, ગંધક ૭ ભાગ એ વડે યથાવિધી પર્પટીનો પાક કરવો જોઇએ. આ પર્પટીના સેવનથી જુની સંગ્રહણી, આમશુળ, જુનો અતીસાર, મરડો, અર્શ, સોપદ્રવ, રાજયક્ષ્મા, સોજા, કમળો, પાન્ડુ, પ્લીહા, ગુલ્મ, જલોદર, પંકિતશુળ, અમ્લપિત્ત, વાતરકત, ઉલ્ટી, ભ્રમ, કુષ્ટ, પ્રમેહ, વિષમજ્વર, અજીર્ણ, મંદાગ્નિ, અરુચિ, આદિરોગ નષ્ટ થાય છે. તથા તેના અન્ય ગુણ પણ પૂર્વોકત વિજયપર્પટીના જેવા જ છે. માત્રા ૦॥ રતીથી ૧ રતી. ૪૮૭ થી ૪૯૩

**હિરણ્યગર્ભ પોટલીરસ**—પારદ ૧ ભાગ, સ્વર્ણભસ્મ ૨ ભાગ, મોતીનીભસ્મ ૪ ભાગ, શંખભસ્મ, ૬ ભાગ, ગંધક ૩ ભાગ, કોડીભસ્મ ૩ ભાગ, ટંકણ ½ ભાગ, એને એકત્ર લીંબુના રસથી ઘુંટી એક મુષામાં રાખવી અને મુખ બંધ કરી સાંધાપર લેપ કરવો. પછી તેને ૩૦ છાણાની અગ્નિમાં પુટ આપવો. જ્યારે સ્વાંગશીત થઇ જાય ત્યારે તે ઔષધને કહાડી ખલમાં ઘુંટી તૈયાર કરવું. માત્રા ૧ રતીથી ૨ રતી સુધી. અનુપાન—ઘી, મધ, તથા મરીનું ચુર્ણ ૨ રતી. આ રસ મંદાગ્નિ, ગ્રહણી, વિષમજ્વર, અર્શ, સળેખમ, શ્વાસ, કાસ, અતિસાર, શોથ, પાન્ડુ, કોઢ, યકૃતરોગ પ્લીહા (બરોળ) થા અન્ય આ પ્રકારના રોગોમાં અત્યંત હિતકર છે. ૪૯૪ થી ૫૦૧

**પૂર્ણચન્દ્ર રસ**—પારદ ૪ તોલા, ગંધક ૪ તોલા, લોહભસ્મ ૮ તોલા, અભ્રકભસ્મ ૮ તોલા, રજતભસ્મ ૨ તોલા, બંગભસ્મ ૪ તોલા, સુવર્ણભસ્મ ૧ તોલો, તામ્રભસ્મ ૧ તોલો, કાંસાનીભસ્મ ૧ તોલો, જાયફળ ૨ તોલા, લવીંગ ૨ તોલા, ઇલાયચી ૨ તોલા, ભાંગરો ૨ તોલા જીરૂ ૨ તોલા, કપુર ૨ તોલા, ચણીલા ૨ તોલા; મોથ ૨ તોલા, એને ખલમાં નાંખી કુંવારપાઠાના રસથી ઘુંટી શતાવરી તથા એરંડાના રસની ભાવના આપવી. પછી ગોળો વાળી દીવેલાના પાનમાં તેને લપેટી અનાજના ઢગલામાં એક દિવસ પડયું રહેવા દેવું. એ પછી તેને પાણીથી ઘુંટી રતી રતીની ગોળીઓ બનાવવી. અનુપાન નાગરવેલનું પાન. આ રસ બલ્ય, રસાયન, વૃષ્ય તથા વાજીકરણ છે. આ રસ અષ્ટીલા, કાસ, શ્વાસ, અરૂચિ, આમશુળ, કટિશુળ હૃદશુળ, પંકિતશુળ, મન્દાગ્નિ, અજીર્ણ, પુરાતન ગ્રહણી, આમવાત, અમ્લપિત્ત, ભગંદર, કમળો, પાન્ડુ, પ્રમેહ, વાતરકત, વાતરોગ, ઉલ્ટી ભ્રમ આદિ રોગોને નષ્ટ કરે છે. ૫૦૨ થી ૫૧૧

**પંચામૃત લોહમંડુર**—લોહભસ્મ, તામ્રભસ્મ, ગંધક, અભ્રકભસ્મ, પારદ, સુંઠ, કાળાંમરી, પીપર, હરડે, બહેડાં, આંબળાં, મોથ, વાવડીંગ, ચિત્રકમુળ, પીપરી કરીયાતુ, દેવદાર, હળદર, દારૂહળદર, પુષ્કરમુળ, અજમો, જીરૂ, કાળુજીરૂ, કચુરો, ધાણા, ચવક, દરેકનું ચુર્ણ ૧ તોલો મંડુર ભસ્મ ૧૩ તોલા, મંડુર ભસ્મથી ચારગણું અર્થાત ૫૨ તોલા ગોમુત્ર તથા આઠગણું અર્થાત ૧૦૪ તોલા સાટોડીનો કવાથ એમાં સર્વથી પ્રથમ ગોમૂત્ર તથા સાટોડીના કવાથમાં મંડુર ભસ્મને એકત્ર કરી જ્યારે સિદ્ધ થાય ત્યારે તેમાં ઉપરનું લોહભસ્માદિવાળું

મિશ્રિત ચુર્ણ, મેળવી એકત્ર કરી ઉતારવું. ટાઢું થયે તેમાં ૮ તોલા મંડુર મેળવવો. માત્રા ૩ થી ૪ રતી. અનુપાન એખરો. આ દવાના સેવનથી જુની ગ્રહણી તથા સોજાવાળો પાન્ડુ, કમળો, જીર્ણજ્વર, પ્લીહા, યકૃતરોગ, ગુલ્મ, ઉદરરોગ, કાસ, શ્વાસ, પ્રતિસ્યાય આદિરોગો નષ્ટ થાય છે. આ લોહ અગ્નિદીપક તથા પુષ્ટિકારક છે. ૫૧૨ થી ૫૧૮

**નૃપતિવલ્લભો રસ**—જાયફળ, લવીંગ, મોથ, તજ, એલચી, ટંકણ શેકેલી હીંગ, જીરૂ,તેજપત્ર,અજમો, સુંઠ,સીંધવ,લોહભસ્મ,અભ્રકભસ્મ, પારદ, ગંધક, તામ્રભસ્મ, અભ્રકભસ્મ દરેક ૮ તોલા, કાળાં મરી ૧૬ તોલા એનું ચુર્ણ એકત્ર મિશ્ર કરી બકરીના દુધથી અથવા આંબળાંના રસથી ઘુંટી ચણા બરાબર ગોળીયો બનાવવી. આ દવા દિવસમાં બે વાર સેવન કરાવવી. આ પ્રકારે દોષાનુસાર નવ કે દસ દિવસ સેવન કરાવવાથી મંદાગ્નિ, શોથ, વિસુચિકા, બરોળ, ગોળો, ઉદરરોગ, અષ્ઠિલા, યકૃતરોગ, પાન્ડુ, કમળો, હત્શુળ, પડખાનું શુળ, આંખનું શુળ, હલીમક, શિરોવેદના, કેડનું શુળ, આફરો, શ્વાસ, આમવાત, શ્લીપદ, અર્બુદ, ગલગન્ડ, ગન્ડમાલા, અમ્લપિત્ત, પાષાણગર્દભ, કૃમિ, કુષ્ટ, વાતરકત, ભગન્દર, જીર્ણજ્વર, ખસ, તન્દ્રા, આળસ, ઉલ્ટી, ભ્રમ, ( ચક્કર આવવા, દાહ, વિદ્રધિ હિક્ક, જડતા, ગદગદ, મુકતા ( ગુંગાપન ), સ્વરભેદ, વ્રધ્ન, વૃદ્ધિ, વિસર્પ, ઉરૂસ્તંભ, રકતપિત્ત, સ્વરભેદ, ગુદભ્રંશ, અરૂચિ, તૃષા, પ્રતિસ્યાય; એ ઉપરાંત કાન, નાક તથા દાંતમાં થનારા રોગો નષ્ટ થાય છે. એના સેવનથી પુરુષ હષ્ટપુષ્ટ પણ થઇજ જાય છે. ૫૧૯ થી ૫૨૮

**બ્રહત્ નૃપવલ્લભ**–( બીજા ગ્રંથમાં રાજવલ્લભ રસ એવું નામ છે. ) પારદ,ગંધક, લોહભસ્મ, સીસાની ભસ્મ, ચિત્રકમુળ, મોથ, ટંકણખાર, જાયફળ, હીંગ, તજ એલાયચી, ચિત્રકમુળ, બંગભસ્મ, તમાલપત્ર, શાહજીરૂ, અજમો, સુંઠ, સીંધવ, કાળાંમરી, તામ્રભસ્મ, દરેક ૧ તોલો, સ્વર્ણભસ્મ ૦ાા તોલો, એને એકત્ર મિશ્ર કરી આદા તથા આંબળાના રસની ભાવના દઇ ચણા બરાબર ગોળીયો બનાવવી. આ રસ પ્રાતઃકાલે સેવન કરવો જોઇએ. આના સેવનથી મન્દાગ્નિ, અજીર્ણ, અર્શ, ગ્રહણી, આમાજીર્ણ, તથા અન્ય ઉદર રોગ નષ્ટ થાય છે. વ્યાધિ અનુસાર તેમાં પથ્યની વ્યવસ્થા કરવી જોઇએ. આ રસને બીજા ગ્રંથમાં રાજવલ્લભ રસ કહ્યો છે. ૫૨૯ થી ૫૩૩

**રસેન્દ્ર ચુર્ણમ**—રસસિન્દુર ૮ તોલા, વાંસકપુર, મોતીની ભસ્મ, સ્વર્ણભસ્મ, દરેક ૦ાા તોલો, અર્ધો તોલો અફીણને કાંઇક દુધમાં ધોળી ગાળી લેવું. પછી મિશ્ર કરેલા રસ સિન્દુર આદિને એમાં ઘુંટવું તે પછી તેને છાયામાં અથવા તડકામાં સુકાવી લેવું. માત્રા ૨ થી ૪ રતી. અનુપાન દુધ. પથ્યાપથ્ય–દુધ ભાતનું સેવન કરવુ જોઇએ. મીઠું તથા પાણીનો આ દવા ચાલતી હોય ત્યારે નિષિદ્ધ કરેલ છે. ભૂખ લાગે ત્યારે ધીથી પકાવેલ મોદક આદિનું સેવન કરવું. ગરમ પાણીથીજ શૌચ તથા આચમન આદિ કરવું જોઇએ. તથા સર્વદા રોગીના શરીરને વસ્ત્રદ્વારા આચ્છાદિત રાખવું જોઇએ. આ દવા ચાલતી હોય ત્યારે ન્હાવું નહિં. તથા રસનું સેવન કરનારાને માટે જે નિયમો છે તેનું પણ ધ્યાન રાખવું જોઇએ. આ રસ ગ્રહણી, રકતાતિસાર, સૂતિકા રોગને નષ્ટ કરે છે. મન્દાગ્નિને મટાડી જઠરને પ્રદિપ્ત કરે છે તથા પથ્ય સેવી પુરૂષને નષ્ટ પુષ્ટ બનાવી દે છે આ રસાયન છે. ૫૩૪ થી ૫૪૦

**પૂર્ણકલાવટિકા**—પારદ, ગંધક, મોથ, લોહભસ્મ, ધાવડીનાં ફુલ, બીલીફળ, વછનાગ, ઇન્દ્રજવ, કાળીપાટ, જીરૂ, ધાણા,રસવંતી,ટંકણ, શિલાજીત, જાયફળ, અભ્રકભસ્મ દરેક ૨ તોલા, મંડુકપર્ણી, લઘુ પંચમુળ, બલા ( કાંસકી ), (કંચટપત્ર) ગજપીપળ, દાડમના દાણા, સીંઘોડાં, નાગકેસર, જાંબુનાં બી, દહીંનું પાણી, અરણીના પાન, ભાંગનાં પાન, ધોળા ભાંગ

ગરાનાં પાન, દરેક ૨ તોલા એને એકત્ર મિશ્ર કરી ગોળીઓ બનાવવી. માત્રા ૨રતી. અનુપાન છાસ. આ ગોળીઓ ગ્રહણી, શુળ, દાહ, અગ્નિમાંદ્ય, જ્વર, ભ્રમ, ઉલ્ટી, તથા સંગ્રહણીને મટાડે છે. ૫૪૧ થી ૫૪૫

વજ્રકપાટો રસ—પારદ, ગંધક, અફીણ, મોચરસ, ત્રિકટુ, ત્રિફળા એ સર્વને જુદું જુદું સમપરિમાણમાં મિશ્રિત કરી પછી ભાંગ, તથા ભાંગરાના રસની સાત ભાવના આ-પવી અને ૩ રતીની ગોળીઓ બનાવવી. અનુપાન મદ. આ રસના સેવનથી અસાધ્ય ગ્રહણી રોગ નષ્ટ થાય છે. ૫૪૬ થી ૫૪૭

વડવામુખો રસ—પારદ, ગંધક, તામ્રભસ્મ, ટંકણખાર, સમુદ્ર લવણ, જવખાર, સા-જીખાર, સીંધવ, સુંઠ, અઘેડાનો ખાર, ખાખરાનો ખાર, વરણાનો ખાર, એ દરેક અકેક તોલો લઈ તેને ખટાશ ( લીંબુ કે છાસ ) માં તથા હસ્તીશુંડીના રસમાં જુદુ જુદુ ઘુંટી લઘુ પુટ આપવો. આ રસ ગ્રહણી તથા જ્વરમાં ઉપયોગી છે. ૫૪૮ થી ૫૫૦

હંસ પોટલી રસ—કોડીની ભસ્મ, સુંઠ, મરી, પીંપર, ટંકણ, વછનાગ, ગંધક, પારદ એને સરખે ભાગે લઇ દાડમના રસમાં ઘુંટી ગોળીઓ બનાવવી માત્રા ૧ રતી. અનુ-પાન આદુ તથા કાળાં મરી. પથ્ય છાસ ભાત. આ રસ ગ્રહણીમાં સેવન કરાવવામાં આવે છે. ૫૫૧ થી ૫૫૨

ગ્રહણી વજ્ર કપાટ રસ—પારદ, ગંધક, જવખાર, અરણીનાં પાન, અજમો, અભ્રકભસ્મ, ટંકણ, અને અરણી, ભાંગરો, જાંબુના રસની ત્રણ દિવસ ભાવના દઈ ગોળો કરી લેવો અને અર્ધા પહોર સુધી મંદ મંદ અગ્નિ ઉપર સ્વેદન કરાવવું. શીતલ થતાં અરણી, સીમળો, તથા ભાંગના રસની સાત સાત ભાવના આપવી. માત્રા ૦।। માસાથી ૧ માસા સુધી, અનુપાન મધ. આ રસ ગ્રહણીરોગમાં આપવામાં આવે છે. ૫૫૩ થી ૫૫૫

રાજવલ્લભો રસ—જાયફળ, લવીંગ, મોથ, તજ, ઈલાયચી, ટંકણ, હીંગ, જીરૂ, તમાલપત્ર, અજમો, સુઠ, સીંધવ, લોહભસ્મ, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, પારદ, ગંધક, કાળાં મરી, નસોતર, ચાંદીની ભસ્મ, દરેક ૧૬ તોલા. એને એકત્ર મિશ્ર કરી આંબળાના રસથી ઘુંટી બબ્બે રતીની ગોળીઓ બનાવવી. એના સેવનથી શુળ, ગુલ્મ, આમવાત, હૃદયનું શુળ, પડખાનું શુળ, આંખોના રતણુકા, હલીમક, માથાની વેદના, કેડનું શુળ, આફરો, કૃમિ, કુષ્ટ, દાદર, વાતરક્ત, ભગન્દર, ઉપદંશ, અતિસાર, ગ્રહણી, અર્શ, મરડો આદિ રોગ નષ્ટ થાય છે. ૫૫૬ થી ૫૬૦

મહા રાજનૃપવલ્લભ—સ્વર્ણમાક્ષિક ભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, બંગભસ્મ, ચાંદીની ભસ્મ, સોનાની ભસ્મ, પીપરીમુળ, અજમો, તજ, તામ્રભસ્મ, સુંઠ, ટંકણ, સીંધવ, સુગંધીવાળો, મોથ, ધાણા, ગંધક, પારદ, કાકડાશીંગી, કપુર અકેક માસો, હીંગ ૨ માસા, કાળાં મરી ૪ માસા, જાવંત્રી, લવીંગ, તમાલપત્ર દરેક ૧ તોલો, શંખનાભી ભસ્મ, વાવ-ડીંગ દરેક ૪ માસા, વછનાગ ૨ માસા; ઇલાયચી ૧૨ તોલા ૩ માસા; બીડલવણ ૪ તોલા એને એકત્ર કરી બકરીના દુધમાં ઘુંટી ૪ રતીની ગોળીઓ બનાવવી. એના ગુણ ઉપરના રાજવલ્લભરસના જેવા છે. ૫૬૧ થી ૫૬૬

શમ્બુકાદિવટી—શંખભસ્મ, સીન્ધાલુણ એને એકત્ર મદમાં વાટી ઘુંટી ગોળીઓ વાળવી. માત્રા ૧ માસો. એના સેવનથી વાત સંગ્રહણી રોગ નષ્ટ થાય છે. ૫૬૭

મહા રાજનૃપતિવલ્લભ રસઃ—કાન્ત લોહભસ્મ ૬ તોલા, અભ્રકભસ્મ, તામ્રભસ્મ, મુક્તાભસ્મ, સુવર્ણ માક્ષિકભસ્મ, દરેક બબ્બે તોલા, સ્વર્ણભસ્મ, ચાંદીભસ્મ, ટંકણ, શીંગી, ગજપીપળ, દંતીમુળ, કાળાં મરી, તામલપત્ર, અજમો, સુગંધીવાળો, મોથ, સુંઠ,

નસોતર ૧ તોલો, લવીંગ ૮ તોલા, જાવંત્રી, જાયફળ, તજ, દરેક આઠ આઠ તોલા, બીડ-લવણ ૩૪ તોલા, ઇલાયચીનું ચુર્ણ ૧૦૨ તોલા, એને એકત્ર મિશ્ર કરી બકરીના દુધથી તથા બીજોરાના રસથી ક્રમશઃ સાત સાત ભાવના આપી ગોળીયો વાળવી. માત્રા ૪ થી ૫ રતી. એના સેવનથી મંદાગ્નિ, ગ્રહણી, કૃમી, પાન્ડુ, ઉલ્ટી, અમ્લપિત્ત, હૃદરોગ, ગુલ્મ ઉદરરોગ, પ્લીહા, ભગંદર, અર્શ, શૂળ. આમદોષ અજીર્ણ બંધકોશ, રતવા, દાહ, પિલંબીકા, અલસક, પ્રમેહ, કુષ્ટ, કાસ, શોષ, શોથ આદિ રોગો નષ્ટ થાય છે. ૫૬૮ થી ૫૭૬

**દુગ્ધવટી**—વછનાગ ૧૨ ભાગ, અફીણ ૧૨ ભાગ, કાન્તલોહભસ્મ ૬ ભાગ અભ્રક-ભસ્મ ૬૦ ભાગ, એને દુધથી ઘુંટી રતી રતીના ગોળીયો બનાવવી. એને પ્રાતઃકાલે દુધની સાથે સેવન કરવી જોઇએ. એના સેવનથી પુરાતની સંગ્રહણી, સોજા, વિષમજ્વર, અમ્લપિત્ત, આદિરોગ નષ્ટ થાય છે. આ રસ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે. ૫૭૭ થી ૫૭૯

**દુગ્ધવટી (૨)**–પારદ, ગંધક, વછનાગ, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, હરતાલ, હિંગળો મોચરસ, અફીણ એને સરખે ભાગે મિશ્ર કરી ગાયના દુધમાં ઘુંટી અર્ધાન્ન બરાબર ગોળીયો બનાવવી. પથ્યઃ ગાયનું દુધ તથા શુદ્ધ સીન્ધવ. અને ઉકાળી ઠારેલું પાણી. એના સેવનથી સોજા, ગ્રહણી, તથા જ્વર આદિ શીઘ્ર નષ્ટ થાય છે. ૫૮૦ થી ૫૮૨.

**અગસ્તિ સૂતરાજો રસઃ**—પારદ અને ગંધક સરખે ભાગે લઇ કજ્જલી કરવી તે ૧ ભાગ, હિંગળો ૧ ભાગ, ધંતુરાનાં બી ૨ ભાગ, અફીણ ૪ ભાગ, એને ભાંગરાના રસથી ઘુંટી અકેક રતીની ગોળીયો બનાવવી. આ રસ ગ્રહણી રોગમાં અતિ ઉત્તમ છે ૫૮૨

**અગ્નિસૂનુ રસઃ**—કોડીનીભસ્મ ૧ ભાગ, શંખભસ્મ ૨ ભાગ, કજ્જલી ૧ ભાગ, કાળાંમરી ૩ ભાગ; એને એકત્ર કરી લીંબુના રસમાં ઘુંટી ગોળીયો બનાવવી. માત્રા ૨ રતીથી ૪ રતી. આ રસ જલ્દી અગ્નિમાંધને નષ્ટ કરે છે. અનુપાન ઘી અને સાકરની સાથે એનું સેવન કરવાથી ક્ષીણ પુરુષ હાથી સમાન થઇ જાય છે. તથા પીપરનું ચુર્ણ અને ઘીના સાથે સેવન કરવાથી રોગી ગ્રહણી રોગથી છુટી જાય છે. છાસની સાથે સેવન કરવાથી શોષ, જ્વર, અરૂચિ, શુળ, ગુલ્મ, પાન્ડુ, ઉદર, અર્શ, ગ્રહણી આદિરોગ મટી જાય છે. અને છાસના અનુપાન સાથે સેવન કરવાથી પ્રમેહમાં પણ ફાયદો કરે છે. ૫૮૪ થી ૫૮૬

**અજાજ્યાદિ ચુર્ણ**—જીરૂ ૮ તોલા, જવખાર ૪ તોલ, મોથ ૮ તોલા અફીણ ૪ તોલા, આકડાનાં મૂળનું ચુર્ણ ૧૬ તોલા એને એકત્ર મિશ્ર કરી તૈયાર કરવું. માત્રા ૨ રતી. આ ચુર્ણ, ગ્રહણી, રક્તાતિસાર, અતિસાર, જ્વરાતિસાર, તથા ઘોર વિસુચિકા રોગને શાન્ત કરે છે. ૫૮૭ થી ૫૮૯

**ગૃહિણી શાર્દુલ રસ**—પારદ ૨ તોલા, ગંધક ૨ તોલા. એ બંન્નેની કજ્જલી કરી તેમાં ૧૬ મા ભાગે સુવર્ણભસ્મ અને લવીંગ, લીમડાનાં પાન, જાવંત્રી, જાયફળ, નાની ઇલાયચી, દરેક બબે તોલા, એ સર્વને બે છીપોમાં બંધ કરી લઘુપુટ આપવા માત્રા ૫ રતી. એના સેવનથી સુતિકા રોગ, ગ્રહણી, અર્શ, કાસ, શ્વાસ, અતિસાર, તથા આમશુળ આદિ-રોગ નષ્ટ થાય છે. આ રસ અગ્નિ પ્રદિપક તથા બલ્ય છે. સંસારના લોકોનું રક્ષણ કરવા માટે રૂ આ રસ કહ્યો છે. ૫૯૦ થી ૫૯૪

**ગ્રહણી કપર્દપોટલી રસ**—કોડીનીભસ્મ, પારદ, ગંધક, લોહભસ્મ, ટંકણખાર, દરેક સરખે ભાગે લઇ અરણીના પાનના રસમાં એક દિવસ ઘુંટી અને માટીની મૂષામાં ભરી તે મૂષા કપડમટી કરી બંધ કરી અગ્નિમાં પુટ આપવો. આ રસનો વાતપ્રધાન ગ્રહણીમાં પ્રયોગ કરાવવો. માત્રા ૨ રતી. ૫૯૫

**इति चक्रदत्त भैषज्य रत्नावलयां ग्रहणीरोगाधिकारः**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अर्श रोगाधिकार.

### અર્શની ચિકિત્સા

दुर्नाम्नां साधनोपायश्चतुर्धा परिकीर्त्तितः ।
भेषज क्षार शस्त्राग्नि साध्यत्वादाद्य उच्चते ॥१॥

અર્શને નષ્ટ કરવા માટે ચાર પ્રકારનાં સાધનો ક્રમમાં લેવામાં આવે છે. ૧ ઔષધ, ૨ ક્ષાર, ૩ શસ્ત્ર, ૪ અગ્નિ એ ચારેમાંથી અહીં ઘણે ભાગે ઔષધ ચિકિત્સાનુંજ વર્ણન કરીએ છીએ. ૧ ( ચક્રદત્તઃ ૧ )

यद्वायोरानुलोम्याय यदग्नि बल वृद्धये ।
अनुपानौषध द्रव्यं तत्सेव्यं नित्यमर्शसाम ॥२॥

જે જે અનુપાન ઔષધ, તથા ભોજ્ય દ્રવ્ય વાયુનું અનુલોપન કરે છે તથા જઠરાગ્નિ અને બળની વૃદ્ધિ કરે છે તેનું રોગીએ પ્રતિદિન સેવન કરવું જોઈએ. ૨ ( ચક્રદત્તઃ ૨)

शुष्कार्शसां प्रलेपादि क्रिया तीक्ष्णा विधीयते ।
स्त्राविणां रक्तमालोक्य क्रिया कार्यास्त्रपैत्तिकी ॥३॥

શુષ્કાદ્રાર્શઃ સુક્રિયા—શુષ્કાર્શની તીક્ષ્ણ પ્રલેપ આદિ દ્વારા ચિકિત્સા કરવામાં આવે છે, તથા જે અર્શમાં રકતસ્ત્રાવ થાય છે તેમાં રકતપિત્તની ચિકિત્સા કરવામાં આવે છે,૩ (ચક્રદત્તઃ ૩)

કઠીન **અર્શની** ચિકિત્સા—જે અર્શમાં માંસાકુર કઠીણ હોય તથા તેમાં રકત સંચય હોય તો શસ્ત્ર દ્વારા કાપી ત્યાં લેખન કરીને જળો દ્વારા પુનઃ પુનઃ રકતનું આહરણ કરવું. ૪

**શ્લેષ્માર્શ**ચિકિત્સા—શ્લેષ્મજન્ય અર્શમાં માંસાંકુરના એક પડખામાં જળો દ્વારા રકતમોક્ષણ કરી આકડાના પાંદડાંના રસથી લેપ કરવો અથવા દાહ કરવો. ૫

**અર્શ નાશક લેપ**—થોરના દુધને હળદર સાથે મેળવી લેપ કરવાથી અર્શ નષ્ટ થઇ જાય છે. એમજ અર્શ ઉપર કોષાતકી ( કડવાં તુરીયાં કે પાડાવેલાં ) ના ચુર્ણને ઘસવાથી અંકુરો (મસા) ગરી જાય છે. ૬ (ચક્રદત્તઃ ૪)

**અર્કક્ષીરાદિ પ્રલેપ**—આકડાનું દુધ, થોરનું દુધ, કડવી તુંબડીનાં પાન, કરંજની છાલ એ સર્વને બકરાના મૂત્રમાં ઘુટી લેપ કરવાથી અર્શમાં અત્યંત લાભ થાય છે. આ લેપ અત્યંત શ્રેષ્ટ છે. ૭ (ચક્રદત્ત ૫)

**ઘોષા ફલવર્તિ**—જુના ગોળને કાંઇક જળમાં ઓગાળી તેમાં કડવાં તુરીયાંનું ચુર્ણ મેળવી ઘુંટી તેની લાંબી વાટો બનાવવી. આ વાટ ગુદામાં રાખવાથી અર્શ નષ્ટ થાય છે.

ગુદામાં કડવા તુરીયાના મૂળનું ચુર્ણ કરી પાણી સાથે રકતાર્શ પર લેપ કરવાથી અત્યંત લાભ થાય છે. ૮ (ચક્રદત્તઃ૬)

પીલુના તેલમાં વર્તી પલાળી ગુદામાં રાખવાથી અર્શ ખરી પડે છે. તથા વલિમાં કોઇ પ્રકારની વેદના થતી નથી. ૯

**પિપ્પલ્યાદિ લેપ**—પિપર, સીંધાલુણ, ઉપલેટ, કાળીયા સરસનાં ફળ (બી) એનું ચુર્ણ થોરના દુધ તથા આકડાના દુધ સાથે ઘુંટી લેપ કરવાથી અર્શ નષ્ટ થાય છે. ૧૦

સરસીયા તેલમાં હળદર તથા ઘોષાલતા ( કડવા તુરીયા ) નું ચુર્ણ મેળવી લેપ કરવાથી અર્શ નષ્ટ થાય છે. ૧૧

સુરણ, હળદર ચિત્રકમૂળ, ટંકણ એના ચુર્ણને ગોળની સાથે મિશ્રિત કરી અર્શ પર કાંજીમાં ઘુંટી લેપ કરવો. ૧૨

બીજ સહિત કડવી તુંબડીના ચુર્ણને ગોળમાં મિશ્ર કરી કાંજીમાં ઘુંટી લેપ કરવાથી અર્શનો મૂળમાંથી નાશ થાય છે. ૧૩

એક સુતરના દોરાને હળદર તથા થોરના દુધથી અનેક વાર ભાવના આપી એ સુત્રથી અર્શનાં મૂળને કસીને બાંધી દેવું. એ પ્રકારે બાંધવાથી અર્શ ધીરે ધીરે કપાઇ ગરી પડે છે. ૧૪ (ચક્રદત્ત ૧૪૮)

કડવી તુમ્બડીનાં બી, વડાગરૂ મીઠું, એ બેને સરખે ભાગે મિશ્ર કરી કાંજીમાં ઘુંટી અને લાંબી વાટો બનાવવી. એને ગુદામાં રાખવાથી અર્શ નષ્ટ થાય છે. પથ્યઃ ભેંસનું દહી. ૧૫ ( ચક્રદત્ત ૭)

**લિંગાર્શના લેપ**

મહાબોધી પ્રદેશ ા હરડેનું ચુર્ણ, કડવા તુરીયાનું ચુર્ણ, સમુદ્રફીણ, એ સર્વને એકત્ર કરી ચુર્ણ કરવું. તે ચુર્ણના લેપથી લિંગાર્શ નષ્ટ થઇ જાય છે. ૧૬ ( ચક્રદત્ત: ૯ )

અંઘેડાના મૂળનો ક્ષાર, તથા હરતાળને સરખે ભાગે મેળવી જળમાં ઘુંટી લેપ કરવાથી લિંગાર્શ મટી જાય છે. ૧૭ (ચક્રદત્તઃ ૮ )

## અર્શરોગની ચિકિત્સા

**વિશેષ વ્યવસ્થાઃ—**

> **वातातीसार वभ्दिन्न वर्चास्यर्शास्यु पाचरेत ।**
> **उदावर्त्त विधानेन गाढबिट्कानि चासकृत ॥१८॥**

અર્શરોગમાં જો પાતળા દસ્ત થાય તો ત્યાં વાતાતીસાર જેવી ચિકિત્સા કરવી જોઇએ. અને જો મળ કઠીન હોય તો ઉદાવર્ત્ત રોગના જેવી ચિકિત્સા કરવી જોઇએ. ૧૮ [ ચક્રદત્તઃ ૧૦ ]

**હરસમાં તક્ર ( છાસ ) નું પ્રાધાન્યઃ-**

> **विड्विबन्धे हितं तक्रं यमानीबिड संयुतम ।**
> **वातश्लेष्मांर्शसां तक्रात्परं नास्तहि भेषजम् ॥१९॥**
> **तत्प्रयोज्यं यथादोष सस्नेह रुक्षमेव वा ।**
> **न विरोहंति गुदजाः पुनस्तक्रसमाहताः ॥२०॥**

અર્શરોગમાં જો મળબંધ હોય તો અજમો તથા બીડલવણની સાથે છાસનું સેવન

કરવું જોઇએ. વાત શ્લેષ્મજન્ય અર્શને માટે છાસથી વધારે ઉત્તમ બીજું કોઇ ઔષધ નથી દોષાનુસાર સ્નેહ યુક્ત [ માખણવાળી ] અથવા સ્નેહ રહિત [ માંખણ કાઢી લીધેલી ] છાસનો પ્રયોગ કરાવવો જોઇએ. અર્થાત વાતજ અર્શમાં સસ્નેહ ( જેમાંથી માખણ કાઢી લીધું ન હોય ) અને કફજ અર્શમાં નિઃસ્નેહ ( જેમાંથી માંખણ કાઢી લીધું હોય ) તે તક્રનો પ્રયોગ કરવો. એના સેવનથી એકવાર નષ્ટ થયેલા અર્શ ફરી ઉત્પન્ન થતા નથી. ૧૯–૨૦ [ ચક્રદત્તઃ ૧૧–૧૨ ]

**વિશેષ છાસનું વિધાન**—ચિત્રકમૂળની છાલને વાટી તેને એક માટીના પાત્રમાં અંદરથી લેપ કરવો. એ વાસણમાં મેળવેલું દહીં અથવા છાસનું સેવન કરવાથી અર્શ નષ્ટ થાય છે. ૨૧ ( ચક્રદત્તઃ ૧૩ )

**અભયા પ્રયોગઃ**–

**पित्तश्लेष्म प्रशमनी कच्छूकन्डू रुजापहा।**
**गुदजान्ना शयत्याशु योजिता सगुडाभया ॥२२॥**

**હરડેનું** ચુર્ણ ગોળ સાથે સેવન કરવાથી અર્શ નષ્ટ થાય છે આ વધેલા પિત્તકફ અને કચ્છુ તથા ખસ, ખુજલી તથા છાલાં કન્ડુ ને પણ નષ્ટ કરે છે. ૨૨ ( ચક્રદત્તઃ ૧૪ )

ઘીમાં શેકેલી હરડેને ગોળ અને પીપર સાથે અથવા નસોતર તથા દંતીમૂળ સાથે સેવન કરવાથી વાતનું અનુલોમન થાય છે. ૨૩ ( ચક્રદત્ત ૧૫ )

**હરસના બીજા યોગો**

**તલ** તથા ભીલામાંને યથાયોગ્ય માત્રામાં મેળવી સેવન કરવું, એ જઠરાગ્નિને વધારે છે. અને કુષ્ટ તથા અર્શ નાશક છે ૨૪ ( ચક્રદત્ત ૧૬ )

ગોમૂત્રમાં એક કે બે દિવસ હરડે રાખી મૂકી પછી તેને વાટી તેનું ચુર્ણ ગોળ સાથે સેવન કરે અથવા પંચકોલ યુક્ત છાસનું સેવન કરવું જોઇએ ૨૫ ( ચક્રદત ૧૮ )

હરડે, કાળા તલ, આંબળાં, દ્રાક્ષ, અને જેઠીમધનું ચુર્ણ ને ફાલસાના રસથી અર્શ રોગની નિવૃત્તિને માટે સેવન કરવું. ૨૬

તલ, ભીલામાં, હરડે, ગોળ, એ સર્વ સરખે ભાગે મેળવી વાટી ઘુંટી યોગ્ય માત્રાથી સેવન કરાવવું. એના સેવનથી અર્શ, કાસ, શ્વાસ, પ્લીહા, પાન્ડુ તથા જ્વર આદિ રોગો નષ્ટ થાય છે. ૨૭ [ ચક્રદત્ત ૧૭ ]

સુરણની ગાંઠ ઉપર માટી ચોપડી તેને અગ્નિમાં પુટપાકની રીતે બાફવી. તેને તેલ અને મીઠા સાથે અર્શની નિવૃત્તિ માટે સેવન કરવું. ૨૮ ( ચક્રદત્ત ૧૯ )

કડવાં તુરીયાં લોહની ભસ્મ ૬ ગણા પાણીમાં મેળવી એકત્ર કરી પાણી ગાળી લેવું, એવી રીતે ૨૧ વાર ગાળી લેવું. એ પાણીમાં વંતાકને ઉકાળી બાફી તે રીંગણાંને ઘીમાં તળી ગોળ સાથે તૃપ્ત થતા સુધી અર્શરોગ વાળાએ ખાવું. એનું સેવન કર્યા પછી છાસ પીવી જોઇએ. એ પ્રકારે સાત દિવસ કરવાથી અતિ વધેલા સહજાર્શ પણ જલ્દી મટી જાય છે. ૨૯–૩૦ ( ચક્રદત્ત ૨૦–૨૧ )

કાળા તલ ચારથી આઠ તોલા ચાવીને ખાધા પછી ઉપર ઠંડું પાણી પીવું. એથી અર્શ નષ્ટ થાય છે. તથા દાંત દઢ થઇ શરીર પુષ્ટ થાય છે. ૩૧ [ ચક્રદત્ત ૨૨ ]

**કવાથો.**

**ચંન્દનાદિ કવાથ**—રતાંજળી, કરીયાતુ, ધમાસો, સુંઠ, દારૂહળદર, તજ, વાળો, લીમડાની છાલ, એકંદર મિશ્રત કરી તેમાંથી ૨ તોલા લઇ ૩૨ તોલા પાણીમાં ઉકાળવું.

૮ તોલા રહે ત્યારે ઉતારવું. એ કવાથ રક્તાર્શ (લોહી પડતા અર્શ) ને મટાડે છે. ૩૨

**પથ્યાદિ કવાથ**—હરડે, ગળો, ધાણા એના કવાથને ગોળ સાથે સેવન કરવાથી બધા પ્રકારના અર્શ રોગો મટી જાય છે. ૩૩

**વિડંગાદિ કવાથ**—વાવડીગ, તમાલપત્ર, નાગકેસર, સુંઠ, ઈલાયચી, નેપાલી ધાણા, ધાણા, તલ, એ સર્વનો ઉકાળો હરડે, ગોળ તથા ઘી સાથે પીવાથી અર્શ રોગ મટી જાય છે. ૩૪

## મોદક

**નાગરાદિ મોદક**—સુંઠ, ભીલામાં, વરધારાનાં બી, દરેક સરખે ભાગે લઇ ચુર્ણ કરવું. તેનાથી બમણો ગોળ લેવો. વિધિપૂર્વક તે ચુર્ણને ગોળની સાથે પકાવી મોદક કરવા. માત્રા ૧।। થી ૩ માસા સુધી. અનુપાન થંડુ પાણી. એના સેવનથી બધા અર્શ રોગ નષ્ટ થાય છે.

ચુર્ણમાં ચુર્ણની બરાબર ગોળ લેવો. પણ મોદક બનાવવો હોય તો ચુર્ણથી બમણો ગોળ લેવો જોઇએ. ૩૫ (ચક્રદત્ત ૨૭)

**લવણોત્તમાદિ ચુર્ણ**—સીંધાલુણ, ચિત્રકમૂળ, ઇન્દ્રજવ, જવ, કરંજબીજ, બકાનની છાલ, દરેકનું ચુર્ણ સરખે ભાગે લઇ છાસ સાથે સેવન કરાવવું. માત્રા ૨ માસા. આ દવાના સેવનથી અર્શ નષ્ટ થાય છે. ૩૬

**સ્વલ્પસુરણ મોદક**—કાળાં મરી ૧ ભાગ, સુંઠ ૨ ભાગ, ચિત્રકમૂળ ૪ ભાગ, સુરણ ૮ ભાગ, જુનો ગોળ ૧૫ ભાગ, લઇ યથાવિધિ મોદક બનાવી રોગીને સેવન કરાવવું. માત્રા અર્ધો તોલાથી ૧ તોલો. એના સેવનથી અગ્નિ દીપ્ત થાય છે. તથા ગુલ્મ, શુળ, શ્લીપદ, તથા અર્શ આદિ રોગો નષ્ટ થાય છે. ૩૭–૩૮ (ચક્રદત્ત ૩૭–૩૮)

**બુહત્સુરણ મોદક**—સુરણ ૧૬ ભાગ, ચિત્રકમૂળ ૮ ભાગ, સુંઠ ૪ ભાગ, કાળાં મરી ૨ ભાગ, ત્રિફળા, પિપર, પિપરીમૂળ, તાલીસપત્ર, ભીલામાં, વાવડીંગ, દરેક ૪ ભાગ, મૂશળી ૮ ભાગ, વરધારાનાં બી ૧૬ ભાગ, તજ ૨ ભાગ, ઇલાયચી ૨ ભાગ, એને એકત્ર ખાંડી ચુર્ણ કરી તે ચુર્ણથી બમણો ગોળ લઇ તે ગોળને ઉકાળી પછી તેમાં ચુર્ણ નાંખી મોદક બનાવવા. માત્રા ૧ તોલો. આ દવાના સેવન કાલે ભારે તથા પુષ્ટ કરનારાં ભોજનોનું સેવન કરાવવું. જો ભારે તથા વૃષ્ય [ પુષ્ટ કરનારાં ] ભોજનનું ન સેવન કરાવવામાં આવે તો ઉપદ્રવ થઇ શકે છે. જેમકે આના પ્રયોગથી અગસ્ત્યને ભસ્મક રોગ થઇ ગયો હતો. એ પ્રકારે ભીમ તથા હનુમાનને પણ ભસ્મક રોગ થઇ ગયો હતો. જેથી તે મહાશન ( બહુ ખાનારા ) થઇ ગયા હતા. મહાવીર્ય સુરણ અગ્નિ પદિપક છે એટલુંજ નહિં પણ શસ્ત્ર, ક્ષાર, તથા અગ્નિના વગર પણ અર્શનો નાશ કરે છે. આ મોદક સોજા, શ્લીપદ, ગર ( સંયોગજ વિષ ) ગ્રહણી, વાતજ હિક્કા, વલીપલિત, શ્વાસ, કાસ, રાજયક્ષ્મા પ્રમેહ તથા પ્લીહા આદિ રોગો નષ્ટ કરે છે. આ મોદક બુદ્ધિવર્દ્ધક વૃષ્ય તથા રસાયન છે. ૩૯–૪૬ ( ચક્રદત્ત ૪૮ થી ૫૫ )

**શ્રી બાહુશાલો ગુડઃ**—નસોતર, તેજોવંતી (ચવક), દંતીમૂળ, ગાખરૂ, ચિત્રકમૂળ કચુરો, ઇન્દ્રવરણા, મોથ, સુંઠ, વાવડીગ હરડે દરેક ૪ ભાર, ભીલામા ૩૨ તોલા, વરધારાનાં મૂળ ૨૪ તોલા; સુરણ ૬૪ તોલા, એનો ૪ દ્રોણ પાણીમાં કવાથ કરવો. જ્યારે ૧ દ્રોણ પાણી રહે ત્યારે તેને ગાળી તેમાં ૪૯૨ તોલા જુનો ગોળ મેળવવો. ઉકાળવું. તળેથે ચોટે તેટલો વખત ઉકાળવો. જ્યારે તૈયાર થઇ જાય ત્યારે નીચેનાં ચુર્ણો તેમાં મેળવવાં.

નસોતર, ચવક, સુરણ, ચિત્રકમૂળ, દરેકનું ચુર્ણ આઠ આઠ તોલા, તજ, ઇલાયચી, મરી, ગજપીપર, દરેકનું ચુર્ણ ચોવીસ ચોવીસ તોલા લેવું તેનું ચુર્ણ ઉપરના પાકમાં મેળવી તૈયાર કરવું. માત્રા ૦॥ તોલાથી ૧ તોલો. અનુપાન થંડુ પાણી. પથ્ય દૂધ તથા માંસરસ, આ દવાના સેવનથી ગુલ્મ, પ્રમેહ, પાન્ડુ, હલીમક. અર્શ, ઉદરરોગ, ગ્રહણી, રાજ્યક્ષ્મા, પીનસ, પ્રતિસ્યાય, આઢયવાત આદિ રોગ નષ્ટ થાય છે. બધા રોગોમાં આ દવા હિતકારક છે. અર્શ રોગમાં તો આ દવા હજારો વાર અનુભવ કરેલી છે. આ દવાનો પ્રયોગ કરવાથી ૧૦૦ વર્ષ સુધી પુરુષ નિરોગ રહે છે. આ દવા આયુષ્ય વધારનાર, વલીપલીત નાશક રસાયન અને બુદ્ધિવર્ધક છે. ૪૭ થી ૫૭ (ચક્રદત્ત ૭૮ થી ૮૮)

**ગોળના પાકની પરીક્ષા**—ગોળ જ્યારે સુખ પૂર્વક મર્દન (ઘુંટી)કરી શકાય તેવો થાય, ખર સ્પર્શ, તથા યોગ્ય ગંધ, વર્ણ તથા રસ વાળો હોય, અને ડબાવવાથી હાથની રેખા અદિનાં ચિન્હ તેમાં પડતાં જણાય તો તે ગોળનો પાક બરોબર થયો છે એમ જાણવું. ૫૮ (ચક્રદત્ત ૯૧)

**પ્રાણદા ગુટિકા**—સુંઠ ૧૨ તોલા, મરી ૧૬ તોલા, પીપર ૮ તોલા, ચવક ૪ તોલા તાલીસપત્ર ૪ તોલા, નાગકેસર બે તોલા, પિપરીમૂળ ૮ તોલા, તમાલપત્ર ૧ તોલો, ઇલાયચી ૮ તોલા. તજ ૨ તોલા, વાળો ૮ તોલા. ગોળ ૧૨૦ તોલા, એ સર્વ એકત્ર મિશ્રિત કરી ગોળ બનાવવો. માત્રા ૦॥ તોલો. આ ગોળનું જમતા પહેલાં અને જમ્યા પછી સેવન કરવું જોઇએ. એના સેવન પછી મદ્ય, માંસરસ, ઓસામણ, દૂધ, થંડુ પાણી, આદિ પીવું જોઇએ. એના સેવનથી બધી જાતના દોષજ, સહજ તથા રક્તજ અર્શ નષ્ટ થાય છે. પાનાત્યય મૂત્રકચ્છ વાતરોગ, ગલગ્રહ, વિષમજ્વર, મન્દાગ્નિ પાન્ડુ, કૃમિ, હૃદરોગ, ગુલ્મ, શુળ, શ્વાસ, તથા કાસ આદિ રોગોમાં આ દવા અમૃત સમાન છે. જો અર્શમાં બંધકોશ હોય તો તેમાં સુંઠને બદલે હરડેનું ચુર્ણ નાંખવું જોઇએ. પિત્તાર્શમાં ગોળને બદલે ચુર્ણથી ચાર ગણી સાકર નાંખવી જોઇએ. આ દવા અમ્લપિત્ત અને મન્દાગ્નિમાં પણ વાપરી શકાય છે. તેમાં ગોળ અને સાકરની સાથે પાક કરી ગોળીયો બનાવવી જોઇએ. પાક કરવાથી આ ગોળીયો લઘુ થઇ જાય છે. ૫૯ થી ૬૮(ચક્રદત્ત ૨૮થી૩૭)

**દશમૂળ ગુડ**—દશમૂળ, ચિત્રકમુળ, દંતીમૂળ દરેક ૨૦ તોલા, તેને ૨૦૪૮ તોલા પાણીમાં સિદ્ધ કરી જ્યારે પાણી ૫૧૨ તોલા રહે ત્યારે ઉતારી તેમાં ૪૦૦ તોલા ગોળ મેળવી ફરી પાક કરવો, જ્યારે બરોબર પાક થઇ જાય ત્યારે તેને થંડો થવા દેવો. થડો થયે તેમાં નસોતરનું ચુર્ણ ૬૪ તોલા પીપરનું ચુર્ણ ૩૨ તોલા, સારી રીતે મેળવી ઘીના રીઢા વાસણમાં ભરી લેવો માત્રા ૦॥ તોલો. એના સેવનથી અર્શ, અજીર્ણ પાન્ડુ આદિ બધા રોગો શાંત થઇ જાય છે; ૬૯ થી ૭૧

**અગસ્તિ મોદકઃ**—હરડે ૨૪ તોલા, સુંઠ ૨૪ તોલા, કાળાં મરી ૨૪ તોલા, પીપર ૨૪ તોલા, તજ ૪ તોલા, તમાલપત્ર ૪ તોલા, ગોળ ૬૪ તોલા, એનાથી યથાવિધી અગસ્તિ મોદક નિર્માણ કરી સોજા, અર્શ, ગ્રહણી, કાસ તથા ઉદાવર્ત આદિ વ્યાધિયોમાં પ્રયોગ કરાવવો જોઇએ. માત્રા ૦॥ તોલો. ૭૨ થી ૭૩

**ભલ્લાતકાદિ મોદકઃ**—ભિલામાં, કાળાતલ, હરડે, બધા ચુર્ણમાં ગોળ મેળવી મોદક બનાવવા. અને પિત્તાર્શની શાન્તિને માટે પ્રયોગ કરાવવો. માત્રા ૩ માસાથી ૬ માસા સુધી ૭૪

**કાંકાયન મોદકઃ**—હરડે ૨૦ તોલા, જીરૂ ૪ તોલા, કાળાં મરી ૪ તોલા, પીપર ૪ તોલા. પીપરીમૂળ ૮ તોલા. ચવક ૧૩ તોલા, ચિત્રકમૂળ ૧૬ તોલા, સુંઠ ૨૦ તોલા,

જવખાર ૮ તોલા, ભિલામાં ૩૨ તોલા, સુરણ ૬૪ તોલા, એ બધાનું ચુર્ણ કરવું. તે ચુર્ણથી બમણો જુનો ગોળ મેળવી એકંદર મિશ્ર કરી તેના અર્ધા અર્ધા તોલાના મોદક બનાવવા. એનું પ્રાતઃકાળે સેવન કરવું. એના સેવન પછી છાસ અથવા થંડુ પાણી પીવું જોઇએ. આ દવા મંદ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે. તથા ગ્રહણી અને પાન્ડુરોગનો નાશ કરે છે. અર્શના રોગીયો માટે કાંકાયને પોતાના શિષ્યોને આનો ઉપદેશ આપ્યો હતો આ દવાના સેવનથી શસ્ત્ર, ક્ષાર તથા અગ્નિ આદિ વગરજ અર્શ નષ્ટ થઇ જાય છે. ૭૫ થી ૭૮ (ચક્રદત્ત ૩૮ થી ૪૨)

**મણિભદ્ર મોદક**—વાવડીંગ, આંબળાં, હરડે દરેક ચાર ચાર તોલા, નસોતર ૧૨ તોલા, ગોળ ૨૪ તોલા એને એકત્ર મિશ્રિત કરી અર્ધા તોલાના મોદક બનાવી રોગીને સેવન કરાવવા. આ મોદક શાકય ભિક્ષુના અર્શના નિવારણ માટે યક્ષ વરે નિર્મિત કર્યો છે. આ મોદક કાસ, ક્ષય, દુષ્ટ ભગંદર, બરોળ, જલોદર, તથા અર્શ નષ્ટ કરે છે. યથેષ્ટ આહારવિહાર આદિ સાથે આનું સેવન કરવાથી શરીર પુષ્ટ થાય છે, ૭૯-૮૦ ( ચક્રદત્ત ૪૩ થી ૪૫)

## ચુર્ણો

**વિજય ચુર્ણ**:—ત્રિકટુ, ત્રિફળા, ત્રિજાત ( તજ, ઇલાયચી, તમાલપત્ર ) વજ. હીંગ, કાળીપાટ, યવક્ષાર, હળદર, દારૂહળદર ચવક, કડુ, ઇન્દ્રજવ, ચિત્રક, સવા, પંચલવણ પીપરી મૂળ, બીલીફળ અજમોદ, એ ૨૮ દ્રવ્યોનું બારીક ચુર્ણ કરી એને ગરમ પાણી સાથે અથવા દીવેલ સાથે સેવન કરાવવું. માત્રા ૨ માસા. એના સેવનથી કાસ, શોથ, અર્શ, ભગંદર, હૃદશુળ, પાર્શ્વશુળ, વાતગુલ્મ, ઉદરરોગ, હિક્કા, શ્વાસ, પ્રમેહ, કમળો પાન્ડુ, ઉદાવર્ત, અંત્ર વૃદ્ધિ, કૃમિ, જ્વર તથા અપસ્માર આદિ રોગો નષ્ટ થાય છે. નિઃસંતાન સ્ત્રિયોને સંતાન આપનાર છે. ૮૧ થી ૮૭ ( ચક્રદત્ત ૭૧ થી ૭૭ )

**સમશર્કરા ચુર્ણ**—સુંઠ ૭ ભાગ, પીપર ૬ ભાગ, મરી ૫ ભાગ, નાગકેસર ૪ ભાગ તમાલપત્ર ૩ ભાગ, તજ ૨ ભાગ, ઇલાયચી ૧ ભાગ એ સર્વનું ચુર્ણ કરી સરખે ભાગે ખાંડ મેળવી સેવન કરાવવું માત્રા ૨ માસાથી ૩ માસા સુધી. એના સેવનથી અર્શ, મન્દાગ્નિ, કાસ, અરૂચિ શ્વાસ, કંઠરોગ, તથા હૃદરોગ આદિ નષ્ટ થાય છે. ૮૮ (ચક્રદત્ત-૫૯)

**કર્પુરાદિ ચુર્ણ**—કપુર, લવીંગ, ઇલાયચી, તજ નાગકેસર, જાયફળ, વાળો, સુંઠ, શાહજીરૂ, કાળુ અગર, વાંસકપુર, જટામાંસી, નીલોત્પલ (કમળ), પીપર, રતાંજળી, તગર, સુગંધીવાળો, કંકોલ, એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરવુ. તે બધાના ચુર્ણથી અર્ધી ખાંડ મેળવવી. આ ચુર્ણ વાતાર્શ, હૃદરોગ, કંઠના રોગો, કાસ હિચકી, સળેખમ, રાજયક્ષ્મા, તમક શ્વાસ, અતિસાર, પ્રમેહ, અરૂચિ, ગુલ્મ તથા ગ્રહણી આદિ રોગોમાં હિતકર છે, આ રોચક, તૃપ્તિકારક, વૃષ્ય, બલ્ય, તથા ત્રિદોષનાશક છે. માત્રા ૧ માસાથી ૨ માસા સુધી. ૮૯ થી ૯૩

**કરંજાદિ ચુર્ણ**—કરંજનાં બી, બીલીફળ, ચિત્રકમૂળ, સીંધાલુણ, સુંઠ, ઇન્દ્રજવ, અરડુસાની છાલ, એ ચુર્ણને સરખે ભાગે લઇ મિશ્ર કરી રોગીને સેવન કરાવવું. માત્રા ૨ માસા, અનુપાન છાસ. આથી અર્શ તથા રક્તાર્શ મટી જાય છે. ૯૪

**ધુસ્તુરાદિ ચુર્ણ**—પાકેલાં ધંતુરાનાં ફળ, પીપર, સુંઠ, હરડે, સુગંધી વાળો, ગોળ દરેક સરખે ભાગે મિશ્ર કરી રાત્રે સેવન કરાવવાં. માત્રા ૩ રતી, અનુપાન સાકર, મધ તથા ઘી, એના સેવનથી પિત્તાર્શ નષ્ટ થાય છે. ૯૫

**ભલ્લાતકામૃત યોગ**—ગળો, લાંગલી ( કલીહારી ), કાકડાશીંગી, ગોરખમુન્ડી ( ભોડીયો કલ્હાર ), ચણોખડી, કેવડો એ છતાં પાનના રસથી કાચાં ભીલામાંના બીજોને એક એક દિવસ મર્દન કરી પિત્તાર્શમાં પ્રતિદિન સેવન કરાવવાં માત્રા અર્ધો માસો ૯૬–૯૭

**દેવદાલી યોગ**—કુકડવેલાના કવાથથી ગુદા દરરોજ ધોવાથી અથવા તેના હિમના અંતર પ્રયોગથી અર્શ ઉત્પન્ન થતા નથી. ૯૮

**મરિચાદિ ચુર્ણ**—કાળાં મરી, પીપર, ઉપલેટ, સીંધવ, ધોળું જીરૂ, સુંઠ, વજ, હીંગ વાવડીંગ, હરડે, ચિત્રકમૂળ અજમોદ, દરેકનું ચુર્ણ સરખે ભાગે મિશ્ર કરી એથી બમણો જુનો ગોળ મેળવી રોગીને સેવન કરાવવું. માત્રા ૨ માસા. અનુપાન ગરમ જળ એના સેવન કરાવવાથી બધા અર્શ નષ્ટ થઇ જાય છે, વિશેષે કરી વાતાર્શ મટે છે. ૯૯-૧૦૦

**દંત્યારિષ્ટ**—દંતીમૂળ, ચિત્રકમૂળ, દશમૂળ, દરેક આઠ આઠ ભાગ એને ૨૦૪૮ તોલા પાણીમાં ઉકાળવું. ત્રિફળાનાં પાનનું ૨૪ તોલા ચુર્ણ તેમાં નાંખવું. જ્યારે ઉકળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તે પાણીને ગાળી થંડુ થયે તેમાં ૧૦ શેર ગોળ મેળવી એક માટીના વાસણમાં ( જેમા અંદર ઘી ચોપડેલું હોય ) તેમાં ભરી મોં બંધ કરી ૧૫ દિવસ રાખી મુકવું. પછી ગાળી યોગ્ય માત્રાથી રોગીયોને સેવન કરાવવું. એના સેવનથી અર્શ, ગ્રહણી, પાન્ડુ આદિ રોગ નષ્ટ થાય છે. આ વાત તથા મળનું અનુલોમન કરે છે. દીપન છે. તથા અરૂચિને નષ્ટ કરે છે. ધાવડીનાં ફુલ તથા લોધર અંદર ચોપડી તે પાત્રમાં આ અરિષ્ટનું સંધાન કરવું જોઇએ. માત્રા ૧। તોલાથી ૨ તોલા સુધી ૧૦૧ થી ૧૦૪ ( ચક્રદત્ત ૨૩ થી ૨૫ )

**અભયારિષ્ટ**—હરડે ૧૦ શેર, દ્રાક્ષ ૫ શેર, વાવડીંગ ૧ શેર, મહુડાનાં ફુલ ૧ શેર, એને ૮૧૯૨ તોલા પાણીમાં પકાવી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી પછી ગાળી લઇ ટાઢુ પડવા દેવું. પછી તેમાં ૧૦ શેર ગોળ નાંખવો અને નીચેનું ચુર્ણ તેમા નાંખી એક માટીના પાત્રમાં ભરી મોં બંધ કરી એક માસ સુધી પડયા રહેવા દેવું. તેમાં નાંખવાનું દ્રવ્ય ગોખરૂ, નસોતર, ધાણા, ધાવડીનાં ફુલ, ઇન્દ્રવારણી, ચવક વરીયાળી સુંઠ, દંતી મૂળ તથા મોચરસ દરેક ૧૬ તોલા લઇ ખાંડી ચુર્ણ કરી તે ઉપરના અરિષ્ટમાં નાંખવું. એક મહિના પછી જ્યારે અરિષ્ટ તૈયાર થઇ જાય તો તેને ગાળી લઈ પછી રાગીનાં બળાબળ, કોઠો તથા જઠરાગ્નિ અનુસાર યોગ્ય માત્રામાં સેવન કરાવવું, આ દવા અર્શ ઉદરરોગ, બંધકોશ, તથા મૂત્ર રોગ ને જલ્દી મટાડે છે. એના સેવનથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. માત્રા ૧। તોલાથી ૨॥ તોલા સુધી. ૧૦૫ થી ૧૧૦

**બૃહત્કાસિસાદિ તેલ**—હીરાકસી, સીંધવ પીપર, સુંઠ, ઉપલેટ, લાંગલી (કલીગારી) પાષાણભેદ, કરેણનું મૂળ, દંતીમુળ, વાવડીંગ, ચિત્રકમુળ, હડતાલ, માનશિલ, દારૂણી, થોરનું દુધ. આકડાનું દુધ સર્વ મળી ૧ શેર ગોમુત્ર ૧૬ શેર. અને તેલ ૪ શેર એ સર્વ એકંદર ઉકાળી તેલ બાકી રહે ત્યારે ઉતારી લેવું આ તેલ અર્શ ઉપર લગાવવાથી માંસાકુર ( અર્શ ) ખરી પડે છે. એનો પ્રભાવ ક્ષાર જેવો છે. આ ગુદાની વળીને દૂષિત કરતું નથી. ૧૧૧ થી ૧૧૩

**કાસીસાદિ તેલ**—હિરાકસી, દંતીમુળ, સીંધાલુણ ચિત્રકમુળ, દરેક ૪ તોલા લઇ તેનું કલ્ક તેલ ૧ શેર, કાંજી ૪ શેર એનો યથાવિધિ પાક કરવો તે તેલ કાંઇક આકડાના દુધ સાથે મેળવી લગાવવાથી અર્શ નષ્ટ થાય છે. ૧૧૪

**પિપ્પલ્યાદિ તેલ**—પીપળ, જેઠીમધ, બીલાની છાલ, સવા, મીંઢળ, વજ, ઉપલેટ,

સુંઠ, પુષ્કરમુળ, તથા દેવદાર, સર્વમળી ૧ શેર, તેનું કલ્ક કરવું. પછી તલનું તેલ ૧ શેર, દુધ ૮ શેર, પાણી ૧૬ શેર એ સર્વ ઉકાળી તેલ સિદ્ધ કરવું એ તેલના અનુવાસનથી અર્શ, મુઢ વાત, ગુદ ંશ, શુળ, મુત્રકચ્છ, પ્રવાહિકા, દુર્બળતા, આફરો પિચ્છાસ્રાવ, બંધકોશ આદિ રોગો નષ્ટ થાય છે. ૧૧૫ થી ૧૧૮ (ચક્રદત્ત ૧૦૭ થી ૧૧૦)

જેને ઉદાવર્ત્ત હોય, જેને અત્યંત વિરુક્ષિત હોય, વાત પ્રતિલોમ હોય અને જેને શુળ હોય તેને અનુવાસન કરાવવું જોઇએ. ૧૧૯

**ષટપલક ઘૃત**—યવક્ષાર, પીપર, પિપળીમુળ, ચવક, ચિત્રકમુળ, સુંઠ દરેક ૮ તોલા, લઇ તેનો કલ્ક કરવો પાણી ૩૮૪ તોલા, ગાયનું ઘી ૧૨૮ તોલા, દુધ ૧૨૮ તોલા, એ સર્વ એકત્ર કરી ઉકાળી ઘી સિદ્ધ કરવું. તે અર્શ, જ્વર, પ્લીહા, તથા કાસ આદિ રોગોમાં સેવન કરાવવું. ૧૨૦ ચક્રદત્તમાં ઉદકષટપલકઘૃત એવું નામ છે. (ચક્રદત્ત ૧૦૪)

**વ્યોષાદિ ઘૃત**—સુંઠ મરી, પીંપર ત્રણે ૧ શેર લઇ તેનો કલ્ક કરવો. ખાખરાનો ક્ષાર ૧૨ શેર અને ગાયનું ઘી ૪ શેર લઇ બધું એકત્ર કરી ઉકાળી ઘી સિદ્ધ કરવું. એ ઘીના સેવનથી નિઃસંદેહ અર્શ ખરી પડે છે. ૧૨૧. ચક્રદત્તમાં **પલાશક્ષાર ઘૃત** એવું નામ છે. (ચક્રદત્ત ૧૦૪)

**ચવ્યાદિ ઘૃત**—ચવક, સુંઠ, મરી, પીંપર, કાળીપાટ, જવખાર, ધાણા, અજમો. પીપરીમુળ, બીડલવણ, સીંધાલુણ, ચિત્રકમુળ, બીલીફળ હરડે, એ સર્વ મળી ૧ શેર લઇ તેનો કલ્ક કરવો. પછી ગાયનું ઘી ૪ શેર, દહીં ૧૬ શેર અને પાણી ૧૬ શેર એકત્ર કરી તેમાં કલ્ક નાંખી ઉકાળી ઘી સિદ્ધ કરવું. આ ઘીનું સેવન કરાવવાથી મળ તથા વાતનું અનુલોમન થાય છે. અને પ્રવાહિકા, ગુદભ્રંશ,મૂત્રકચ્છ, તથા ગુદાનું શુળ, વંક્ષણશુળ આદિ રોગો મટી જાય છે. ૧૨૨ થી ૧૨૪ (ચક્રદત્ત ૧૦૦ થી ૧૦૨)

## સિંહામૃત ઘૃત

**કુટજાદિ ઘૃત**—ઇન્દ્રજવ, કડાછાલ, નાગકેસર, નીલોત્પલ (કમળ) લોધર ધાવડીનાં ફુલ એ સર્વ મળી ૧ શેર લઇ કલ્ક કરવો. ગાયનું ઘી ૪ શેર, પાણી ૧૬ શેર લઇ એકત્ર કરી તેમાં ઉપરનો કલ્ક ઉમેરી યથાવિધિ પાક કરી શુળ અને રક્તાર્શમાં સેવન કરાવવું. ૧૨૫ (ચક્રદત્ત ૧૨૮)

**સુનિષણ્ણક ચાંગેરી ઘૃત**—અવાક પુષ્પી (સત્રા). બલા, (કાંસકી), દારૂહળદર, પૃશ્નપર્ણી (સમેરવો) ગોખરૂ વડનો કુંપળો, ઉમરડાની કુંપળો પીપળાની કુંપળો દરેક આઠ આઠ તોલા, પાણી ૫૧૨ તોલામાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ગાળી લઇ તેમાં નીચેનાં દ્રવ્યોનો કલ્ક નાંખવો. અરણી કડુ પીપર, પીપરીમુળ, મરી, દેવદાર, ઇન્દ્રજવ, મોચરસ, ક્ષીરકાકોલી, રતાંજળી, રસવંતી, કાયફળ, ચિત્રકમુળ, મોથ, પ્રિયંગુ, અતિવિષની કળી, શાલીપર્ણી, પદ્મકેસર, નીલોત્પલ (કમળ) નાં કેસરાં, મજીઠ, બેઠી ભોંયરીંગણી, બીલીફળ, મોચરસ, કાળીપાટ એ દરેક બબ્બે તોલા, સુનિષણ્ણક (ઉટંગણ) તથા ચાંગેરી (ખાટી લુણી] એ દરેકનો સ્વરસ ૨૫૬ તોલા, ઘી ૧૨૮ તોલા, લઇ એ ઘીનો યથાવિધિ પાક કરી સેવન કરાવવું. અર્શ, રૂધિરસ્રાવ. મરડો, ગુદભ્રંશ, પિચ્છાસ્રાવ, સોજા, શુળ મુત્રાવરોધ, મુઢવાત, મન્દાગ્નિ, અરૂચિ, આદિ રોગો એના સેવનથી મટી જાય છે. આ દવા બળ વર્ણ તથા જઠરાગ્નિને વધારે છે. ૧૨૬ થી ૧૩૪ (ચક્રદત્ત ૧૨૯ થી ૧૩૭)

## ધુમાડી લેવી

**અશ્વગંધાદિ ધુપઃ**—આસન, નગોડ, ઉભી ભોંયરીંગણી, પીપર, એને દેવતા ઉપર રાખી તેની ધુમાડી ગુદાદ્વાર પર લેવી જેથી અર્શ શાંત થાય છે. ૧૩૫

**અર્કમુળાદિ ધુપઃ**—આકડાનું મુળ, શીસમનાં પાન, વાળ, સાપની કાંચળી, બીલાડીનું ચામડું, એકત્ર વાટી ઘીમાં મેળવી તેને દેવતા ઉપર નાંખી તેની ધુમાડી અર્શ ઉપર લેવાથી હિતકારક છે. ૧૩૬

રાળનું ચુર્ણ, તથા સરસીયું તેલ એકત્ર કરી તેની યુક્તિપુર્વક ધુમાડી લેવાથી અર્શમાંથી નીકળનારૂં રક્ત બંધ થઇ જાય છે. અત્યંત રકતસ્રાવને બંધ કરવા માટે ગુદામાં કપુરની ધુણી લેવી જોઇએ. ૧૩૭

## રકતાર્શના ઉપાયો

રકતાર્શ ( દુઝતા હરસ ) માં લોહી પડતું પ્રથમ રોકી દેવું ન જોઇએ. કેમકે જો એ બગડેલા લોહીને પડતું એકદમ બંધ કરવામાં આવે તો શુળ, આફરો તથા બીજા રકતની વ્યાધિયો થવાનો સંભવ છે. ૧૩૮ ( ચક્રદત્તઃ ૧૧૧ )

## રકતાર્શ નાશક સામાન્ય પ્રયોગો

કડાછાલનો ક્વાથ, અથવા બીલાના ગર્ભની સાથે કાંઇક સુંઠનું ચુર્ણ મેળવી રકતાર્શના રોગીને સેવન કરાવવું.અને લેપને માટે કડવી વાતુરીયાના મુળના ચુર્ણનો ઉપયોગ કરાવવો જોઇએ. ૧૩૯ ( ચક્રદત્ત ૧૧૩ )

માખણ અને તલ અથવા નાગકેસર, માખણ, તથા સાકરનો દહીંની તોર સાથે અથવા છાસ સાથે સેવન કરાવવાથી રકતાર્શ મટી જાય છે. ૧૪૦ ( ચક્રદત્ત ૧૧૪ )

મજીઠ, કમળ, મોચરસ, લોધર, તલ તથા રતાંજળીના ચુર્ણને બકરીના દુધમાં મેળવી રકતાર્શના રોગીને પાવું. એથી રકતસ્રાવ જલ્દી બંધ થઇ જાય છે. ૧૪૧ ( ચક્રદત્તઃ ૧૧૫)

નલિની ( પોયણી ) નાં કોમળ પાનને સાકર સાથે ઘુંટી સવારે બકરીના દુધ સાથે સેવન કરવાથી રકતસ્રાવ નિવૃત્ત થઇ જાય છે. ૧૪૨

કાળા તલના કલ્કને સાકર તથા બકરીના દુધ સાથે સેવન કરાવવાથી અર્શનો રકતસ્રાવ બંધ થઇ જાય છે. ૧૪૩

કડાછાલનું ચુર્ણ છાસ સાથે સેવન કરાવવાથી રકતાર્શથી થનારો રકતસ્રાવ મટી જાય છે. ૧૪૪

અંઘેડાના ચુર્ણને ચોખાના ધોવણ તથા દુધ સાથે પાવાથી રકતાર્શ નષ્ટ થાય છે. ૧૪૫

દાડમના રસમાં સાકર મેળવી રકતાર્શમાં પાવો જોઇએ અથવા કમળનાં કેસર, મધ, તાજું માખણ, સાકર, નાગકેસર એ સર્વને મિશ્ર કરી રકતાર્શમાં ખાવું જોઇએ. ૧૪૬

**કુટજાવલેહઃ**—કડાછાલનું ચુર્ણ દસ શેર લઇ તેને ૨૦૪૮ તોલા પાણીમાં ઉકાળવું, જ્યારે આઠમા ભાગે પાણી બાકી રહે ત્યારે નીચે ઉતારી ગાળી લેવું. તેમાં ગોળ ૩ શેર તથા ઘી ૩૨ તોલા મેળવી ફરી ઉકાળવું જ્યારે જાડું થાય ત્યારે તેમાં ભીલામાં, વાવડીંગ ત્રિકટુ ( સુંઠ, મરી, પીંપર ) ત્રિફળા, રસવંતી, ચિત્રકમુળ, ઇન્દ્રજવ, વજ, અતીવિષની કળી દરેક ૮ તોલા લઇ તેનું ચુર્ણ કરી તેમાં નાંખવું. થંડુ થયે તેમાં ૩૨ તોલા મધ મેળવવું. આ અવલેહ લેવાથી રકતાર્શ,તથા વાતિક,પૈતિક,શ્લેષ્મક,અને સંનિપાતિક અર્શ, અમ્લપિત્ત અતિસાર, પાન્ડુ, અરૂચિ, ગ્રહણી કૃશતા, શોથ, કમળો આદિ રોગો મટી જાય છે. માત્રા ૦॥ તોલો અનુપાન ઘી, મદ્ય, છાસ, પાણી દુધ. ૧૪૭ થી ૧૫૩(ચક્રદત્તઃ ૧૧૬ થી ૧૨૨ )

**કુટજ રસ ક્રિયા**—કડાછાલ ૧૦ શેર, ક્વાથ માટે પાણી ૨૦૪૮ તોલા લઇ તેમાં ઉકાળી ચોથો ભાગ પાણી રહે ત્યારે ઉતારવું. પછી આ કવાથને કપડે ગાળી લઇ, ફરી ગરમ કરવો. જ્યારે જાડો થાય ત્યારે તેમાં મોચરસ, મજીઠ, ધંઉંલા, દરેકનું ચુર્ણ ૪ ભાર

ઇન્દ્રજવ ૧૨ તોલા લઇ તેનું ચુર્ણ કરી તે નાંખવુ. પછી હલાવી જાડુ થયે ઉતારવું. આ ઔષધ યોગ્ય માત્રામાં સેવન કરાવવાથી અર્શમાં લોહી પડતું બંધ થાય છે. અગ્નિ અને બળ અનુસાર બકરીનું દુધ, પેયા અથવા મન્ડના અનુપાનથી એનું સેવન કરાવવું જ્યારે ઔષધ પચી જાય ત્યારે શાલના ચોખાનો ભાત તથા બકરીનું દુધ આહાર માટે આપવું. એના સેવનથી રકતાર્શ, અતિસાર, શુળ, તથા રકતપિત્ત આદિ રોગ મટી જાય છે. ૧૫૪ થી ૧૫૮ (ચક્રદત્ત ૧૨૩ થી ૧૨૭)

**અગ્નિમુખ લોહ**—નસોતર, ચિત્રકમુળ, નગોડ, થોર, ભોંડીયો કલ્હાર, ભોંય આંબલી, દરેક ૩૨ તોલા લઇ ચુર્ણ કરી પાણી ૨૦૪૮ તોલામાં ઉકાળવું.ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી તે કવાથમાં ગાયનું ઘી ૯૬ તોલા, મનશીલ અથવા વૈકંકંત (વીકળો) થી બનાવેલ લોહ ભસ્મ ૪૮ તોલા, સાકર ૮૬ તોલા નાંખી ઉકાળવું. જાડું થયે તેમાં વાવડીંગ ૧૨ તોલા, ત્રિકટુનું ચુર્ણ ૬ તોલા, ત્રિફળા ૨૦ તોલા, શિલાજીત ૪ તોલા ઉમેરવું. હલાવી એકત્ર કરી તેમાં મધ ૯૬ તોલા મેળવવું. માત્રા ૨ માસથી ૩ માસા સુધી આ અગ્નિમુખ લોહ અર્શને નષ્ટ કરવાને માટે અત્યંત ઉત્તમ છે. મંદાગ્નિને પ્રદિપ્ત કરે છે. પથ્ય ગોળ, દુધ, માંસરસ, તથા વૃષ્ય અન્નપાન. એના સેવનથી અર્શ, પાંડુ, સોજા, કુષ્ટ, પ્લીહા ઉદર રોગ, પલિત, આમવાત, તથા ગુદામય આદિ રોગો મટે છે. કકરાદિ દ્રવ્ય [ જેના નામનો પહેલો અક્ષર ક આવતો હોય તેવા પદાર્થો ] તથા કરીર તથા કાંજી આદિ આ દવાનું સેવન ચાલતું હોય ત્યારે ખાવાં નહિં. કારણ કે જો તે ખાય તો શરીરમાંથી લોહ તથા લોહકિટ બહાર નીકળી જાય છે. માત્રા ૪ રતીથી ૮ રતી સુધી. ૧૫૯ થી ૧૬૬ ( ચક્રદત્ત ૧૬૧ થી ૧૬૮ )

**માણકુરણાદિ લોહ**—માનકંદ, સુરણ, ભીલામાં, નસોતર, દંતીમુળ, સુંઠ, મરી, પીપર, હરડે, બેઢાં, આંબળાં, ચિત્રકમુળ, મોથ, વાવડીંગ, દરેકનું ચુર્ણ સરખે ભાગે લઇ તથા બધા ચુર્ણની સમાન લોહભસ્મ મેળવી તૈયાર કરવું. માત્રા ૧ માસો એના સેવનથી અર્શ મટી જાય છે. ૧૬૭

## અથ રસ પ્રયોગ

**રસગુટીકા**—અર્શોઘ્નીવટી–રસસિન્દુર ૧ ભાગ, વાવડીંગ, કાળાં મરી, અભ્રકભસ્મ દરેક ૩ ભાગ, ગંગા પાલક કે જલપાલક (ગંગાના તીર ઉપર થયેલ સસાણુ)અથવા જલ પાલકના રસમાં વારંવાર ઘુંટી એકેક રતીની ગોળીઓ બનાવવી, આ રસના સેવનથી ગુદામાં ઉત્પન્ન થયેલ અર્શ નષ્ટ થાય છે. આ ગોળીયો જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે, ૧૬૮ (ચક્રદત્ત ૧૬૮ ચક્રદતમાં અર્શોઘ્નીવટી એવું નામ છે. )

**નિત્યોદિત રસ**—રસ સિન્દુર, તામ્રભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, વછનાગ, ગંધક દરેક સરખે ભાગે લઇ બધાના વજન જેટલું ભીલામાંનું ચુર્ણ એમાં મેળવવું. બધું એકત્ર મિશ્ર કરી સુરણ તથા માનકંદના રસમાં ત્રણ દિવસ ભાવના આપી અડદ બરાબર ગોળીયો બનાવવી. અનુપાન ઘી. આ રસ અર્શનાશક છે, ( ૧૬૯ થી ૧૭૦ )

**તીક્ષ્ણમુખો રસઃ**—રસસિન્દુર, તામ્રભસ્મ. સોનાનીભસ્મ, અભ્રક ભસ્મ, તીક્ષ્ણ લોહભસ્મ, મુન્ડલોહભસ્મ, ગંધક, મન્ડુરભસ્મ, સુવર્ણમાક્ષીક ભસ્મ, દરેક સરખે ભાગે લઈ તેને કુંવારપાઠાના રસમાં એક દિવસ ઘુંટી તે પછી તેને અંધ મુષામાં રાખી તીવ્ર અગ્નિથી પકવવું. અને ચુર્ણ કરી લેવું. માત્રા ૧ રતી. અનુપાન સાકર. આ રસ અર્શ રોગમાં અત્યંત હિતકારક છે. (૧૭૧ થી ૧૭૨)

**અર્શકુઠારો રસઃ**—પારદ ૪ તોલા, ગંધક ૮ તોલા, લોહભસ્મ ૮ તોલા, તામ્ર ભસ્મ ૮ તોલા, દંતીમુળ, સુંઠ, કાળાં મરી, પીપર, સુરણ, વાંસકપુર, ટંકણખાર, જવખાર, સીંધવ, દરેક ૨૦ તોલા, ચુર્ણ કરી તેમાં થોરનું દુધ ૩૨ તોલા ઉમેરી એકત્ર કરવું. પછી ૧૨૮ તોલા ગૌમુત્રમાં ઉપરનાં બધા પદાર્થો નાંખી તેને અગ્નિ ઉપર ઉકાળવું, જ્યારે ગોળી વળાય તેવું જાડું થાય ત્યારે ઉતારી લેવું. માત્રા ૨ માસા ( ચાર વાલ ) આ અર્શ કુઠાર રસ અર્શ વગેરે સંપૂર્ણ રોગોનો નાશ કરે છે. ૧૭૩ થી ૧૭૫

**અર્શકુઠારો રસ**—પારદ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, લોહભસ્મ ૬ ભાગ, અભ્રકભસ્મ ૬ ભાગ, બીલીફળ, ચિત્રકમુળ, શુદ્ધ દુધીયો વછનાગ, કાળાં મરી, હરડે, દંતીમુળ, દરેક ૧ ભાગ, ટંકણખાર ૫ ભાગ, જવખાર ૫ ભાગ, સીંધાલુણ ૫ ભાગ, ગૌમુત્ર ૩૨ ભાગ, થોરનું દુધ ૬ ભાગ, થોરના દુધ સીવાય બધાં દ્રવ્યોને ગોમુત્રમાં મેળવી અગ્નિ ઉપર ઉકાળવાં પછી ઉકાળી તૈયાર થતી વખતે થોડે થોડે થોરનું દૂધ તેમાં નાંખતા જવું ને તે હલાવતા જવું. જ્યારે ગોળી વળાય તેવું થાય ત્યારે ઉતારી લેવું. આ રસ અર્શના મુળનું છેદન કરવા માટે કુહાડા જેવું છે. માત્રા ૧ માસો, ૧૭૬

**ચક્રાખ્યો રસ**—રસસિન્દુર, અભ્રકભસ્મ, વૈક્રાન્તભસ્મ, તામ્રભસ્મ, કાંસાની ભસ્મ, દરેક સરખે ભાગે લેવાં. બધાંના વજન જેટલો ગંધક, એને ભીલામાના રસથી એક દિવસ ઘુંટી અરધી રતીની ગોળયો વાળવી. આ ઔષધના સેવનથી અર્શ નષ્ટ થાય છે. કેટલાક આચાર્યોના મતથી ભાવનાને બદલે ૧ ભાગ ભીલામાં નાંખવા એવો છે. ૧૭૭–૧૭૮

**ચંચત કુઠારો રસઃ**—પારદ, ગંધક, લોહભસ્મ દરેક ૨ ભાગ, ત્રિકટુ, દંતીમૂળ ઉપલેટ દરેક ૧ ભાગ, લાંગલી મૂળ ( કલગારી ) ૬ ભાગ, જવખાર, સીંધવ, ટંકણખાર, દરેક ૫ ભાગ, ગૌમૂત્ર ૩૨ ભાગ, થોરનું દૂધ ૩૨ ભાગ, એ સર્વ ભેગું કરી માટીના વાસણમાં ભરી મૃદુ અગ્નિથી પકવવું. માત્ર ૨ રતી. એના સેવન કાળમાં દિવા સ્વપ્ન નિષિદ્ધ છે. આ બધી જાતના અર્શોને મટાડે છે. ૧૭૯ થી ૧૮૧

**જાતિફલાદિ વટીઃ** જાયફળ, લવીંગ, પીપર, સીંધવ, સુંઠ, ધંતુરાનાં બી, હીંગળોક, ટંકણખાર દરેક સરખે ભાગે લઇ મિશ્ર કરી ચુર્ણ કરી લીબુંના રસથી ઘુંટી બબે રતીની ગોળીયો બનાવવી. આ રસથી અગ્નિમાંદ્ય તથા અર્શ મટી જાય છે. ૧૮૨ થી ૧૮૩

**અષ્ટાંગો રસ**—ગંધક, પારદ મંડુરભસ્મ, ત્રિફળા, ત્રિકટુ, ચિત્રકમૂળ, ભાંગરો એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી શેમળાના તથા ગળોના રસમાં ત્રણ પહોર સુધી ઘુંટી બબે રતીની ગોળીયો બનાવવી યોગ્ય અનુપાન સાથે આ રસ અર્શમાં સેવન કરાવવો. માત્રા ૧ માસો. ૧૮૪

**પંચાનનાવટી**—રસસિન્દુર, અભ્રકભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ, ગંધક દરેક ૧ તોલો, બીલામાં ૫ તોલા, એને જંગલી સુરણના ૮ તોલા રસમાં આખો દિવસ ઘુંટી અડદ બરાબર ગોળીયો બનાવવી. અનુપાન ઘી. એના સેવનથી અર્શ તથા કુષ્ટરોગ આદિ મટી જાય છે. મૃત્યુ રોગનો વિનાશ કરનાર આ વટી છે. ૧૮૫ થી ૧૮૭

**શિલાગંધક વટી**—મનશિલ, તથા ગંધકને ઘુંટી ભાંગરાના રસની સાતવાર ભાવના આપી ઘી અને મદ સાથે ઘુંટવું અને ગોળીયો બનાવવી. માત્રા ½ રતીથી ¼ રતી. આ વટી અર્શ રોગીને સેવન કરાવવાથી વાતાનુલોમન થાય છે અને અગ્નિ તથા બળની વૃદ્ધિ કરે છે. કુષ્ટરોગીએ આ ગોળીયો ખાવી નહિં. ૧૮૮-૧૮૯

**ચંદ્રપ્રભા ગુટિકા**—વાવડીંગ, ચિત્રકમૂળ, ત્રિકટુ, ત્રિફળા, દેવદાર, ચવક, કરીયાતુ, પીપરીમૂળ, મોથ, કચુરો, વજ, સુવર્ણમાક્ષીકભસ્મ, સીધાલુણ, સંચળ, જવખાર, સાજીખાર, હળદર, દારૂહળદર, ધાણા, ગજપીપળ, અતિવિષનીકળી, દરેક બબે તોલા, લઇ ચુર્ણ કરવું. શિલાજીત ૩૨ તોલા, શુદ્ધ ગુગળ ૮ તોલા, લોહભસ્મ ૮ તોલા, સાકર ૧૬ તોલા, વાંસકપુર ૪ તોલા, તમાલપત્ર ૪ તોલા, ઇલાયચી ૪ તોલા એ સર્વનું ચુર્ણ એકત્ર કરી ઘુંટી ચચાર રતીની ગોળીયો વાળવી. અનુપાન છાસ, જાડી છાસ, બકરીના માંસનો યુષ, જંગલી માંસનો યુષ, તથા ઠંડુ પાણી. એના સેવનથી અર્શ ભગન્દર, પાન્ડુ, કમળો, મંન્દાગ્નિ, આદિ રોગો નષ્ટ થાય છે, તથા નાડી મર્મગત વ્રણ, ગ્રંથી, અર્બુદ, વિદ્રધી, રાજયક્ષ્મા, પ્રમેહ, ચક્ષુક્ષ્ય, પથરી, મૂત્રકચ્છ, શુક્રમેહ, ઉદરામય, આદિરોગોમાં આ વટી ઉપયોગી છે. આ ગોળીયોનું સેવન કરવાથી મનુષ્ય બળમાં હાથી સરખો, તેજીમાં ઘોડા જેવો, દષ્ટિ ગીધ જેવી, શ્રવણ કરવામાં વરાહ ( ભૂંડ ) જેવો, કાન્તિમાં કામદેવ જેવો અને બુદ્ધિમાં બૃહસ્પતિ જેવો થઇ જાય છે, આ દવાના સેવન કાલમાં ખાવા પીવાની કોઇ જાતની પરેજી નથી. એના સેવનથી શુક્રદોષ, પ્રમેહ, તથા વલીપલિત આદિ નષ્ટ થાય છે. એના સેવનથી વૃદ્ધ યુવક માફક બળવાન થાય છે. આ ગોળીયોમાં વૃદ્ધ વૈદ્યોના ઉપદેશ અનુસાર પારદ ૪ તોલા, ગંધક ૪ તોલા અથવા માત્ર રસસિન્દુર ૮ તોલા મેળવવો જોઇએ. કેટલાક આમાં ૮ તોલા અભ્રકભસ્મ નાંખે છે. મદ તથા ઘીથી ઘુંટી ૪ રતીથી આરંભ કરી ક્રમશઃ ૧॥ માસા સુધી વધારવું. નસોતર, દંતીમૂળ, તજ, ઇલાયચી, તમાલપત્ર દરેક ૨ તોલા લઇ એ પાંચેને મિશ્ર કરી ઔષધનું સેવન કર્યા પછી થોડું થોડું સેવન કરવું. ૧૯૦ થી ૨૦૦

ફણસના ફળની અંદરનો ગર્ભ, સુશળીનો ક્ષાર, ગોરોચન તથા પાણી એના રસને કહાડી તેનો લેપ કરવાથી અર્શ નષ્ટ થાય છે. ૨૦૧

**અર્શ રોગીને અપથ્ય**—મળમૂત્રના વેગો રોકવો નહિં, મૈથુન કરવું નહિં, સવારી કરવી નહિં. ઉભા આસને બેસવું નહિં, તથા અન્ય વાતાદિને કોપિત કરનારા આહાર વિહારોનો અર્શ રોગીએ પરિત્યાગ કરવો જોઇએ. ૨૦૨ (ચક્રદત્તઃ ૧૭૮)

શ્રી ચક્રદત્તના અર્શરોગાધિકારના શ્લોક ૧ થી ૧૭૮ સંપૂર્ણ ઉપર આવી ગયા છે. (લેખક)

**इति भैषज्य रत्नावल्यामर्शो रोगाधिकारः**



# भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथ अग्निमान्द्यादि रोगाधिकार

### ચિકિત્સાના વિચાર.

**सारमेतच्चिकित्सायाः परमग्नेश्च पालनम् ।**
**तस्माद्यत्नेन कर्त्तव्यं वन्हेस्तु प्रतिपालनम् ॥ १ ॥**

જઠરાગ્નિનું રક્ષણ કરવું એ ચિકિત્સાનો સાર છે. એથી સર્વદા યત્નથી અગ્નિનું રક્ષણ કરવું જોઇએ. ૧

**अस्तु दोष शतं क्रुद्धं सन्तु व्याधिशतानिच ।**
**कायाग्निमेव मतिमान रक्षन रक्षति जीवितम् ॥२ ॥**

ગમે તો સેંકડો દોષો ક્રોધ પામે, ગમે તો સેંકડો વ્યાધિઓ ઉત્પન્ન થઇ જાય, પરંતુ કાયાગ્નિ ( જઠરાગ્નિ ) નું રક્ષણ કરવાથીજ જીવન બચી જાય છે. ૨

**समस्य रक्षणं कार्यं विषमे वातनिग्रहः ।**
**तीक्ष्णे पित्त प्रतीकारो मन्दे श्लेष्म विशोषणम् ॥ १ ॥**

સમાગ્નિનું રક્ષણ કરવું જોઇએ, વિષમાગ્નિમાં વાતના પ્રકોપનો નિગ્રહ કરે તેવી ચિકિત્સા કરવી જોઇએ, તીક્ષ્ણાગ્નિમાં પિત્તનો પ્રતિકાર કરે તેવી ચિકિત્સા કરવી જોઇએ, અને મંદાગ્નિમાં શ્લેષ્મ ( કફ ) નું શોષણ થાય તેવી ચિકિત્સા કરવી જોઇએ. ૩ (ચક્રદત્તઃ ૧)

હરડે તથા સુંઠને ગોળ અને સીંધવની સાથે મેળવી સેવન કરવાથી અગ્નિ પ્રદિપ્ત થાય છે. ૪ ( ચક્રદત્તઃ ૧૦ )

**સિંધવાદિ ચુર્ણ:**—સિન્ધાલુણ, હરડે, પીપર, ચિત્રકમુળ, એ સર્વનું ચુર્ણ સરખે ભાગે લઇ મિશ્ર કરી ગરમ પાણી સાથે સેવન કરવાથી અગ્નિ પ્રદિપ્ત થાય છે. એના સેવનથી ઘી વાળા માંસવાળું નવા ચોખાનો ભાત ક્ષણ માત્રમાં પચી જાય છે. માત્રા ૧ માસાથી ૨ માસા સુધી. ૫ ( ચક્રદત્ત ૧૧ )

**હિંગ્વાષ્ટક ચુર્ણ:**—ત્રિકટુ, અજમો, સીંધવ, જીરૂ, શાહજીરૂ, હીંગ દરેકના ચુર્ણને સરખે ભાગે લઇ મિશ્ર કરવું તે હિંગાષ્ટક છે. તેમાંથી જમતી વખતે પ્રથમ કોળીયામાં ઘીની સાથે આ ચુર્ણનું સેવન કરવાથી અગ્નિની વૃદ્ધિ થાય છે તથા વાતરોગ નષ્ટ થાય છે. માત્રા ૧ માસો. ૬ ( ચક્રદત્ત ૨ )

### અગ્નિદિપક સામાન્ય પ્રયોગો

સવારે ઘી સાથે સરખા ભાગે જવખાર અને સુંઠનું ચુર્ણ ચાટવાથી અથવા માત્ર સુંઠનું ચુર્ણ ગરમ પાણી સાથે પીવાથી અગ્નિ દીપ્ત થાય છે. ભાતનું ( મંડ ) ઓસામણ

ગરમગરમ કે ફુલાવેલી હીંગ અને સંચળ નાંખી પીવું જોઇએ. એથી વિષમાગ્નિ સમ અને મન્દાગ્નિ દિપ્ત થાય છે. ચક્રદત્તઃ ૩ ૪

**મંડનો ગુણ**—મંડમાં આઠ ગુણ હોય છે. તે ભૂખને વધારે છે. મુત્રાશયને શુદ્ધ કરે છે. બળ તથા રક્તને વધારે છે, જ્વર, કફ, પિત્ત, વાયુ એ ત્રણેને નષ્ટ કરે છે. ( ચક્રદત્ત ૫ )

**અતિ અગ્નિની ચિકિત્સા**-સ્ત્રીના દુધની સાથે ઉમરડાની છાલનું ચુર્ણ અથવા એથી સિદ્ધ કરેલ ખીર અતિ અગ્નિની શાંતિને માટે ખાવી જોઇએ. જે દ્રવ્ય ભારે, મેધ્ય, કફને વધારનારા હોય છે તે સર્વ અતિ અગ્નિવાળાને માટે હિત કરે છે, તથા દિવસે ભોજન કરી સુવું એ પણ હિતકર છે. અજીર્ણમાં પણ એણે વારંવાર ભોજન કરવું જોઇએ કે જેથી અગ્નિ અવકાશ પામતાં તેને નષ્ટ ન કરી દે. (ચક્રદત્ત ૬ થી ૮)

**વિશ્વાદિ કવાથ**—સુંઠ, મોટી હરડે, ગળોના ઉકાળામાં ષડુષણનુ ચુર્ણ તજ, તમાલપત્રનું ચુર્ણ મેળવી પાવાથી કફાત્મક મન્દાગ્નિ નષ્ટ થાય છે. કાળાં મરી સાથે પંચકોલ ( પીપર, પીંપરીમુળ, ચવક, ચિત્રકમુળ, સુંઠ ) મળે તો ષડુષણ થાય છે. (ચક્રદત્તઃ ૯)

### અગ્નિદીપક યોગો

સીંધાલુણ, ફુલાવેલી હીંગ, આમળાં, હરડે, બ્હેડાં, અજમો, સુંઠ, મરી, પીંપર આ સર્વથી બમણો ગોળ મેળવી ૧ તોલાની ગોળી બનાવવી. એ ખાવાથી મનુષ્ય જમતાં તૃપ્ત થતો નથી. મંદાગ્નિવાળો પણ બહુ ખાઇ શકે છે. (ચક્રદત્ત ૧૨)

વાવડીંગ, ભીલામાં ચિત્રકમુળ, ગળો અને સુઠ સર્વનુ ચુર્ણ બનાવી સર્વની સમાન ગોળ તથા ઘી મેળવી જે મંદાગ્નિવાળા સેવન કરે છે તે વડવાગ્નિ સમાન દીપ્તાગ્નિ થઇ જાય છે. ( ચક્રદત્તઃ ૧૩)

ગોળ સાથે સુંઠ અથવા લીડીં પીંપર અથવા હીમજી હરડે અને દાડમ એનું આમાજીર્ણ, અર્શ, તથા મળના રોકાણમાં નિત્ય સેવન કરવું જોઇએ. જમતા પહેલાં મીઠું અને આદુ ખાવું એ સદા હિતકર છે. (ચક્રદત ૧૪)

**કપિત્થાદિ ખંડ**—કોઠાનો ગર્ભ, બીલીનો ગર્ભ, ખાટી લુણી, મરી, સફેદ જીરૂ, ચિત્રકમુળ, એની ચટણી કફવાત નાશક, ગ્રાહી તથા દીપન પાચન છે. (ચક્રદત ૧૫)

**પાનિય ભકત ગુટિકા**—રસસિન્દુર ૦।। ભાગ, વાવડીંગ, મરી, અભ્રકભસ્મ દરેક એકેક ભાગ સર્વ ઘુટી ભાતના મંડમાં ગોળી સવારે સાંજે ખાવી જોઇએ. તથા પાણી અને ભાતજ પથ્ય લેવું જોઇએ. (ચક્રદત્ત ૨૭–૨૮)

**અગ્નિ ઘૃત**—સીંડીપીંપર પીંપરીમુળ. ચિત્રકમુળ, ગજપીંપર, હિંગ, ચવક, અજમોદ, પંચલવણ, જવખાર, સાજીખાર, પલાશી, દરેક બબે તોલાનો કલ્ક કરી દહી, કાંજી, સરકો તથા આદાનો રસ દરેક ૬૪ તોલા અને ઘી ૬૪ તોલા મેળવી ઉકાળી ઘી સિદ્ધ કરવું આ ઘી મંદાગ્નિ વાળાને માટે હિતકર થાય છે. તથા અર્શ, ગુલ્મ, ઉદરરોગ ગ્રંન્થી અર્બુદ, અપચી, કાચ, કફમેદ, વાતરોગ, ગ્રહણીદોષ, સોજા ભગંદર આદિ રોગો નષ્ટ થાય છે. મુત્રાશય, તથા ઉદરના રોગો આ પ્રકારે નષ્ટ થાય છે કે જેમ સૂર્યોદયથી અંધકાર નષ્ટ થઇ જાય છે. (ચક્રદત્ત ૪૭–૫૨)

**મરતુષટ્પલ ઘૃત**—પંચકોલ, તથા જવખાર દરેક ૪ તોલા એનો કલ્ક તથા એનાથી ચારગણું ઘી અને ઘીથી ચારગણી દહીંની છાસ મેળવી પકવવું જોઇએ એ ઘી મંદાગ્નિ તથા કફ ગુલ્મને નષ્ટ કરે છે. ( ચક્રદત્તઃ ૫૩ )

**બૃહદ અગ્નિ ત:**—બિલામાં ૫૦૦ ખાંડી એક દ્રોણુ ( ૧૦૨૪ તોલા ) પાણીમાં ઉકાળવાં. આઠમો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી પાણી ગાળી લેવું. પછી તેમાં ત્રિકટુ, પીંપરીમૂળ, ચિત્રકમૂળ, ગજપીંપર, ફુલાવેલી હીંગ, ચવક, અજમોદ, પંચલવણ, જવખાર, સાજીખાર, પલાંશી દરેક બબે તોલા લઇ તેનો કલ્ક કરવો. ઘી ૬૪ તોલા, દહીં, કાંજી, સિરકો, આદાનો રસ, સરગવાનો રસ દરેક ઘીના સમાન વજને લઇ એકત્ર કરી મંદાગ્નિથી પકવવું જોઇએ. આ ઘી, અર્શ કફવ તેાિપન્ન ગુલ્મ, શ્લીપદ, જલોદર સોજા પાંડુરોગ, કાસ, ગ્રહણી, તથા શ્વાસને નષ્ટ કરે છે. તથા વાયુનું અનુલોમન એ પ્રકારે કરે છે કે જેમ સૂર્ય અંધારાનો નાશ કરે છે. ( ચક્રદત્તઃ ૫૪ થી ૬૦ )

જો સ્નિગ્ધ તથા બળવાન મનુષ્યને ભોજન વખતે અજીર્ણની શંકા હોય તો પહેલાં સુંઠ અને હરડેનું ચુર્ણ ખાઇ હિતકારક હલકું પથ્ય ( ખાવાનું ) આપવું. જો આમને લીધે કાંઇક અગ્નિમંદ હોય તો હરડે ગોળ અને સુંઠ ખાઇ ષડુષણ ( પીંપર, પીંપરીમૂળ ચવક, ચિત્રકમુળ, સુંઠ અને મરી ) નાંખેલી છાસ અને ભાત ખાવાં. ( ચક્રદત્ત ૭૬ થી ૮૧ )

**ક્ષારગુડઃ**—બંન્ને પંચમૂળ એટલે દશમૂળ, હરડે, બેહાં, આમળાં, આકડાના મૂળની છાલ, શતાવરી, દંતીમૂળ ચિત્રકમૂળ, આરફોતા, ( ગરણી ) રાસ્ના, કાળીપાટ, થોર, કચુરો દરેક ૪૦ તોલા લઇ તેને બાળી તેની ભસ્મ કરવી. તે ભસ્મ ૧ દ્રોણ ( ૧૦૨૪ તોલા ) પાણીમાં ૨૧ વાર ગાળી લેવી પછી એ પાણી અગ્નિ ઉપર ઉકાળવું. ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ગોળ ૫ શેર તેમાં નાંખી મંદ આંચથી પકવવું. પાક તૈયાર થાય ત્યાર પછી વૃશ્ચિકાલી ( વિંછુડો ) કાકોલી, શીરકાકોલી, જવખાર, હરડેની છાલ સુંઠ, મરી, પીંપર, સાજીખાર ચિત્રકમૂળ, વજ દરેક વીસ વીસ તોલા લેવું. ફુલાવેલી હીંગ તથા અમ્લ વેતસ દરેક આઠ આઠ તોલા લઇ સર્વને કપડે ચાળી ચુર્ણ મેળવી હલાવી પછી તેની તોલા તોલાની ગોળીઓ બનાવવી. આ ગોળી બળ અનુસાર સેવન કરવાથી અજીર્ણ નષ્ટ થાય છે અગ્નિને દીપ્ત કરે છે. ભોજનને પચાવે છે તથા પાન્ડુરોગને નષ્ટ કરે છે. તથા પ્લીહા, અર્શ, સોજા, કફજન્ય કાસ તથા અરૂચિ, કુષ્ટ, પ્રમેહ તથા ગુલ્મને જલ્દીજ નષ્ટ કરે છે મંદાગ્નિવાળા તથા વિષમાગ્નિવાળાને ફાયદો કરે છે. ગળા તથા છાતીના કફને દૂર કરે છે. આ ક્ષારગુડ કહે છે. ચક્રદત્તઃ ૬૧ થી ૬૯

**ચિત્રક ગુડઃ**—નાસા રોગમાં જે ચિત્રક હરીતકી લખીશું તેમાં આમળાનો રસ મેળવવાથી ચિત્રક ગુડ તૈયાર થાય છે. એ અગ્નિને દીપ્ત કરે છે. ( ચક્રદત્તઃ ૭૦ )

**સ્વલ્પઅગ્નિ મુખ ચુર્ણ:**—હીંગ ૧ ભાગ, વજ ૨ ભાગ, પીપર ૩ ભાગ, સુંઠ ૪ ભાગ, અજમો ૫ ભાગ, હરડે ૬ ભાગ, ચિત્રકમુળ ૭ ભાગ, કુપલેટ ૮ ભાગ એ સર્વ ખાંડી ચુર્ણ કરવું. માત્રા ૧ માસાથી ૨ માસા સુધી અનુપાન દહીં, છાસ, સુરા કે હસેકું ગરમ પાણી, આ ચુર્ણના સેવનથી પ્રકુપિત વાયુરોગ નષ્ટ થાય છે. વળી ઉદાવર્ત, અજીર્ણ, પ્લીહા, ઉદરરોગ, અર્શ, શુળ, ગુલ્મ, કાસ શ્વાસ ( દમ ) તથા ક્ષયરોગ મટી જાય છે. જે પુરૂષનું માથું કંપતું હોય, અને જેણે ઝેર ખાધુ હોય તેને આ ચુર્ણનું સેવન કરાવવું. આ ચુર્ણ અગ્નિને પ્રદિપ્ત કરે છે. આ ચુર્ણનું કોઇને માટે પ્રતિષેધ નથી. ૭ થી ૧૧ ચક્રદત્તમાં **અગ્નિમુખ ચુર્ણ** એવું નામ છે. ( ચક્રદત્તઃ ૨૧ થી ૨૬ )

**બૃહદઅગ્નિ મુખ ચુર્ણ**—જવખાર, સાજીખાર, ચિત્રકમુળ, કાળીપાટ, કરંજ, પંચલવણ, ઇલાયચી ઝીણી, તમાલપત્ર, ભારંગમુળ, વાવડીંગ, હીંગ, પુષ્કરમુળ, કચુરો, દારૂહળદર, નસોતર, મોથ, વજ, ઇન્દ્રજવ, આંમળાં, જીરૂ, કોકમ, ગજપીપર, શાહજીરૂ,

અમલવેતસ, આંબલી, અજમો, દેવદાર, હરડે, અતીવિષની કળી. ઉપલસરી, પલાંશી, ગરમાળાનો ગોળ, તલનો ક્ષાર ધોરી કાંકચ સરગવો, એખરો, ખાખરાનો ખાર, ગોમુત્રમાં સિદ્ધ કરેલી મંડુર ભસ્મ, એ સર્વને સરખે ભાગે લઇ ચુર્ણ કરી બીજોરાના રસમાં ઘુંટી ત્રણ દિવસ ભાવના આપવી. પછી સુકવી આદાના રસની ત્રણ દિવસ ભાવના આપવી. આ ચુર્ણ અગ્નિ પ્રદીપક છે. અતિ અગ્નિ વર્દ્ધક છે. વિધિ પુર્વક તેનું સેવન કરવાથી અજીર્ણ, ગુલ્મ, બરોળ, હરસ, ઉદરરોગ, અંત્રવૃદ્ધિ અષ્ટિલા, વાતરક્ત આદિ રોગો જલ્દી મટી જાય છે. એક શુદ્ધ પાત્રમાં સર્વ પ્રકારનાં ભાત વગેરે બનાવી આ ચુર્ણ ભાતના પ્રથમ કોળીયા સાથે મેળવી સેવન કરાવવું પછી જમવું. માત્ર ૧ માસાથી ૨ માસા સુધી ( ૧૨થી ૨૦ ) આ ચુર્ણ ખાધેલા પદાર્થને દ્રવી ભુત કરી ઝટ પચાવી દે છે. ૧૨ થી૨૦ ( ચક્રદત્ત ૨૯ થી ૩૭ ) જેટલા વખતમાં ગાય દોહવામાં આવે તેટલા વખતમાં બધું અન્ન ગરમ થઇ પીગળી જાય છે.

**વડવાનલ ચુર્ણઃ**—સિંધાલુણ ૧ ભાગ, પીપરીમૂળ ૨ ભાગ. પીપર ૩ ભાગ, ચવક ૪ ભાગ, ચિત્રકમૂળ ૫ ભાગ, સુંઠ ૬ ભાગ. હરડે ૭ ભાગ, એ સર્વના ચુર્ણને એકત્ર મિશ્ર કરવું. માત્રા ૧ માસો આ ચુર્ણ અગ્નિપ્રદિપક છે. ૨૧

**વડવામુખ ચુર્ણ**—હરડે, સુંઠ, પિપર, કરંજની છાલ, બીલાનો ગર્ભ, ચિત્રકમૂળ, દરેક સરખે ભાગે લઇ એ બધાનુ ચુર્ણ કરવું એ બધા ચુર્ણના વજન જેટલી સાકર લેવી. એના સેવનથી ભારે ભોજન પણ જલ્દી પચી જાય છે, માત્રા ૨ માસા ૨૨.

**ભાસ્કરલવણ ચુર્ણ**—પિપર, પિપરીમુળ, ધાણા, શાહજીરૂ, સિંધવ, બિડલવણ, તમાલપત્ર, તાલીસપત્ર, નાગકેસર, દરેક આઠ આઠ તોલા લેવો, સંચળ ૨૦ તોલા, મરી, જીરૂ, સુંઠ દરેક ચચાર તોલા લેવાં, તજ ઇલાયચી, બબ્બે તોલા લેવાં, મીઠું ૩૨ તોલા, દાડીમ ૩૨ તોલા, અમલવેતસ ૮ તોલા એ સર્વ એકત્ર કરી ખાંડી ચુર્ણ કરવું. આ લવણભાસ્કર ચુર્ણ સંસારના કલ્યાણ માટે સૂર્ય નારાયણે બતાવ્યું છે. આ ચુર્ણની માત્રા ૨ માસા, અનુપાન છાસ, મસ્તુ, સુરા, સીધુ, શુક્ત, કાંજી તથા જાંગલ માંસનો યુષ આદિ સાથે આ ચુર્ણનું સેવન કરવાથી વાતશ્લેષ્મ મટે છે. વળી વાતગુલ્મ, વાતશુળ, અર્શ ગ્રહણી, કુષ્ટ, ભગંદર, હૃદરોગ, આમદોષ, પ્લીહા, અશ્મરી ( પથરી) શ્વાસ, કાસ, ઉદરરોગ, કૃમિ, સાકર, પાન્ડુરોગ અને વાતકફજન્ય વ્યાધિયોને નષ્ટ કરે છે. આ ચુર્ણના સેવનથી જલ્દીજ અગ્નિની વૃદ્ધિ થાય છે. ૨૩ થી ૩૧ ( ચક્રદત્ત ૩૮ થી ૪૬ )

## આમાજીર્ણની ચિકિત્સા

**वचालवण तोयेन वान्तिरामे प्रशस्य ते ।**

**આમાજીર્ણમાં ઉલ્ટી**—આમાજીર્ણમાં વજ અને મીઠું પાણીમાં મેળવી પીવાથી ઉલ્ટી થઇ આમદોષ મટી જાય છે. અથવા વજ ૧ તોલો, સીધાલુણ ૧ તોલો અને ૬૪ તોલા ગરમ પાણીમાં મિશ્ર કરી ખુબ પીવાથી ઉલ્ટી થાય છે, લૈપ ૩૨ ( ચક્રઃ ૭૧ )

**આમાજીર્ણમાં ક્વાથ**—ધાણા અને સુંઠના ઉકાળાનો આમાજીર્ણમાં પ્રયોગ કરાવવો. એથી શૂળ મટી જાય છે. તથા મૂત્રાશય વિશુદ્ધ થાય છે. ૩૨ ( ચક્રદત્ત ૭૭ )

**વિદગ્ધાજીર્ણ શીતજલપાન**—વિદગ્ધાજીર્ણમાં થંડુ પાણી પીવાથી અન્ન જલ્દી પચી જાય છે. થંડુ પાણી પોતાની શીતતાને ( ઠંડાપણાને ) લઇ વધેલા પિત્તનો નાશ કરે છે તથા આકલેદી ( દ્ર. ) હોવાથી પચેલા અન્નને નીચે લઇ જાય છે. ૩૩ ( ચક્રદત્ત ૭૧ )

જેને ભોજન કરતાંજ અન્ન વિદગ્ધ થઇ જાય છે, હૃદય, ગળામાં અને કોઠામાં લાહ્ય

બળે છે. તે દ્રાક્ષ, હરડે અને સાકરનુ ચુર્ણ ચાટવાથી શુદ્ધ થાય છે. (ચક્રદત્ત—૭૨)

હરડે ને ધાન્ય તુષોદકમાં (અનાજનાં છોતરા પાણીમાં) સિદ્ધ કરી પીંપર અને સીંધવ સાથે સેવન કરવાથી અજીર્ણ કે જેમાં ધુમાડી સહિત ઓડકાર આવતા હોય તેને જલ્દી મટાડી ભૂખ લગાડે છે ધાન્ય તુષોદક ન મળે તો કાંજીમાં સિદ્ધ કરી શકાય છે. ૩૪ (ચક્રદત્ત ૭૩)

**વિષ્ટબ્ધ રસ શેષાજીર્ણની વિધિ**— વિષ્ટબ્ધાજીર્ણમાં સ્વેદન કરાવવું તથા મીઠું અને પાણી એકત્ર કરી પાવું જોઇએ. રસ શેષાજીર્ણમાં દિવસે સુવું, લંઘન કરવું તથા વાયુ વગરના સ્થાનમાં રહેવું. ૩૫ (ચક્રદત્ત ૭૪)

**દિવસે કેવા માણસોએ સુઇ રહેવું**—હંમેશાં કસરત કરનારા, સ્ત્રીમાં રત રહેનારા, ચાલેલા કે ઘોડા આદિની સવારી કરનારા, થાકેલા, અતિસાર રોગી, શુળ કે શ્વાસ રોગી, તરસ્યા, હિકકા વાળા તથા વાત વ્યાધિ આદિથી પીડાતા, ક્ષીણ, ક્ષીણ કફ, બાળક, અાત દારૂ પીધેલા, વૃદ્ધ રસ શેષાજીર્ણથી પીડાતા રોગી અને રાત્રિએ જાગેલા અને ઉપવાસ કર્યો હોય તેઓ દિવસે સુઇ શકે છે. ૩૬–૩૭ (ચક્રદત્ત ૭૫)

## અજીર્ણની સામાન્ય ચિકિત્સા

**ઉદર ઉપર લેપ**—હીંગ, ત્રિકુટ, તથા સિંધાલુણને પાણીમાં વાટી ઉદર ઉપર લેપ કરી રોગીને દિવસે સુવાડવો જેથી બધું અજીર્ણ નષ્ટ થઇ જાય છે. ૩૮ (ચક્રદત્ત ૭૬)

હરડે, પીપર તથા સંચળ એ સર્વના ચુર્ણને સરખે ભાગે લઇ મિશ્ર કરી એ ચુર્ણને દોષની ગતિ અનુસાર છાસ કે ગરમ પાણીના અનુપાન સાથે સેવન કરાવવું એના સેવનથી ચાર પ્રકારનાં અજીર્ણ, મન્દાગ્નિ, અરૂચિ આફરો ચઢવો, વાતગુલ્મ, તથા શુળ આદિ રોગો નષ્ટ થાય છે. ૩૯–૪૦ (ચક્રદત્ત ૭૮–૭૯)

## વિસુચિકા કોલેરાની ચિકિત્સા

**विषूचिकायां वमितं विरिक्तं सुलंघितं वामनुजं विदित्वा ।**
**पेयादिभिर्दीपन पाचनैश्च सम्यक्क्षुधार्तं समुप क्रमेत ॥ ४१ ॥**

વિસુચિકામાં વિરેચન તથા લંઘન કરાવી ભૂખ લાગે ત્યારે દીપન તથા પાચન વમન, કરનારી પેયા આદિ આહારનું સેવન કરાવવું, ૪૧ (ચક્રદત્ત–૮૨)

અંઘેડાના મૂળનું ચુર્ણ પાણી સાથે પાવાથી અથવા વડનાં કુળાં પાંદડાં (અંકુરો) ના રસથી તત્ક્ષણજ વિસુચિકા (કોલેરા) મટી જાય છે. ૪૨

નાના મુળના કવાથમાં પિપરીમુળનું ચુર્ણ મેળવી પાવાથી વિસુચિકાનો નાશ થઇ જઠરાગ્નિની વૃદ્ધિ થાય છે. ૪૩

બીલી તથા સુંઠના કવાથથી ઉલ્ટી તથા વિસુચિકા મટે છે. એવીજ રીતે કારેલાનો રસ તેલ સાથે આપવાથી વિસુચિકા રોગ મટી જાય છે. ૪૪

**વેદના ઉપર મર્દન કરવું**—ઉપલેટ અને સિન્ધાલુણનો કલ્ક કરીને ચુક (આંબલી) તથા તલના તેલની સાથે મેળવી સ્હેજ ગરમ કરી પછી તે માલીસ કરવાથી હાથે પગે ખાલી ચડતી હોય, ગોટલા ચઢતા હોય કે શુળાં ફુટતાં હોય તે મટી જાય છે. ૪૫

**વમનમ—કરંજ** લીમડાની છાલ, અંઘેડો, ગળો, શ્વેત તુળસી અને કડાની છાલ એનો કવાથ પાઇને ઉલ્ટી કરાવવાથી ઘોર વિષુચિકા નષ્ટ થાય છે. (ચક્રદત્ત—૮૪)

**ગુટીકા અંજન**—સુંઠ, મરી, પીપર, કાંચકાનાં બીજ, હળદર, બીજોરાનું મુળ એ

સર્વ સરખે ભાગે લઇ ખાંડી પાણીમાં ઘુટી ગોળી છાંયે સુકવવી આ ગોળીયો ઘસી આંખે આંજવાથી વિસૂચિકા રોગ નષ્ટ થાય છે. ૪૬ (ચક્રદત્તઃ ૮૫)

**બીજું અંજન**—મહુડાં, અંઘેડાનાં બી, ઘોળી ગરણી, હળદર અને ત્રિકટુ એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી પાણીમાં વાટી ગોળયો વાળવી, આ ગોળી આજવાથી વિસૂચિકા નષ્ટ થાય છે. ૪૭ (ચક્રદત્ત ૮૬)

**તૈલ મર્દન**—તજ, તમાલપત્ર રાસ્ના, અગર, સરગવાની છાલ, ઉપલેટ, વજ તથા સવા એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી તેને કાંજી કે લીંબુની રસ સાથે ઘુંટી તે માલીસ કરવાથી અથવા એ દ્રવ્યોથી યથાવિધિ સિદ્ધ કરેલું તેલ મર્દન કરાવવાથી વિસૂચિકામાં ઉત્પન્ન થનારી ખાલચો, અને ગોટલા ચઢવા મટી જાય છે. ૪૮ (ચક્રદત્ત ૮૭)

**ઉપદ્રવ ચિકિત્સા**—જો અમુઝણુ કે તરસ વધુ ન હોય તો લવીંગનું પાણી અથવા જાયફળનું પાણી અથવા નાગરમોથનું પાણી પાવુ જોઇએ. (ચક્રદત્ત–૮૮)

## અલસક ( કોલેરાનો એક ભેદ )

અલસકમાં સર્વથી પ્રથમ સિંધાલુણ અને ગરમ પાણી એકત્ર કરી તે પાઇ ઉલ્ટી કરાવવી જોઇએ. તે પછી સ્વેદન. વર્તિ પ્રયોગ, ઉપવાસ તથા અગ્નિવર્ધક આહાર વિહાર આદિ દ્વારા ચિકિત્સા કરવી જોઇએ. ૪૯ (ચક્રદત્ત–૮૯)

**લેપ**—અલસકમાં જો પેટમાં પીડા હોય, આફરો ચઢેલો હોય તો દેવદાર, વજ, ઉપલેટ, સવા, હીંગ તથા સિંધાલુણને કાંજીમાં ઘુંટી પેટ ઉપર લેપ કરવો ૫૦ (ચક્રદત્ત ૯૦)

જવનો જાડો લોટ, તથા જવખાર છાસમાં વાટી ગરમ કરી પેટ ઉપર લેપ કરવાથી ઉદરની પીડા મટે છે. અથવા અતિ ગરમ પાણી કે કાંજીને બાટલીમાં ભરી તેને પેટ ઉપર રાખી શેક કરવો અથવા લુગડાનો કે હાથ અગ્નિ ઉપર ગરમ કરી તે વડે પેટ ઉપર શેક કરવો ૫૧ ( ચક્રદત્ત–૯૧ )

## શુળઘ્ન ઔષધ ન આપવું

**तीव्रार्तिरपिना जोर्णी पिवेच्छूलघ्न मौषधम ।**
**दोषासन्नोऽनलो नालंपक्तुं दोषौषधाशनम् ॥९२॥**

અજીર્ણથી પીડાતા રોગીને જો પેટમાં તીવ્ર વેદના થતી હોય તો પણ શુલઘ્ન ઔષધનું સેવન કરવું નહિં. કેમકે દોષોથી ઢકાયેલો અગ્નિ, વાતાદિ દોષો, ઔષધ, તથા આહારને પચાવી શકતો નથી. ૫૨ ( ચક્રદત્તઃ ૯૨ )

**લવિંગાદિ મોદકઃ**—લવીંગ, પીપર, સુંઠ, મરી, જીરૂ, શાહજીરૂ, નાગકેસર, તગર, ઝીણી ઇલાયચી, જાયફળ, વાંસકપુર, કાયફળ તમાલપત્ર, કમળકાકડી, રતાંજળી, મરચકંકોલ, અગર, વાળો, અભ્રકભસ્મ, કપુર, જાવંત્રી, મોથ, જટામાંસી જવ, ધાણા, સવા, લવીંગ એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરવું. તે બધાના વજનથી બમણી સાકર લઇ તેનું ચુર્ણ કરી તેમાં મેળવવું. એના યથાવિધી મોદક સિદ્ધ કરી રોગીને સેવન કરાવવું. માત્રા ૩ માસા. એના સેવનથી અમ્લપિત્ત, મંદાગ્નિ, અજીર્ણ, કમળો, પાન્ડુ, સંગ્રહણી તથા અતિસાર આદિ રોગો મટી જાય છે. એ બલ્ય તથા પુષ્ટકારક અને શુક્રવર્દ્ધક છે. ૫૩ થી ૫૮

**વાતાજીર્ણમાં સુકુમાર મોદક**—પીપળ, પીપરીમૂળ, સુંઠ, કાળાં મરી, હરડે, આંબળાં, ચિત્રકમૂળ, અભ્રકભસ્મ, ગળો, કડુ, દરેક અકેક તોલો, દંતીમુળ ત્રણ તોલા, નસોતર

૮ તોલા, સાકર ૧૨ તોલા એ સર્વનું ચુર્ણ કરી યથાવિધી મદ સાથે મોદક બનાવવા. આ મોદક વાતાજીર્ણ, વિષ્ટમ્ભાજીર્ણ, ઉદાવર્ત્ત, આફરો તથા સર્વ પ્રકારનાં અજીર્ણ આદિ રોગોને મટાડે છે. માત્રા ૩ માસાથી ૬ માસા ૫૯ થી ૫૧

**વાતાજીર્ણમાં-હરીતકી** પ્રયોગ—હરડે ૧૦૦ લઇ છાસમાં બાફવી પછી તેને ઉતારી લેવી. હરડેનાં બીને કાઢી લેવાં. પછી સુંઠ, મરી, પીપર, પિપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ, પંચલવણ, અજમો, અજમોદા, જવખાર, સાજીખાર, ટંકણખાર, હીંગ, લવીંગ દરેક આઠ આઠ તોલા ચુર્ણ લઇ મિશ્ર કરવું. આંબલી તથા લીંબુના રસની ૩ દિવસ ભાવના આપવી પછી તે ચુર્ણને ઉપરથી બીયાં કાઢી લીધેલી હરડેમાં ભરવું. તેમાંથી દરરોજ એક એક હરડેનું સેવન કરવાથી અજીર્ણ, મંદાગ્ન, કોલેરા, ગુલ્મ તથા શુળ આદિ રોગો નષ્ટ થાય છે. ૬૨ થી ૬૫

**વિષ્ટમ્ભે-ત્રિવૃતાદિ મોદક**—નસોતર, પીપરીમૂળ, પીપર, ચિત્રકમૂળ, દરેક ચાર ચાર તોલા, સર્વના ચુર્ણની બરાબર ગળો અને સુંઠનું ચુર્ણ તેમાં મેળવવું. પછી ગોળ ૩ શેર લઇ તેમાં ઉપરનું ચુર્ણ મેળવી મોદક બનાવવા. રોગીએ તે મોદકનું રોજ સેવન કરવું. એથી જલ્દી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. ૬૬

**વિષ્ટમ્ભે-અગ્નિ મુખલવણ**—ચિત્રકમૂળ, ત્રિફળા, દંતીમુળ, નસોતર, પુષ્કરમૂળ દરેક સરખે ભાગે લેવાં. એ સર્વ ચુર્ણની બરાબર વજને સિંધાલુણ લેવું એ સર્વને ખાંડી ચુર્ણ કરવું તે ચુર્ણને થોરના દુધની ભાવના આપવી. પછી એક થોરીયાના ડીંગલામાં અંદરથી પોલું કરી આ ચુર્ણ ભરવું પછી તેના ઉપર માટીનો લેપ કરવો અને ડીંગલાને અગ્નિમાં પકવવું. તે જ્યારે બરોબર પકવ થઇ જાય ત્યારે કાઢી ઉપરથી માટી કાઢી નાંખી ચુર્ણ સાથે તેને ઘુંટી નાંખવું. માત્રા ૫ રતી, અનુપાન ગરમ પાણી. આ ચુર્ણ અગ્નિને પ્રદીપ્ત કરે છે. તથા બરોળ, યકૃત અને ઉદરરોગ, આફરો, ગુલ્મ, અર્શ તથા પડખાનું શુળ મટાડે છે. ૬૭ થી ૬૯

**ગુડાષ્ટકમ**—ત્રિકટુ, દન્તીમૂળ, નસોતર, ચિત્રકમુળ, પીપરીમુળ, એ સર્વ સરખે ભાગે લઈ ચુર્ણ કરી તેમાં ગોળ મેળવી રોજ સવારે તે ચુર્ણ આપવાથી બલ, વર્ણ તથા અગ્નિની વૃદ્ધિ થાય છે અને સોજા, ઉદરરોગ, શુળ, બરોળ, પ્લીહા તથા પાન્ડુરોગ આદિ નષ્ટ થાય છે. ૭૦-૭૧

**શાર્દુલ કાંજી**—પીપર, સુંઠ, દેવદાર, ચિત્રકમૂળ, ચવક, બીલાનો ગર્ભ, અજમોદ, હરડે, સુંઠ, અજમો, ધાણા, મરી જીરૂ, હીંગ, દરેક સરખે ભાગે લઇ ચુર્ણ કરી બાધા ચુર્ણથી ૮ ગણી કાંજી લેવી, કાંજીથી ચારગણું પાણી લેવું. એ સર્વને એકત્ર મેળવી ઉકાળવું જ્યારે પાણી બળી જાય અને માત્ર છાસજ બાકી રહે ત્યારે ઉતારી લેવું. આ શાર્દુલ કાંજી અગ્નિ તથા બળને વધારે છે. અને ધોળા સરસવોના તેલમાં સિદ્ધ કરી યથા યોગ્ય માત્રામાં સેવન કરાવવી. એના સેવનથી ઉદર ।. શ્વાસ, અતિસાર, પાન્ડુ, કમળો, આમદોષ, ગુલ્મરોગ, વાતશુળ, અર્શ તથા સોજા આદિ રોગ મટે છે. કાંજીનો પાક પણ ક્ષીર પાકની માફક બને છે. ૭૨ થી ૭૬ ( ચક્રદત્ત ૭૨ થી ૭૬ )

**મુસ્તકારિષ્ટ**—મોથ ૨૦ શેર, પાણી ૪૦૯૬ તોલા ઉકાળતાં ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. તેમાં ૩૦ શેર ગોળ, ધાવડીનાં ફુલ ૧૬ પલ (૬૪)

તોલા ) ઉમેરવા પછી અજમો, સુંઠ, મરી, લવીંગ, મેથી, ચિત્રકમૂળ, જીરૂ દરેક આઠ આઠ તોલા, લઇ સર્વનું ચુર્ણ કરી તે ચુર્ણ નાંખવું પછી તે સર્વેને એક માટીના રીઢા વાસણમાં ભરી મૂકવું. તે પછી ગાળી સેવન કરવું. એના સેવનથી અજીર્ણ, મંદાગ્નિ, વિસૂચિકા તથા ગ્રહણી આદિ રોગો નષ્ટ થાય છે. ૭૭ થી ૮૦

**સિંધવાદિ ચુર્ણ**—સિંધાલુણ, ચિત્રકમુળ, હરડે, લવીંગ, કાળાં મરી, પીપર, ટંકણખાર, સુંઠ, ચવક, અજમો, વરીયારી, વજ, એ સર્વ સરખે ભાગે લઇ ૨૧ દિવસ સુધી લીંબુના રસની ભાવના આપવી, માત્રા ૨ માસા. અનુપાન ગરમ પાણી સીંધવ નાંખેલી છાસ, મરતુ, કાંજી એ જલ્દી અગ્નિને પ્રદિપ્ત કરે છે. ૮૧ થી ૮૩

# अथ रस प्रयोग

**શ્રીરામબાણ રસ**—પારદ, વછનાગ, લવીંગ, ગંધક, દરેક ૧ તોલો, કાળાં મરી ૨ તોલા, જાયફળ ૦॥ તોલો, એ સર્વ એકત્ર કરી આંબલીના રસમાં ઘુંટી અડદ બરાબર ગોળાયો ( અધી આખી રતીની ) વાળવી. આ રસ જલ્દીજ જઠરાગ્નિને પ્રદિપ્ત કરે છે. આ રામબાણ રસ સંગ્રહણી રૂપી કુંભકર્ણ, આમવાત રૂપી ખરદૂષણ તથા મંદાગ્નિ રૂપી રાવણનો નાશ કરનાર છે. ૮૪-૮૫

**અગ્નિતુંન્ડી વટી**—પારદ, વછનાગ ગંધક અજમોદ, ત્રિફળા, સાજીખાર, જવખાર, ચિત્રકમૂળ, સીંધાલુણ, જીરૂ, સંચળ, વાવડીંગ, મીઠું, ટંકણખાર, દરેક સરખે ભાગે લઇ તે બધાના સરખા વજને ઝેરકોચલાં લેવાં. એ સર્વ ચુર્ણ એકત્ર કરી લીંબુના રસથી ઘુંટી મરી જેવડી ( અડધી રતીની ) ગોળાયો વાળવી. એનાથી મંદાગ્નિ મટી જાયછે. ૮૬-૮૭

**અગ્નિરસ**—કાળાં મરી ૧ તોલો, મોથ ૧ તોલો, વજ ૧ તોલો, ઉપલેટ ૧ તોલો, વછનાગ ૪ તોલા, એ સર્વનું ચુર્ણ એકત્ર મિશ્ર કરી આદાના રસ સાથે ઘુંટવું; પા પા રતીની ગોળાયો વાળવી. આ રસ બધી જાતના અજીર્ણને શાંત કરે છે. ૮૮

**અમૃતવટી**—વછનાગ ૨ ભાગ, કોડી ભસ્મ ૫ ભાગ, કાળાં મરી ૩ ભાગ, એ સર્વ મિશ્રકરી પાણીમાં ઘુંટી મગ મગ જેટલી ગોળીયો વાળવી. એક એક ગોળી રોજ ખાવાથી પ્રકુપિત કફપિત્ત તથા અગ્નિ મટાડે છે. ૮૯

**ક્ષુધાસાગરરસ**—સુંઠ, કાળાં મરી, પીપર, હરડે બેઠાં આંબળાં, પંચલવણ, જવખાર, સાજીખાર, ટંકણખાર પારદ, ગંધક દરેક એકેકભાગ, વછનાગ ૨ ભાગ એકત્ર કરી ચુર્ણ કરી તેને પાણીથી ઘુંટી એકેક રતીની ગોળીયો બનાવવી. તથા પાંચ લવીંગોની સાથે આ રસનું સેવન કરવું આ ક્ષુધાસાગર રસનું સૂર્યે નિર્માણ કર્યું છે. ૯૦-૯૧

**ટંકણાદિવટી**—ટંકણખાર, સુંઠ, ગંધક, પારદ, વછનાગ, મરી સર્વ સરખા ભાગે લઇ ઘુંટી તેને ક્ષુદ્ર કુણસના રસથી ઘુંટી મરી જેવડી ગોળીયો વાળવી. આ ગોળીયો જલ્દી અગ્નિને પ્રદિપ્ત કરે છે. ૯૨

**લવંગાદિવટી**—લવીંગ, સુંઠ, મરી, ટંકણ એ સર્વ સરખે ભાગે લઇ મિશ્ર કરી અંધેડા તથા ચિત્રકના કવાથની ભાવના આપી માંસ આદિ ભારે ભોજન પચવા માટે ગોળીયો બનાવવી માત્રા ૦॥ માસાથી ૧ માસા સુધી. ૯૩

**અજીર્ણકંટકરસ**—પારદ, વછનાગ, ગંધક દરેક એકેક તોલો મરી ૩ તોલા, એ સર્વ એકત્ર ઘુંટી બેઠી ભોંયરીંગણીના ફળના રસની ૨૧ વાર ભાવના આપવી અને પછી એકેક રતીની ગોળીયો વાળવી આ રસ અજીર્ણ તથા વિસૂચિકાને મટાડે છે ૯૪ થી ૯૫.

**મહોદધી રસ**—વછનાગ ૧ તોલો, રસ સિન્દુર ૧ તોલો, જાયફળ ૨ તોલા, ટંકણખાર ૨ તોલા, પીપર ૩ તોલા, સુંઠ ૬ તોલા, કોડીભસ્મ ૬ તોલા, લવીંગ ૫ તોલા, એ સર્વ એકત્ર ઘુંટી બબ્બે રતીની ગોળીયો બનાવવી. આ ગોળીયો નષ્ટ થયેલ અગ્નિને પ્રદિપ્ત કરે છે. ૯૬–૯૭

**અગ્નિકુમાર રસ**—પારદ, ગંધક, ટંકણખાર, દરેક એકેક તોલો, વછનાગ ૩ તોલા, કોડી ભસ્મ ૩ તોલા શંખભસ્મ ૩ તોલા, મરી ૮ તોલા, એ સર્વને ઘુંટી પાકાં મોટાં લીંબુના રસથી ઘુંટી એકેક રતીની ગોળી બનાવવી. કોલેરા, અજીર્ણ, વાતવ્યાધિ, તથા સંગ્રહણી રોગમાં આ રસનું સેવન કરાવવું જોઇએ. ૯૮–૯૯

**હુતાશનો રસ**—ગંધક, પારદ, ટંકણ, દરેક ૧ તોલો, વછનાગ ૩ તોલા, મરી ૮ તોલા, એ સર્વને ઘુંટી લીંબુના રસમાં ઘુંટી મગ બરાબર ગોળીયો વાળવી. અનુપાન આદાનો રસ. આ રસનો શુળ, અરૂચિ, ગુલ્મ, વિસુચિકા, મંદાગ્નિ, અજીર્ણ, સન્નિપાત્ત, જડતા તથા શિરોરોગમાં ઉપયોગ કરવો જોઇએ. ૧૦૦ થી ૧૦૧

**ભાસ્કરો રસ**—વછનાગ, પારદ, જાયફળ, ગંધક, ત્રિકટુ, ટંકણખાર, જીરૂ દરેકનું ચુર્ણ એકેક તોલો. લોહભસ્મ, શંખભસ્મ, અભ્રકભસ્મ, કોડીભસ્મ, દરેક બબ્બે તોલા, લવીંગ ૧૫ તોલા, એ બધું એકત્ર કરી સાત વાર લીંબુના રસથી ઘુંટી બબ્બે રતીની ગોળીયો બનાવવી. આ ગોળીને નાગરવેલના પાનમાં મૂકી બીડુ ચાવી જવું. શુળ, વિસુચિકા, તથા મન્દાગ્નિમાં ઉપયોગ કરાવવો જોઇએ. આ રસ જલ્દીજ અગ્નિને પ્રદિપ્ત કરેછે. ૧૦૨થી૧૦૫

**અગ્નિ સંદીપનો રસ**—પીપર, પિપરીમુળ, ચવક, ચિત્રકમુળ. સુંઠ, કાળાં મરી, પંચલવણ, જવખાર, સાજીખાર, ટંકણ, જીરૂ શાહજીરૂ, અજમો, વજ, વરીયારી, હીંગ, ચિત્રકમૂળ જાયફળ, ઉપલેટ, જાવંત્રી, તજ, તમાલપત્ર, નાની ઇલાયચી, આંબલીનો ખાર, અંઘેડાનો ખાર, વછનાગ, પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ, બંગભસ્મ, લવીંગ, હરડે દરેક એકેક ભાગ, અમ્લવેતસ ૨ ભાગ, શંખભસ્મ ૪ ભાગ, એ સર્વ એકત્ર કરી પંચકોલ ચિત્રકમૂળ, અંઘેડા તથા ખાટીલુણીના રસથી ક્રમશઃ ત્રણ ત્રણ વાર ભાવના આપવી. પછી લીંબુના રસની ૨૧ વાર ભાવના દઇ ચણાબોર જેટલી ( ચારેક રતીની ) ગોળીયો વાળવી. બંને સંધ્યાકાળ વખતે સેવન કરાવવી એની યથાદોષ અનુપાનની કલ્પના કરવી જોઇએ. એ મંદ અગ્નિને પ્રદિપ્ત કરે છે. અને અજીર્ણ, અમ્લપિત્ત, શુળ તથા ગુલ્મને નષ્ટ કરે છે. ૧૦૬ થી ૧૧૨

**અજીર્ણબલકાલાનલો રસ**—પારદ ૮ તોલા, ગંધક ૮ તોલા, લોહભસ્મ, તામ્રભસ્મ, હરતાલ, વછનાગ, વિશુદ્ધ મોરથુથુ, બંગભસ્મ દરેક ૪ તોલા, લવીંગ ટંકણ, દંતીમૂળ, નસોતર, દરેક ૪ તોલા, અજમોદ, અજમો, જવખાર, સાજીખાર, પંચલવણ દરેક બબ્બે તોલા એ બધાના ચુર્ણના વજનથી અર્ધા વજન કાળાં મરીનું ચુર્ણ મેળવી પછી આદાના રસની ૨૧ વાર અને પંચકોલ કવાથ તથા ગળોના રસની ૧૦ વાર ભાવના આપી એક એક રતીની ગોળીયો બનાવવી અને છાયામાં સુકવવી. મંદ થયેલ જઠરાગ્નિને આ

રસ પ્રદિપ્ત કરે છે. તથા આમવાત, પ્લીહા ( બરોળ ) પાન્ડુ પ્રમેહ, આફરો, વિષ્ટમ્ભ, સુવારોગ, ગ્રહણી, શ્વાસ, કાસ, સળેષ્મ, ક્ષય, અમ્લપિત્ત, શુળ, ભગંદર, અર્શ તથા યકૃત રોગને નષ્ટ કરે છે. આ રસના સેવનથી બે કલાકમાં જ ગળા સુધી ખાધેલું અન્ન પચી જાય છે. ગહનાનંદ સાથે સર્વ લોકના હિતને અર્થે આ રસ બતાવ્યો છે, ૧૧૩ થી ૧૨૩

**શંખવટી–મહા શંખવટી**—શંખભસ્મ, પંચલવણ, આંબલીનો ખાર ત્રિકટુ, હિંગ, વછનાગ, ગંધક, પારદ, એ સર્વ સરખે ભાગે લઇ મિશ્ર કરી અંઘેડાના તથા ચિત્રકમુળના કવાથથી અને લીંબુના રસથી વિશેષે કરી ખટાશની એવી રીતે ભાવના આપવી કે જેથી ઔષધ ખાટું થઇ જાય. આ વટી અગ્નિ પ્રદીપક છે તથા ભસ્મ રોગનું નિયમન કરે છે. ગળા સુધી જમ્યા પછી આ ગોળી ખાવાથી તત્ક્ષણ ભોજન જીર્ણ થઇ પચી જાય છે. આ વટી અજીર્ણ, જ્વર, ગોળો ચઢવો, પાન્ડુ, કોઢ, શુળ પ્રમેહ, વાતરક્ત, સોજા આદિ રોગોને નષ્ટ કરે છે. આ ગોળી અર્શને મુળમાંથી નષ્ટ કરેછે.

જો આ શંખવટીમાં લોહભસ્મ તથા બંગભસ્મ મિશ્ર કરવામાં આવે તો એનેજ મહા શંખવટી કહે છે. માત્રા ૨ ૨ી. અનુપાન હલકુ ગરમ પાણી. એનું પ્રાત:કાલે સેવન કરવું જોઇએ. અમ્લવર્ગમાં લીંબુ, બીજોરૂં, ખાટી લુણી, આંમલી, બોર તથા કર મદાં આ આઠ મળી અમ્લવર્ગ કહેવાય છે. ૧૨૪ થી ૧૩૨,

**શંખવટી**—આંબલીનો ખાર ૪ તોલા, પંચલવણ ૪ તોલા; શંખભસ્મ ૪ તોલા ( શંખને ગરમ કરી લીંબુના રસમાં વારવાર બુઝાવવો અને પછી તેને તડકામાં સુકાવી ઘુંટી લેવો ), હીંગ, કાળાં મરી, પિપર, એ ચારે મળી ૪ તોલા, પારદ, વછનાગ, ગંધક દરેક અર્ધો અર્ધો તોલો, એ સર્વ એકત્ર કરી લીંબુના રસમાં ઘુટી ગોળીયો બનાવવી. માત્રા ૧॥ રતી. આ ગોળીયોનો ક્ષય ગ્રહણી, આંતરડાનું શુળ. આદિમાં ઉપયોગ કરાવવો લીં-બુના રસમાં ગોળીયો ખાટી થાય ત્યાં સુધી ભાવના આપવી. ૧૩૩

**શંખવટી**—જવખાર, સાજીખાર, પારદ, ગધક, સીંધાલુણ, ત્રિકટુ વછનાગ દરેક અકેક તોલો આંબલીનો ખાર, શંખભસ્મ દરેક ચચાર તોલા, એ સર્વને લીંબુ । રસની ભાવના આપી લોહભસ્મ ૧ તોલો, ઘીમાં શેકેલી હીગ ૧ તોલો બંગભસ્મ ૧ તોલા એ સર્વ તેમાં ઉમેરી સારી રીતે ઘુંટી અકેક રતીની ગોળીયો બનાવવી, એના સેવનથી અગ્નિ પ્રદીપ્ત થાય છે. તથા શુળ, કાસ, શ્વાસ, ક્ષય, મંદાગ્નિ, કૃમિ તથા અન્ય વિવિધ રોગો નષ્ટ થાય છે. આ ગોળી પાચક છે. માત્રા ૨ રતી. ૧૩૪ થી ૧૩૫

**મહા શંખવટી**—પંચલવણ, હીંગ, શંખભસ્મ, આંબલીનો ક્ષાર, ત્રિકટુ ગંધક, પારદ, વછનાગ, એ સર્વ સરખે ભાગે લઇ એકત્ર મિશ્ર કરી ચિત્રક મુળનો ક્વાથ, અંઘેડા-નો ક્વાથ, અમ્લવર્ગ તથા લીંબુના રસથી એવી રીતે ભાવના આપવી કે ઔષધ ખાટા રસવાળું થાય. એ જમ્યા પછી સેવન કરાવવું જોઇએ. એ અગ્નિ પ્રદીપક તથા અર્શ ગ્રહણી આદિ મંદાગ્નિજન્ય રોગોને નષ્ટ કરે છે માત્રા ૧ા રતી થી ૨ રતી સુધી. ૧૩૬, ૧૩૭

**સારકલિકા દુગ્ધ ઘૃત મહાશંખવટી**—પીપરીમૂળ, દંતીમૂળ. પારદ, ગંધક, પીપર, જવખાર સાજીખાર, ટંકણખાર, પંચલવણ, મરી, સુંઠ, વછનાગ. અજમોદ, ગળો હીંગ, આંબલીનો ખાર, દરેક એક એક ભાગ, શંખભસ્મ ૨ ભાગ, એ સર્વ એકત્ર કરી અમ્લ વર્ગથી ( અથવા લીંબુના રસથી ) ઘુંટી બબે રતીની ગોળીયો વાળવી. અનુપાન ખાટા

દાડમનો રસ, લીંબુનો રસ, છાસ, મસ્તુ, સુરા, સીંધુ, કાંજી, ગરમ પાણી, તથા સસલા કે હરણના માંસના મૂષ સાથે એના સેવનથી મંદ પડેલો અગ્નિ અત્યંત પ્રદિપ્ત થય છે. અર્શ, ગ્રહણી, કુષ્ટ, પ્રમેહ; ભગન્દર, પ્લીહા, પથરી, શ્વાસ, કાસ, ઉદર રોગ ક્રમિરોગ, હૃદરોગ, પાન્ડુ, વિબંધ આદિ રોગ નષ્ટ થાય છે. ૧૩૮ થી ૧૪૪

**ક્રવ્યાદ રસ**—પારદ ૪ તોલા, ગધક ૮ તોલા, તાંમ્રભસ્મ ૨ તોલા, લોહભસ્મ ૨ તોલા, એ સર્વ એકત્ર કરી લોઢાના વાસણમાં ભરી તે વાસણને અગ્નિ ઉપર ગરમ કરવું. બધું પીગળી જાય ત્યારે એરન્ડાના પાન ઉપર પર્પટી ઢાળવી. પછી લોઢાની કઢાઇમાં ૧૦ શેર લીંબુનો રસ ભરી તેમાં એ પર્પટી નાંખવી અને તે કઢાઇને મૃદુ અગ્નિ ઉપર ગરમ કરવી. જ્યારે રસ બળી જવા આવે ત્યારે પંચકોલનો કવાથ ૨૦૦ તોલામાં તથા અમ્લવેતસનો ૨૦૦ તોલા કવાથની ભાવના આપવી અને તેમાં ટંકણખાર ૧૬ તોલા, બીડલવણ ૮ તોલા, મરી ૧ શેર, મિશ્ર કરી ચણાના ખારની સાતવાર ભાવના આપવી પછી તેની રતી રતીની ગોળીયો વાળવી આ રસ મંથાનકભૈરવે કહ્યો છે. માત્રા ૨ રતી. અનુપાન સંધાલુણ સાથે છાસ જમ્યા પછી આ રસનું સેવન કરવાથી માંસ, દુધ લોટ આદિ ભારે પદાર્થો બે પહોરમા જીર્ણ થઇ જાય છે. આ રસ કૃશતા, સ્થુલતા ગર ( સંયોગજ વિષ ) આમદોષ, ગોળો, બરોળ, જલોદર, શુળ, ગ્રહણી, અતિસાર, વાતગ્રન્થી,તથા પ્લીહોદર આદિ રોગો ને નષ્ટ કરે છે. ૧૪૫થી૧૫૦

**અજીર્ણારિરસ**—પારદ ૮ તોલા, ગંધક ૮ તોલા, હરડે ૧૬ તોલા, સુંઠ ૨૪ તોલા, પીપળ ૨૪ તોલા, મરી ૨૪ તોલા, સીંધાલુણ ૨૪ તોલા, ભાંગનું ચુર્ણ ૩૨ તોલા, એ સર્વ એકત્ર મિશ્ર કરી લીંબુના રસની સાત ભાવનાઓ આપવી, માત્રા ૩ થી ૪ રતી, આ અજીર્ણારી રસ દીપન તથા પાચન છે. એનું સેવન કરવાથી બમણું અન્ન જમાય છે. આ રસ પાચક તથા મલબંધ નાશક છે, ૧૫૧થી ૧૫૩

**આદિત્યરસ**—હિંગળો, વછનાગ, ગંધક, ત્રિકટુ, ત્રિફળા જાયફળ, લવીંગ, પંચલવણ, દરેક સરખે ભાગે લઇ વાટી ઘુંટી લીંબુના રસની સાતવાર ભાવના આપવી અને અર્ધા રતીની ગોળી બનાવવી. આ રસ અજીર્ણને નષ્ટ કરે છે તથા જઠરાગ્નિ પ્રદીપક છે. ૧૫૪થી ૧૫૬

**વડવાનલ રસ**—પારદ ૨ તોલા, ગંધક ૨ તોલા, પીપર, પંચલવણ, મરી, ત્રિફળા, જવખાર, સાજીખાર, ટંકણખાર, દરેક બબે તોલા એને એકત્ર વાટી ઘુંટી નગોડના રસની એક દિવસ ભાવના આપી ગોળીયો વાળવી. આ રસ મંદાગ્નિ નાશક છે. માત્રા ૪ રતી થી ૬ રતી સુધી ૧૫૭થી ૧૫૮

**બૃહતહુતાશનો રસ**—વછનાગ ૧ ભાગ, ટંકણ ખાર ૨ ભાગ, કાળાં મરી ૧૨ ભાગ, એ સર્વ એકત્ર વાટી ઘુંટી પાણીમાં ઘુંટી બબે રતીની ગોળીયો બનાવવી. આ રસ અગ્નિની વૃદ્ધિ કરે છે તથા કફનાશક છે. ૧૫૯

**બૃહદ અગ્નિ કુમાર રસ**– પારદ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, ટંકણ ૨ ભાગ, ત્રિફળા, જવખાર, ત્રિકટુ, પંચલવણ, દરેક ૧ ભાગ, એ સર્વના ચુર્ણને મિશ્રકરી આદાના રસની સાતવાર ભાવના આપી સુકાવી લેવું. માત્રા ૧ માસો. અનુપાન આદાનો રસ એનાથી અગ્નિની વૃધ્ધિ થઇ અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા રોગો, અજીર્ણ, આદિ તથા સોજા, પાન્ડુ, અર્શ, ગ્રહણી આદિ રોગો નષ્ટ થાય છે. ૧૬૦–થી ૧૬૪

**અમૃત કલ્પવટી**—પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ એ બંન્નેની કજ્જલી કરી તેમાં વછનાગનું ચુર્ણ ૧ ભાગ મેળવી ઘુંટી તેમાં ટંકણનું ચુર્ણ ભાંગરાના રસથી ૩ દિવસ સુધી ઘુંટી મગ મગ જેટલી ગોળીયો વાળવી. એ ગોળાના સેવનથી જ શુળ, મંદાગ્નિ, અજીર્ણ, આદિ નષ્ટ થાય છે; આ વટી ધાતુને પુષ્ટ કરે છે. જુદા જુદા અનુપાન સાથે અનેક રોગો ઉપર સેવન કરાવવી જોઇએ. ૧૬૫થી ૧૬૮

**પાશુપતોરસ**—પારદ ૧ ભાગ એ બેની કજ્જલી કરી પછી તેમાં લોહ ભસ્મ ૩ ભાગ, વછનાગ ૬ ભાગ, એકત્ર મેળવી ચિત્રકમુળના કવાથની ભવના આપવી તે પછી ધંતુરાના બીની ભસ્મ ૩૨ ભાગ, ત્રિકટુ ૩ ભાગ, લવીંગ ૩ ભાગ, ઇલાયચી ૩ ભાગ જાયફળ ૦।। ભાગ જાવંત્રી ૦।। ભાગ, પંચ લવણ દરેક અર્ધો ભાગ, થોરનું દુધ, એરન્ડ મુળનો ક્ષાર, આંબલીનો ખાર, અંધેડાનો ખાર, પીપળાનો ખાર, હરડે, જવખાર, સાજી-ખાર, હીંગ, જીરૂ, ટંકણખાર દરેક ૧ ભાગ લઇ એ સર્વેને અમ્લવર્ગ (લીંબુ, આંબલી, બીજોરૂં વગેરેના રસથી ) ઘુંટી એકેક રતીની ગોળીયો બનાવવી, આ રસ દીપન, પાચન તથા હૃદ છે. તે વિસુચિકાને નષ્ટ કરે છે. અનુપાન મુશળીના રસ સાથે ઉદર રોગમાં આપવો, મોચરસ સાથે અતિસારમાં સીંધવ નાંખેલી છાસમાં સંગ્રહણીમાં, સંચળ, પીપર તથા સુંઠ સાથે શુળમાં, છાસ સાથે અર્શ રોગમાં, તથા પીપરના ચુર્ણ સાથે રાજ્યક્ષ્મામાં આ રસનું સેવન કરાવવું જોઇએ, સુંઠ તથા સંચળ સાથે વાતરોગમાં, સાકર તથા ધાણા સાથે પિત રોગમાં અને પીપરના ચુર્ણ તથા મધ સાથે કફરોગમાં આ રસનો ઉપયોગ કરાવવો જોઇએ. ૧૬૯ થી ૧૭૮

**વિશ્વોદ્દીપીકાભ્રમ**—અભ્રકભસ્મ ૪ તોલા લઇ તેને ચવક, ચિત્રકમુળ, નગોડ, પત્ર ધંતુરાનાં પાન બીલીનાં પાન, એના ચચાર તોલા રસથી અને આદાના ૪ તોલા રસથી ઘુંટવી, એમજ પિપરીમુળ, વરીયારી, કદમ્બ, આકડાનાં મુળ દરેકના ચાર તોલા કવાથથી ઘુંટી તેમાં ૨ તોલા ટંકણખાર મેળવી ઘુંટી એકેક રતીની ગોળીયો વાળવી, અનુપાન પારિભદ્ર રસ ( લીમડાના પાનનો રસ ) સાથે સેવન કરવાથી મન્દાગ્નિ, જુનો ગુલ્મરોગ, શુળ, અમ્લપિત્ત જ્વર, ઉલ્ટી, મસુરિકા, અલસક, શ્વાસ, કામ, તુષા, પ્લીહા, યકૃત, ક્ષય, સ્વ ભેદ કષ્ટ, અરૂચિ, દાહ, મોહ, અર્શ, આમ દોષ, તથા નેત્રરોગ મટી જાય છે. આ રસ અગ્નિ પ્રદીપક, બલ્ય, વૃષ્ય, રસાયન, બુદ્ધિવર્દ્ધક, તથા કાન્તિને આપનાર છે. ૧૭૯ થી ૧૮૧

**વીરભદ્રભ્રક**—સહસ્રપુટી અભ્રકભસ્મ ૪ તોલા. એને ચિત્રક મુળના કવાથની ૯૦ દિવસ ભાવના આપી આદાના રસમાં ઘુંટી ગોળીયો બનાવવી. માત્રા ૦।। રતીથી ૧ રતી સુધી અનુપાન નાગરવેલનું પાન અથવા આદુ. આ ગોળીયો જલ્દીથી મન્દાગ્નિને નષ્ટ કરી અગ્નિને વધારે છે. તથા શ્વાસ, કાસ, વમન સોજા, કમળો, બરોળ, ગુલ્મ, ઉદર રોગ, અરૂચિ, ભ્રમ, રક્તપિત યકૃતરોગ, અમ્લપિત, જ્વર, શિરોરોગ, બધી જાતના નેત્રરોગો, તથા હલીમક આદિ રોગોને નષ્ટ કરે છે. આ ગોળીયો નષ્ટ, બલ્ય તથા જઠરાગ્નિને વધારનાર છે. ૧૮૨થી ૧૮૬

**રસરાક્ષસ**—તામ્રભસ્મ, પારદ, ગંધક, ત્રિકટુ, લોહભસ્મ, સંચળ, એ સર્વ સરખે ભાગે લઇ મિશ્ર કરી ઘુંટવાં. તે પછી વાલુકાયંત્રમાં ૧ દિવસ પકવવાં અને રાતી સાટોડી-ના ક્ષારને સરખે ભાગે લઇ મિશ્ર કરી બીજોરાના રસની ભાવના આપી અજીર્ણમાં ઉપયોગ કરવો માત્રા ૧ રતી. ૧૮૭ થી ૧૮૮.

**બુહદ લવંગાદિ વટી**—લવીંગ, જાયફળ, ધાણા, ઉપલેટ, જીરૂ, શાહજીરૂ, ત્રિકટુ, ત્રિફળા, નાની ઇલાયચી, તજ, ટંકણ, કોડીની ભસ્મ મોથ, વજ, અજમોદ, બીડલવણ, સીંધવ, દરેક એકેક ભાગ લઇ તેનુ ચુર્ણ કરવું પછી પારદ, ગંધક, અભ્રકભસ્મ અર્ધો અર્ધો ભાગ, લોહભસ્મ ૧ ભાગ, એ સર્વનું સારી રીતે ચુર્ણ કરી ઘુંટી બબે રતીની ગોળી યો વાળવી. અનુપાન ગરમ પાણી. આ ગોળીયો સવાર સાંજ આપવી. આ લવંગાદિ વટી સંગ્રહણી, આમાતીસાર, મંડો, કફજ્વર, શુળ, કોઢ, અમ્લપિત, વાતવ્યાધિ, મન્દાગ્નિ, અને કોઠાના, વાત વ્યાધિઓને મટાડે છે. ૧૮૯થી ૧૯૨

**જવાલાનલો રસ**—જવખાર, સાજીખાર, પારદ, ગંધક, પીપર પીપરીમુળ, ચવક, ચિત્રકમુળ, સુઠ, દરેક ૨ તોલા, ભાંગ ૧૮ તોલા, સરગવાની છાલ ૯ તોલા, એ સર્વ એકત્ર મિશ્ર કરી ભાંગ, સરગવો, ચિત્રક મુળ, ભાંગરો એના રસમાં જુદી જુદી ત્રણ ત્રણ દિવસ ઘુટી પછી લઘુ પુટ આપવો. સ્વાંગશીત થયે ઔષધને કહાડી આદાના રસની સાત વાર ભાવના આપવી. માત્રા ૪ રતી. આ રસ પાચન, દીપન હૃદ તથા ઉદર રોગ નાશક છે. ૧૯૩થી ૧૯૫

**ભકતવિપાકવટી**—સુવર્ણ માક્ષીક ભસ્મ, પારદ, ગંધક, હરતાલ, મનશિલ, નસોતર, દંતીમુળ, મોથ, ચિત્રકમુળ સુંઠ, પીપર, કાળાં મરી, હરડે, અજમો, શાહજીરૂ, હીંગ, કડુ એખરો, સીંધાલુણ, અજમોદ, જાયફળ, જવખાર, દરેક સરખે ભાગે લઇ એને આદુ, નગોડ, સુર્યાવર્ત ( સુરજમુખી ફુલ ) તુળસી એ દરેકના રસમાં ભાવના આપવી એકેક રતીની ગોળીયો બનાવવી. તડકામાં સુકવી લેવી. આ ગોળી જમ્યા પછી ખાવાથી વારંવાર જમવાની ઇચ્છા થાય છે. અર્થાત આ વટી રૂચિકારક, અને અગ્નિ પ્રદીપક છે. આમયુક્ત મંદાગ્નિ, મળબંધ, સોજા, ઉદરરોગ, અર્શ, અજીર્ણ, શુળ અને સન્નિપાત જવરમાં આ ગોળીયો હિતકર છે. ૧૯૬થી ૨૦૧

**પંચામૃતવટી**—અભ્રકભસ્મ, પારદ, તામ્રભસ્મ, ગંધક, કાળાં મરી, એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી ખાટી લુણીના રસમાં ઘુંટી અરણી તથા નગોડના પાનના રસની ભાવના આપી એકેક રતીની ગોળીયો બનાવવી. અનુપાન ગરમ પાણી. આ ગોળીયોનો દિવસમાં ત્રણ કે ચાર ચાર વાર મંદાગ્નિમાં ઉપયોગ કરાવવો. ૨૦૨ થી ૨૦૪

**વિસૂચિ વિદ્વંસ રસ**—ટંકણખાર, સુવર્ણ માક્ષિક ભસ્મ, સુંઠ, પારદ ગંધક, વછનાગ, કૃષ્ણ સર્પવિષ ( અભાવે અફીણ ) દરેક ૧ ભાગ, હિંગળો ૭ ભાગ, એ સર્વ એકત્ર કરી લીંબુના રસમાં ઘુંટી સરસવ સમાન ગોળીયો કરવી. આ રસ મરેલાને પણ જીવાડે છે. કોલેરા અને સર્વ ઉપદ્રવોવાળા ત્રિદોષજ અતિસારને જલ્દીજ મટાડે છે. પથ્ય દહીં ને ભાત: ૨૦૫ થી ૨૦૭

**સારસંગ્રહ સારામૃત મોદક**—સુંઠનું ચુર્ણ ૧૬ તોલા, હરડે ૧૬ તોલા, લવીંગ, જીરૂ, ત્રિકટુ, તજ, તમાલ પત્ર, નાની ઇલાયચી, નાગકેસર, મોથ, કપુર, જાવંત્રી, જાયફળ, દરેક બબે તોલા લેવાં, અજમો, સીંધવ, ઉપલેટ, ધરુલા, લોહભસ્મ, દરેક ૩ તોલા, પીપળી મુળ ચવક, મોરવેલ, ચિત્રકમુળ, કચુરો, શાહજીરૂ. રેણુકબી, જટામાંસી મેથી, બંગ ભસ્મ, અભ્રક ભસ્મ, રસવંતી મોચરસ દ્રાક્ષ, જેઠીમધ, ધાણા દરેક બબે તોલા, બધાના વજનથી બમણી સાકર લેવી. યથાવિધિ પકાવી તેમાં કાંઇક તજ, એલચી. તમાલપત્ર નું ચુર્ણ તથા કપુર મેળવી મોદક બનાવવા, માત્રા ાા તોલાથી ૧ તોલા સુધી. અનુપાન

દુધ. દોષના બલાબલ અનુસાર સવારે યોગ્ય માત્રાથી સેવન કરાવવો આ મોદકના સેવનથી ગ્રહણી, મંદાગ્નિ, આમશુળ, યકૃતશુળ, હૃદયશુળ, પડખાનું શુળ, કમળો, હલીમક ભગંદર મુત્રરોગ, ઉલ્ટી, કોઠાના રોગ. તથા અન્ય નાના પ્રકારના વાતિક, પિત્તના, કફના અને સન્નિપાત રોગ મટી જાય છે. આ દવા પુષ્ટિકારક, દીપન, પાચન, રસાયન, વાજીકરણ તથા બળ, વર્ણ અને અગ્નિને વધારે છે. બધી જાતના અજીર્ણનો નાશ કરવાને માટે બ્રહ્માએ આ રસનું નિર્માણ કર્યું છે. ૨૦૮ થી ૨૧૮.

કર્પુરાસવ—વિશુદ્ધ સુરા ૧૦ શેર, કપુર ૩૨ તોલા, ઇલાયચી, મોથ, સુંઠ, અજમો, મરી દરેક ચચાર તોલા એ સર્વને એકત્ર કરી એક માટીના વાસણમાં ભરી મોં બંધ કરી એક મહિનો રહેવા દેવું. પછી ગાળીને ઉપયોગ કરવો. આ રસ કોલેરા માટે અત્યંત પ્રશસ્ત છે; એના સેવનથી અન્ય અનેક વ્યાધિઓ પણ નિવૃત્ત થાય છે. માત્રા ૫ થી ૨૦ ટીપાં. ૨૧૯ થી ૨૨૦

શ્રી ચક્રદત્ત અગ્નિમાંદ્યાધિકાર શ્લોક ૧ થી ૯૨ સંપૂર્ણ ઉપર આવી જાય છે.

इति भैषज्यरत्नावल्याअग्निमान्द्यादिरोगाधिकारः ॥





# શ્રી ભૈષજ્ય રત્નાવલી અને ચક્રદત્ત

## अथ कृमिरोगाधिकार.

पारसीययवमनिका पीता पर्युषितवारिणा प्रातः ॥
गुडपूर्वा कृमिजातं कोष्ठगतं पातयत्याशु ॥ १ ॥

કૃમિરોગ ઉપર ખુરાસાની અજમો. કૃમિ રોગથી પીડાતા પુરૂષે પ્રથમ ગોળ ખાઇ થોડી વાર પછી ખુરાસાની અજમાનું ચુર્ણ ૧ રતીથી ૪ રતી સુધી વાસી પાણી સાથે સેવન કરવું. આથી આંતરડાંમાં સ્થિત કૃમિ બહાર નીકળી જાય છે. ઔષધ લેતાં પહેલાં ગોળ ખવરાવવાનું કારણ એ છે કે પહેલાં ગોળ ખાવાથી આંતરડાંમાંના કૃમિ તે ખાવા માટે પોતાની જગ્યા છોડી દે છે. એટલામાં ઉપરથી ઔષધ ખાવાથી તે બહાર નીકળી જશે. આ કૃમિ આંતરડાંની દીવાલોની સાથે ચોટી રહેલા હોય છે જો રોગીને ગોળ ન ખવરાવવામાં આવે તો ઔષધનો બરાબર પ્રભાવ પડતો નથી. ખુરાસાની અજમાની માત્રા ૧ રતી થી ૪ રતી સુધીની. ૧ (ચક્રદત્ત ૧).

પારિભદ્ર (લીમડા)ના પાનના રસમાં મધ મેળવી પીવાથી, અથવા કેવુક (સોપારી)-ના રસમાં અથવા પતંગના રસમાં કાંઇક મધ મેળવી પીવાથી કૃમિ રોગની શાંતિ થાય છે. ૨.

વાવડીંગનું ચુર્ણ મધ સાથે સેવવાથી ઉદરસ્થિત કૃમિ નષ્ટ થઇ જાય છે. (ચક્રદત્ત ૨)

**મુસ્તાદિ ક્વાથ**—મોથ, ઉંદરકાની, ત્રિફળા, સરગવો, દેવદાર એ સર્વ એકત્ર મળી ૨ તોલા ખાંડી તેને ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૮ તોલા રહે ત્યારે ઉતારી એ ક્વાથમાં પીપર તથા વાવડીંગનું ચુર્ણ મેળવી પીવાથી ઉદર તથા નીચેના માર્ગમાં વધી પડેલા કૃમિયોનો તથા કૃમિજન્ય રોગોનો નાશ કરે છે. ૩ (ચક્રદત્તઃ ૩)

ઉંદરકાનીના પાનને વાટી લોટમાં મેળવી પુરીઓ બનાવવી. તે પુરીયો ખાઇ ઉપરથી કાંજી પીવાથી કૃમિ નષ્ટ થાય છે. (ચક્રદત્ત ૪).

**પલાશ બીજ યોગ**—ખાખરાના બીજ પાપડાના રસમાં મધ નાંખી પીવાથી અથવા તેનું ચુર્ણ છાસ સાથે ખાવાથી કૃમિ મટી જાય છે. ૪ ( ચક્રદત્ત ૪ ).

**સુરસાદિ ગણ ક્વાથ**—સુરસાદિ ગણની ઔષધીયો ( સુરસા (કાળી તુળસી). શ્વેત તુળસી, ફણિજ્જક (મરવો) અર્જક, ભૂસ્તૃણ, રોહિસો, સુમુખ, કાલમાત (તુળસી) કાસુંદરો, નાકછીંકણી, ખરપુષ્પા, વાવડીંગ, કાયફળ, સુરસી (તુળસી) નગોડ, ઉંદરકાની, ભારંગી, અધેડો, પીલુડી, મોર ચલો એ સુરસાદિ ગણ છે.) જે કફ, હ વના કૃમિ, સળેખમ, અરૂચિ, શ્વાસ, કાસ મટાડી વ્રણનું શોધન કરે છે. તેનો ક્વાથ કે કલ્ક બનાવી પ્રયોગ કરવો

જોઇએ. અથવા વાવડીંગ, સીંધાલુણ, જવખાર, કંપીલો. મોટી હરડે, સર્વનું ચુર્ણ બનાવી છાસ સાથે પીવું જોઇએ. એથી સર્વ પ્રકારના કૃમિ નષ્ટ થાય છે. (ચક્રદત્તઃ ૬).

**વિડીંગ દિ યવાગુ**—વાવડીંગ, પીંપરીમુળ, સરગવાનાં બી, કાળાં મરીનો કલ્ક નાંખી છાસમાં સિદ્ધ કરેલી યવાગુ અને સાજીખાર નાંખી ખાવાથી સર્વ પ્રકારના કૃમિ નષ્ટ થાય છે. (ચક્રદત્ત ૭).

**ભાર્ગ્યાદિઘૃત**—કડવાં ટીંડોરાંથી સિદ્ધ કરેલ ઘી પીવાથી પકવાશય તથા આમાશયમાં થનારા કૃમિ નષ્ટ થાય છે. (ચક્રદત્ત ૮).

**ખર્જુર પત્ર ક્વાથ**—ખજુરના પાનનો ઉકાળો એક રાત્રિ રાખી મુકી બીજે દિવસે વાસી મધ સાથે પીવાથી કૃમિસમૂહ નષ્ટ થાય છે. ૫.

કાચી સોપારીને લીંબુના રસ સાથે ઘસી, લીંબુના રસ સાથે સેવન કરવાથી અથવા ખજુરના પાનના રસ સાથે લીંબુનો રસ મેળવી પીવાથી મળના કૃમિ નષ્ટ થાય છે. ૬.

કડવી તુંબડીનાં બીનું ચુર્ણ છાસ સાથે અથવા નારીયેળનું પાણી મધ સાથે પીવાથી કૃમિ મટી જાય છે. ૭.

કંપીલાનું ચુર્ણ ૪ રતી ગોળની સાથે સેવન કરાવવાથી ઉદર સ્થિત સંપૂર્ણ કૃમિરોગ બહાર નીકળી જાય છે. ૮.

અજમાનું ચુર્ણ સીંધાલુણ સાથે સવારે સેવન કરે તો અજીર્ણ, આમવાત, તથા કૃમિજન્ય રોગ મટી જાય છે. ૯

**પલાશબીજાદિ ચુર્ણ**—ખાખરાના પીતપાપડા, ઇન્દ્રજવ, વાવડીંગ, લીંમડાની છાલ, કરીયાતુ એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી ગોળ સાથે ત્રણ દિવસ સુધી સેવન કરવાથી અથવા ખાખરાના પીત્તપાપડા અને અજમો સરખે ભાગે લઇ તેનું ચુર્ણ કરી સેવન કરવાથી કૃમિ બહાર નીકળી જાય છે. માત્રા ૧ માસો. ૧૦.

**પારસીય યવાનિકાદિ ચુર્ણ**—ખુરાસાની અજમો, મોથ, પીપળ, કાકડાશીંગી, વાવડીંગ, અતિવિષની કળી એ સર્વ સરખે ભાગે લઇ ચુર્ણ કરી મધ સાથે સેવન કરવાથી ઉદરરોગ, તાવ, ઝાડા, ઉલ્ટી આદિ રોગો મટે છે. તથા પેટના કૃમિ બહાર નીકળી જાય છે. માત્રા ૬ રતી. ૧૧.

**માથાની જુઓ અને લીખો જાય**—(નાડી) શડીયાનાં બી (અળશી) ને કાંજીમાં વાટી માથે ચોળવાથી જુવો અને લીખો જતી રહે છે. ૧૨.

**જુવો જાય**—ધંતુરાના પાનનો રસ અથવા નાગરવેલના પાનના રસને પારદ સાથે મિશ્ર કરી માથે લેપ કરવાથી જુવે નષ્ટ થઇ જાય છે. ૧૩ (ચક્રદત્ત ૩)

**વિડંગ તેલ**— સરસીયું તેલ ૪ શેર ગોમૂત્ર ૧૬ શેર, કલ્ક માટે વાવડીંગ, ગંધક અને મનશિલ મળી ૧ શેર લઇ તેનો કલ્ક કરવો એ બધું એકત્ર કરી ગરમ કરવું તેલ બાકી રહે ત્યારે કપડાંથી ગાળી લેવું. આ તેલ માથે ચોળવાથી જુવો નષ્ટ થઇ જાય છે. ૧૪ (ચક્રદત્ત ૧૪).

**ધતુર તેલ** સરસીયું તેલ ૪ શેર ધંતુરાના પાનનો સ્વરસ ૧૬ શેર, ધતુરાના પાનનો કલ્ક ૧ શેર એકત્ર કરી ગરમ કરવું તેલ બાકી રહે ત્યારે ઉતારી તે તેલ માથે ચોળવાથી જુવો નષ્ટ થાય છે. ૧૫.

**ત્રિફલાદિ ઘૃત**—ત્રિફળા નસોતર, દંતીમૂળ, વજ, કમ્પીલો સર્વ સરખે ભાગે લઇ તેમાંથી ૧ શેર લઇ તેનો કલ્ક કરવો. પછી તેમાં ગાયનું ઘી ૪ શેર, ગોમૂત્ર ૧૬ શેર મેળવી તેને ગરમ કરવું. ઘી બાકી રહે ત્યારે ઉતારી તે ઘી ૦॥ તોલો પીવાથી બધી જાતના કૃમિરોગો મટી જાય છે. ૧૬ (ચક્રદત્તઃ ૯).

**ત્રિફલાદિ ઘૃત** ત્રિફલા ૧૯૨ તોલા, વાવડીંગ ૬૪ તોલા, **પંચકોલ** (પીપળ, પીપરીમૂળ, ચવક ચિત્રકમૂળ, સુંઠ) **એકંદરે** મળી ૬૪ તોલા, **દશમૂળ** ૬૪ **તોલા** સર્વને ૨૦૪૮ તોલા પાણીમા ઉકાળી ૫૧૨ તોલા પાણી રહે ત્યારે ઉતારવું. તે **ક્વાથમાં** ગાયનું ઘી ૧૨૮ તોલા. સીંધાલુણ તથા વાવડીંગ મળી ૩૨ તોલા, ઉમેરી ઉકાળવું. ક્વાથ બળી જઇ ઘી રહે ત્યારે ઉતારવું. એ ઘી સાકર સાથે ખાવાથી બધી જાતના કૃમિરોગ નષ્ટ થઇ જાય છે. માત્રા ૦॥ તોલો, ૧૭ થી ૧૯ (ચક્રદત્ત ૧૦ થી ૧૨).

**હરિદ્રા ખન્ડ પારિભદ્રાવલેહ**—લીમડાની છાલનો રસ ૧૨૮ તોલા, ખાંડ ૬૪ તોલા, ઘી ૩૨ તોલા, હળદરનું ચુર્ણ ૩૨ તોલા એ સર્વને એકત્ર કરી ઉકાળવું. જ્યારે જાડું થાય ત્યારે તેમાં નીચનું ચુર્ણ નાંખવું ચિત્રકમુળ, ત્રિફળા, મોથ, વાવડીંગ, શાહજીરૂ, અજમો, અજમોદ, સીંધવ, નગોડનાં ફળ, કાળા પાટી, વાવડીંગ, ઉપલસરી, કાળી ઉપલસરી, અરડુસી, ખાખરાના પીતપાપડા, ત્રિકટુ, નસોતર, દંતીમૂળ, રેણુંકબીજ, લીમડાની છાલ, બાવચી, દરેક ચચાર તોલા લેઇ ચુર્ણ કરી તેને ઉપલા અવલેહમાં નાંખી સારી રીતે હલાવી એકત્ર કરવું. માત્રા ૪ માસા, અનુપાન પાણી. આ રસના સેવનથી વીસ પ્રકારના કૃમિ, દુષ્ટ વ્રણ, કુષ્ટ, નાડીવ્રણ, ભગંદર, શીળવા, વિદ્રધિ, દાદર, ખરજવું, અજીર્ણ, કમળો, ગોળો ચઢવો, તથા સોજા આદિ રોગો નષ્ટ થાય છે. આ મોદક બલ્ય, પુષ્ટિકારક, તથા વલીપલિત નાશક અને સર્વ વ્યાધિ નાશક છે. નાગાર્જુન મુનિએ વ્રણોમાં આ અવલેહ હિતકર્તા કહ્યો છે. ૨૦ થી ૨૭.

## અથ રસપ્રયોગ.

**કૃમિમુદગર રસ**—પારદ ૧ તોલો, ગંધક ૨ તોલા લઇ તેની કજ્જલી કરવી, પછી અજમોદ ૩ તોલા, વાવડીંગ ૪ તોલા, ઝેર કોચલાં ૫ તોલા, ખાખરાના પીત્તપાપડા ૬ તોલા, એ સર્વ એકત્ર મિશ્ર કરી મધ સાથે સેવન કરવું. માત્રા ૧ રતીથી ૨ રતી સુધી; અનુપાન મોથનો ઉકાળો. આ રસ કૃમિયો અને કૃમિથી ઉત્પન્ન થનારા રોગોને નષ્ટ કરે છે. તથા અગ્નિને પ્રદીપ્ત કરે છે. ૨૮–૨૯

**કીટારી રસ**—પારદ, ગંધક અકેક તોલો લઇ તેની કજ્જલી કરવી, પછી તેમાં ખાખરાના પીત્ત પાપડા, મનશિલ, અજમોદ (ખુરાસાની અજમો લેવ), ઇન્દ્રજવ, દરેક અકેક તોલો લઇ તેનું ચુર્ણ કરી કજ્જલીમાં ઉમેરવું. પછી તેને કુકડવેલના રસથી ઘુંટી ગોળીયો બનાવવી. માત્રા ૦। રતીથી ૦॥ રતી. અનુપાન મૂષકપર્ણી (જંગલી મગ)ના રસ તથા સાકર. એના સેવનથી કૃમિ બહાર નીકળી જાય છે. ૩૦–૩૧.

**કીટમર્દ રસ**—પારદ ૧ તોલો, ગંધક ૧ તોલા લઇ તેની કજ્જલી કરવી. અજમોદ ૩ તોલા, વાવડીંગ ૪ તોલા ઝેરકોચલા ૫ તોલા ખાખરાના પીતપાપડા ૬ તોલા, એ સર્વનું ચુર્ણ કરી કજ્જલીમાં ઉમેરવું મધ સાથે સેવન કરવું માત્રા ૧ થી ૨ રતી સુધી. અનુપાન મોથના ક્વાથ. આ રસ કૃમિયોનો નાશ કરનારો છે. ૩૨–૩૩.

**કૃમિઘાતિની ગુટિકા**—પારદ ૧ તોલો, ગંધક ૨ તોલા એકત્ર ઘુંટી કજ્જલી કરવી, વાવડીંગ ૪ તોલા, અજમોદા ૩ તોલા, ખાખરાના પીત્તપાપડા ૫ તોલા, ઝેર કોચલાં ૬ તોલા એને એકત્ર મિશ્ર કરી પાણીમાં ઘુંટી ગોળીયો વાળવી માત્રા ૧ રતી. અનુપાન મધ. આ ગોળીયોનું સેવન કરનારને તરસ લાગે તો સાકર સાથે મોથનો કે ઉંદર-કાનીનો ઉકાળો પાવો જોઇએ. ૩૪-૩૫.

**કૃમિઘ્ન રસ**—વાવડીંગ, ખાખરાના પીત્તપાપડા, લીમડાની લીંબોળીઓ, રસ-સિન્દુર એ સર્વ સરખે ભાગે મિશ્ર કરી ઊંદરકાનીના રસ સાથે સેવન કરાવવાથી કૃમિરોગ નષ્ટ થાય છે. માત્રા ૨ થી ૪ રતી સુધી. ૩૬.

**કૃમિકાલાનલ રસ**—વાવડીંગ ૮ તોલા. વછનાગ ૪ તોલા, લોહ ભસ્મ ૨ તોલા, પારદ ૧ તોલો, ગંધક ૧ તોલો એ સર્વને બકરીના દુધમાં ઘુંટી અર્ધી રતીથી ૧ રતી સુધીની ગોળીયો બનાવવી. અનુપાન—ધાણા તથા જીરૂ આ રસ કૃમિરોગ, ગ્રહણી, અર્શ સોજા, ગુલ્મ, પ્લીહા, ઉદરરોગ, આદિ મટાડે છે. તથા અગ્નિ પ્રદીપક છે. ૩૭ થી ૪૦

**કૃમિ વિનાશન રસ**—પારદ ૧ ભાગ, ગંધક ૧ ભાગ લઇ બંન્નેની કજ્જલી કરવી, પછી તેમાં લોહભસ્મ ૧ ભાગ, શુદ્ધ મનસીલનું ચુર્ણ ૧ ભાગ ઉમેરવું. પછી તેમાં ધાવડીનાં ફુલ, ત્રિફળા લોધર, વાવડીંગ, હળદર, દારૂહળદર દરેક એકેક ભા લઇ તેનુ ચુર્ણ કરી ઉમેરવું. તેને આદાના રસમાં સાતવાર ઘુંટી ભાવના આપવી. તેના અર્ધા અર્ધા રતીની ગોળાયા વાળવી. અનુપાન-ત્રિફળાનો કવાથ. એનું પ્રાતઃકાલે સેવન કરવું. એ બધી જાતના કૃમિરોગોનો નાશ કરે છે. ૪૧ થી ૪૩.

**કૃમિધૂલિ જલપ્લવો રસ**—પારદ, ગંધક, બંગભસ્મ, શંખભસ્મ, દરેક એકેક તોલો, હરડે ૪ તોલા એ સર્વ એકત્ર ઘુંટી તેમાં પટોલના સ્વરસથી ઘુંટી તેને કપાસીયા જેવડી ગોળીયો વાળવી માત્રા ૩ ગોળી. અનુપાન થંડુ પણી. આને પૈત્તિક કૃમિરોગમાં અથવા વાત પૈત્તિકમાં સેવન કરાવી શકાય છે. ૪૪ થી ૪૬.

**કૃમિઘાતિની વટીકા**—બાવચી, હળદર, પીપળ, કંપીલો, ગેરૂ, નસોતર, હરડે તથા ખાખરાના પીત્તપાપડાના બીયાંનું ચુર્ણ સરખે ભાગે મિશ્ર કરી પાણી સાથે ઘુંટી ચચાર રતીની ગોળીયો બનાવવી. આ ગોળીયો ખાવાથી, જીવ ગભરાવો, અમુઝણ થવી, શિથિલતા, સોજા, શુળ, છીંક આવવી, સળેખમ, અરૂચી, જવર, કૃશતા, ઉલ્ટી બંધકોશ, તથા ૨૦ પ્રકારના કૃમિઓ નષ્ટ થાય છે. ૪૭ થી ૪૯.

**કૃમિરોગારિ રસ**—પારદ, ગંધક, લોહભસ્મ, કાળાં મરી, વછનાગ ધાવડીનાં ફુલ, ત્રિફળા, સુંઠ, મેથ રસવંતી, ત્રિકટુ, મોથ, કાળી પાટ, સુગંધી વાળો, બાલીફળ, દ ક સર ભાગે લઇ ચુર્ણ કરી તેને ભાંગરાના રસમ ઘુંટી બબે રતીની ગોળીયો બના તે સેવન કરાવવું. આ રસ કૃમિ રોગનો નાશ કરે છે. ૦-૫૨.

**વિડંગ લોહમ**—પારદ ગંધક, મરી, જાયફળ લવીંગ, પીંપર, હરડે સુંઠ અંભ્રક ભસ્મ દરેક એકેક ભાગ, લોહભસ્મ ૯ ભાગ, વિડંગ ૧૮ ભાગ, એ સર્વને એકત્ર ઘુંટી પાણીમાં વાટી ગોળીયો બનાવવી. માત્રા ૨ રતી આ લોહ ખાવાથી અર્શ, અરૂચિ. મંદાગ્નિ, કોઠાના સો , શુળ, તાવ, હિકા શ્વાસ, રૂદન, વા પેટ કૃમિ યે. નષ્ટ થાય છે. ૫૩ થી ૫૫.

### માખો વિગેરેનો ઉપદ્રવ શમાવવાના ઉપાય.

લોટનું પુતળું બનાવી તે ઉપર છાસથી ઘુંટેલી હરતાલનો લેપ કરવો. પછી તે પુતળાને માખોવાળા ઘરમાં એક બાજુ ઉપર રાખી મુકવું. એની ગંધથી માંખો ઘર છોડીને બહાર નીકળી જાય છે.

ઘરમાં રાળનો ધુપ કરવાથી માંખો રહેતી નથી.

હરતાલને પહેલાં બકરીની લીંડીઓ, મૂત્ર તથા ડુંગરીના રસમાં ઘુંટી પછી તેનો એક જીવતા ઉંદર ઉપર રંગ ચઢાવી દેવો, અને તે ઉંદરને જીવતો છોડી દેવો. ઉંદરને જોઇ ઘરના બધા ઉંદર નાસી જાય છે. ૫૭.

બીલ્લીના માંસ તથા હરતાલને જીવતા ઉંદર ઉપર ચોપડી ઘરમાં છુટો મૂકવો. એની ગંધથી ઉંદર ઘરમાંથી નાશી જશે. ૫૮.

**શ્રી ચક્રદત્ત કૃમિરોગાધિકાર શ્લોક ૧ થી ૧૪ સંપૂર્ણ આવી જાય છે.**

**इति भैषज्यरत्नावल्यां कृमिरोगाधिकारः ॥**

---



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## पान्डु रोगाधिकार

### ચિકિત્સા વિચાર

**साध्यं तु पाण्डवामयिनं समीक्ष्य स्निग्धं घृतेनोर्ध्वमधश्च शुद्धम् ।**
**संपादयेत्क्षौद्रघृतप्रगाढैर्हरीतकीचूर्णमयैः प्रयोगैः ॥ १ ॥**

સાધ્ય પાંડુરોગ વાળાને પહેલાં કલ્યાણુ ઘૃત આદિથી સ્નિગ્ધ અને વમન તથા વિરેચન વડે શુદ્ધ કરી મધ તથા ઘી સાથે હરડેવાળા પ્રયોગ વડે ચિકિત્સા કરવી, એટલે હરડેનું ચુર્ણ મધ અને ઘી સાથે આપવું.

પાન્ડુરોગમાં હળદરનો ઉકાળો તથા ઘીથી સિદ્ધ કરેલ ઘી પાવું. ૧ (ચક્ર: ૧) અથવા ત્રિફળાનો ઉકાળો તથા કલ્કથી સિધ્ધ કરેલ ઘૃત આપવું. અથવા તૈન્દુક ઘૃત અથવા અન્ય નસોતર આદિ વિરેચક દ્રવ્યોદ્વારા સિધ્ધ કરેલ ઘૃતોનું વિરેચનાર્થે સેવન કરાવવું ૨ (ચક્રદત્ત.૨)

**विधिः स्निग्धोऽथ वातोत्थे तिक्तशीतस्तु पैत्तिके । श्लैष्मिके कटुरूक्षोष्णः कार्यो मिश्रस्तु मिश्रके ॥३॥**

વાતજ પાન્ડુરોગમાં સ્નિગ્ધ, ક્રિયા કરવી, પૈત્તિક પાન્ડુરોગમાં તિક્ત ( કડવી ) તથા શીતલ ક્રિયા કરવી, કફજ પાન્ડુરોગમાં તીખી તથા ગરમ ક્રિયા કરવી અને દ્વિદોષજ આદિમાં યથાદોષ મિલિત ચિકિત્સા કરવી જોઇએ. અને વાત પૈતિકમાં સ્નિગ્ધ. તિક્ત (કડવી) અથવા શીતલ ક્રિયા કરવી જોઇએ. ૩ (ચક્રદત્તઃ ૩).

**ગુડ હરીતકી**--પાન્ડુ રોગમાં દરરોજ ગોળ સાથે હરડેનું સેવન કરવું જોઇએ. ( ભૈષ૦) પિત્તના પાંડુ રોગમાં ૨ તોલા નસોતર અને બમણી સાકર મેળવી પીવું જોઇએ. કફજ પાંડુરોગમાં ગોમૂત્ર સાથે પકાવેલ હરડે ગોમૂત્ર સાથેજ ખાવી; સુંઠ, લોહભસ્મ, અથવા પીપર, હીમજી હરડે, શિલાજીત અથવા ગુગળ ગોમૂત્ર સાથે કફજ પાંડુરોગીએ પીવું જોઇએ. ( ચક્રદત્તઃ ૪—૫ ).

**લોહ અને મંડુર**--પાન્ડુરોગની શાંતિને માટે સાત દિવસ સુધી ગોમૂત્રની ભાવના આપેલી લોહભસ્મનું દૂધની સાથે સેવન કરવું જોઇએ. ૪ (ચક્રદત્તઃ ૬).

**મંડુર વિધિ**--મંડુરને ગરમ કરી ગોમૂત્રમાં છમકારી મધ તથા ઘીમાં મેળવી અન્ન સાથે મિશ્ર કરી રોગીને ખવરાવવ. એથી અગ્નિ પ્રદીપ્ત થાય છે તથા સોજા અને પાન્ડુરોગનો નાશ થાય છે. ૫ (ચક્રદત્તઃ ૯).

## કમળાની ચિકિત્સા

કમળા તથા પાંડુરોગવાળાને સ્નેહન માટે કલ્યાણક, પંચગવ્ય, તથા મહાતિક્ત ઘૃત આપવું જોઇએ. (ચક્રદત્ત ૨૨–૨૩).

**रेचनं कामलार्त्तस्य स्निग्धस्यादौ प्रयोजयेत् । ततः प्रशमनी कार्या क्रिया वैद्येन जानता ॥ ६ ॥**

સ્નિગ્ધ કમળાવાળા રોગીને પહેલાં વિરેચન આપવું તે પછી રોગીની પ્રશમન ચિકિત્સા કરવી. ૬ ( ચક્રદત્તઃ ૨૩).

ત્રિફળા, ગળો અને દારૂહળદર પાવાથી અને લીમડાનો રસ પ્રાતઃકાલે મધ સાથે સેવન કરાવવાથી કમળો મટી જાય છે. ૭ [ચક્રદત્તઃ ૨૪].

કમળાવાળાને જુલાબ માટે નસોતરનું ચુર્ણ સાકર સાથે આપવું અથવા ઇન્દ્રવરણાનાં મૂળ અથવા સુંઠ અને ગોળનું સેવન કરાવવું ઉત્તમ છે. ૮ ( ચક્રદત્તઃ ૨૭).

## કુંભકામળાની ચિકિત્સા

બ્હેડાંના લાકડાના દેવતા પર મંડુરને ગરમ કરી કરી આઠવાર ગોમૂત્રમાં બોળવું. પછી એનું ચુર્ણ કરી ૧ રતી મધ સાથે સેવન કરાવવાથી કુભકામલા રોગ મટી જાય છે. ૯ ( ચક્રદત્તઃ ૩૧ ).

**લોહ ક્ષીર**—લોઢાની કઢાઇમાં ઉકાળેલું દુધ સાત દિવસ સુધી રોગીને પાવું અને પથ્ય પાળવી, તો પાન્ડુ, સોજા, તથા સંગ્રહણી રોગ મટે છે. ૧૦ (ચક્રદત્તઃ ૨૧).

**દ્રોણ પુષ્પી રસાંજન**—દ્રોણ પુષ્પી ( કુબા ) નો રસ આંખમાં આંજવાથી કમળો મટી જાય છે. હળદર, ગેરૂ, અને આંબળાંને બારીક વાટી તેનું ઝીણું ચુર્ણ મધ સાથે મેળવી આંખમાં અંજવાથી, અથવા એ ચુર્ણ ખાવાથી અથવા વાંઝીયા કંકોડીની ગાંઠનો રસ સુંઘવાથી; અથવા ગલકીના રસને સુંઘવાથી પાન્ડુ અને કમળો મટે છે. ૧૧. ( ચક્રદત્ત ૨૫-૨૬ )

**ફલત્રિકાદિ ક્વાથ**—ત્રિફળા, ગળો, અરડુસી, કડુ, કરીયાતુ, લીમડાની છાલ એ સર્વ એકંદર મળી ૨ તોલા, લઇ ખાંડી પાણી ૩૨ તોલામાં ઉકાળવું. ૮ તોલા બાકી રહે એટલે ઉતારવું. એ ક્વાથ મધ સાથે પીવાથી કમળો તથા પાન્ડુરોગ મટી જાય છે. ૧૨ ( ચક્રદત્તઃ ૭ ).

દારૂહળદર, ત્રિફળા, ત્રિકટુ, વાવડીંગ, લોહભસ્મ, સર્વે સરખે ભાગે લઇ મધ અને ઘી મેળવી કમળા તથા પાંડુરોગ વાળાને ચટાડવું જોઇએ. તથા લોહભસ્મ, હરડે, હળદર, સર્વ સરખે ભાગે લઇ મધ અને ઘી સાથે અથવા માત્ર મોટી હરડેનું ચુર્ણ ગોળ અને મધ સાથે ચટાડવું જોઇએ. (ચક્રદત્તઃ ૨૮–૨૯ ).

**ધાત્રીલોહ**—આંબળાં, લોહભસ્મ, ત્રિકટુ, હળદર, એ સર્વનું ચુર્ણ, મધ, ઘી અને સાકર સાથે ખાવાથી કમળો મટી જાય છે માત્રા રતી ૧૩ (ચક્રદત્તઃ ૩૦).

## હલીમક

પાંડુરોગ તથા કમળામાં જે ચિકિત્સા કહી છે તેજ ચિકિત્સા હલીમકમાં પણ કરવી જોઇએ. ૧૪.

**અયસાદિ મોદક**—લોહભસ્મ, તલ, ત્રિકટુ, બોર, દરેક ૧ ભાગ સુવર્ણ માક્ષીક ભસ્મ ૬ ભાગ એ સર્વ એકત્ર મેળવી મધ સાથે ગોળીયો વાળવી. માત્રા ૨ થી ૪ રતી. અનુપાન–છાસ. આ પાન્ડુરોગમાં અતિ ઉત્તમ છે. ૧૫ ( ચક્રદત્તઃ ૮).

નવાયસ લોહ—ત્રિકટુ, ત્રિફળા, મોથ, વાવડીંગ, ચિત્રકમૂ દરેક ૧ ભાગ, લોહ ભસ્મ ૯ ભાગ એ સર્વનું ચુર્ણ એકત્ર મિશ્ર કરી મધ તથા ઘી સાથે સેવન કરવાથી પાન્ડુ, હૃદયના રોગ, કોઢ, અર્શ તથા કમળો એ રોગો મટી જાય છે. માત્રા ૧ રતીથી ૪ રતી. ૧૬ (ચક્રદત્તઃ ૧૦–૧૧).

વિશાલાદિ ચુર્ણ—ઈંદ્રવરણાનું મૂળ, કડુ, નાગરમોથ, ઉપલેટ, દેવદાર ઇન્દ્રજવ, દરેક અકેક તોલો, મોરવેલ ૨ તોલા, અગ્નિવિષની કળી ૬ માસા સર્વનું ચુર્ણ કરી તે ચુર્ણ ગરમ પાણી સાથે ખાવું, ઉપર થોડું મધ ચાટવું, જેથી પાંડુરોગ જ્વર, દાહ, કાસ, શ્વાસ, અરૂચિ, ગુલ્મ, આફરો, આમવાત, તથા રક્તપિત્ત નષ્ટ થાય છે. ૧૯–૨૦.

નિશાલોહ—હળદર, દારૂહળદર, ત્રિફળા, કડુ દરેક ૧ તોલો, લોહભસ્મ ૬ તોલા એ સર્વ મિશ્ર કરી મધ તથા ઘી સાથે ખાવાથી કમળો અને પાન્ડુરોગની શાંતિ થાય છે. માત્રા ૨ રતી. ૧૭.

વિડંગાદિ લોહ—વાવડીંગ, નાગરમોથ, ત્રિફળા, દેવદાર, ષડુષણ(પીંપર પીંપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ, સુંઠ, મરી) સર્વ સરખા ભાગે લઇ ચુર્ણ કરી તેના વજન જેટલી લોહભસ્મ મેળવી આઠ ગણા ગૌમૂત્રમાં પકાવી એની અકેક તોલાની ગોળી બનાવી રોજ ખાવી જોઇએ. એથી કમળો તથા પાંડુરોગી જલ્દીજ આરોગ્યતાની સુખ મેળવેછે. (ચક્ર.૩૩–૩૪).

વિડંગાદિ લોહ—વાવડીંગ, ત્રિફળા, ત્રિકટુ દરેક અકેક ભાગ, લોહભસ્મ ૭ ભાગ, એ સર્વનું ચુર્ણ મિશ્ર કરી જુના ગોળ સાથે સાત દિવસ સેવન કરવાથી સોજા, પાન્ડુ તથા હલીમક મટી જાય છે. માત્રા ૨ રતી. ૧૮.

અષ્ટાદશાંગ લોહ—કરીયાતુ દેવદાર, દારૂહળદર, મોથ, ગળો કડુ, પટોલનાં પાન, ધમાસો, ખડસલાયો પીત્તપાપડો લીમડાની છાલ, ત્રિકટુ, ચિત્રકમૂ, ત્રિફળા, વાવડીંગ, દરેક અકક તોલો લઇ તેનું ચુર્ણ કરવું તેમાં લોહભસ્મ ૧૮ તોલા મિશ્ર કરી ઘુંટી મધ તથા ઘી સાથે ઘુંટી ગોળીયો વાળવી. માત્રા ૨ રતી. અનુપાન—છાશ. એનું સેવન કરવાથી પાંડુ, હલીમક, સોજા, પ્રમેહ, ગ્રહણી, શ્વાસ, કાસ, રક્તપિત્ત, અર્શ, આમવાત, વ્રણ ગુલ્મ, વિદ્રધી, શ્વિત્ર કોઢ મટી જાય છે. ૧૯–૨૧.

કામલાન્તક લોહ—લોહભસ્મ ૮ તોલા, અભ્રકભસ્મ ૪ તોલા, મંડુર ૨ તોલા, બંગભસ્મ ૧ તોલો એકત્ર ઘુંટવાં. પછી તેમાં સુંઠ, પીંપર ગજપીંપર, પીંપરામૂળ, તમાલપત્ર, દારૂહળદર, ચવક, અજમો, ચિત્રકમૂળ કાયફળ, રાસ્ના, દેવદાર, ત્રિફળા, રસવંતી અતિવિષની કળી સર્વ અર્ધો અર્ધો તોલો લઇ તેનું ચુર્ણ કરી નાંખવું. પછી તે બધું એકત્ર કરી ભાંગરાના રસની, ધોળા ભાંગરાના રસની, બાવચીના રસની, ઉંદરકાની ૧ ૨ ની, જુદી જુદી ત્રણ દિવસ સુધી ભાવના આપવી. માત્રા ૨થી૪ રતી સુધી. અનુપાન—મધ. આ દવા સર્વ પ્રકારના પ્રમેહ, કમળો, પાંડુરોગ હલીમક, અરૂચી, ઉરસ, શ્વાસ, માથાના મણકા, અગ્નિમાંદ્ય, જીર્ણ જ્વર તથા સોજા, અંગમર્દ, પીડા, ગુલ્મ શુળ હૃદયરોગ, સંગ્રહણી એ સર્વ મટાડે છે. અગ્નિને દીપ્ત કરે છે. જ્વરને મટાડે છે. આ કામલાન્તક નામનો કમળાના રોગને નષ્ટ કરે છે. ૨૨ થી ૨૮

ત્રિકત્રયાદિ લોહ: મંડુર ૪ તોલા ગાયનું ઘી ૪ તોલા સાકર ૪ તોલા, મધ ૪ તોલા, કાન્ત લોહ ભસ્મ ૪ તોલા, સુંઠ ૧ તોલો, પિપળ ૧ તોલો, કાળાં મરી ૧ તોલો, હરડે ૧ તોલો, બેઢાં ૧ તોલો, આંબળાં ૧ તોલો, ચિત્રકમૂળ ૧ તોલો, મોથ ૧ તોલો,

**વાવડીંગ ૧ તોલો એ સર્વને ખલમાં સારી રીતે ઘુંટી દિવસે તાપમાં અને રાત્રિએ બહાર રાખવું. માત્રા ૫ રતી. આ લોહ જમતા પહેલાં, જમતી વખતે, વચમાં અને જમ્યા પછી અંતે** સેવન કરવું જોઇએ. આ કમળો, **પાન્ડુ, સોજા આદિને નષ્ટ કરે છે; જેમ સૂર્ય અંધારાનો નાશ કરે** એવી રીતે **આ** લોહ ઉપરના **રોગોને મટાડે છે.** આ **રસ** વાગભટે **કહ્યો છે. ૨૮ થી** ૩૩.

**વજ્ર વટક મન્ડુર**—પીંપર, પિંપરીમૂળ, ચવક, સુંઠ, મરી, દેવદાર, ત્રિફળા, વાવડીંગ, નાગરમોથ, એ સર્વને ખાંડવું. તે ૧૨ તોલા લેવું. મંડુરભસ્મ ૨૪ તોલા લેવી. પછી ૩ શેર ગૌમૂત્ર લેવું. તેમા મંડુરને ઉકાળવો. જાડું થયે ઉપરનું ૧૨ તોલા ચુર્ણ તેમાં નાંખી મિશ્ર કરી ઘુંટવું. પછી તેની ગોળીઓ વાળવી. તેમાંથી ૩ થી ૪ રતી પ્રમાણથી છાસ સાથે લેવાથી પાન્ડુ મન્દાગ્નિ, અરૂચિ, અર્શ, ગ્રહણી, ઉરૂસ્તંભ, કૃમિ, બરોળ, ઉદર રોગ તથા ગલ રોગ મટે છે. મંડુરને આઠ ગણા ગૌમૂત્રમાં શુદ્ધ કરી પછી ઉપયોગમાં લેવો. ૩૪ થી ૩૮ (ચક્રદત્તઃ ૪૪ થી ૪૮).

**પુનર્નવાદિ મંડુર**--સાટોડી, નસોતર, સુંઠ પીપર, મરી, વાવડીંગ, દેવદાર, ચિત્રકમૂળ, મોથનું ચુર્ણ સરખે ભાગે લઇ તે બધાંના વજનથી મંડુર ભસ્મ બમણી લેવી. ગૌમૂત્ર આઠ ગણું લઇ તેમાં મંડુરભસ્મ ઉકાળવી. જાડું થયે તેમાં ઉપરનું સાટોડી વગેરેનું ચુર્ણ ઉમેરી પછી ઘુંટી ગોળીયો વાળવી. માત્રા ૩ રતી. આ મંડુરના સેવનથી પાન્ડુ, સોજા ઉદરરોગ. આફરો, શૂળ અર્શ. કૃમિ તથા ગુલ્મ આદિ રોગો મટી જાય છે. (ચક્રદત્તઃ ૪૧ થી ૪૩) ૩૯ થી ૪૧.

**પંચામૃત લોહ મંડુર**—લોહભસ્મ, તામ્ર ભસ્મ, ગંધક, અભ્રકભસ્મ, પારદ, ત્રિકટુ, ત્રિફળા, મોથ, વાવડીંગ ચિત્રકમૂળ. કરીયાતુ, દેવદાર, હળદર, પુષ્કર મૂળ, અજમો, જીરૂ, શાહજીરૂ, ધાણા, ચવક. એ સર્વ સરખા ભાગે લઇ ચુર્ણ કરવું. બધા ચુર્ણના વજનથી અર્ધા ભાગે મંડુર ભસ્મ લેવી. પહેલાં ચાર ગણા ગૌમૂત્રમાં મંડુર ભસ્મને પકાવવી, આઠમા ભાગે ગૌમૂત્ર બાકી રહે ત્યારે તેમાં ગૌમૂત્ર કરતાં બમણી સાટોડી લઇ તેનો ઉકાળો કરવો, તે ઉકાળો તેમાં મેળવી પકવવું. જ્યારે તૈયાર થાય ત્યારે તેમાં ઉપરની ભસ્મો તથા ચુર્ણ મેળવી એકત્ર કરવું. પછી ઉતારી ઠંડુ થયેથી તેમાં ૪ તોલા મધ મેળવી તૈયાર કરવું. માત્રા ૩ રતી. અનુપાન એખરાતું ચુર્ણ. એના સેવનથી જુની ગ્રહણી, સોજાવાળો પાન્ડુ તથા કમળો, જીર્ણજ્વર. બરોળ, યકૃત. ગોળો ચઢવો, ઉદરસ, શ્વાસ, સળેખમ આદિ મટી જાય છે. આ મંડુર અગ્નિ પ્રદીપક છે. અને પુષ્ટિ તથા કાન્તિને વધારનાર છે. ૪૨ થી ૪૮.

**ત્ર્યુષણાદિ મંડુરઃ મંડુરવટી**—ત્રિકટુ, મોથ, વાવડીંગ, ચવક, ચિત્રકમૂળ, દારૂહળદર, તજ, સુવર્ણમાક્ષીક ભસ્મ, પીપરીમૂળ, દેવદાર, એ સર્વ આઠ આઠ તોલા લેવા. બધાના વજનથી બમણી મંડુર ભસ્મ લેવી, મંડુરથી આઠ ગણું ગૌમૂત્ર લેવું. ગૌમૂત્રમાં મંડુર પકવી પછી બાકીનું ચુર્ણ તેમાં ઉમેરી એકંદર ઘુંટી ગોળીયો વાળવી. માત્રા ૩ રતી, અનુપાન છાસ. આ ઔષધ પચી ગયા પછી રોગીને સૌમ્ય ભોજન આપવું. આ મંડુરવટી પાન્ડુરોગીઓને પ્રાણ દેનારી છે. એના સેવનથી કુષ્ઠ, અરૂચિ, સોજા, ઉરૂસ્તંભ, કફ રોગ, અર્શ કમળો, પ્રમેહ, પ્લીહા, આદિ વ્યાધિઓ મટી જાય છે. આ યોગમાં પ્રથમ મંડુરને ગૌમૂત્રમાં બહુ વાર બુઝાવી લેવું જોઇએ. ૪૯ થી ૫૪ (ચક્રદત્તઃ ૩૫ થી ૪૦). ચક્રદત્તમાં મંડુરવટી એવું નામ છે.

**ચંદ્રસુર્યાત્મક રસ**—પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રક ભસ્મ, દરેક ચાર ચાર તોલા, શંખ ભસ્મ. કોડી ભસ્મ, ટંકણખાર દરેક બબ્બે તોલા, ગોખરૂનાં બીનું ચુર્ણ ૪ તોલા, એ સર્વ એકત્ર કરી વરાળ યંત્રથી ભાવના આપવી. (વરાળ ઉપર ગરમ કરવાં), પછી પટોલપત્ર, ખડસલીઓ પીત્તપાપડો, ભારંગમૂળ, વિદારીકંદ, સવા, ગળો, કમળની દાંડલી, અરડુસી, પીલુડી, ઈન્દ્રવરણાં, સાટોડી, કાળો ભાંગરો, કુમો, દરેકના બબ્બે તોલા સ્વરસ લઇ તેમાં ઉપરનું ચુર્ણ મેળવી એકત્ર કરી ઘુંટી ગોળીયો વાળવી. માત્રા ૩ થી ૪ રતી. એને બકરીના દુધ સાથે સેવન કરવું. યોગ્ય અનુપાન સાથે લેવાથી હલીમક, પાન્ડુ, કમળો, જીર્ણજ્વર, વિષમ જ્વર, રકતપિત્ત, અરૂચિ, શળ પ્લીહા, ઉદર રોગ આફરો અષ્ટીલા, ગુલ્મ રોગ, વિદ્રધિ, સોજા, મદાગ્નિ, ઉદરસ, શ્વાસ, હિક્કા, ઉલ્ટી, ભ્રમ, ભગંદર, ઉપદંશ, દાદર, ખસ, ગુમડાં, અપચી, દાહ, અત્યંત તૃષા, ઉરૂસ્તંભ, આમવાત, કટિગ્રહ (કેડોમાં દરદ થવું) વગેરે વ્યાધિઓ મટી જાય છે. અનુપાન દુધ, મધ, મન્ડ, મગનું ઓસામણ, પાણી, ગળોનો કવાથ, ત્રિફલા કવાથ, રાસ્ના કવાથ એમાંના કોઇ પણ એક સાથે આ દવા આપવી. ૫૫ થી ૬૩.

**પ્રાણવલ્લભ રસ**—હીંગળામાંથી કાઢેલો પારદ, આંબલસારો ગંધક, લોહભસ્મ, તામ્રભસ્મ, વિશુદ્ધ મોરથુથુ, હીંગ, ત્રિફળા, થોરનું મૂળ, જવખાર; ટંકણ; નસોતર, દરેક તોલો તોલો લઇ ચુર્ણ કરી તેને બકરીના દુધની ભાવના આપી ઘુંટી એક રતીની ગોળીયો વાળવી. અનુપાન–પાણી અથવા મધ. આ પ્રાણવલ્લભરસ ગહનાનંદજીએ કહ્યો છે. રોગીને કફ જન્ય જાણી પ્રથમ થોડી માત્રામાં આપી ક્રમશઃ પૂર્ણ માત્રા સુધી વધારવો. આ રસ પાન્ડુરોગ, આફરો, શ્લીપદ, ગલગન્ડ, ગંડમાલા, મૂત્રકૃચ્છ, હલીમક, સોજા, શળ, ઉરૂસ્તમ્ભ, ગ્રહણી, મૂર્છા, ઉલ્ટી, હિક્કા, કાસ, શ્વાસ,, ગલગ્રહ, સન્નિપાત, જીર્ણજ્વર, અરૂચિ. જલદોષ જન્ય સોજા, તથા જલોદર વગેરે રોગો મટાડે છે. કમળો મટાડવા માટે આ રસથી કોઇ બીજો ઉત્તમ રસ નથી. ૬૦ થી ૭૦.

**પંચાનનવટી**—પારદ,ગંધક,તામ્રભસ્મ, અભ્રકભસ્મ, ગુગળ દરેક એકેક તોલો, નેપાળાનાં બી ૫ તોલા અને એકત્ર કરી ઘી સાથે એક પહોર ઘુટી અરધી રતીની ગોળીયો બનાવવી. આ ગોળીયો સોજા તથા પાન્ડુરોગને શાંત કરે છે. ૭૧ થી ૭૨.

**આનંદોદય રસ**—પારદ ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ, વછનાગ દરેક એકેક તોલો, કાળાં મરી ૮ તોલા, ટંકણ ૪ તોલા એને ભાંગરાના રસની તથા ખાટા દાડમના રસની સાત સાત ભાવના આપી બબ્બે રતીની ગોળીયો બનાવવી અને પાનમાં રાખી સાયંકાળે સેવન કરવાથી મન્દાગ્નિ, ગ્રહણી, જ્વર, અરૂચિ, પાન્ડુરોગ, આદિ જલ્દી નષ્ટ થાય છે. આ દવા નષ્ટ થયેલા અગ્નિને પ્રદીપ્ત કરે છે. એના સેવનથી ભારે અન્ન, ખાટા પદાર્થો, અડદ આદિ જીર્ણ થઇ જાય છે. ૭૩–૭૬.

**પાન્ડુસૂદન રસ**—પારદ, ગંધક, તામ્રભસ્મ, નેપાળો; શુદ્ધ ગુગળ દરેક એકેક તોલો, એને ઘી સાથે ઘુટી રતી રતીની ગોળીયો બનાવવી અને પાન્ડુ તથા સોજામાં એનું સેવન કરાવવું. આ દવા ચાલતી હોય ત્યારે ઠંડુ પાણી તથા પદાર્થો ખાવા નહિ. ૭૭–૭૮

**પાન્ડુપંચાનન રસ**—લોહભસ્મ, અભ્રકભસ્મ તામ્રભસ્મ દરેક ચાર ચાર તોલા ત્રિકટુ ત્રિફળા દંતીમૂળ, ચવક, શાહજીરૂ, ચિત્રકમૂળ, હળદર, દારૂહળદર, નસોતર, સુમાનકંદ (મુળા),ઈન્દ્રજવ,કડુ, દેવદાર, વજ, મોથ, દરેક એકેક તોલો લઇ ચુર્ણ કરવું. બધાંના વજનથી બમણું શુદ્ધ મંડુર, મંડુરથી આઠ ગણું ગૌમૂત્ર લેવું, ગૌમૂત્રમાં મંડુર

પકાવી તે પછી તેમાં ચુર્ણ નાંખી એકત્ર કરી ઘુંટવું. માત્રા ૨ રતી. એને સવારે ગરમ પાણીના અનુપાન સાથે સેવન કરવાથી હલીમક, સોજા, પાન્ડુરોગ, ઉરૂસ્તમ્ભ પ્લીહા, યકૃત, ગુલ્મ આદિ રોગ નષ્ટ થાય છે. આ દવા રસાયણ અને બલ્ય છે વર્ણ અને અગ્નિની વૃદ્ધિ થાય છે માત્રા ૨ રતી. ૭૯ થી ૮૩.

**દ્રાક્ષાઘૃત**—જુનું ઘી ૧ પ્રસ્થ (૬૪ તોલા), દ્રાક્ષનો કલ્ક ૩૨ તોલા, પાણી ચાર ગણું લઇ ઉકાળી ઘી સિદ્ધ કરવું. એ ઘી ખાવાથી કમળો, પાંડુરોગ, તાવ, પ્રમેહ, ઉદરરોગ મટે છે. (ચક્રદત્ત. ૫૨).

**હારદ્રાદિ ઘૃત**—હળદર, ત્રિફળા, લીમડાની છાલ; કાંસકી, જેઠીમધ, એ સર્વ એકત્ર કરી તેનો કલ્ક ૧ શેર, ભેંસનું ઘી ૪ શેર, દૂધ ૧૬ શેર એકત્ર કરી ગરમ કરી ઘી સિદ્ધ કરવું. એના સેવનથી કમળો મટે છે. ૮૪ (ચક્રદત્ત. ૫૩).

**મૂર્વાદિ ઘૃત**—મોરવેલ, કડુ, હળદર, જવાસો, પીપળ, રતાંજળી, ખડસલીયો પીત્તપાપડો, ત્રાયમાણ, ઇન્દ્રજવ, કરીયાતુ, પટોલ પત્ર, મોથ, દેવદાર દરેક બબે તોલા લઇ તેનો કલ્ક કરવો. પછી ઘી ૧૨૮ તોલા, દૂધ ૫૧૨ તોલા, પાણી ૨૦૪૮ તોલા એકત્ર કરી ઘી સિદ્ધ કરવું. એથી પાન્ડુ વિસ્ફોટક, સોજા અર્શ, તથા રકતપિત્ત નષ્ટ થાય છે. માત્રા ૦॥ તોલો ૮૫ થી ૮૬ (ચક્રદત્ત ૫૪-૫૫).

**વ્યોષાદિ ઘૃત**—સુંઠ; પીપર, બીલીમૂળ, હળદર, દારૂહળદર, ત્રિફળા, ધોળી સાટોડી, લાલ સાટોડી, મોથ; લોહભસ્મ, કાળીપાટ, વાવડીંગ, દેવદાર વૃશ્ચિકાલી (વીંછુડો), ભારંગ મૂળ, એ સર્વ સરખે ભાગે લઇ તેનો કલ્ક કરવો. તે કલ્ક ૧ શેર, ઘી ૪ શેર, દૂધ ૧૬ શેર, પાણી ૬૪ શેર, એકંદર ઉકાળી ઘી સિદ્ધ કરવું. એ ઘી ખાવાથી પાંડુરોગ મટી જાય છે. માત્રા ૦॥ તોલો. ૮૭-૮૮ (ચક્રદત્ત. ૫૬-૫૭).

**યોગરાજ**—ત્રિફળા ૩ ભાગ, ત્રિકટુ ૩ ભાગ, ચિત્રકમૂળ ૧ ભાગ, વાવડીંગ ૧ ભાગ, શિલાજીત ૫ ભાગ, રોપ્ય માક્ષીક ભસ્મ ૫ ભાગ; સુવર્ણ માક્ષિક ભસ્મ ૫ ભાગ સાકર આઠ ભાગ એ સર્વનું બારીક ચુર્ણ કરવું. મધ મેળવી લોઢાના વાસણમાં ભરી રાખવું. માત્રા ૪ રતી. આ દવા ખાય ત્યારે કળથી, પીલુડી, અને કપોત માંસ ખાવું નહિં. અમૃત તુલ્ય યોગરાજ છે. એના સેવનથી પાન્ડુરોગ, વિષ, કાસ, રાજ્યક્ષ્મા, વિષમજ્વર, ઉપલેટ; અજીર્ણ, પ્રમેહ, શ્વાસ, હિકકા; અરૂચિ, અપસ્માર, કમળો, તથા અર્શ આદિરોગ મટી જાય છે. ૮૯ થી ૯૫. (ચક્રદત્ત ૧૨ થી ૧૮).

**આમલકયાદિ અવલેહ**:—આંબળાનો રસ ૨૦૪૮ તોલા લઇ તેને મૃદુ અગ્નિ ઉપર ઉકાળી તેમાં પીપરનું ચુર્ણ ૬૪ તોલા, જેઠીમધ ચુર્ણ ૮ તોલા, બી કાઢેલી દ્રાક્ષ ૬૪ તોલા, સુંઠ આઠ તોલા, વાંસકપુર ૮ તોલા, સાકર ૫ શેર, એ નાંખી જાડું થયે ઉતારવું. અને પછી ઠંડુ થયે તેમાં મધ ૬૪ તોલા મેળવી રોગીને સેવન કરાવવું. માત્રા ૦॥ તોલાથી ૧ તોલો, આ અવલેહ હલીમક, કમળો, પાન્ડુ આદિ રોગોને ક્ષીણ કરે છે. ૯૬ થી ૯૯.

**ધાત્ર્યારિષ્ટ**:—આંબળાં ૨૦૦૦ લઇ તેનો રસ કાઢવો. એમાં પીંપર ૧૬ તોલા; સાકર ૫ શેર, મેળવી ઉકાળવું. ચોથા ભાગનું રહે ત્યારે ઉતારી ઠંડુ થયે તેમાં આંબળાના રસથી આઠમા ભાગે મધ મેળવી એક રીઢા વાસણમાં ભરી તેનું મોં બંધ કરી રાખી મૂકવું. આ અરિષ્ટ તૈયાર થાય ત્યારે તેને કાઢી પાંડુરોગવાળાને સેવન કરાવવું. એના સેવનથી કમળો, પાન્ડુ, હૃદરોગ વાતરક્ત, વિષમજ્વર, કાસ, હિકકા, અરૂચિ, તથા શ્વાસ વગેરે વ્યાધિઓ મટી જાય છે. માત્રા ૧। તોલાથી ૨॥ તોલા; ૧૦૦ થી૧૦૨ (ચક્રદત્ત: ૪૯થી૫૧).

**શ્રી ચક્રદત્ત પાંડુરોગાધિકાર શ્લોક ૧ થી ૫૭ સંપૂર્ણ આવી જાય છે**

**इति भैषज्यरत्नावल्यां पाण्डुरोगाधिकारः ।**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त.

## अथ रक्तपित्ताधिकार.

---

### ચિકિત્સા વિચાર.

**नोत्क्लिश्यमानौ संग्राह्यं बलिनोऽप्यश्नतश्च यत् ।**
**हृत्पाण्डुग्रहणीदोषप्लीहगुल्मज्वरादिकृत् ॥ १ ॥**

બળવાન તથા ભોજન કરી શકે એવા હોય તે રોગીને થયેલા રક્તપિત્તને પ્રથમ રોકવો નહિં. કેમકે જો એનો એ દુષ્ટ રક્તપિત્તનો રોગ રોકવામાં આવે તો હૃદયરોગ, પાન્ડુ, ગ્રહણી, પ્લીહા, ખસ, તથા જ્વર આદિ વિવિધ રોગો ઉત્પન્ન થાય છે. [ચક્રદત્તમાં કન્ડુને બદલે ગુલ્મ છે.] ચક્રદત્ત ૧.

**उर्ध्वं प्रवृद्धदोषस्य पूर्वं लोहितपित्तिनः । अक्षीणबलमांसाग्नेः कर्तव्यमपतर्पणम् ॥ २ ॥ उर्ध्वगे तर्पणं पूर्वं कर्तव्यं च विरेचनम् । प्रागधोगमने पेया वमनं च यथाबलम् ॥ ३ ॥**

ઉર્ધ્વગ રક્તપિત્તમાં જો બળ, માંસ તથા અગ્નિ ક્ષીણ ન થયો હોય અને રોગની વૃદ્ધિ હોય તો પ્રથમ અપતર્પણ અર્થાત ઉપવાસ આદિ કરાવવા જોઇએ. એટલે કે પ્રથમ તર્પણ કરી વિરેચન કરાવવું જોઇએ. અધોગત રક્તપિત્તમાં પ્રથમ પેયા આદિનું સેવન કરાવી બળનો વિચાર કરી રોગીને વમન કરાવવું ઉત્તમ છે. ૨–૩ (ચક્રદત્ત. ૨-૩).

તર્પણને માટે ધાણીનો સાથવો બનાવી ઘી અને મધ સાથે ચટાડવાથી તર્પણ થાય છે. તથા ઉર્ધ્વગામિ રક્તપિત્ત નષ્ટ થાય છે તથા ખજુર, દ્રાક્ષ, જેઠીમધ, ફાલસાં એથી સિદ્ધ કરેલું પાણી સાકર મેળવી તર્પણ માટે પાવું જોઇએ. ( ચક્રદત્ત. ૪--૫ ).

**રક્તપિત્તમાં પથ્ય**:--શાળનો ભાત, સાઠી ચોખા, નીવાર (નમાર), કોદરી. પ્રસાતિકા (નાનવી), સામો, ઘઉંલાનું ભોજન હિતકર છે. ૪ (ચક્રદત્ત. ૮).

**સૂપ** તથા **ઓસામણ** માટે રક્તપિત્તવાળાને મસુર, મગ, ચણાની દાળ, મઠ તથા તુવેરની દાળ આદિ ઉત્તમ છે. ૫ ( ચક્રદત્ત ૯ ).

**શાકમાં**:--પરવળ, નેતરની કુંપળો, તાંદળજાની ભાજી આદિ અને માંસમાં (ખપે તેને) લાવા, કબુતર, વગેરે પક્ષી તથા સસલાં, એણ, હરિણાદિનું માંસ લાભકારક છે. ૬ તથા ષડંગની ઔષધીઓમાંથી સુંઠ કાઢી લઇ બીજી પાંચ ઔષધીમાંથી પાણી સિદ્ધ કરી તે પાણી પીવામાં આપવું. ( ચક્રદત્ત. ૧૦).

જે રક્તપિત્તના રોગીઓનું માંસ તથા બળ ક્ષીણ થઇ ગયું હોય, જે વૃદ્ધ હોય, જે બાળક હોય, તથા જેનામાં રાજ યક્ષ્માનાં લક્ષણ જણાતાં હોય,જેને માટે વમન તથા વિરેચન નિષિદ્ધ છે એવા રોગીઓને માટે સ્તમ્ભન ચિકિત્સાજ કરવી જોઇએ. ૭ [ચક્રદત્ત. ૧૧].

## અધોગામિ રક્તપિત્ત ચિકિત્સા

**અધોગામિ રક્તપિત્તમાં પહેલાં** શાલીપર્ણ્યાદિ લઘુ પંચમૂળના પાણીથી સિદ્ધ કરેલી પેયા આપવી જોઇએ. પછી મીંઢળ, મધ અને સાકર મેળવી પાણીથી પાતળું કરી પાવું જોઇએ, એથી ઉલટી થશે અને અધોગામી રક્તપિત્ત નષ્ટ થશે. (ચક્રદત્તઃ ૭).

**સ્તંભનયોગઃ**—અરડુસાના ક્વાથમાં ધઉંલા (અથવા કમળકાકડી કે મેંદીનાં બી લેવાં), પીળી માટી, ધોળો સુરમો, પઠાણી લોધરનું ચુર્ણ મેળવી પાવું જોઇએ. તથા અરડુસીનો ઉકાળો, કમળ, માટી, ધઉંલા, પઠાણી લોધર ધોળો સુરમો, કમળનાં કેસર, એનું ચુર્ણ મધ અને સાકર સાથે મેળવી પાવાથી વધેલો રક્તપિત્ત શાંત થાય છે.

### વાસાનું પ્રધાનપણું

**वासायां विद्यमानायामाशायां जीवितस्य च ।**
**रक्तपित्ती क्षयी कासी किमर्थमवसीदति ॥ १७ ॥** ચક્રદત્ત.

અરડુસી ઉત્પન્ન થતી હોય તો પછી જીવવાની આશા રાખનારા એવા રક્તપિત્ત, ક્ષય અને કાસ રોગવાળાએ દુઃખી થવું ન જોઇએ. (ચક્રદત્ત. ૧૭).

**ક્ષીર વિધાન**—અનેક ઉકાળા ઇત્યાદિ પાયા છતાં અગ્નિ દીપ્ત ન થાય અને કફ ક્ષીણ થઇ ગયા છતાં જો રક્તપિત્ત શાંત ન થાય તો વાતાધિક્યમાં બકરીનું અથવા ગાયનું દૂધ પાંચ ગણું પાણી ઉમેરી ઉકાળી તે પાવું જોઇએ. અથવા પંચમૂળથી સિદ્ધ દૂધ, સાકર અને મધ મેળવી પાવું. અથવા દ્રાક્ષ, શાલિપર્ણી, પૃષ્ટપર્ણી, જંગલી અડદ, કાંસકી, જેઠીમધ, ગોખરૂ અને શતાવરી એમાંથી કોઇપણ એકથી સિદ્ધ કરેલું દૂધ રક્તપિત્તને શાંત કરે છે. (ચક્રદત્તઃ ૨૦ થી ૨૨).

**અરડુસી**નાં પાનનો રસ મધ તથા સાકર સાથે સેવન કરવાથી દારૂણ રક્તપિત્ત પણ શાંત થઇ જાય છે. ૮ (ચક્રદત્ત ૧૨)

ઉમરડાંના ફળ (ઉમરડાં) નો રસ મધ સાથે પીવાથી; વધી ગયેલો રક્તપિત્ત તરત રોકાઈ જાય છે. ૯ અથવા મધ અને સાકર સાથે ચમેલીના મૂળનો ક્વાથ રક્તને જલદી નષ્ટ કરે છે. એ પ્રકારે અળસીનાં ફુલ, મજીઠ, વડની કુંપળો, અને છાલનું ચુર્ણ પાણી સાથે લેવાથી અને મગનું ઓસામણ સાથે પથ્ય (ખાવાનું) લે તો રક્તપિત્ત શાંત થાય. (ચક્રદત્તઃ ૧૮-૧૯).

હરડેની છાલનું ચુર્ણ મધ સાથે ચાટવાથી તે પાચન તથા દીપન છે; અને વધી ગયેલા શ્લેષ્મ, રક્તપિત્ત, શૂળ તથા અતિસારને મટાડે છે. ૧૦ (ચક્રદત્ત ૨૬).

હરડેની છાલને અરડુસીના રસની સાત વાર ભાવના આપી અથવા મધ પીંપર ચાટવાથી રક્તપિત્ત જલ્દીજ મટી જાય છે. ૧૧ (ચક્રદત્ત. ૨૭). પાકાં ઉમરડાં, શીવણનાં પાકાં ફળ, હરડે, ખજુર તથા દ્રાક્ષનાં જુદાં જુદાં ફળોને મધ સાથે મેળવી સેવન કરવાથી રક્તપિત્ત મટી જાય છે. ૧૨ (ચક્રદત્ત. ૨૩).

ખેર, ધઉંલા, લાલ કાંચનાર, સેમળો એમાંના કોઇ પણ એકાદ વૃક્ષનાં ફુલોને મધ સાથે વાટી ચાટવાથી રક્તપિત્તનો રોગી સારો થાયછે. ૧૩ (ચક્રદત્ત. ૨૫).

લાખનું ચુર્ણ ૪ થી ૮ રતી મધ તથા ઘી સાથે એકવાર ચાટવાથી લોહીની ઉલ્ટીની શાંતિ થઇ જાય છે. ૧૪.

મોથ શાંખોટની છાલનો રસ બે બિન્દુ, કરીયાતાનો કલ્ક, સર્વથી બમણું ઘી મેળવી ચાટવાથી ઉર્ધ્વગ, રક્તપિત્ત, શ્વાસ કાસ નષ્ટ થાય છે. (ચક્રદત્તઃ ૨૪).

**ધાન્યકાદિહિમઃ**—ધાણા, આંબળાં, અરડુસી, દ્રાક્ષ, ખડસલીયો પિત્તપાપડો એ સર્વ સરખે ભાગે લઇ તેને ખાંડી રાત્રે પાણીમાં પલાળી મૂકવું. સવારે ગાળી લઇ તે પાણી પાવાથી રકતપિત્ત જ્વર, દાહ, તૃષ્ણા, તથા સોજા મટે છે. ૧૫.

**હિબેરાદિ ક્વાથઃ**—સુગંધી વાળો, નીલોત્પલ (કમળ), ધાણા, રતાંજળી, જેઠીમધ, ગળો, ખસ, નસોતર, સરખે ભાગે લઇ તેમાંથી ૨ તોલા લઇ તેનો ઉકાળો કરવો. ટાઢો થયે તેમાં સાકર અને મધ મેળવી પીવાથી તત્કાલ રકતપિત્ત શાંત થાય છે. આ ક્વાથ તરસ, બળતરા તથા તાવને પણ નિવૃત્ત કરે છે. ૧૬ -૧૭.

**આટરૂષકાદિ ક્વાથઃ**—ધોળા અરડુસાના મૂળની છાલ, દ્રાક્ષ, હરડે એનો ક્વાથ કરવો. ટાઢો થયે સાકર અને મધ મેળવી પીવાથી ઉધરસ; શ્વાસ તથા રકતપિત્ત મટી જાય છે. ૧૮ (ચક્રદત્તઃ ૧૬).

**ઉશીરાદિ ચુર્ણઃ**—વાળો, તગર, સુંઠ, મરચકંકોલ રતાંજળી, સુખડ, લવીંગ, પીપરીમુળ પીપર, ઇલાયચી, નાગકેશર મોથ, જેઠીમધ, કપુર, વાંસકપુર, તમાલપત્ર દરેક સરખે ભાગે લઇ ચુર્ણ કરવું. તેના વજન જેટલું કાળા અગરનું ચુર્ણ લેવું, અને એ બધાથી આઠ ગણી સાકર મેળવી ચુર્ણ તૈયાર કરવું. આ ચુર્ણ ૧ માસો લેવાથી લોહીની ઉલ્ટી તથા ગરમીને મટાડે છે. ૧૯--૨૦.

**દ્રવમાનઃ**—ભાવનામાં એટલો રસ નાંખવો જોઇએ કે જેથી ચુર્ણ સારી રીતે પલળી તર થઇ જાય. (ચક્રદત્ત.૨૮).

**એલાદિગુટિકાઃ**—ઇલાયચી, તમાલપત્ર, તજ, દરેક અકેક તોલો; પીંપર ૪ તોલા, સાકર ૮ તોલા; જેઠીમદ ૮ તોલા, ખજુર ૮ તોલા,દ્રાક્ષ ૮ તોલા, એકંદર વાટી મધ સાથે ઘુંટી ગોળીઓ બનાવવી. માત્રા ાા તોલો. એના સેવનથી શ્વાસ,કાસ, તાવ, હિક્કા, ઉલ્ટી, મૂર્ચ્છા, મદ, ભ્રમ, લોહીની ઉલ્ટી, તૃષા, પડખાનું શુળ, અરૂચિ, શોષ, પ્લીહા, આમવાત; સ્વરભેદ, ક્ષય, તથા રક્તપિત્ત મટે છે. આ ગોળીયો તર્પણ કરનારી તથા વૃષ્ય છે. એનું સેવન કરવાનો નિયમ એ છે કેઃ એને મુખમાં રાખી ધીમે ધીમે ચુસી રસ ઉતારવો. ૨૧ થી ૨૪ (ચક્રદત્ત. ૨૮ થી ૩૧).

## નસ્કોરી ફુટવી

**નસ્કોરી ફુટવી–નાકમાંથી લોહી પડતું હોય તો**—નાકમાંથી જો વારંવાર લોહી પડતુ હોય (નસ્કોરી ફુટતી હોય) તો સાકર વાળું પાણી અથવા દૂધ નાકમાં ચઢાવવું જોઈએ (નાકવડે તે પીવું, અથવા દ્રાક્ષનો રસ ઘી, સાકર અને શેરડીનો રસ પીવો જોઇએ તે હિતકર્ત્તા છે. ૨૫ (ચક્રદત્ત. ૩૪).

દાડમનું ફુલ. ધરો, કેરીની ગોટલી, કુંમળી જુદાં જુદાં લેવાં. તેનું નસ્ય લેવાથી નસકોરી ફુટવી બંધ થાય છે. ૨૬ (ચક્રદત્ત. ૩૫).

દાડમનાં ફુલનો રસ, ધરોનો રસ,મિશ્ર કરી લાખ સાથે અથવા હરડે ને પાણી સાથે ઘસી તેનું નસ્ય લેવાથી નાકમાંથી નીકળતું ત્રિદોષજ રકતપિત્ત રોકાઇ જાય છે. ૨૭–૨૮.

આંબળાંને ઘીમાં શેકી તેનું ચુર્ણ કરી ઘીમાં વાટી માથે લેપ કરવાથી નાકમાંથી પડતું લોહી તરત બંધ થઇ જાય છે. જેમ પાણીના વેગને સેતુ (બંધ) બાંધવાથી રોકી શકાય છે તેવી રીતે રોકી દે છે. ૨૯ (ચક્રદત્ત. ૩૩).

**પેશાબે જતું લોહી બંધ કરવું**—પેસાબ વાટે લોહી વધુ જતું હોય તો ઠંડા અને સ્તંભક ઔષધોની ઉત્તર બસ્તિ આપવી જોઇએ. અથવા પંચતૃણ મૂળ (કુશ, કાશ શર, દાભ, શેરડીના મૂળ) થી સિદ્ધ કરેલું દુધ પીવું. ૩૦ (ચક્રદત્ત. ૩૬).

ધઉંલા, ફટકડી, લોધર, રસવંતી એ બધાનું ચુર્ણ કરી તેમાંથી ૪ રતી ચૂર્ણ અરડુસીના રસ તથા મધ સાથે સેવન કરવાથી નાક, મોં, ગુદા, યોનિ તથા મૂત્ર માર્ગોથી પડતું રક્તપિત્ત મટી જાય છે, તેમજ જો શસ્ત્ર વાગવાથી રકત વધુ નીકળતું હોય તો પણ આ ચુર્ણ ધા ઉપર ભરવાથી લોહી તરત સુકાઇ જાય છે. ૩૧–૩૨–૩૩.

**પૃથ્વીકા યોગ**—શ્વાસ તથા ઓડકારમાં લોહની ગંધ આવે તો મોટી ઇલાયચીનું ચૂર્ણ ૩ માસા; બમણી સાકર મેળવી ફકાવવું જોઇએ. (ચક્રદત્ત. ૩૨).

**કુષ્માંડ ખંડ**—ભૂરા કોળાનાં છોડાં તથા અંદરનાં બી કાઢી નાંખી તેને ખાંડી તેનો રસ કહાડવો તેને તડકે કાંઇક સુકવવો. એ પ્રકારે કહાડેલો એ રસ ૧૦ શેર લઈ તેને ૧૨૮ તોલા ઘીમાં મેળવી કલાઈ કરેલા તાંબાના વાસણમાં ઉકાળવું. જ્યારે જાડા મધ જેવું થાય ત્યારે તેમાં ૧૦ શેર સાકર મેળવી ઉકાળવું. જ્યારે જાડું થાય ત્યારે તેમાં પીંપર ૧૬ તોલા, સુંઠ ૧૬ તોલા, જીરૂં ૧૬ તોલા, તજ, ઇલાયચી, તમાલપત્ર, કાળાં મરી, ધાણા દરેક ૮ તોલા લઇ ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં નાંખવું અને સારી રીતે હલાવી એક રસ કરી દેવું. પછી ઉતારી ઠંડુ થાય ત્યારે તેમાં ૬૨ તોલા મધ મેળવવું અને હલાવી એક રસ કરવું. માત્રા ૧ થી ૨ તોલા, અગ્નિ અને બળ અનુસાર ખાવું. એનો રક્તપિત્ત, ક્ષય, ઉદરસ, શ્વાસ, ઉલટી, તૃષા, તથા જ્વરમાં ઉપયોગ કરવો. આ દવા વૃષ્ય, પુષ્ટિ કરનાર, બળ અને વર્ણને વધારનાર, બૃંહણ, સ્વરદોષ નિવારક તથા ક્ષતક્ષયમાં ફેફસાંમાં થયેલા ક્ષતને સાંધનાર છે. આ ખંડ કુષ્માંડ રસાયન અશ્વિનીકુમારોએ નિર્માણ કર્યો છે. ૩૪ થી ૪૦

ખંડામલક અનુસાર કુષ્માંડનો રસ ૧ આઢક [૨૫૬ તોલા] નાંખવો જોઇએ અથવા તો જેટલો નીકળે તેટલો જ નાંખવો. (ચક્રદત્ત. ૬૭ થી ૭૩).

**વાસાખંડ કુષ્માંડ**—ભુરા કોળાનો રસ ૫ શેર; ૧૨૮ તોલા ઘીમાં ઉપર પ્રમાણે ઉકાળી તેમાં ૧૦શેર સાકર તથા અરડુસીનો ઉકાળો ૫૧૨ તોલા નાંખી ઉકાળી પાક કરવો; જાડા પાક જેવું થયે તેમાં મોથ, આંમળાં, વાંસકપુર, ભારંગમૂળ; નાની ઇલાયચી; તમાલ પત્ર દરેક બબ્બે તોલા, મરચકંકોલ, સુઠ, ધાણા, મરી, દરેક આઠ આઠ તોલા, પીંપરનું ચુર્ણ ૧૬ તોલા સર્વનું ચુર્ણ કરી તે ઉમેરવું. પછી ઠંડુ થયે ૬૪ તોલા મધ તેમાં નાંખી હલાવવું. માત્રા ૧ તોલાથી ૨ તોલા સુધી; આ અવલેહ ઉદરસ, દમ, હિક્કા, રક્તપિત્ત, હલીમક, હૃદયરોગ, અમ્લપિત્ત તથા સળેખમ વગેરે રોગોને મટાડે છે. ૪૧ થી ૪૩ (ચક્રદત્ત. ૭૪ થી ૭૭).

**વાસાખંડ વાસાવલેહ**—અરડુસી ૧૦ શેર લઇ ખાંડી તેને ૨ મણ પાણીમાં ઉકાળી જ્યારે ૨૦ શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. એ કવાથમાં ૧૦શેર સાકર નાંખી ફરી ઉકાળવું. એ વખતે તેમાં હરડેનું ચુર્ણ ૨૫૬ તોલા નાંખી હલાવી ૧ રસ કરવું જ્યારે જાડું પાક જેવું થાય ત્યારે તેમાં પીંપર ૧૬ તોલા, તજ, તમાલપત્ર, ઇલાયચી, નાગકેસર દરેકનું ચુર્ણ ૮ તોલા એકત્ર કરી નાંખી સારી રીતે હલાવવું. પછી ઉતારી ઠંડુ થયે તેમાં મધ ૧૬ તોલા મેળવી એક રસ કરવું. માત્રા ૧ તોલો. આ અવલેહનું રક્તપિત્ત, ક્ષત ક્ષય,

ઉદરસ, શ્વાસ તથા યક્ષ્મા રોગમાં સેવન કરવાથી આરામ થાય છે. ૪૪ થી ૪૬ (ચક્રદત્તઃ ૭૮ થી ૮૦).

**વાસાઘૃતઃ**—અરડુસીની શાખા, પાન, તથા મૂળ મળી ૨૫૬ તોલા લઇ તેનું ચુર્ણ કરી પાણી આઠ ગણું લઇ તેમાં નાંખી ઉકાળવું. પાણી આઠમો ભાગ બાકી રહે ત્યારે ગાળી લેવું. તેમાં ગાયનું ઘી ૧૨૮ તોલા ઉમેરવું; પછી અરડુસીનાં ફુલ ૧૬ તોલાનો કલ્ક કરી ઉમેરી પાછું ગરમ કરવું. જ્યારે ઘી બાકી રહે ત્યારે ઉતારવું. ઘી ગાળી લેવું. પછી તે ઘી ઠંડુ થયે મધ સાથે પીવાથી રક્તપિત્ત, મટી જાય છે. માત્રા ાા તોલો. ૪૭ (ચક્રદત્તઃ ૫૧).

**દૂર્વાદિ ઘૃતઃ**—ધરોનાં પાંદડાં, કમળનાં કેસર, મજીઠ, કંકોલ, સાકર, સુખડ; ખસ (વાળો) મોથ, રતાંજળી, પદ્મક દરેક તોલો તોલો લઇ કલ્ક કરવો. ચોખાનું ધોવરામણ ૫૧૨ તોલા, બકરીનુ દુધ ૫૧૨ તોલા, બકરીનું ઘી ૧૨૮ તોલા લઇ ઉકાળવું તેમાં ઉપરનો કલ્ક નાંખવો. જ્યારે ઘી બાકી રહે ત્યારે ઉતારવું. તેની માત્રા ાા તોલો; આ ઘીને લોહીની ઉલ્ટીમાં ઉપયોગ કરવો. નાકમાંથી લોહી પડતું હોય તો આ ઘીનું નસ્ય લેવું; કાનમાંથી લોહી પડતુ હોય તો કાનમાં ટીપાં પાડવાં; અને જો આંખમાંથી લોહીસ્રાવ થતો હોય તો આંખમાં આ ઘી આંજવું. જો પેસાબે કે ઝાડાવાટે લોહી પડતું હોય તો ક્રમશઃ આ ઘીની ઉત્તરબસ્તિ તથા ગુદ બસ્તિ આપવી. વાળનાં છિદ્રો (રોમકુપો)થી જો રક્તપિત્ત જતું હોય તો આ તેલ શરીરે ચોળવું જોઇએ. ૪૮–૫૧ (ચક્રદત્ત ૩૭ થી ૪૧).

**શતાવરી ઘૃતઃ**—શતાવરી, દાડમ, આંબલી, કાકોલી, મેદા, જેઠીમદ, વિદારીકંદ તથા બીજોરાના મૂળનો કલ્ક ૧ ભાગ, ચાર ગણું દૂધ મેળવી ઘી પકવવું. એ ઘી કાસ, જ્વર, પેટનું દરદ, આફરો અને રક્તપિત્તને નષ્ટ કરે છે. (ચક્રદત્તઃ ૪૨–૪૩).

**મહાશતાવરી ઘૃતઃ**—તાજી શતાવરીના મૂળનો રસ ૧૨૮ તોલા, દૂધ ૧૨૮ તોલા, અને ઘી ૬૪ તોલા, તથા જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીર કાકોલી, દ્રાક્ષ, જેઠીમધ, જંગલી મગ, જંગલી અડદ, વિદારીકન્દ, રતાંજળીનો કલ્ક, ઘીથી ચોથા ભાગે લઇ બધું એકત્ર કરી ઉકાળી ઘી સિદ્ધ કરવું,ઘી તૈયાર થયે ગાળી લઇ ઠંડુ પડે ત્યારે તેમાં ઘીથી ચોથા ભાગે મધ અને સાકર મેળવી હલાવી ગાળી લેવું. આ ઘી રક્તપિત્ત, વાતરક્ત અને ક્ષીણ શુક્રવાળાને લાભ કરે છે. ખભા તથા માથાની બળત્રા, પિત્તજ્વર, યોનિ શળ, દાહ, પિત્તજ્વર, પૈત્તિક મૂત્રકૃચ્છને આ ઘી [જેમ નાના વરસાદનાં વાદળોને વાયુ નષ્ટ કરી નાંખે તેમ] નષ્ટ કરે છે. તેમજ બળ, વર્ણ અને અગ્નિને ઉત્તમ કરે છે. (ચક્રદત્તઃ ૪૪–૪૯).

**પ્રક્ષેપમાનઃ**—સ્નેહ (ઘી કે તેલ) થી ચોથા ભાગે કલ્ક અને કલ્ક સમાનજ મધ અને સાકર મેળવવી એ પરિભાષાથી પ્રક્ષેપ સ્નેહથી ચાર ગણો છોડવો જોઇએ. (ચક્રદત્તઃ ૫૦).

**કામદેવ ઘૃતઃ**—શણનાં ફુલ, કાંચનારનાં ફુલ, અરડુશાનાં ફુલ અર્જુનવૃક્ષનાં ફુલ દરેક ૧૬ તોલા, આસન ૫ શેર, ગોખરૂ ૨ાા શેર, શતાવરી, વિદારીકન્દ, શાલિપર્ણી, કાંસકી, પીંપરાની કુંપળો કમળકાકડી, સાટોડી, શીવણનાં ફળ દરેક ૪૦ તોલા બધું કચરાવી, ૪ દ્રોણ પાણી (૪૦૯૬ તોલા) માં ઉકાળી પાણી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી ગાળી લેવું. આ કવાથમાં ઘી ૬૪ તોલા, દ્રાક્ષ, પદ્મક, ઉપલેટ, લીંડીપીંપર, રતાંજળી, સુગંધી વાળો, નાગકેસર, કૌચાં,કમળ, ધોળી ઉપલસરી, કાળી ઉપલસરી તથા જીવનીયગ

ણનાં ઔષધો ( જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, જંગલી મગ જંગલી, અડદ જીવંતી, જેઠીમધ, એ દસ ઔષધો જીવનીયગણ કહેવાય છે. ) દરેક એકેક તોલો લઇ તેનો કલ્ક કરવો. સાકર ૮ તોલા, પૌન્ડક (પાંડરવા)નો રસ ૧ આઢક (૨૫૬ તોલા) દુધ ૧ આઢક (૨૫૬ તોલા), બધું એકત્ર કરીને ઉકાળીને સિદ્ધ કરવું. આ ઘી રક્તપિત્ત,ક્ષત ક્ષીણ, કમળો, વાતરકત, હલીમક, સોન્ત, સ્વરભેદ અરૂચિ, મૂત્રકૃચ્છ, તથા પાંસળાંનું શૂળ નષ્ટ કરે છે. આ જેમને બહુ સ્ત્રીયો હોય એવા રાજાઓને માટે તથા જેમને સંતાન ન થતાં હોય એવી સ્ત્રીયો માટે દુર્બળ મનુષ્યોને માટે નપુંસક તથા અલ્પ વીર્યવાળાઓને માટે,વૃદ્ધ તથા યક્ષ્માવાળાઓને માટે વધુ લાભદાયક છે. બળને વધારે છે. હૃદયને બળ આપે છે. વાજીકર છે. ઓજ, તેજ. આયુષ્ય તથા વીર્યને વધારે છે. દુર્બળ પુરુષોને રોગરહિત અને બળવાન કરે છે. જેમ વૃક્ષને પાણી સિંચવાથી તાજુ રહે છે તેમ આ કામદેવ ઘૃત સર્વ રોગોમાં લાભ કરે છે. [ ચક્રદત્ત ૫૨-૫૩ ].

**પથ્યાપથ્યમ**—નાળીયેરનું પાણી, તાંદળજાની ભાજી, ચીલની ભાજી, સુકા મુળા, જીરૂં, પરવળ ઉભી ભોંયરીંગણી; રીંગણાં, પાકા કેરી; ખજુર, મીઠાં દાડમ ખાવાં જોઇએ; જે વસ્તુઓમાં આદિમાં કકાર અક્ષર હોય એવી ચીજો અનૂપ માંસ ખંડકાદિનું સેવન કરનારાઓએ છોડી દેવું. એમાં પણ લોહ ભસ્મ નાંખવી જોઇએ. (ચક્રદત્તઃ ૯૨ થી ૯૫).

**પરિશિષ્ટમ**—જે પિત્ત જ્વરને માટે બહારની તથા અંદરની ચિકિત્સા કહી છે તે તથા ક્ષત ક્ષીણની જે ચિકિત્સા છે તે કરવી એ રકતપિત્તને લાભદાયક છે. (ચક્રદત્તઃ૯૬

( રકતપિત્ત સંપૂર્ણ )

**સમપ્રસ્થ**ઘૃત—શતાવરી, સુગંધીવાળો, દ્રાક્ષ. વિદારીકંદ, શેરડી, આંબળાં દરેકનો રસ એકેક પ્રસ્થ (૬૪ તોલા), ઘી ૬૪ તોલા, એને યથાવિધિ ઉકાળી ઘી બાકી રહે ત્યારે ઉતારી તે ઘીથી ચાર ગણી સાકર ઉમેરવી, આ ઘીનું સેવન કરવાથી રકતપિત્ત. ઉરૂક્ષત પિત્તશુળ; ઉષ્ણવાત, રકતપ્રદર; ક્ષય, તથા હૃદયરોગ નષ્ટ થાય છે. આ ઘી બલ્ય, વૃષ્ય તથા ઓજસકર છે. માત્રા ૦। તોલાથી ૦॥ તોલો. ૫૨-૫૩ ( ચક્રદત્ત. ૬૪ થી ૬૬).

**હ્રિબેરાદિ તેલઃ**—વાળો, વીરણનો વાળો, લોધર, કમળનાં કેસર, તમાલપત્ર, નાગકેસર બીલીફળ, નાગરમોથ, કચુરો, રતાંજળી, કાળીપાટ, ઇંદ્રજવ, કડાછાલ, ત્રિફળા,સુંઠ, બ્હેડાંની છાલ, કેરીની ગોટલી, જાંબુનાં બી, લાલ કમળનું મૂળ દરેક બબે તોલા લઇ ખાંડી કલ્ક કરવો. પછી તલનું તેલ ૧૨૮ તોલા; લાખનો રસ ૫૧૨ તોલા અને દુધ ૧૨૮ તોલા લઇ બધું એકત્ર કરી તેમાં ઉપરનો કલ્ક પણ ઉમેરવો. પછી ગરમ કરી તેલ બાકી રહે ત્યારે ઉતારવું. આ તેલ શરીરે મર્દન કરવાથી રકતપિત્ત, પાંચ પ્રકારની ઉદરસ, શ્વાસ, ઉરઃક્ષત આદિ રોગો મટી જાય છે. આ તેલ બલ, વર્ણ અને જઠરાગ્નિને વધારે છે. શ્રીમદ ગહન નાથે આ તેલ નિર્માણ કરેલું છે. ૫૪ થી ૫૮.

**સમશર્કરાલોહ**;—લોહભસ્મ ૪ તોલા દુધ ૧૬ તોલા ઘી આઠ તોલા એ સર્વ એકત્ર કરી કલાઈ કરેલા તાંબાના વાસણમાં ઉકાળી તૈયાર થયે વાવડીંગ એક તોલાનું ચુર્ણ તેમાં નાંખવું. સારી રીતે હલાવી મિશ્ર કરવું. પછી ઠંડુ થયે તેમાં મધ ચાર તોલા તથા સાકર ૪ તોલા મેળવી એકંદર મિશ્ર કરી તે ઘી ચીકણા વાસણમાં ભરવું. માત્રા ૬ રતી. એની માત્રા ૬ માસા. આનો પ્રયોગ કરતાં રોજ માત્રા વધારી પૂર્ણ માત્રા સુધી ખપરાવવું. અનુપાન-નાળીયેરનું પાણી આ દવા રકતપિત્ત, અમ્લપિત્ત, તથા ક્ષતક્ષયને

મટાડે છે. એના સેવનથી પુષ્ટિ, કાન્તિ, તથા આયુષ્યની વૃદ્ધિ થાય છે. તે વૃષ્ય છે. ૫૯ થી ૬૧

**શતમૂલ્યાદ્ય લોહઃ**—શતાવરી, સાકર, ધાણા નાગકેસર, રતાંજળી, ત્રિકટુ, ત્રિફળા, ત્રિમદ (વાવડીંગ, મોથ, ચિત્રકમુળ), કાળા તલ દરેક અકેક તોલો લઈ ચુર્ણ કરવું. તેમાં લોહભસ્મ ૧૫ તોલા મેળવવું. આ લોહ ખાવાથી તૃષ્ણા, બળતરા, તાવ, ઉલ્ટી, રક્તપિત્ત, આદિ રોગો મટે છે. માત્રા ૨ રતી. ૬૨.

**રક્તપિત્તાન્તક લોહ**—આંબળાં ૧ તોલો, પીંપર ૧ તોલો, લોહભસ્મ ૧ તોલો સાકર ૧ તોલો એકંદર મિશ્ર કરી ૨ રતીની માત્રામાં ખાવાથી રક્તપિત્ત તથા અમ્લપિત્ત મટે છે. ૬૩.

**સુધાનિધિ રસ**—પારદ, ગંધક, સુવર્ણમાક્ષિક ભસ્મ; લોહ ભસ્મ દરેક સરખે ભાગે લેવાં. તેને ત્રિફળાના ઉકાળામાં ઘુંટી મૂષામાં ઘાલી ભૂધર યંત્રમાં પકવવાં. માત્રા ૧ રતી. અનુપાન—ત્રિફળાના કવાથ સાથે ખાવું. અથવા રાત્રે લોઢાના વાસણમાં ગાયનું દુધ ઉકાળી રક્તપિત્તની શાંતિને માટે રોગીને આપવું જોઈએ. ૬૪.

**ખંડકાદિ લોહ**—શતાવરી, ગળો, અરડુસી, ખોટીયો કલ્હાર, કાંસકી, મૂશળી, ખેરની છાલ, ત્રિફળા, તજ, ભારંગમૂળ, પુષ્કર મૂળ, દરેક જુદું જુદું વીસ વીસ તોલા ખાંડી તેને આઠગણા પાણીમાં ઉકાળવું, જ્યારે પાણી આઠમો ભાગ રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી મનશિલ કે સુવર્ણમાક્ષિકના યોગથી કરેલી કાન્તલોહભસ્મ ૪૮ તોલા, સાકર ૬૪ તોલા, ઘી ૬૪ તોલા ઉપરના કવાથમાં ઉમેરી કલઈ કરેલા તાંબાના વાસણમાં ભરી ઉકાળવું. જ્યારે જાડું થાય ત્યારે તેમાં વાંસકપુર, શિલાજીત, તજ, કકડાશીંગી, વાવડીંગ, પીપર, સુંઠ, જાયફળ દરેક ચાર ચાર તોલા, ત્રિફળા. ધાણા, તમાલપત્ર, મરી નાગકેસર ચાર ચાર તોલા લઇ એ સર્વનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં ઉમેરી સારી રીતે હલાવી મિશ્ર કરવું. પછી ઉતારી ઠંડુ થયે તેમાં ૬૪ તોલા મધ ઉમેરવું; અને હલાવી એક રસ કરવું; પછી ચીકા વાસણમાં ભરી લેવું. માત્રા ૪ રતી. અનુપાન–ગાયનું દુધ. પથ્ય માંસ રસ, દુધ, સ્નિગ્ધ માંસ આદિ; બૃહણ ભારે અને વૃષ્ય ભોજન: એના સેવનથી રક્તપિત્ત ક્ષય, કાસ, પંકિતશૂળ, વાતરકત, પ્રમેહ, શીતપિત્ત, ઉલ્ટી. કલમ. સોજો, પાન્ડુ રોગ, કોઢ, બરોળ, આફરો, રક્તસ્રાવ, અમ્લપિત્ત આદિ નષ્ટ થાય છે. આ લોહ ચક્ષુષ્ય, બૃહણ, વૃષ્ય, પ્રીતિવર્ધક, સ્વાસ્થ્ય અર્પનાર, અગ્નિ પ્રદીપક, બળવર્ધક, કાન્તિકારક તથા પ્રજા આપનારો છે. એમાં ઉપરના લોહ માફક પથ્યાપથ્ય સમજવી. કેટલાક આ લોહમાં પારદ ગંધકની કજ્જલી નાંખે છે. આ યોગમાં જાયફળની જગ્યાએ કેટલાક કાળું જીરૂં પણ ગ્રહણ કરે છે. ૬૫થી ૭૫ (ચક્રદત. ૮૧–૯૧).

**અર્કેશ્વરઃ**—તામ્રભસ્મ, બંગભસ્મ, અભ્રકભસ્મ, સુવર્ણ માક્ષિકભસ્મ, એને ગળોના રસની ૨૧વાર ભાવના આપી પુટ આપવા. માત્રા ૨ રતી; અનુપાન–અરડુસી તથા વિદારીકંદનો રસ. આ રસના સેવનથી દારૂણ રક્તપિત્ત મટી જાય છે. ૭૬–૭૭.

**રક્તપિત્તાન્તક રસઃ**—અભ્રકભસ્મ, મુન્ડલોહ ભસ્મ, તીક્ષ્ણ લોહભસ્મ, સુવર્ણ માક્ષિકભસ્મ, પારદ, હરતાલ, ગંધક દરેક સરખે ભાગે લઈ ઘુંટવું. પછી તેમાં જેઠીમધ, દ્રાક્ષ, ગળો એના રસથી એક દિવસ ઘુંટવું. માત્રા ૨ રતી. અનુપાન–સાકર તથા મધ આ રસ ક્ષીણ રોગીને, જ્વરવાળા જુના રક્તપિત્તમાં આપવો જોઇએ. તેમજ આ રસ દાહ, તૃષ્ણા, સોજા, અરૂચિમાં પણ વાપરી શકાય છે. ૭૮–૭૯.

**રકતપિત્તકુલકુઠાર રસઃ**—પારદ, ગંધક, પ્રવાલભસ્મ, સુવર્ણ માક્ષિકભસ્મ, નાગ (સીસા)ની ભસ્મ, બંગભસ્મ, એને જુદી જુદી સુખડના ઉકાળાની, કમળ, માલતીનાં પુષ્પ, અરડુસીનાં પાનના રસની, ધાણા, ગજપીંપર, શતાવરી, શીમળાનાં મૂળ, વડની જટા અને ગળો એના રસની ત્રણ ત્રણ ભાવના આપવી. માત્રા ૨ રતી. અનુપાન–મધ તથા અરડુસીનો રસ. રકતપિત્તના રોગીયોને માટે આ રસ જીવનદાતા છે. એનાથી ઉંચો રક્તપિત્ત માટે બીજો કોઇ રસ નથી. ૮૦ થી ૮૨.

**ત્રિવૃતાદિમોદકઃ**—નસોતર, ત્રિફળા, કાળી ઉપલસરી, પીંપર, દરેક સરખે ભાગે લઈ ચુર્ણ કરવું. તેના વજનથી બમણી સાકર લેવી. યથાવિધિ પાક કરી ઠંડું થયે કાંઈક મદ મેળવી ત્રણ ત્રણ માસાના મોદક વાળવા, આ મોદક સન્નિપાતજ્વર, ઉર્ધ્વગ રક્તપિત્ત તથા જ્વરને મટાડે છે. ૮૩ (ચક્રદત્તઃ ૬).

**ઉશીરાસવઃ**—વીરણનો વાળો, વાળો, કમળ, શીવણ, નીલકમળ, ધઉંલા, પદ્મક, પઠાણી લોધર, મજીઠ, ધાણા, ધમાસો કાળીપાટ; કરીયાતુ, વડની મૂળી, ઉમરડાની છાલ, કચુરો, પિત્તપાપડો, ધોળું કમળ, પટોલપત્ર, કાંચનારની છાલ, જાંબુની છાલ, મોચરસ દરેક આઠ આઠ તોલા લઈ ખાંડી ચુર્ણ કરવું. દ્રાક્ષ બશેર, ધાવડીનાં ફુલ ૬૪ તોલા, સાકર ૧૦ શેર, મધ ૫ શેર, પાણી ૪૦૯૬ તોલા એકત્ર કરી જટામાંસી તથા કાળાં મરીનો ધુપ દીધેલા માટીના રીઢા વાસણમાં ભરી મોં બંધ કરી એક માસ સુધી રહેવા દેવું એ પછી કહાડી ગાળીને ઉપયોગ કરવો આ આસવ રકતપિત્ત, પાન્ડુ, ઉપલેટ, પ્રમેહ; અર્શ; કૃમિ, તથા સોજાને મટાડે છે. માત્રા ૧॥ તોલા થી ૨॥ તોલા સુધી. ૮૪ થી ૮૮

**શ્રી ચરકસંહિતા રક્તપિત્તાધિકાર શ્લોક ૧ થી ૯૬ સંપૂર્ણ ઉપર આવી જાય છે.**

**इति भैषज्यरत्नावल्यां रक्तपित्ताधिकार.**

---



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## राजयक्ष्माधिकार.

### પથ્ય.

**शालिषष्टिकगोधूमयवमुद्गादयः शुभाः । मद्यानि जाङ्गलाः पक्षिमृगाः शस्ता विशुष्यताम् ॥ १ ॥ शुष्यतां क्षीणमांसानां कल्पितानि विधानवित् । दद्यात्क्रव्यादमांसानि बृंहणानि विशेषतः ॥ २ ॥**

યક્ષ્મા રોગીને શાળના ચોખા, સાઠી ચોખા, ઘઉં, જવ, મગ, મદ્ય (દારૂ) તથા જાંગલ પશુપક્ષીયોનાં માંસ તથા માંસયુષનું સેવન કરાવવું જોઇએ. ૧ (ચક્રદત્તઃ ૧).

યક્ષ્મામાં જે રોગીયોનાં માંસ તથા બળ ક્ષીણ થઇ ગયાં હોય તેને માંસભક્ષી પશુ પક્ષીયોનાં બૃંહણ માંસોને વિવિધ પ્રકારે બનાવી સેવન કરાવવું. ૨ (ચક્રદત્તઃ ૨).

**शोधनम्:—दोषाधिकानां वमनं शस्यते स विरेचनम् ।**
**स्नेहस्वेदोपपन्नानां स्नेहनं यन्न कर्षणम् ॥ ३ ॥**

**શોધન;**—જેમાં દોષોની અધિકતા હોય, તેને પ્રથમ સ્નેહન તથા સ્વેદન કરી યથાદોષ સ્નેહ યુકત વમન તથા મૃદુ વિરેચન આપવું જોઇએ. વમન તથા વિરેચન એટલું આપવું કે જેથી રોગી ક્ષીણ ન થાય. જો રોગીને અતિસાર હોય તો વિરેચન ન આપવું જોઇએ. ૩ ( ચક્રદત્તઃ ૩).

કોઠો શુદ્ધ થઇ ગયા પછી બૃંહણ તથા દીપન પ્રયોગ કરવા જોઇએ.

બહુ દોષવાળા બળવાન રોગીને પંચકર્મ કરાવવાં જોઇએ. જો યક્ષ્માના રોગીનો દેહ ક્ષીણ થઇ ગયો હોય તો પંચકર્મ વિષવત્ ત્યાજ્ય છે. ૪

**રાજ યક્ષ્માવાળાના મળનું રક્ષણ કરવાનું પ્રયોજન.**

**शुक्रायत्तं बलं पुंसां मलायत्तं हि जीवितम् ।**
**तस्माद्यत्नेन संरक्षेद्यक्ष्मिणो मलरेतसी ॥ ५ ॥**

પુરુષોનું બળ વીર્ય ઉપર તેમજ જીવન મળ ઉપર આધાર રાખે છે. એથી યક્ષ્માથી પીડાતા મનુષ્યના મળ તથા વીર્યનું પૂર્ણ પ્રયત્નથી રક્ષણ કરવું જોઇએ. ૫ (ચક્રદત્તઃ ૪).

**ષડંગયુષ**—લીંડીપીપર, સુંઠ, જવ, કળથી, દાડમ, આમળાં એ વડે પાણી બનાવી બકરીનું માંસ નાંખી ઘી સાથે પકવી યુષ બનાવી તે ગાળી પાવો જોઇએ. તે પાવાથી સ્વરભેદ આદિ મટે છે. રસ બનાવવા માટે જે રીતે પેયા આદિમાં પાણી અને ઔષધીઓ (૧ કર્ષ ઔષધ અને ૧ પ્રસ (૬૪ તોલા) પાણી) નાંખવામાં આવે છે એ પ્રકારે નાંખવી જોઇએ, જો રસ જાડો બનાવવો હોય તો ૬૪ તોલા પાણીમાં ૧૨ પલ (૪૮ તોલા) માંસ અને પાતળું બનાવવું હોય તો ૬ પલ માંસ અને બહુ પાતળું બનાવવું હોય તો ૧ પલ

માંસ નાંખવું જોઇએ. (તેમાં સુંઠ, પીંપર એટલાં નાંખવાં કે તીખું થાય અને આમળાં તથા દાડમના દાણા એટલા નાંખવા કે જેથી ખાટું થઇ જાય. યવ અને કુલથી યૂષ ક૦ય દ્રવ્ય છે. તે વધુ નાંખવાં) [ચક્રદ-તઃ ૫–૭].

**ધાન્યકાદિ કવાથ**—ધાણા, પીંપર, સુંઠ, તથા દશમૂળનો કવાથ પડખાંનાં શૂળ, તાવ, શ્વાસ, સળેખમની નિવૃત્તિને માટે પાવો જોઇએ. [ચક્રદત્તઃ ૮].

**અશ્વગંધાદિ કવાથઃ**—આસન, ગળો, શતાવરી, દશમૂળ. કાંસકી, અરડુસી, પુષ્કરમૂળ અતિવિષનો કવાથ પીવાથી તથા દૂધ અને માંસ રસ સેવન કરવાથી ક્ષય નષ્ટ થાય છે. [ ચક્રદત્તઃ ૯ ].

**દશમૂલાદિ કવાથ**—દશમૂળ, કાંસકી, રાસ્ના, પુષ્કરમુળ, દેવદાર અને સુંઠનો કવાથ કરી પાંસળાં તથા ખભા, માથાની પીડા અને ક્ષયજ કાસાદિની શાંતિ માટે પીવો જોઇએ. [ ચક્રદત્તઃ ૧૦ ].

**કકુભાત્વગાદ્ય ત્કારિકા**—અર્જુન વૃક્ષની છાલ, કાંસકી, તથા કૌચાંનું ચુર્ણ દુધમાં ઉકાળી ઘી અને મધ તથા સાકર મેળવી ખાવાથી યક્ષ્મા અને કાસાદિ નષ્ટ થાયછે. (ચ૦. ૧૧)

કબુતર, વાંદરૂં, બકરી, હરિણના માંસનાં ચુર્ણ જુદાં જુદાં લઇ બકરીના દુધ સાથે પાવાથી યક્ષ્મા રોગ મટી જાય છે. ૬ (ચક્રદ-તઃ ૧૨).

નાગબલા ( કાંસકી ) ના મૂળના ચુર્ણને ઘી તથા મધ સાથે ખાવાથી અથવા અંઘેડીનું ચુર્ણ દુધ સાથે પીવાથી ક્ષયનો ક્ષય થાય છે. ૭ (ચક્રદ-તઃ ૧૩).

સાકર તથા મધ સાથે માખણ મિશ્ર કરી સેવન કરવાથી અને દુધ પીવાથી યક્ષ્માથી પીડાતો રોગી પુષ્ટ થાય છે એમાં મધ તથા માખણ અથવા તો ઘી તથા મધ સરખે ભાગે ન લેવું પણ એક કરતાં બીજું ઓછા વધતા વજને લેવું. અર્થાત્ જો મધ ૧ ભાગ હોય તો માખણ અથવા ઘી ૨ ભાગ હોવું જોઇએ. (ચક્રદ-તઃ ૧૫).

**સિતોપલાદિ લોહઃ**—તજ ૧ ભાગ, ઇલાયચી ૨ ભાગ, પીંપર ૪ ભાગ, વાંસકપુર ૮ ભાગ, સાકર ૧૬ ભાગ,એ સર્વ એકત્ર ખાંડી મધ તથા ઘી મેળવી અવલેહ બનાવી તેનું સેવન કરવું જોઇએ માત્રા ૧ માસો. અથવા ચુર્ણ દુધ આદિ સાથે સેવવું. આ ચુર્ણ કે અવલેહ ખાવાથી શ્વાસ, કાસ, તથા ક્ષય આદિ નષ્ટ થાય છે, જેની જીભ સુન્ન થઇ ગઇ હોય. અથવા સ્પર્શ અથવા મધુર આદિ રસનું જેની જીભને જ્ઞાન ન હોય તથા અરૂચિ, મંદાગ્નિ, પડખાનું શુળ, જ્વર અને ઉર્ધ્વંગ રકતપિત્તથી પીડિત રોગીયોને સેવન કરાવવું જોઇએ. આ ચુર્ણ હાથ પગના દાહને પણ મટાડી ગુણ કરે છે, ૯–૧૦(ચક્રદત. ૧૬–૧૮)

**લવંગાદિ ચુર્ણઃ**—લવીંગ. મરચકંકોલ, વાળો. રતાંજળી, તગર, નીલોત્પલ, ધોળું જીરૂ, ઇલાયચી, અગર, તજ, નાગકેસર, પીપર, સુંઠ, જટામાંસી, મોથ, ઉપલસરી, જાયફળ વાંસકપુર, દરેકનુ ચુર્ણ ૧ ભાગ,સાકર ૮ ભાગ, એ સર્વનું ચુર્ણ કરવું. કેટલાક પિત્તરોગમાં ચુર્ણથી આઠગણી સાકર મેળવવાનું કહે છે, આ ચુર્ણ રૂચિકર, તૃપ્તિકર, અગ્નિ પ્રદીપક; બલવર્ધક, વૃષ્ય તથા ત્રિદોષ નાશક છે. એના સેવનથી ઉરઃક્ષત, તમકશ્વાસ, ગલગ્રહ, કાસ, હિક્કા, અરૂચિ, ક્ષય, સળેખમ, સંગ્રહણી, અતિસાર, ભગંદર અર્બુદ, પ્રમેહ, તથા ગુલ્મ આદિ રોગ જલ્દી નષ્ટ થાય છે, માત્રા ૧ માસાથી ૨ માસા સુધી. ૧૧-૧૩ (ચ. ૧૯થી૨૧)

**તાલીસાદ્ય મોદકઃ**—તાલીસપત્ર ૧ ભાગ. મરી ૨ ભાગ, સુંઠ ૩ ભાગ, પિંપર ૪ ભાગ,તજ, ઇલાયચી એ બબે ભાગ; સાકર ૩૨ ભાગ; બધાંને ખાંડી ચુર્ણ કરવું. માત્રા ૧ માસાથી ૨ માસા સુધી. એના સેવનથી શ્વાસ, કાસ, અરૂચિ, હૃદયરોગ, પાન્ડુ, ગ્રહણી,

પ્લીહા,યક્ષ્મા; જ્વર, ઉલ્ટી, અતિસાર, શુળ, આદિ રોગો નષ્ટ થાય છે. આ ચુર્ણ અગ્નિ પ્રદીપક છે તથા મુદવાતનું અનુલોમન કરેછે. આ ચુર્ણની ખાંડની સાથે મોદક તરીકે પાક કરી ગોળીયો પણ બનાવી શકાય છે. અગ્નિ સંયોગથી પકવ કરેલ ગુટિકા, ચુર્ણથી હલકી હોય છે. પૈત્તિક કાસ આદિમાં શુભા શબ્દથી વાંસકપુરનું ગ્રહણ કરવામાં આવે છે. એથી અહીં વાંસકપુર ૫ ભાગ મિશ્ર કરવું જોઇએ. ૧૪-૧૭ (ચક્રદત્તઃ ૨૨ થી ૨૫).

**શૃંગ્યાદિ ચુર્ણ**:—ક.કડાશીંગી, અર્જુન વૃક્ષની છાલ. આસન, નાગબલા (કાંસકી), પુષ્કરમૂળ, હરડે. તાલીસાદિ ( તાલીસપત્ર, મરી, સુંઠ, પીંપર, વાંસકપુર, તજ, ઇલાયચી, સાકર ) એ સર્વના ચુર્ણને સરખે ભાગે મિશ્ર કરી મધ તથા ઘી સાથે સેવન કરવાથી યક્ષ્મા રોગ નષ્ટ થાય છે. માત્રા ૧ માસાથી ૨ માસા સુધી. ૧૮ (ચક્રદત્ત ૨૬).

**કર્પુરાદિ ચુર્ણ**:—કપુર, તજ, કંકોલ, જાયફળ, જાવંત્રી, દરેક એકેક ભાગ, લવીંગ ૨ ભાગ, જટામાંસી ૩ ભાગ, મરી ૪ ભાગ, પીંપર ૫ ભાગ, સુંઠ ૬ ભાગ, બધાનું ચુર્ણ કરવું. તે ચુર્ણના જેટલી જ સાકર મેળવી ચુર્ણ કરવું. આ ચુર્ણ હૃદ્ય છે. તથા દાહ, ક્ષય કાસ, સ્વરભેદ સળેખમ, શ્વાસ, ઉલ્ટી, કંઠરોગ આદિ નષ્ટ કરે છે. ઔષધ દ્વેષી રોગીયોને અન્ન સાથે મેળવી આ ચુર્ણનું સેવન કરાવવું જોઈએ. માત્રા ૧ માસો. ૧૯ થી ૨૦.

**એલાદિ ચુર્ણ**:—ઈલાયચી, તમાલપત્ર, નાગકેસર, લવીંગ, દરેક એકેક ભાગ, પીન્ડ ખજુર ૨ ભાગ, દ્રાક્ષ, જેઠીમધ, સાકર, પીંપર દરેક ૪ ભાગ એ સર્વને એકત્ર વાટી મધ સાથે મિશ્ર કરી યક્ષ્માવાળાને સેવન કરાવવું જોઇએ. માત્રા ૧ માસાથી ૨ માસા સુધી. ૨૧.

**એલાદિ મન્થ**:—ઇલાયચી, અજમોદ, આમળાં, હરડે, બેહડાં, કાથો,લીમડાની છાલ, વિજેસાર, શાલ, વાવડીંગ, ભિલામાં, ચિત્રકમૂળ, ત્રિકટુ, નાગરમોથ, ફુલાવેલ ફટકડી, સર્વને સરખે ભાગે લઇ પાણીમાં ઉકાળી કવાથ બનાવી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી એ કવાથથી ઘી પકવવું. એ ૧ પ્રસ્થ ઘીમાં ૩૦ પલ ( ૧૨૦ તોલા) સાકર, ૨૪ તોલા વાંસકપુર, અને બમણું મધ મેળવી મથી એકત્ર કરી રાખવું. એ ૪ તોલા સવારે ચાટવું જોઇએ. ઉપરથી દૂધ પીવું જોઇએ. એ મેદને વધારનાર, પવિત્ર,નેત્રો માટે હિતકર, આયુષ્ય વધારનાર, રાજયક્ષ્મા, શૂળ, પાન્ડુરોગ, તથા ભગંદરને નષ્ટ કરે છે. એમાં કાંઇક ચરેજી પાળવાની જરૂર નથી. આ રસાયન છે. (ચક્રદત્તઃ ૩૫-૩૮).

**સર્પિગુડઃ**—કાસકી, વિદારીકંદ, લઘુ પંચમૂળ, સાટોડી, પાંચ ક્ષીરિ વૃક્ષો, ( વડ, ઉમરડો, પીંપરો, પારસ પીંપરો. કપીતન ) નાં કોમળ પાન દરેક ચાર ચાર તોલા લઇ એનો કવાથ તથા ઘીથી બમણું દૂધ અને વિદારીકન્દનો રસ તથા બકરાનો માંસ રસ ઘીના સરખા ભાગે મેળવી તથા જીવનીયગણની ઔષધીયોનો કલ્ક પ્રત્યેક એકેક તોલો લઇ તેનો કલ્ક કરી મેળવી ૧ આઢક (૨૫૬ તોલા) ઘી પકવવું જોઇએ. ઘી સિદ્ધ થયે ઉતારી ગાળી લઈ સાકર ૩૨ પલ (૧૨૮ તોલા ) તથા ઘઉંનો લોટ, લીંડીપીંપર વાંસકપુર વાંસકપુર, સીંઘોડાનું ચુર્ણ તથા મધ દરેક એક કુડવ અર્થાત ૧૬ તોલા મેળવી એકત્ર કરવું. લાડુ બનાવવા જેવું થાય ત્યારે ચાર ચાર તોલાનો લાડુ બનાવી ઉપરથી ભોજપત્ર લપેટી દેવું. એને ખાઇ દૂધ તથા મદ્ય પીવું જોઇએ. આ રાજયક્ષ્મા, કાસ ક્ષત ક્ષીણ, થાકેલા તથા સ્ત્રી ગમનથી તથા ભાર ઉપાડવાથી થયેલા કૃશ, મુંઢમાં લોહી પડતું હોય તેવા, તથા દાહ અને સળેખમથી પીડાતા પુરુષોને માટે વધુ હિતકર છે. પાંસળાં તથા

માથાનું દરદ સ્વરભંદ, વર્ણ વિકૃતિ પણ એથી નષ્ટ થાય છે. કવાથનું દ્રવ્ય ઘીથી ઓછું છે એથી આઠગણું પાણી નાંખી અને ચોથા ભાગનું બાકી રાખવું તથા કવાથના જેટલો વિદારી કન્દનો અને બકરાના માંસનો રસ નાંખવો જોઇએ. કેટલાક કહે છે કે કવાથનું દ્રવ્ય ઓછું હોવા છતાં પણ કવાથ ઘીના જેટલો જ બનાવવો જોઇએ. ( ચક્રદત્તઃ ૩૯–૪૫ ).

**અનીપંચ ઘૃતઃ**—બકરાની લીંડીયોનો રસ ૪ શેર, બકરાનું મૂત્ર ૪ શેર, બકરીનું દુધ ૪ શેર, બકરીનું દહી ૪ શેર, અને ઘી ૪ શેર બધુ એકત્ર કરી ઉકાળવું. ઘી બાકી રહે ત્યારે તેમાં ૧ શેર જવખાર મેળવવો. આ ઘી યક્ષ્મા, કાસ તથા શ્વાસ મટાડવામાં ઉત્કૃષ્ટ છે. માત્રા ા। તોલો ૨૨. ( ચક્રદત્તઃ ૭૩ ).

યક્ષ્મારોગીએ બકરાનું માંસ ભક્ષણ કરવું,બકરીનું દુધ પીવું, સાકર સાથે બકરીનું ઘી ખાવું, બકરીની સેવા તથા બકરીયોના ટોળાની વચ્ચે સુવું એ અત્યંત હિતકારક છે. ૨૩.

**જીવન્ત્યાદિ ઘૃતઃ**—જીવન્તી (ડોડીની ભાજી), જેઠીમદ, દ્રાક્ષ, ઇન્દ્રજવ, કચુરો, પુષ્કરમુળ, બેઠી ભોંયરીંગણી, ગોખરૂ. બલા (કાંસકી), નીલોત્પલ (કમળ) ભોંય આંબલી, ત્રાયમાણ ધમાસો તથા પીંપર સર્વ મળી ૧ શેર ખાંડી કલ્ક કરવો. ૧૬ શેર પાણી અને ગાયનું ઘી ૪ શેર, એકત્ર કરી તેનો યથાવિધિ પાક કરી ઘી સિદ્ધ કરવું. તેની માત્રા ા। તોલો.

આ ઘીનું સેવન કરાવવાથી અગીઆર લક્ષણોવાળો યક્ષ્મા રોગ નષ્ટ થાય છે. માત્રા ા। તોલો. ૨૪ થી ૨૬ ( ચક્રદત્તઃ ૬૦–૬૨ ).

**પિપ્પલીઘૃતઃ**—લીંડીપીંપર, ગોળનો કલ્ક, બન્નેથી ચાર ગણું ઘી અને ઘીથી ચારગણું બકરીનું દુધ મેળવી પકવવું જોઇએ. એ ક્ષય તથા કાસવાળાઓએ અગ્નિની વૃદ્ધિને માટે સેવન કરવું જોઇએ. (ચક્રદત્તઃ ૬૩).

**છાગઘૃતમઃ**—બકરાનું માંસ ૫ શેર પાણી ૨ દ્રોણમાં ઉકાળવું. આઠમા ભાગે પાણી રહે ત્યારે ઉતારી ગાળી તેમાં ઘી ૬૪ તોલા મેળવી તથા જીવનીય ગણની ઔષધીયોનો કલ્ક ૧૬ તોલા નાંખી ઘી સિદ્ધ કરવું આ ઘી માંસ રસ સાથે પાવાથી વાત પિત્તજન્ય રોગ, કાસ, શ્વાસ, યક્ષ્મા. પાંસળાં તથા હૃદયની પીડા તથા અધ્વશોષ અને વ્યવાય શોષને નષ્ટ કરે છે. ( ચક્રદત્તઃ ૭૦–૭૨ ).

**નાગબલાઘૃતઃ**—નાગબલા ( કાંસકી)નું પંચાંગ ૫ શેર ૧ દ્રોણ પાણીમાં ઉકાળવું. ચોથો ભાગ પાણી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તે કવાથ જેટલું ઘી અને એટલુંજ દૂધ તથા ઘીથી બમણું પાણી લઇ સર્વ એકત્ર કરી ઉકાળવું. ઉકાળતી વખતે અતિબલા (કાંસકી) બલા(કાંસકી,જેઠીમધ.સાટોડી,પોન્ડરીવક. શીવણ. ચારોળી.કૌચાં, આસન,ધોળી ધરો. શતાવરી, મેદા મહામેદા, ગોખરૂ, કમળની ડાંડી, તંતુ કન્દ, સીંઘોડાં અને કશેરૂ દરેક બબે તોલા લઇ કલ્ક કરી તે કલ્ક તેમાં મેળવવો. આ નાગબલાઘ્રત રકતપિત્ત. ઉરઃક્ષત, દાહ. ભ્રમ, તથા તરસને નષ્ટ કરે છે. અને બળ તથા પુષ્ટિને વધારે છે. ઓજ તથા આયુને વધારે છે. અને મોંની કરચળી તથા સફેદ વાળને મટાડે છે. એનો ૬ મહીના સુધી પ્રયોગ કરવાથી વૃદ્ધ પણ જુવાનો સમાન બળવાન થાય છે. (ચક્રદત્તઃ ૭૬ થી ૮૦).

**નિર્ગુન્ડી ઘૃતઃ**—નગોડનાં પંચાંગથી સિદ્ધ કરેલા ઘીનુ સેવન કરવાથી મનુષ્ય રોગ રહિત થઇ દેવો સમાન શોભાયમાન થાય છે. (ચક્રદત્તઃ ૮૧)

**બલાદિઘૃતઃ**—કાંસકી, ગોખરૂ, ભોંયરીંગણી શાલિપર્ણી, બેઠી ભોંયરીંગણી, પૃષ્ટપર્ણી, લીમડાનાં પાન, ખડસલીયો પીત્તપાપડો, નાગરમોથ, ત્રાયમાણ, જવાસો એ સર્વનો ઉકાળો

અને ભોંયઆંબલી, કચુરો, દ્રાક્ષ, પુષ્કરમૂળ, મેદા, આંબળાંનો કલ્ક અને દૂધ મેળવી ઘી સિદ્ધ કરવું. એ ઘી જ્વરને નષ્ટ કરી ક્ષય, કાસ, માથું તથા પાંસળાંની પીડા મટાડે છે. આ ચરકમાં વાસાદિ ઘૃતની અંદર લખેલું છે. એ અનુસાર ઘીથી બમણો કવાથ તથા બમણું દુધ લેવું જોઇએ. (ચક્રદત્ત. ૮૨ થી ૮૫).

### उरःक्षत चिकित्सा

**उरो मत्वा क्षतं लाक्षां पयसा मधुसंयुताम् ।**
**सद्य एव पिबेज्जीर्णे पयसाद्यात्सशर्करम् ॥ ९१ ॥**

ઉરઃક્ષત જાણીને તત્કાલજ લાખને મધમાં મેળવી ચાટવી જોઇએ. ઉપરથી દુધ પીવું જોઇએ તથા પચી ગયા પછી દૂધ સાકર સાથે પથ્ય લેવું જોઇએ. (ચક્રદત્ત. ૯૧).

તથા ઉરઃક્ષતને જોડવા માટે કાશની જડ, કમળના તંતુ, ગાંદ, કમળનાં ફુલનાં કેસર, રતાંજળીથી સિદ્ધ કરેલું દુધ, મધ મેળવી પીવું જોઇએ. એ પ્રકારે કાંસકી, આસન, શાલિપર્ણી, શતાવરી, સાટોડી દરરોજ દુધ સાથે સેવન કરવાથી ઉરઃક્ષત નષ્ટ થાય છે. (ચક્રદત્ત. ૯૨-૯૩).

**બલાદિ ઘૃતઃ**--કાંસકી, નાગબલા, અર્જુન વૃક્ષની છાલનો કવાથ, તથા જેઠીમધનો કલ્ક નાંખી સિદ્ધ કરેલ ઘી હૃદયરોગ, શૂળ, ઉરઃક્ષત, રક્તપિત્ત, કાસ, અને વાતરક્તને નષ્ટ કરે છે. (ચક્રદત્ત. ૯૪).

**છાગલાદિ ઘૃતઃ**--બકરીનું માંસ ૧૦ શેર, પાણી ૨૦૪૮ તોલામાં ઉકાળવું ચોથો ભાગ બાકી રહે ત્યારે તેને ગાળી લઇ તેમાં ઘી ૧૨૮ તોલા મેળવી પછી ઋદ્ધિ, વૃદ્ધિ, મેદા, મહામેદા, જીવક, ઋષભક કાકોલી, ક્ષીરકાકોલી દરેક ચાર ચાર તોલા લઇ તેનો કલ્ક તેમાં ઉમેરી યથાવિધિ પકવી ઘી સિદ્ધ કરવું. ઠંડુ થયે સાકર ૩૨ તોલા, મધ ૧૬ તોલા તેમાં મેળવવું. માત્રા ાા તોલો. આ ઘીનું સેવન કરાવતી વખતેજ સાકર કે મધ મેળવવું. નહિં તો ઘી ખરાબ થવાનો સંભવ છે, આ ઘીના સેવનથી યક્ષ્મારોગ, ક્ષતક્ષય, કાસ, પડખાનું શૂળ, અરૂચિ, સ્વરભેદ શ્વાસ, અને ફેફસામાં ઉત્પન્ન થનારા બીજા રોગો નષ્ટ થાય છે. આ ઘી બલપ્રદ, માંસ વધારનાર, વૃષ્ય અને અગ્નિ સંદીપક છે. ૨૭ થી ૩૧ (ચક્રદત્તઃ ૬૦ થી ૬૯ ).

**પારાશરઘૃતઃ**--જેઠીમધ, કાંસકી, ગળો, લઘુપંચમુળ મળી ૧૦ શેર, પાણી ૪૦૯૬ તોલા લઇ ઉકાળવું: ચોથા ભાગનું બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તેમાં ઘી ૫૧૨ તોલા; આંબળાંનો રસ ૫૧૨ તોલા, વિદારીકંદનો રસ ૫૧૨ તોલા, શેરડીનો રસ ૫૧૨ તોલા, દુધ ૨૦૪૮ તોલા, કલ્ક માટે જીવનીયગણનાં દસ ઔષધો અર્થાત જીવક, ઋષભક, મેદા, મહામેદા, ઋદ્ધિ, વૃદ્ધિ, કાકોલી, ક્ષીરકાકોલી, જીવન્તી (ડોડી) તથા જેઠીમધ, સરખે ભાગે મિશ્ર કરી તે ૧૨૮ તોલા લઇ તેનો કલ્ક કરવો. યથાવિધિ આ ઘીને સિદ્ધ કરી સેવન કરવાથી સ્વસૈન્ય યુકત કાસ, જ્વર આદિવાળો રાજરોગ યક્ષ્મા નષ્ટ થાય છે. માત્રા ાા તોલો. ૩૨-૩૩ ( ચક્રદત્તઃ ૬૪-૬૫ ).

**બલાગર્ભઘૃત**---દશમુળ કવાથ ૨૫૬ તોલા, બકરાનો માંસ રસ ૧૨૮ તોલા. દુધ ૧૨૮ તોલા, ઘી ૧૨૮ તોલા, કાંસકી ૩૨ તોલા લઇ ખાંડી કલ્ક કરવો. બધુ મેળવી યથા વિધિ પકવી ઘી સિદ્ધ કરવું. માત્રા ાા તોલો. આ ઘૃત પીવાથી અભિઘાતજ યક્ષ્મા શૂળ, ક્ષતક્ષય તથા કાસ નષ્ટ થાય છે. માત્રા ાા તોલો. ૩૪ (ચક્રદત્તઃ ૭૪-૭૫).

**સ્વલ્પચંદનાદિ તેલઃ**—સુખડ, અગર, તાલીસપત્ર,નખલા, મજીઠ, પદ્મક, મોથ, કચુરો, લાખ, હળદર, દારૂ હળદર, રતાંજળી, દરેકનું ચુર્ણ ચાર ચાર તોલા લઈ કલ્ક કરવો. તલનું તેલ ૨૫૬ તોલા, ભારંગીનો રસ, ભોંયરીંગણીનો કવાથ, કાંસકીનો ઉકાળો, ગળોનો રસ એકંદર મળી ૧૦ શેર સર્વ એકત્ર કરી યથાવિધિ ઉકાળી તેલ રહે ત્યારે ઉતારી એ તેલનો રાજ યક્ષ્મા, કાસ, ગર ( સંયોગજ વિષ ), આદિમાં અભ્યંગ કરવો (ચોળાવવું) જોઈએ. આ તેલ બળ, વર્ણ તથા અગ્નિને વધારે છે અને ગ્રહદોષને નષ્ટ કરે છે. ૩૫ થી ૩૮.

**ચંદનાદિ તેલઃ**—રતાંજળી, સુગંધી વાળો, નખલા, ઉપલેટ, જેઠીમધ, શૈલેય (છડીલો-પથ્થર ફુલ), પદ્મક, મજીઠ, ગંધબેરજો, દેવદાર, કચુરો, ઇલાયચી, પુષ્ટિ ( કાંચકી ), નાગકેસર, તમાલપત્ર શિલારસ, મારા માંસી, જટામાંસી, કંકોલ, ઘઉંલા, મોથ, હળદર, દારૂ હળદર, ઉપલસરી, કાળી, ઉપલસરી, કડુ, લવીંગ, અગર, કેસર, તજ, રેણુકબીજ, નાલુકા, સર્વ સરખેભાગે લઈ કલ્ક કરી એકંદરે ૧૬ તોલા, તેલ ૧૨૮ તોલા, દહીંનું પાણી ૫૧૨ તોલા, લાક્ષારસ ૧૨૮ તોલા. એ સર્વ એકત્ર કરી યથાવિધિ તેલ સિદ્ધ કરી પ્રયોગ કરવાથી અપસ્માર, તાવ, યક્ષ્મા, કૃત્યા, તથા ગ્રહાદિ દોષો નષ્ટ થાય છે. આ તેલ આયુષ્ય, બળ તથા વર્ણને વધારે છે. એમજ પુષ્ટિ કરણ તથા વશીકરણ છે. ૩૯ થી ૪૨ (ચક્રદત્તઃ ૮૬ થી ૮૯).

**શ્રી ચક્રદત્તઃ રાજ યક્ષ્માધિકાર શ્લોક ૧ થી ૯૪ સંપૂર્ણ આ અધિકારમાં આવી જાય છે.**

**મહાચંદનાદિ તેલઃ**—રતાંજળી, શાલીપર્ણી, પૃશ્નિપર્ણી, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, ગોખરૂ, જંગલી મગ, વિદારી કંદ, આસન, જંગલી અડદ, આંબળાં કાળીયા સરસની છાલ, પદ્મક, ખસ (વાળો), ગંધોબેરજો, નાગકેસર, પ્રસારણી (નારીવેલ), મોરવેલ, ઘઉંલા, નીલકમળ, સુગંધી વાળો, અતિબલા ( કાંસકી ), કમળ, કમળનું મૂળ, સર્વ મળી ૫ શેર, ધોળી કાંસકરી ૫ શેર, પાણી ૨૦૪૮ તોલામાં ઉકાળવું ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તલનું તેલ ૨ આઢક ( ૫૧૨ તોલા), બકરીનું દુધ, શતાવરીનો રસ, લાક્ષારસ, કાંજી, દહીંનું પાણી દરેક બબ્બે આઢક ( ૧૨૮ તોલા ) હરિણ, બકરી તથા સસલાનું માંસ ૪ પ્રસ્થ (૨૫૬ તોલા ) પાણી ૩૨ પ્રસ્થ ( ૨૦૪૮ તોલા ) માં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારવું. પછી સુખડ, અગર, કંકોલ, નખલા, શૈલજ, નાગકેસર, તમાલ પત્ર, તજ, કમળ, હળદર, ઉપલસરી, કાળી ઉપલસરી, રાતુ કમળ, તગર, ઉપલેટ, ત્રિફળા,ફાલસા મોર-વેલ, ગ્રંથીપર્ણી, નલિકા, દેવદાર, ગંધોબેરજો, પદ્મક, ખસ, ધાવડીનાં ફુલ, બીલીના ફળની મજ્જા, રસવંતી, મોથ, શિલારસ, સુગંધી વાળો, વજ, મજીઠ, લોધર, વરીયાળી, જીવનીય ગણનાં ઔષધો, ઘઉંલા, કચુરો, ઇલાયચી, કેસર, ખટાશી, કમળનાં કેસર, રાસ્ના જાવંત્રી મુંદ, ધાણા, દરેક ચાર ચાર તોલા લઈ તેનો કલ્ક કરવો. પછી બધું એકત્ર કરી તેમાં વાતરોગમાં કહેલા મહા સુગંધી તેલનાં સુગંધી દ્રવ્યો ઉમેરી એ તેલનો ગંધ પાક કરવો જોઇએ. જ્યારે પાક સિદ્ધ થાય અને તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. ઠંડુ થયે તેમાં કાંઇક કેસર, કસ્તુરી, તથા કપુર મેળવી દેવું. આ તેલના મર્દનથી રાજયક્ષ્મા, રક્તપિત્ત, તથા ઉરઃક્ષત આદિ નષ્ટ થાય છે. હંમેશાં મહેનત કરવાથી જે પુરૂષોનો દેહ ક્ષીણ થઇ જતો હોય તથા જેનું વીર્ય ક્ષીણ થઇ ગયું હોય અથવા જે કોઈ રોગના લીધે

અત્યંત નિર્બળ થઇ ગયા હોય એમને માટે આ તેલ બળ આપનાર, વીર્ય કારક તથા તથા શરીરને પુષ્ટ કરનારૂં છે. ૪૩ થી ૫૬.

**વાસાવલેહ**—અરડૂસીના રસ ૧૨૮ તોલામાં ૩૨ તોલા સાકર મેળવી ઉકાળવું. જ્યારે જાડું થઇ જાય ત્યારે તેમાં પીંપર ૮ તોલા ઉમેરવી તથા પાક સિદ્ધ થયે ઘી ૧૬ તોલા ઉમેરી સારી રીતે હલાવવું. પછી નીચે ઉતારી ઠંડું થયે તેમાં ૩૨ તોલા મધ મેળવવું. માત્રા ।। તોલો. આ અવલેહ રાજ્યક્ષ્મા, કાસ, શ્વાસ, પડખાનું શૂળ, હૃદયશૂલ, રક્તપિત્ત, તથા જ્વરને શાંત કરે છે. ૫૭ થી ૫૯.

**બૃહદવાસાવલેહ**:—અરડૂસી ૧૦ શેર લઇ ૨૦૪૮ તોલા પાણીમાં ઉકાળવી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેને ગાળી લઇ એ કવાથમાં ૧૦ શેર સાકર મેળવી ઉકાળવું, જાડું થાય ત્યારે તેમાં ત્રિકટુ, તજ, એલાયચી, કાયફળ, મોથ, ઉપલેટ, છડ, પીપરીમુળ, કંપીલો, ચવક વાંસકપુર, કડુ, ગજપીંપર, તાલીસપત્ર, ધાણા દરેક બબે તોલા લઈ તેનુ વસ્ત્ર ગાળ ચુર્ણ કરી નાંખવું પછી સારી રીતે હલાવવું. અને ઉતારી લેવું. ટાઢું થયે તેમાં ૩૨ તોલા મધ મેળવવું માત્રા ૧ તોલાથી ૨ તોલા સુધી અગ્નિ તથા બળ. અનુસાર એનું રોગીએ સેવન કરવું. અનુપાન ટાઢું કરેલું પાણી. એના સેવનથી રાજ યક્ષ્મા રક્તપિત્ત, ક્ષતક્ષય, વાતિક કાસ, પૈતિક કાસ, શ્વાસ, હૃદયનું શૂળ, પડખાનું શૂળ, ઉલ્ટી, અરૂચિ તથા જ્વર મટી જાય છે. ૬૦—૬૪.

અલક્ત ( લાખ ) સાથે મધ મેળવી સેવન કરાવવાથી લોહીના ઉલ્ટી મટી જાય છે. જેઠીમધ, તથા રતાંજળીને દુધની સાથે ઘસી પીવાથી લોહીની ઉલ્ટી મટી જાય છે. ૬૫

**બૃહદવાસાવલેહ**:—અરડુસી ૨૦૦ તોલા, ઉભી ભોંયરીંગણી ૧૦૦ તોલા, બેઠી ભોંયરીંગણી ૧૦૦ તોલા, ભારંગમૂળ ૧૦૦ તોલા, બધું એકત્ર કરી ૨૦૪૮ તોલા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારવું. એ પછી તેને ગાળી લઇ એ કવાથમાં ૬૪ તોલા સાકર મેળવી ઉકાળવું. જ્યારે જાડું થઇ જાય ત્યારે તેમાં અભ્રકભસ્મ ૪ તોલા, પીંપરનું ચુર્ણ ૧૬ તોલા ઉપલેટ, તાલીસપત્ર, મરી, તમાલપત્ર, મુરામાંસી, વાળો, લવીંગ, નાગકેસર, તજ, ભારંગમૂળ, સુગંધી વાળો, મોથ દરેક બબે તોલા લઈ તેનું ચુર્ણ કરી તે નાંખવું. હલાવી એકત્ર કરી જાડું થયે તેમાં ઘી ૧૬ તોલા નાંખી મિશ્ર કરવું. પછી ઉતારી ઠંડું થયે તેમાં મધ ૩૨ તોલા મિશ્ર કરવું. આ અવલેહ બાળક, વૃદ્ધ, તથા યુવાનોને માટે હિતકર છે. એના સેવનથી રાજ યક્ષ્મા, કારી, રક્તપિત્ત, ક્ષય; શ્વાસ, તાવ, પ્લીહા, પડખાનું શૂળ, હૃદયશૂળ, અમ્લપિત્ત તથા ઉલ્ટી વગેરે રોગો મટી જાય છે. માત્રા ૧ તોલાથી ૨ તોલા સુધી. ૬૬ થી ૭૨.

**બૃહદવ સાવલેહ**:—અરડુસી ૧૦ શેર, પાણી ૨૦૪૮ તોલામાં ઉકાળી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારવું. આ કવાથમાં ૧૦ શેર સાકર મેળવી ફરી ઉકાળવું. જ્યારે જાડું થઇ જાય ત્યારે ત્રિકટુ ( સુંઠ, મરી, પીંપર ); એલાયચી, તમાલપત્ર, કાયફળ, મોથ, ઉપલેટ, કપીલો, છડ, શાહછડ, નસોતર, પીંપરીમુળ, ચવક, કડુ, હરડે, તાલીસપત્ર, ધાણા દરેક ચાર ચાર તોલા લઇ ચુર્ણ કરવું. તે ચુર્ણ ઉપરના અવલેહમાં મેળવી દેવું. પછી ઉતારી ઠંડું થયે તેમાં ૩૨ તોલા મધ મેળવવું માત્રા ૧ તોલાથી ૨ તોલા સુધી. અનુપાન ગરમ પાણી. આ અવલેહનો કાસ, સ્વરભંગ, રાજ યક્ષ્મા, આફરો ચઢવો, અગ્નિમાંદ્ય, હૃદયરોગ, ક્ષતક્ષય, મૂત્રકૃચ્છ, આદિમાં ઉપયોગ કરવો જોઇએ. ૭૭ થી ૭૯.

**उपद्रवा ज्वराद्यास्ते साध्याःस्वैः स्वैश्चिकित्सितैः ।**
**तेषु शान्तेषु रोगेषु पश्चाच्छोषमुपाचरेत ॥ ७९ ॥**

યક્ષ્મામાં તાવ આદિ ઉપદ્રવોની તે તે રોગોની ચિકિત્સા દ્વારા શાંતિ કરી પછી યક્ષ્માની ચિકિત્સા કરવી જોઇએ. ૭૯.

**च्यवन प्राशावलेह**

બીલીમૂળ, અરણી, અરડુસાનાં મૂળ શીવણ, પાટલા (કાંકચ), કાંચકીનાં મૂળ, શાલવણ સુગંધી સમેરવો, સમેરવો, જંગલી મગ, જંગલી અડદ, પાપર, ગોખરૂ, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, કાકડાશીંગી, આંબળાં દ્રાક્ષ, જીવન્તી (ડોડી) પુષ્કર મૂળ, અગર, હરડે, ગળો, ઋદ્ધિ. (કુકકર કંદ), જીવક. વિદારી કંદ ફગ વેલાનો કંદ, ઋષભક: વિદારીકંદ, કચુરો; મોથ, સાટોડી, મેદા, ઇલાયચી. કમળ; રતાંજળી, વિદારીકંદ, અરડુશીનું મૂળ, કાકોલી ( આસન ). પીલુડી દરેક ચાર ચાર તોલા લઇ ખંડાવી ભુકો કરવો તે લુગડાની પોટલીમાં બાંધેલાં ૫૦૦ આંબળાં લગભગ ૧૨॥ શેર ) એ સર્વને એકત્ર કરી ૨ દ્રોણ પાણીમાં એકત્ર કરી વાસણમાં ભરી ચુલે ઉકાળવું. પાણી ચોથા ભાગનું બાકી રહે ત્યારે ઉતારી કવાથ ગાળી લેવો અને આંબળાં જુદાં કાઢી લઈ તેમાંથી બી કાઢી લઇ તેનો માવો લુગડે ગાળી લેવો. તે માવો ૪૮ તોલા ઘી તથા ૨૪ તોલા તલના તેલમાં શેકવો. પછી તેમાં ૫ શેર ખાંડ ઉપરના કવાથમાં નાંખી ઉકાળવી: તેમાં આંબળાંનો માવો પણ નાંખી હલાવતા જવું ને મંદ અગ્નિથી શેકતા જવું. અવલેહ જેવો જાડો થાય ત્યારે વાંસકપુર ૧૬ તોલા: પીંપર ૮ તોલા. તજ ૨ તોલા. ઇલાયચી બે તોલા, તમાલપત્ર ૨ તોલા, નાગ કેસર ૨ તોલા, એનું ચુર્ણ તેમાં નાંખી સારી રીતે હલાવી એકત્ર કરવું. પછી ઉતારી ઠંડુ થયે તેમાં ૨૪ તોલા મધ મેળવી હલાવવું. માત્રા ૧ તોલાથી ૨ તોલા સુધી.

આ અવલેહ રસાયન છે. વિશેષ કરીને ઉદરસ તથા શ્વાસને મટાડે છે. ક્ષીણ, વૃદ્ધ, તથા બાળકોના અવયવોને પુષ્ટ કરે છે સ્વરભેદ, ફેફસાંના રોગો, હૃદયરોગ, વાતરક્ત, તૃષા, તથા મૂત્ર અને ધાતુ સ્થિત દોષોનો નાશ કરે છે. આ રસાયનના સેવનથી વૃદ્ધ ચ્યવન ઋષિ ફરી યુવાન થઈ ગયા હતા.

**"अस्य प्रयोगाच्च्यवनः सुवृद्धोऽभूत्पुनर्युवा" ॥**

આ રસાયનના સેવનથી બુદ્ધિ. યાદદાસ્તી, કાન્તિ. આરોગ્ય, આયુષ્યની વૃદ્ધિ, ઇન્દ્રિય સામર્થ્ય. કામવૃદ્ધિ. જઠરાગ્નિ દીપન, બલ, તથા વાતની અનુલોમતા થાય છે. જો કોઇ વૃદ્ધ આ રસાયનનું કુટિ પ્રવેશિક વિધિથી સેવન કરે તો પોતાના જરાકૃત રૂપને છોડી ફરી યૌવનને પ્રાપ્ત થઇ શકે છે. ૮૦થી ૯૩ [ચક્રદત્ત. રાજય૦ ૪૬–૫૯.]

**યક્ષ્મારિલોહઃ**—સુવર્ણમાક્ષિક ભસ્મ, શિલાજીત, હરડે, વાવડીંગ, દરેક એકેક તોલો. લોહભસ્મ. ૪ તોલા એકંદર મિશ્ર કરી ઘુંટવું. માત્રા ૨ રતી. અનુપાન–ઘી તથા મધ સાથે ચાટવું. આ લોહના સેવનથી પથ્યથી રહેતાં યક્ષ્મારોગ જલ્દી મટી જાય છે. ૯૪ (ચક્રદત્તઃ રાજ૦ ૨૭ ).

**વિન્ધ્યવાસિયોગ**—સુંઠ, મરી, પીંપર, શતાવરી, હરડે, બેહાં,આંબળાં, કાંસકી, ધોળી કાંસકી દરેક એકેક ભાગ લઇ ખાંડી ચુર્ણ કરવું. તે ચુર્ણના વજન બરાબર લોહભસ્મ તેમાં મિશ્ર કરી ઘુંટવું. માત્રા ૨ રતી. એનું સેવન કરવાથી સમસ્ત રોગ મટી જાય છે.

તેમજ ઉરઃક્ષત, કંઠરોગ, રાજ યક્ષ્મા, બાહુસ્તંભ, તથા અર્દિત, (લકવો) આદિ રોગ નષ્ટ થાય છે. ૯૫–૯૬ (ચક્રદત્તઃ રાજ ય૦ ૨૮–૨૯).

**યક્ષ્માન્તકલોહ**–રાસ્ના, તાલીસપત્ર, કપુર, મંડુકપર્ણી, શિલાજીત, સુંઠ, મરી, પીંપર, હરડે, બેહાં આંબળાં, વાવડીંગ, મોથ, ચિત્રકમૂળ, દરેક એકેક તોલો લઈ ચુર્ણ કરવું. લોહ ભસ્મ તે બધાના વજન જેટલી એટલે ૧૪ તોલા તેમાં મેળવી એકત્ર ઘુટી તૈયાર કરવું. માત્રા ર રતી. આ લોહ સેવન કરવાથી ઘોર યક્ષ્મા, ઉદરસ, સ્વરભેદ, ક્ષયકાસ, તથા ક્ષતક્ષય આદિ નષ્ટ થાય છે. તે બળવર્ધક, વર્ણ સુધારનાર, જઠરાગ્નિ દીપક અને પુષ્ટિકર છે. એનું નામ રાસ્નાદિલોહ પણ છે. ૯૭–૯૮.

**શિલાજત્વાદિલોહ**—શિલાજીત, જેઠીમધ, સુંઠ, મરી, પીપર, સુવર્ણમાક્ષિક ભસ્મ, દરેક એકેક ભાગ લઈ તેના વજન જેટલી લોહભસ્મ લેવી. બધું વાટી ઘુંટી એકત્ર કરવું. એનું દુધ સાથે સેવન કરવાથી રક્ત ક્ષય મટી જાય છે, માત્રા ર રતી. ૯૯.

### રસો

**ક્ષયકેસરી રસ**—સુંઠ, મરી, પીંપર, હરડે, બેહાં આંબળાં, ઇલાયચી, જાયફળ, લવીંગ દરેક એક એક ભાગ, લોહભસ્મ બધાના વજન જેટલું એટલે ૯ ભાગ તેને બકરીના દુધ સાથે ઘુંટી બબ્બે રતીની ગોળીયો બનાવવી. અનુપાન મધ. આ રસ ક્ષય રોગને મટાડનાર છે. ૧૦૦–૧૦૧.

**રસેન્દ્ર ગુટિકા**—એક તોલો શુદ્ધ પારદ લઇ ખલમાં અરણી અને આદાના રસથી ખુબ ઘુંટવો; જ્યાં સુધી પારો ગોળાકાર બની જાય ત્યાં સુધી ઘુંટવો. પછી એ પારાને જલકર્ણી (જલપીંપર) તથા પીલુડીના રસની જુદી જુદી ભાવના આપવી, અને પછી ભાંગરાના રસની ભાવના આપેલો ગંધક ૪ તોલા લઇ તે પારદ ગંધકને ભેગાં ઘુંટી કજ્જલી કરવી. પછી તેમાં બકરીનું દુધ ૮ તોલા મેળવીને ઘુંટી ચાર રતીની મગ મગ જેવડી ગોળીયો બનાવવી, એ પછી મહાદેવજીનું પૂજન કરી તથા બ્રાહ્મણોને સંતુષ્ટ કરી અન્ન પચી ગયા પછી ૧ ગોળી દુધ કે માંસ રસ સાથે ખાવી. આ ગોળી બધી જાતના ક્ષય, ઉદરસ, રક્ત પિત્ત અરૂચિને તેમજ સેંકડો વૈદ્યોએ છોડી દીધેલા અમ્લપિત્તવાળા રોગીને સારો કરે છે. ૧૦૨ થી ૧૦૬ (ચક્રદત્ત. રાજ ય૦ ૩૦ થી ૩૪).

**બૃહદરસેન્દ્ર ગુટિકા**—બે કર્ષ [બે તોલા] પારદને કુંવારપાઠાનો રસ, ત્રિફળાનું ચુર્ણ ચિત્રક મૂળનો કવાથ, રાઈ, ઘરનો ધુંમાડો, ઇંટનું ચુર્ણ, ધંતુરાના પાનનો રસ, આદાનો રસ એ બધાથી જુદો જુદો ઘુંટવો. પછી કપડેથી ગાળી લેવો, એ પ્રકારે શુદ્ધ કરેલા પારદને અરણીના રસમાં તે ચુર્ણ જેવો થઈ જાય ત્યાં સુધી ઘુંટવો. પછી જલકર્ણી (જલપીંપર) તથા પીલુડીના રસથી ભાવના દીધેલો ગંધક ૪ તોલા, મરી ર તોલા, ટંકણ ર તોલા સુવર્ણ માક્ષિક ભસ્મ ર તોલા, મોરથુથુ ર તોલા, હરિતાલ ર તોલા, અભ્રક ભસ્મ ર તોલા, એ સર્વ એકંદરે મિશ્ર કરી આદાના રસથી, ભાવના આપી એકેક રતીની ગોળીઓ બનાવવી. એના સેવનથી ક્ષય, શ્વાસ, રક્તપિત્ત, અરૂચિ પાન્ડુ, કૃમિ, જ્વર તથા અમ્લપિત્ત આદિ રોગો મટી જાય છે. આ ગોળીયો દુબળા પુરૂષોને પુષ્ટ કરનારો તથા વાજીકરણ છે. પથ્ય–દુધ તથા માંસ રસ. ૧૦૭ થી ૧૧૪.

**કલ્યાણસુન્દરાભ્રમ**—અભ્રક ભસ્મ સો પુટી ૪ તોલા લઈ તેને આંબળાં, નાગરમોથ, ઉભી ભોંયરીંગણી, શતાવરી, શેરડી, બીલી, અરણી, સુગંધી વાળો, અરડુશીનાં પાન;

ભાંયરીંગણી, અરડૂસા, કાળીપાટ, બલા એને જુદા જુદા ૪ તોલા રસથી ઘુંટી અકેક રતીની ગોળીયો બનાવવી. એના સેવનથી યક્ષ્મા, ક્ષય, શ્વાસ, અરૂચિ, ઉદરસ, અંગસાદ, સોજા, સ્વરભેદ, અજીર્ણ, ઉદર્દ, શળ, પ્રમેહ, જ્વર, વિષ, છાતીમાં દરદ, પાન્ડુ, હિક્કા, કૃશતા, કૃમિ, નિર્બળતા, અમ્લપિત્ત, બરોળ, હલીમક, રકત, ગુલ્મ, તૃષા, આમ વાત, ગ્રહણી, વિસ્ફોટક, કુષ્ટ, અક્ષિરોગ, મુખરોગ, શિરોરોગ, મૂર્છા, ઉલટી, મુખ વૈરસ્ય, વગેરે રોગો નિવૃત્ત થાય છે. આ દવા બુદ્ધિવર્દ્ધક અને રસાયણ છે. ૧૧૫ થી ૧૧૮.

**શૃંગરાભ્રમ**—અભ્રક ભસ્મ ૧૬ તોલા, કપુર, જાવંત્રી, સુગંધીવાળો, ગજપીંપર, તમાલપત્ર, લવીંગ, જટામાંસી, તાલીસપત્ર, તજ, નાગકેસર ઉપલેટ, ધાવડીનાં ફુલ, દરેક અર્ધો અર્ધો તોલો, હરડે, આંબળાં બેહડાં, ત્રિકટુ (સુંઠ, મરી, પીંપર,] એ દરેક બબે માસા છલાયચી, જાયફળ, ભુધરયંત્ર દ્વારા શુદ્ધ કરેલો ગંધક દરેક અકેક તોલો, પારદ ૦ાા તોલો, એ બધું એકત્ર કરી પાણીથી ઘુંટી ગોળીયો બનાવવી. માત્રા ૧ થી ૨ રતી. એ સવારે સેવન કરવું. ઉપર આદુ કે નાગરવેલનું પાન ચાવવું, પછી પાણી પીવું. એ પ્રકારે સેવન કરવાથી દુષ્ટ અગ્નિ જન્ય કોઠાનો રોગ, તાવ, ઉદરરોગ, રાજયક્ષ્મા, ક્ષય, કાસ, શ્વાસ, સોજા, આંખના રોગ, પ્રમેહ, મેદરોગ, ઉલટી, શળ, અમલપિત્ત, તૃષા, ગુલ્મ, પાંડુ, રક્તપિત, વિષજરોગ, સળેખમ, બરોળ, આમાશયરોગ, તથા વાત, પિત્ત અને કફજ રોગો નષ્ટ થાય છે. આ દવા બલ્ય, વૃષ્ય તથા ભોગ્ય છે. આ ઔષધના સેવનથી પુષ્ટિ થાય છે પથ્ય ઘીથી પકવેલું માંસ, ગાયનું દુધ, તથા અન્ય મીઠાં ભોજન. આ ઔષધ વૃષ્ય તથા વાજીકરણ છે. આનું સેવન કરવામાં આવે ત્યારે પહેલાં કેટલાક દિવસ સુધી શાક તથા ખાટા પદાર્થો વર્જ્ય કરાવવા જોઇએ, પછી યથેષ્ટ ભોજન કરવું. આ ઔષધના સેવનથી મનુષ્ય દીર્ઘાયુ: કામદેવ જેવા દિવ્ય રૂપવાળો તથા રોગ અને વૃદ્ધાવસ્થાનાં વલીપલિત આદિ લક્ષણોથી રહિત થાય છે. ૧૧૯ થી ૧૨૮.

**મૃગાંકરસ**—પારદ ૧ તોલો, સુવર્ણ ભસ્મ ૧ તોલો, મોતીની ભસ્મ ૨ તોલા, ગંધક ૨ તોલા, ટંકણ ૨ માસા. એ બધું એકત્ર વાટી કાંજીમાં ઘુંટી ગોળો બનાવવો પછી તેને સુકવી મુષામાં બંધ કરી લવણયંત્રમાં ૪ પ્રહર સુધી પકવવું. જ્યારે સ્વાંગશીત થઇ જાય ત્યારે ઔષધને કહાડી અકેક રતીની માત્રામાં સેવન કરાવવું. આ મૃગાંક રસ યક્ષ્માને નષ્ટ કરે છે. અનુપાન પીંપરનું ચુર્ણ ૨ રતી. અથવા મરી ૨ રતી અને મધ. પથ્ય લઘુ માંસનો યુષ. બકરીનું દહીં, ગાયની છાસ, બકરીનુ માંસ તથા હીંગ અને કાંઇક ક્ષારવાળું ઘીથી પકવેલું વ્યંજન.

**અપથ્ય**—અતિ ક્ષાર, રીંગણું, તેલ, બીલીફળ, તથા કારેલાં. ક્રોધ. સ્ત્રીસહવાસનો બીલકુલ ત્યાગ કરવો.

**સ્વલ્પમૃગાંકઃ**—રસસિન્દુર તથા સુવર્ણ ભસ્મ સરખે ભાગે મેળવી એક રતીની માત્રામાં સેવન કરાવવું. આ રસનું અનુપાન તથા પથ્યાપથ્ય મૃગાંક રસ માફકજ છે. એ પણ ક્ષયરોગમાં હિતકારક છે. ૧૨૯ થી ૧૩૫.

**રાજમૃગાંકરસઃ**—રસ સિન્દુર ૩ ભાગ, સુવર્ણ ભસ્મ ૧ ભાગ, તામ્રભસ્મ ૧ ભાગ, મનશિલ, હરતાલ, ગંધક દરેક બબે ભાગ. એ સર્વ એકત્ર મિશ્ર કરી મોટી કોડીની વચ્ચે ભરી દેવું. પછી બકરીના દુધથી ટંકણ ઘુંટી કોડીયાનું મોં બંધ કરવું. તે પછી માટીના વાસણમાં તે કોડીયો ભરી સાંધા કપટ મટીથી બંધ કરવા. સુકાયે ગજપુટ આપવો અને સ્વાંગશીત થયે ચુર્ણ કરી લેવું. માત્રા ૧ રતી. અનુપાન મધ અને ઘી. એને પીંપર, તથા

કાળાં મરી સાથે સેવન કરવું જોઈએ. એના સેવનથી સર્વ પ્રકારના રાજ યક્ષ્મા રોગ મટી જાય છે. ૧૩૬ થી ૧૩૯.

**મહામૃગાંકરસ**—નિરુત્થ સુવર્ણ ભસ્મ ૧ ભાગ, રસસિન્દુર ૨ ભાગ, મોતીની ભસ્મ, ૩ ભાગ. ગંધક ૪ ભાગ, સુવર્ણમાક્ષિક ભસ્મ પાંચ ભાગ, ચાંદીની ભસ્મ ચાર ભાગ. પ્રવાલ ભસ્મ ૭ ભાગ, ટંકણ ૨ ભાગ, એ સર્વ એકત્ર મિશ્ર કરી બીજોરાના રસમાં ત્રણ દિવસ ઘુંટી ગોળો બનાવવો. એ ગોળાને તડકામાં મૂકી સુકવી દેવો. પછી મૂષામાં નાંખી તે મુષાને કપડમટીથી બંધ કરી પછી તેને લવણ યંત્ર દ્વારા ૪ પ્રહર સુધી પકવવું. પછી કાઢી ચુર્ણ કરવું અને તેમાં ૧ ભાગ હીરાની ભસ્મ (અભાવે વૈક્રાન્ત ભસ્મ) મેળવવી. માત્રા ૧ રતી. અનુપાન મરીનું ચુર્ણ. ઘી તથા પીંપરનું ચુર્ણ. આ ઔષધના સેવનની ધખતે ક્ષયરોગોક્ત વિધિ અનુસાર ચાલવું જોઈએ. તથા બળ કરનારા ઘી આદિનું સેવન કરવું. અને પારદ વિરોધી. કકારાષ્ટક આદિનો ત્યાગ કરવો જોઇએ. આ રસ બહુ લક્ષણ વાળા યક્ષ્મા, જ્વર, ગુલ્મ, વિદ્રધિ. મંદાગ્નિ સ્વરભેદ. કાસ, અરૂચિ, ઉલ્ટી. મુર્છા. ભ્રમ. વાત વ્યાધિ આદિ આઠ મહારોગ. પાન્ડુ કમળો. પિત્ત રોગ. તથા બંધકોપ આદિ રોગોને નષ્ટ કરે છે. ૧૪૦ થી ૧૪૪.

**ટીકા**—રસેન્દ્રસાર સંગ્રહ નામના ગ્રંથમાં હીરાની ભસ્મના પરિમાણમાં કાંઈક અંતર છે. ત્યાં લખ્યું છે કે ચુર્ણમાં $\frac{1}{4}$ના હિસાબથી હીરાની ભસ્મ મેળવવી, જો હીરાભસ્મ ન હોયતો વૈક્રાન્ત ભસ્મ $\frac{1}{2}$ના હિસાબે મેળવવી જોઈએ. ત્યારે આ રસની માત્રા ૧ વાલ ( ૨ રતી ) ની થશે.

**રત્ન ગર્ભ પોટલી રસ**—રસ સિન્દુર, હીરાની ભસ્મ. સુવર્ણ ભસ્મ, ચાંદીની ભસ્મ. નાગ ભસ્મ. લોહભસ્મ. તામ્ર ભસ્મ. મોતીની ભસ્મ. સુવર્ણ માક્ષિક ભસ્મ, પ્રવાલ ભસ્મ. શંખ ભસ્મ. મોરથુથુ એ સર્વને સરખે ભાગે મિશ્ર કરી ચિત્રક મૂળના કવાથમાં ઘુંટી એક મોટી કોડીમાં ભરી દેવું અને ટંકણને આકડાના દુધથી ઘુંટી કોડીનું મોં બંધ કરી એક માટીના વાસણમાં તે કોડીયો ભરી તે વાસણનું મુખ કપડમટીથી બંધ કરવું પછી તેને ગજપુટ આપવો. સ્વાંગ શીતળ થયે એને કહાડી ઘુંટી લેવું અને નગોડ તથા આદાના રસની સાત ભાવના આપવી અને ચિત્રક મૂળના કવાથની ૨૧ વાર ભાવના દઇ ગોળીઓ બનાવવી. માત્રા ૧ રતી. અનુપાન પીંપરનું ચુર્ણ તથા મધ અને ઘી તથા કાળાં મરી. એના સેવનથી ક્ષય. આઠ મહારોગ ઉદરસ. જ્વર, શ્વાસ તથા અતિસાર આદિ નષ્ટ થાય છે. ૧૪૯થી ૧૫૪.

**સર્વાંગસુંદર રસ**—પારદ ૧ ભાગ. શુદ્ધ ગંધક ૧ ભાગ, ટંકણ ૨ ભાગ, મોતીની ભસ્મ ૧ ભાગ, પ્રવાલ ભસ્મ ૧ ભાગ. શંખભસ્મ ૧ ભાગ. સુવર્ણ ભસ્મ ૦॥ ભાગ એ સર્વને લીંબુના રસથી ઘુંટી ગોળો બનાવવો તે પછી તેને લઘુ પુટ આપવો. સ્વાંગ શીત થયે ઔષધને કહાડી તીક્ષ્ણ લોહ ભસ્મ અર્ધો ભાગ તથા લોહ ભસ્મથી ૦॥ભાગ હિંગુલ મેળવી સૂક્ષ્મ ચુર્ણ કરી લેવું. માત્રા ૨ રતી. અનુપાન પિંપર અને મધ અથવા પીંપર અને ઘી, નાગરવેલના પાનનો રસ, સાકર અથવા આદાનો રસ. એના સેવનથી રાજ યક્ષ્મા,ઉદરસ. ગ્રહણી, પ્રમેહ, ગુલ્મ, ભગંદર, વાતજ રોગ, અને વિશેષ કરીને શ્લેષ્મિક રોગ મટે છે. ૧૫૫થી૧૬૧.

**હેમ ગર્ભ પોટલી રસ**—રસ સિન્દુર ૩ ભાગ, સુવર્ણ ભસ્મ ૧ ભાગ, તામ્રભસ્મ

૧ ભાગ ગંધક ૧ ભાગ એને ચિત્રકમૂળના ક્વાથથી બે પ્રહર મર્દન કરી એક કોડીમાં ભરી ટંકણથી મોં બંધ કરી દેવું. પછી માટીના વાસણમાં બંધ કરી તેને ગજપુટ આપવો. સ્વાંગ શીતલ થયે ચુર્ણ કરી ૧ રતીની માત્રામાં સેવન કરાવવું. એના સેવનથી રાજ યક્ષ્મા રોગ મટી જાય છે. ૧૬૨ થી ૧૬૪.

**કાન્ચનાભ્ર રસઃ**—સુવર્ણ ભસ્મ, રસ સિન્દુર, મોતીની ભસ્મ, લોહભસ્મ, અભ્રક ભસ્મ, પ્રવાલ ભસ્મ, હરડે, ચાંદીની ભસ્મ, કસ્તુરી, મનશીલ, દરેક સરખે ભાગે લઈ પાણીથી ઘુંટી અર્ધી અર્ધી રતીની ગોળીયો બનાવવી. એના પ્રયોગમાં યથાદોષ અનુપાનની વ્યવસ્થા કરવી જોઈએ. આ રસના સેવનથી ક્ષય, કફ પિત્તજ કાસ, પ્રમેહ તથા ૮૦ પ્રકારના વાત-રોગ જલ્દી મટી જાય છે. આ રસ બળની વૃદ્ધિ કરનાર, વીર્યની વૃદ્ધિ કરનાર, તથા લીંગને દૃઢ કરનાર છે. એના સેવનથી સુવર્ણ સમાન કાન્તિ તથા કામદેવ સમાન સુંદર શરીર થઈ જાય છે. ૧૬૫ થી ૧૭૦.

**બૃહત્કાંચનાભ્ર રસ**—સુવર્ણ ભસ્મ, રસસિન્દુર, મોતીની ભસ્મ, લોહભસ્મ, અભ્રક ભસ્મ, પ્રવાલ ભસ્મ, વૈક્રાન્ત ભસ્મ, ચાંદીની ભસ્મ, તામ્રભસ્મ, બંગ ભસ્મ, કસ્તુરી, લવીંગ જાવંત્રી, મરચકંકોલ, દરેક બબ્બે તોલા લઈ તેને કુંવાર પાઠાના રસમાં તથા ભાગરાના રસથી તથા બકરીના દુધથી જુદું જુદું ઘુંટી ૩ વાર ભાવના આપી એકેક રતીની ગોળીયો વાળવી. એમાં યથા દોષ અનુપાનની વ્યવસ્થા કરવી જોઈએ. એના સેવનથી ક્ષય, કાસ, યક્ષ્મા, શ્વાસ, પ્રમેહ, વગેરે સંપૂર્ણ લક્ષણ વાળા વિવિધ રોગો નષ્ટ થાય છે. ૧૭૧ થી ૧૭૫.

**બૃહત્ક્ષયકેસરી**—અભ્રક ભસ્મ. રસ સિન્દુર. લોહભસ્મ, તામ્રભસ્મ. શીસાની ભસ્મ, કાંસાની ભસ્મ. મંડુર ભસ્મ, રૌપ્યમાક્ષિક ભસ્મ. બંગભસ્મ, ખાપરીયાની ભસ્મ, હરતાલ, શંખભસ્મ, ટંકણખાર. સુવર્ણ માક્ષિક ભસ્મ. વૈક્રાન્ત ભસ્મ. કાન્ત લોહભસ્મ, સુવર્ણ ભસ્મ, પ્રવાલ ભસ્મ, મોતીની ભસ્મ, કોડીની ભસ્મ, હિંગળો, કાન્ત પાષાણ ભસ્મ, ગંધક સર્વ સરખે ભાગે લઈ એકત્ર ચુર્ણ ઘુંટી ચિત્રકમુળ અને આકડાના રસની ભાવના આપી ત્રણ દિવસ સુધી મંદ મંદ અગ્નિ ઉપર લઘુ પુટપાક કરવો. એ પ્રકારે ભાવના આપી તે પછી પુટપાક ત્રણ વાર કરવો. પછી બીજોરૂં, ત્રિફળા, ચિત્રકમૂળ, અમ્લવેતસ, ભાંગરો, કરેણ, આદુ એ સર્વના રસની લઘુ વન્હિ દ્વારા ભાવના આપવી. એના સેવનથી વાતરોગ, પિત્તરોગ, કફરોગ, જ્વર, સન્નિપાત, સર્વાંગવાત, એકાંગવાત, વગેરે રોગો નષ્ટ થાય છે. માત્રા ॥ રતીથી ૧ રતી. અનુપાન સાકર, પીંપરનું ચુર્ણ, મધ તથા આદાનો રસ. આ રસ ક્ષય, શોષ, પાન્ડુ, કૃમિ, કાસ, શ્વાસ, પ્રમેહ, મેદરોગ, મહોદર, પથરી, શર્કરા, શળ, પ્લીહા, ગોળો અને હલીમક આદિ રોગો નષ્ટ કરે છે. તથા આ રસ બલ્ય, વૃષ્ય, બુદ્ધિ-વર્ધ્ધક તથા રસાયન છે. ૧૭૬ થી ૧૮૪

**બૃહચ્ચન્દ્રામૃતરસઃ**—પારદ ૨ તોલા, ગંધક ૨ તોલા, અભ્રક ભસ્મ ૪ તોલા, કપુર ॥ તોલો, સુવર્ણ ભસ્મ ૧ તોલો, તામ્રભસ્મ ૧ તોલો, લોહભસ્મ ૨ તોલા, વરધારાનાં બી, વિદારી કન્દ, શતાવરી, એખરો, કાંસકીનાં મૂળ, કૌચનાં બી. અતિબલા, જાવંત્રી, જાયફળ લવીંગ, ભાંગનાં બી, ધોળી રાળ, દરેક અર્ધો તોલો એ સર્વ એકત્ર વાટી મધથી ઘુંટી બબ્બે રતીની ગોળીયો બનાવવી. અનુપાન પીંપર તથા મધ. એના સેવનથી યક્ષ્મા રોગ નષ્ટ થાય છે. ૧૮૫ થી ૧૯૦.

**ચુડામણિરસઃ**—રસસિન્દુર ૧ તોલો, સુવર્ણ ભસ્મ ૦ા તોલો, ગંધક ૧ તોલો, એ સર્વને ચિત્રકમૂળના રસ તથા કુંવાર પાઠાના રસથી એક પ્રહર ઘુંટવું પછી બકરીના દુધથી ત્રણ પહોર મર્દન કરી મુકતા ભસ્મ ૦ા તોલો પ્રવાલ ભસ્મ ૦ા તોલો તથા બંગભસ્મ ૦ા તોલો મેળવી ગોળો કરી તેને માટીના વાસણમાં મુકી તે પાત્ર કપડ મટીથી બંધ કરવું ને તેને લઘુ પુટ આપવો. જ્યારે સ્વાંગશીત થાય ત્યારે ઔષધને કાઢી બારીક ચુર્ણ કરી લેવું. માત્રા ૧ રતી. આ રસ ક્ષયરોગમાં મધ સાથે સેવન કરાવવો. એના સેવન પછી સાકર તથા મધ સાથે બકરીનું ઘી પાવું જોઇએ. ૧૯૧થી૧૯૪.

**દ્રાક્ષારિષ્ટઃ**—દ્રાક્ષ ૫ શેર, ૪૦૯૬ તોલા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી તેમાં ૨૦ શેર ગોળ મેળવી તજ, ઇલાયચી, તમાલપત્ર, નાગકેસર, ઘઉંલા, મરી. પીંપર, વાવડીંગ, દરેક ચાર ચાર તોલા ખાંડી તેનું ચુર્ણ ઉમેરવું અને રીઢા વાસણમાં ભરી લેવું. પછી તેનું મોં બંધ કરી રહેવા દેવું. જ્યારે અરિષ્ટ તૈયાર થાય ત્યારે ગાળીને ૧ તોલાથી ૨ા તોલા સુધી પાવું. તેનાથી ઉરક્ષત, ક્ષય, કાસ, શ્વાસ, ગલરોગ આદિ મટે છે. આ અરિષ્ટ બળને વધારે છે. તથા મળનો શોધક છે. ૧૯૫ થી ૧૯૮.

**इति भैषज्यरत्नावल्यां राजयक्ष्माधिकारः ॥**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त.

## अथ कासरोगाधिकार

### વાતજ કાસના ઉપાયો

**વાતજ કાસની પથ્ય**—વાસ્તુકો (ચીલની ભાજી), પીલુડી કાચા મૂળા, ટંકણ, ઘી, તેલ આદિ સ્નેહ, દુધ, શેરડીનો રસ, ગોળના બનાવેલા હાથી, દહીં, કાંજી, ખાટાં ફળ, પ્રસન્ના (દારૂ) તથા મધુર, ખાટા અને ખારાશ વાળા પદાર્થો વાતજ કાસમાં હિતકર છે, ગ્રામ્ય, આનૂપ, તથા ઔદક પશુ પક્ષિયોના માંસરસ સાથે અથવા અડદ તથા કૌચાંનાં બીના યૂષ સાથે શાલના ચોખાનો ભાત, જવ, ઘઉં તથા સાઠી ચોખાના ભાતનું સેવન કરવું જોઇએ. ૧ થી ૩ (ચક્રદત્ત કાસ ૧ થી ૩).

**રસ પંચમુળ કવાથ**—બૃહત પંચ મૂળના કવાથમાં પીંપરનું ચુર્ણ મેળવી વાતજ કાસમાં પીવો તથા રોગીએ રોજ માંસ રસ સાથે ભાત ખાવાથી વાતજ કાસ મટી જાય છે ૪ (ચક્રદત્તઃ ૪).

**ભારંગ્યાદિ લેહ**—ભારંગમૂળ, દ્રાક્ષ, કચુરો, કાકડા શીંગી, પીંપર, સુંઠ, એનું ચુર્ણ **જુના** ગોળ તથા સરસીયા તેલ સાથે સેવન કરવાથી વાતજ કાસ શાંત થાય છે ૫ (ચક્રદત્તઃ ૭).

**અપરાજીત લેહ**—કચુરો, કાકડાશીંગી, પીંપર ભારંગ મૂળ, જુનો ગોળ. મોથ, ધમાસો એના ચુર્ણને સરસીયા તેલ સાથે મેળવી ચાટવાથી વાતિક કાસ નષ્ટ થાય છે. ૬ (ચક્રદત્તઃ ૫).

**વિશ્વાદિ લેહ**—સુંઠ, જવાસો, કાકડાશીંગી, દ્રાક્ષ, કચુરો, સાકર એના ચુર્ણને તેલની સાથે ચાટવાથી વાતજ કાસ મટી જાય છે. ૬ (ચક્રદત્ત ૬).

### પિત્તજ કાસ ચિકિત્સા

પિત્તજ કાસ (ઉદરસ)માં જો કફ પાતળો હોય તો મધુર ઔષધોની સાથે નસોતરના ચુર્ણનું સેવન કરાવવું અને જો કફ જાડો હોય તો કડવાં ઔષધો સાથે વિરેચનને માટે નસોતરનું ચુર્ણ આપવું, ૭ (ચક્રદત્તઃ ૮).

**મધુર**—(ગળ્યા) પદાર્થ વડે સિદ્ધ કરેલ જાંગલ માંસ અને મગ આદિના યૂષ તથા કડવાં શાકોની સાથે સામો, જવ, કોદરીનું ભોજન કરાવવું જોઇએ. ૮ (ચક્રદત્તઃ ૯).

**દ્રાક્ષાદિ લેહ**— દ્રાક્ષ, જેઠીમધ, ખજુર, પીપર, મરી એ સર્વને એકંદર વાટી મધ તથા ઘી સાથે ચાટવાથી પિત્તજ કાસ મટે છે. ૯.

ટીકા ચક્રદત્તમાં-- આ અવલેહમાં જેઠીમદને બદલે આંમળાં લખ્યાં છે. **द्राक्षा मधुक खर्जूर** ભૈષજ્ય રત્નાવલીમાં છે. તેને બદલે ચક્રદત્તમાં **द्राक्षामलक खर्जूर**"એ પાઠ છે. (ચક્રદત્તઃ ૧૩).

**ખર્જુરાદિ લેહ**—ખજુર, પીંપર, દ્રાક્ષ, સાકર, તથા ધાણી એ સરખે ભાગે લેઇ વાટી મિશ્ર કરી વિષમ ભાગે મધ તથા ઘીની સાથે સેવન કરવાથી પત્તિક કાસ નષ્ટ થાય છે. ૧૦ (ચક્રદત્તઃ ૧૪).

**બલાદ ક્વાથ**—કાંસકી, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી અરડુશી, દ્રાક્ષ એ સર્વને કચરી તેનો ક્વાથ કરી તે ક્વાથ ઠંડા થયે સાકર અને મધ મેળવી પીવાથી પિત્તજ કાસ મટી જાય છે. ૧૧ (ચક્રદત્તઃ ૧૦).

**શરાદિ ક્ષીર**--શર આદિ પંચમૂળ (શર, દાભ, કાશડા, શેરડી તથા શાલેડાનું મૂળ) લીંડીપીંપર, દ્રાક્ષ એનો ક્વાથ કરી ઠંડો થયે દુધ, મધ તથા સાકર મેળવી પાવો જોઇએ. [ચક્રદત્તઃ ૧૧].

**વિશિષ્ટ રસાદ વિધાન**---કાકોલી, ઉભી ભોંયરીંગણી, મેદા, મહા મેદા, અરડુસી અને સુંઠ એનો ક્વાથ રસ, ક્ષીર કે યુષ બનાવી પિત્તજ કાસમાં સેવન કરાવવું જોઇએ. (ચક્રદત્તઃ ૧૨).

**શઠયાદિ રસ**--કચુરો, સુગંધી વાળો, ઉભી ભોંયરીંગણી, સાકર, સુંઠ એ સર્વનો રસ કહાડી ઘીની સાથે પીવાથી પિત્તજ કાસ મટી જાય છે. મધ સાથે કમળ કાકડીનું ચુર્ણ પૈત્તિક કાસ મટી જાય છે. (ચક્રદત્તઃ ૧૬).

## કફકાસ ચિકિત્સા.

કફજ કાસથી પીડાતો પુરૂષ જો બળવાન હોય તો પ્રથમ ઉલ્ટી કરાવી કફઘ્ન પદાર્થો, જવ, તીખાં, રૂક્ષ અને ગરમ પદાર્થોનું ભોજન કરાવવું. ૧૨ ( ચક્રદત્ત ૧૬ ).

કળથી અથવા મુળાના યુષમાં પીંપર અથવા જવખાર મેળવીને અથવા તીખાં દ્રવ્યો મેળવેલા માંસરસ સાથે હલકું ભોજન કરાવવું જોઇએ. (ચક્રદત્તઃ ૧૭).

**દશમૂળ ક્વાથઃ**—પડખાનું શળ, તાવ, શ્વાસ તથા કફજ કાસમાં દશમૂળનો ક્વાથ પીંપરનું ચુર્ણ મેળવી પાવો. ૧૩ (ચક્રદત્તઃ ૧૯).

**પુષ્કરાદિ ક્વાથઃ**—પુષ્કરમુળ, કાયફળ, ભારંગમૂળ, પીંપર, સુંઠ, એનો ક્વાથ આપવાથી કફજ કાસ, શ્વાસ તથા હૃદયની પીડાને મટાડે છે. ૧૪ ( ચક્રદત્તઃ ૧૮ ).

**પંચકોલાદિ દુગ્ધઃ**—પંચકોલ (પીંપર, પીંપરીમુળ, ચવક, ચિત્રકમુળ, સુંઠ) એનાથી સિદ્ધ કરેલું દુધ કફનો નાશ કરે છે તથા હલકું છે. એ પીવાથી શ્વાસ, કાસ તથા જ્વર મટે છે. અને બળ, વર્ણ તથા અગ્નિની વૃદ્ધિ થાય છે. ૧૫

**કટફલાદિ ક્વાથઃ**—કાયફળ, રોહિસાનું ઘાસ, ભારંગમુળ, નાગરમોથ, ધાણા, વજ, હરડે, સુંઠ, બડસલીયો પીત્તપાપડો, કાકડાશીંગી, તુળસી, એકત્ર કચરી તેનો ક્વાથ કરી ઠંડા થયે મધ તથા ફુલાવેલી હીંગ મેળવી પીવાથી વાતકફજન્ય ખાંસી, ગળાના રોગ, ક્ષય, શળ, શ્વાસ, હિક્કા તથા જ્વર મટી જાય છે. ૧૬-૧૭ ( ચક્રદત્ત ૨૨-૨૩).

**શ્રૃંગવેર સ્વરસઃ**—આદાનો રસ મધ સાથે મેળવી સેવન કરાવવાથી શ્વાસ, ઉદરસ તથા સળેખમ વગેરે રોગો શાંત થાય છે. ૧૮ (ચક્રદત્તઃ ૧૯).

**કંટકારી ક્વાથઃ**—બેઠી ભોંયરીંગણીનો ક્વાથ કરી તેમાં લીંડીપીંપરનું ચુર્ણ મેળવી પાવાથી બધી જાતની ઉદરસ મટી જાય છે.

**બિભિતક પ્રયોગઃ**—બ્હેડાંને ઘી ચોપડી ઉપર ગાયનું છાણ ચોપડી સુકવી અગ્નિમાં પકવવું પછી પકવ થતાં બ્હેડાંને બહાર કાઢી તેના ટુકડા કરી મુખમાં ધારણ કરવાથી ઉદરસ જરૂર મટી જાય છે. ૧૯ ( ચક્રદત્તઃ ૨૪) વૈદ્ય વિ. ૧૫–૧૬.

**વાસા સ્વરસઃ**–અરડુસીનાં પાનનો સ્વરસ મધ મેળવી પીવાથી પિત્ત, શ્લેષ્મજન્ય ઉદરસ અને વિશેષે કરીને રક્તપિત્ત શાંત થાય છે. ૨૦ (ચક્રદત્તઃ ૨૫).

અરડુસીનાં પાંદડાંનો પુટપાક દ્વારા પકવી કાઢેલો રસ પીંપર અને મધ મેળવી રોજ પીવાથી રોગી અસાધ્ય કાસરોગથી પણ બચી જાય છે. ૨૧.

સુકા મૂળા, ચિત્રકમૂળ, તથા પીંપરનું ચુર્ણ મિશ્ર કરી મધસાથે સેવન કરવાથી કાસ, શ્વાસ તથા હિક્કા નષ્ટ થાય છે. ૨૨.

માંસ ભક્ષણ કરનાર શ્યેનાદિ તથા કૌલિંગનાં માંસ હરરોજ સેવન કરાવવાથી અસાધ્ય કાસરોગ પણ નષ્ટ થાય છે. ૨૩.

## ક્ષયકાસ.

**મુસ્તકાદિ લેહઃ**—મોથ, પીંપર, દ્રાક્ષ, ઉભા ભોંયરીંગણીનાં પાકાં ફળ સર્વ સરખે ભાગે લઇ ખાંડી મિશ્ર કરી તેનું ચુર્ણ મધ સાથે ચાટવાથી ક્ષયની શાંતિ થાય છે. ૨૪.

લીંડીપીંપર, જેઠીમધ, દ્રાક્ષ, લાખ, કાકડાશીંગી, શતાવરી, સરખે ભાગે લેઇ ચુર્ણ કરવું. વાંસકપુરનું ચુર્ણ બે ભાગ મેળવવું. સર્વથી ચાર ગણી સાકર મેળવી એકંદર ચુર્ણ કરી ઘી અને મધ સાથે ચાટવાથી ક્ષતજ કાસ મટી જાય છે. (ચક્રદત્તઃ ૨૬–૨૭).

લીંડીપીંપર, પદ્મક, લાખ, ઉભી ભોંયરીંગણીનાં પાકાં ફળ સર્વનું ચુર્ણ કરી ઘી અને મધ સાથે ચાટવાથી કાસ, શ્વાસ નષ્ટ થાય છે. (ચક્ર. ૨૮.–વૈદ્ય વિ. ૧૨).

**હરિતક્યાદિ ગુટકાઃ**–મોટી હરડે, સુંઠ, નાગરમોથનું ચુર્ણ ગોળ સાથે મેળવી ગોળીઓ બનાવી મોંમાં રાખવાથી શ્વાસ તથા કાસ મટી જાય છે. (ચ૦. ૨૯).

**મરિચ્યાદિ ગુટકાઃ**–મરી ૨ તોલા. લીંડીપીંપર ૧ તોલો, દાડમનાં છોડાં ૮ તોલા, જવખાર ૧ તોલો લઇ સર્વનું ચુર્ણ કરી જુના ગોળ ૧૬ તોલા લઇ તેમાં ઘુંટી ગોળીયો વાળવી. તે ગોળીયોનું સેવન કરવાથી અસાધ્ય ઉદરસ, વધુ કફવાળી વધુ કાસ પણ મટી જાય છે. માત્રા ૧ માસો. ૨૮ થી ૨૬ (ચક્ર. ૩૦–૩૧).

ક્ષયથી ઉત્પન્ન થયેલી દારૂણ કાસ, શ્વાસ, પીનસ, ઉલ્ટી, જ્વર અને મંદાગ્નિ પણ મટે છે. ( વૈદ્યવિનોદ; કાસાઃ ૧૮–૧૯ )

**સમશર્કરા ચુર્ણઃ**—લવીંગ. જાયફળ, લીંડીપીંપર, દરેક એકેક તોલો, કાળાં મરી ૨ તોલા, સુંઠ ૧૬ તોલા, સર્વના વજન જેટલી સાકર મેળવી ચુર્ણ કરી તેનું ઉદરસ, તાવ, અરૂચિ, પ્રમેહ, ગુલ્મ. શ્વાસ, મંદાગ્નિ, તથા ગ્રહણી આદિમાં સેવન કરવાથી તે તે દરદો બલાત્કારથી નષ્ટ કરે છે. માત્રા ૨ માસા. ૨૭–૨૮.

**હરિતક્યાદિ મોદકઃ**–મોટી હરડે, લીંડીપીંપર, સુંઠ, મરી, એ સર્વેનું ચુર્ણ ગોળ મેળવી સેવન કરાવવાથી તૃષા, અરૂચિ, તથા ઉદરસ મટી જાય છે. (ચક્રદત્ત ૩૪).

**વ્યોષાન્તિકાદિ વટીઃ**—તાલીસપત્ર, ચિત્રકમૂળ, અજમો, ચવક, સુંઠ, અમ્લવેતસ, સુંઠ, મરી, પીંપર, તજ. તમાલપત્ર. એલચી, સર્વ સરખે ભાગે લઇ સર્વથી બમણો ગોળ મેળવી ગોળીઓ બનાવવી. આ ગોળીયોનું સેવન કરાવવાથી કાસ, શ્વાસ, અરૂચિ, સળેખમ, હૃદય, ગળું તથા વાણીનું રોકાણ (સ્વરભેદ), ગ્રહણી તથા અર્શ મટી જાય છે. (ચ૦ ૩૫–૩૬)

## ધુમાડી લેવરાવવી.

મનશીલ, હરતાલ, મરી જટામાંસી, નાગરમોથ અને હીંગોળાનું ફળ એકત્ર વાટી તેનું ચુર્ણ કરી બીડી બનાવી કે હુકામાં ભરી તે પીવી. ઉપરથી ગોળ મેળવી ગરમ દુધ પીવું. એ પ્રમાણે ત્રણ દિવસ કરવાથી અનેક સેંકડો પ્રયોગોથી ન મટેલી હજારો પ્રકારની ઉદરસ નષ્ટ થાય છે. ૨૯–૩૦ (ચક્ર૦ ૩૭–૩૮. વૈદ્ય વિનોદઃ કાસઃ ૧૪).

ટીકા—ચક્રદત્તમાં મરીને બદલે **મધુક**—જેઠીમદ લખેલું છે. ચ૦ ૩૭–૩૮. પણ **વૈદ્ય**-વિનોદમાં **મરિચં** મરી જ છે.

**મનશીલનો બીજો ધુપ**:—મનશીલ દુધમાં વાટીને બોરડીનાં પાન ઉપર ચોપડી તડકામાં તે પાન સુકવવાં. એ પાનની બીડી વાળી પછી તે પીવાથી મહાકાસ પણ નાબુદ થાય છે. ધુમ્રપાન પછી દૂધ પીવું જોઇએ. ૩૧ (ચક્રદત્તઃ ૩૯).

**અર્કાદિ ધૂમ**—આકડાના મુળની છાલ, મનશિલ, દરેક એકેક ભાગ લેવાં, સુંઠ, મરી, અને પીંપર દરેક અર્ધો અર્ધો ભાગ, બધાનું ચુર્ણ કરવું. તેને દેવતા ઉપર નાંખી યથા-વિધિ ધુમાડી પીવાથી પાંચ પ્રકારની ઉદરસ શાંત થાય છે. ધુમ્રપાન કર્યા પછી નાગરવેલનું પાન ખાવું અથવા દૂધ કે પાણી પીવું જોઇએ. ૩૨–૩૩(ચ. ૪૦ ૪૧).

**તિન્તિડી** ક્વાથઃ—આંબલીનાં પાનના કવાથમાં ફુલાવેલી હીંગ તથા સીંધવનું ચુર્ણ મેળવી સેવન કરવાથી દુષ્ટ કાસ પણ મટી જાય છે. ૩૪.

**મરિચાદિધુમઃ**—મરી, મનશિલ, આકડાની સુકી છાલ લઇ સર્વના ચુર્ણને આકડાના દુધની ભાવના દઇ સુકવી તેની વિધિ પુર્વક ધુમાડી બીડી પીવાથી કાસ શાંત થાય છે. ૩૫ (ચક્રદત્તઃ ૪૨ ).

ટીકા—ચક્રદત્તમાં **शिलार्कक्षीरैर्वार्ताकीं त्वचमाशु** છે. અને ભૈષજ્ય રત્નાવલીમાં **शिलार्कक्षीरैरार्कीं त्वचमाशु** એમ છે એટલે આકડાની છાલ બરાબર છે. (ચક્ર.૪૨).

### ઘૃત

**કંટકારિઘૃત**—ઘી ૪ શેર, રાસ્ના, કાંસકી, ત્રિકટુ, ગોખરૂ સરખે ભાગે લઇને ૧ શેર લઇ તેનો કલ્ક કરવો. પછી બેઠી ભોંયરીંગણીનો રસ ૧૬ શેર, પાણી ૧૬ શેરમાં ઉકાળી ચોથા ભાગનું રહે એટલે તેમાં ઉપરનું ઘી તથા કલ્ક ઉમેરી ઘી સિદ્ધ કરવું. તે ઘી પીવાથી પાંચ પ્રકારની કાસ નષ્ટ થાય છે. માત્રા ાા તોલો. ૩૬. (ચક્ર. ૪૯).

## અવલેહો

**વ્યાઘ્રી હરિતકી અવલેહ**—ભગુહરિતકી (ચક્ર.) બેઠીભોંયરીંગણીનાં મુળ,ફુલ,તથા પત્ર સહિત ૧૦ શેર, પાણી ૧ દ્રોણ (૧૦૨૪ તોલા), હરડે નંગ ૧૦૦ લઇ પોટલીમાં બાંધવી, તે બધું ઉકાળવું. જ્યારે પાણી ચોથા ભાગનું બાકી રહે ત્યારે ઉનારી ગાળી લેવું. અને બફાઇ ગયેલી હરડે કાઢી લઇ તેમાંથી બીયાં કાઢી લેવાં. પછી તે કવાથને ચુલે ચઢાવી તેમાં ગોળ ૧૦ શેર નાંખવો તથા બી વગરની બફાયલી હરડે પણ નાંખવી, જ્યારે જાડું થાય ત્યારે તેમાં સુંઠ, મરી, પીંપર દરેક આઠ આઠ તોલા, તજ, તમાલપત્ર, ઇલાયચી અને નાગકેસર એ ચાર ચાર તોલા લઇ સર્વનું ઝીણું ચુર્ણ કરી તેમાં નાંખી હલાવવું. પછી નીચે ઉતારવું. ટાઢું થયે તેમાં મધ ૨૪ તોલા મેળવવું આ અવલેહ ૪ માસા તથા અરધી હરડે એક વખતે ખાવી. એ પ્રકારે રોજ સેવન કરવાથી દોષજ કાસ, ક્ષયકાસ, ક્ષતજકાસ, સળેખમ, દમ, સ્વરભેદ, એકાદશ લક્ષણ વાળો રાજ યક્ષ્મા વગેરે રોગો મટી જાયછે. ભૃગુત્ત-

ષિએ આ રસાયનનો ઉપદેશ કર્યો છે. ૩૭થી૪૦ (ચક્ર. ૬૫ થી ૬૮) ચક્રદત્તમાં આ અવલેહને ભૃગુહરીતકી અવલેહ કહેલો છે.

**અગસ્ત્ય હરીતકી અવલેહઃ—**દશમુળ, કૌચાં, શંખાવલી કચુરો, કાંચકી, ગજપીંપર, અંઘેડો, પીંપરીમુળ, ચિત્રકમુળ, ભારંગમુળ, પુષ્કરમુળ, દરેક આઢ આઢ તોલા, જવ ૧ આઢક, (૨૫૬ તોલા) હરડે ૧૦૦. એ સર્વને ૧૦ આઢક (૨૫૬૦ તોલા) પાણીમાં એકત્ર કરી ઉકાળવાં. જ્યારે પાણી ચોથા ભાગનું બાકી રહે અને જવ ચઢી જાય ત્યારે તેને ઉતારી ગાળી લેવું. પછી બફાઇ ગયેલી હરડે [છોલી નાંખી બી કાઢી નાંખવાં]ને ઘી એક કુડવ [૧૬ તોલા] તથા તલનું તેલ ૧ કુડવ (૧૬ તોલા)માં શેકી ઉપરના ગાળી લીધેલા કવાથમાં મેળવી તેમાં ૧૦શેર ગોળ મેળવી ફરી ઉકાળવું. પક્વ થઈ જાડું થાય ત્યારે તેમાં પીંપરનું ચુર્ણ ૩૨ તોલા મેળવી હલાવી એકત્ર કરવું. ઠંડું થયે તેમાં ૩૨ તોલા મધ મેવળવું. માત્રા ૧ તોલો અવલેહ તથા ૧ હરડે. એના સેવનથી વલીપલિત આદિ વૃદ્ધાવસ્થાનાં ચિહ્ન નષ્ટ થઈ વર્ણ, આયુષ્ય તથા બળની વૃદ્ધિ થાય છે. આ અવલેહ પાંચ પ્રકારની ઉદરસ, ક્ષય, શ્વાસ, હિકકા, વિષમજ્વર, ગ્રહણી, અર્શ, હૃદયરોગ, અરૂચિ, તથા સળેખમ આદિ રોગોને મટાડે છે. ૪૧ થી ૪૬.

**વાસાવલેહ—**અરડુશીનો સ્વરસ ૧૨૮ તોલા, સાકર ૩૨ તોલા, ઘી ૮ તોલા એકંદર મેળવી ગરમ કરવું. જ્યારે પાક જેવું જાડું થાય ત્યારે તેમાં પીપરનું ચુર્ણ ૮ તોલા મેળવી સારી રીતે હલાવી ઉતારવું. ઠંડું થયે તેમાં ૩૨ તોલા મધ મેળવવું. એના સેવનથી રાજ યક્ષ્મા, કાસ, શ્વાસ, પડખાનું શળ, હૃદયનું શળ. રકતપિત્ત, તથા જ્વર મટી જાય છે. ૪૭–૪૯.

**તાલિસાદિ મોદક—**તાલીસ પત્ર ૧ ભાગ, મરી ૨ ભાગ, સુંઠ ૩ ભાગ, પીપર, ૪ ભાગ, વાંસકપુર ૫ ભાગ તજ ાા ભાગ, ઇલાયચી અર્ધો ભાગ સર્વનું ચુર્ણ કરવું. શુદ્ધ સાકર ૩૨ ભાગ એને એકત્ર કરવું. પહેલાં સાકરને પાણી સાથે મેળવી ગરમ કરી તેમાં પછી ઔષધોનું ઉપરનું ચુર્ણ મેળવી ગોળીયો વાળવી. આ ગોળીયો ખાવાથી, કાસ શ્વાસ, અરૂચિ, ઉલટી, અતિસાર વગેરે રોગો મટે છે. આ મોદક અગ્નિ પ્રદીપક છે તથા મૂઢ વાતનું અનુલોમન કરાવનાર છે. ગોળીયોમાં અગ્નિનો સંયોગ હોવાથી ચુર્ણ કરતાં તો તે હલકી હોય છે. ૫૦–૫૪.

## રસો

**પંચામૃત રસ—**પારદ ૧ ભાગ, ગંધક ૨ ભાગ, તામ્રભસ્મ ૨ ભાગ, મરી ૨૦ ભાગ, અભ્રક ભસ્મ ૪ ભાગ, વછનાગ ૧ ભાગ. એને લીંબુના રસથી ઘુંટી અડદના જેવડી ગોળીઓ બનાવવી. અનુપાન બહેડાની છાલનું ચુર્ણ તથા મધ. તે ખાવાથી વાતજ કાસ મટે છે, માત્રા ૧ માસો. ૫૫–૫૬.

**અમૃતાર્ણવરસ—**પારદ, ગંધક, લોહભસ્મ, ટંકણ, રાસ્ના, વાવડીંગ ત્રિફળા, દેવદાર, ત્રિકટુ, ગળો, પદ્મક, વછનાગ, દરેક એકેક તોલો લઇ વાટી પાણીમાં ઘુંટી બબે રતીની ગોળીયો વાળવી, અનુપાન મધ, એના સેવનથી વાતજ કાસ મટી જાય છે. ૫૭–૫૮.

**ચંદ્રામૃતવટી—**સુંઠ, મરી, પીપર, હરડે,બેહાં, આંબળાં, ચવક, ધાણા, જીરૂ, સીન્ધવ દરેક તોલો તોલો લઇ ચુર્ણ કરવું, પછી પારદ, ગંધક, લોહ ભસ્મ દરેક બબે તોલા, ટંકણ ૮ તોલા, મરી ૪ તોલા, એ સર્વને એકત્ર વાટી બકરીના દુધમાં ઘુંટી ચાર ચાર રતી-

ની ગોળીયો વાળવી. અનુપાન રાતુ કમળ, નીલ કમળ, કળથીનો રસ, પીપરનું ચુર્ણ. તથા મધ અને આદાનો રસ. રોગીએ પ્રાતઃકાલે શુદ્ધ થઈ અમૃતેશ્વરીનું ધ્યાન કરી આ ગોળીયોનું સેવન કરવું. એનાં સેવનથી બધી જાતની ઉદરસ, લોહીની ઉલ્ટી તાવ દમ, તૃષા દાહ, ફેર ચઢવો, બરોળ, ગોળો ચઢવો, ઉદરરોગ, આફરો, કૃમિરોગ, હૃદયનો રોગ, પાન્ડુરોગ, જીર્ણ જ્વર, વગેરે રોગો મટી જાય છે. આ ગોળીયો જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે. તથા બળ અને વર્ણને વધારે છે. આ વટીનું સેવન કર્યા પછી અરડુસી, ગળો ભારંગ મૂળ, મોથ અને બેઠી ભોંયરીંગણીનો કવાથ પાવાથી રોગીને બહુજ લાભ થાય છે. આ ગોળીયો શ્રીચંદનાથે નિર્માણ કરી બતાવેલી છે. ૫૯ થી ૬૭.

**ચંદ્રામૃતવટી**—ફાર્મસીમાંથી તૈયાર મળશે. તોલો ૧ કીં. રૂ ૨–૦–૦)

**શ્રીડામરાનનભ્રમ**—અભ્રક ભસ્મ ૮ તોલાને બેઠી ભોંયરીંગણી અરડુસી, શાલીપર્ણી, બીલીમુળ. અરડુસો. પાટલા, શાલવણ. પીઠ વણ, ભારંગ મુળ, આદુ, ચિત્રકમૂળ, પીપરી મુળ, ગોખરૂ, ચવક, અંઘેડો, કૌચ, દરેકનો જુદો જુદો ચાર ચાર તોલા રસ લઈ જુદી જુદી ઘુંટવી. પછી તે ભસ્મ ાા રતીની માત્રામાં રોગીને સેવન કરાવવી. તેથી પાંચ પ્રકારની ઉદરસ, સ્વરભેદ, ઉરોઘાત. હિક્કા, જ્વર શ્વાસ, પ્રમેહ, ગોળો ચઢવો અરૂચિ, રાજ યક્ષ્મા અમ્લપિત્ત, ક્ષય, દાહ. મોહ, શળ, કૃમિ, ઉલ્ટી, પાન્ડુરોગ, હલીમક, ગલરોગ, વિસ્ફોટક, કમળો, મંદાગ્નિ, ગ્રહણી, ક્ષય, બરોળની વૃદ્ધિ. પ્લીહા, અર્શ તથા આમ અને કફજન્ય રોગોને નષ્ટ કરે છે આ રસ બલ્ય, વૃષ્ય, મેધ્ય. હૃદયને બળ આપનાર, રસાયન અને ધાતુપ્રદ છે. ૬૮ થી ૭૩.

**મહા કાલેશ્વર રસ**—લોહભસ્મ, બંગભસ્મ, તામ્રભસ્મ, અભ્રક ભસ્મ, પારદ. ગંધક, સુવર્ણ માક્ષિક ભસ્મ, હીંગળો. વચ્છનાગ. જાયફળ. લવીંગ, તજ, એલાયચી. નાગકેસર, ધંતુરાનાં બી, શુદ્ધ નેપાળો દરેક અંકક ભાગ. મરી ૩ ભાગ, એ સર્વને ખલમાં નાંખી લોઢાના બત્તાથી ઘુંટવું. ભાંગના રસની ૨૧ ભાવના આપવી. માત્રા ૧ રતી. અનુપાન આદાનો રસ. બાળક તથા વૃદ્ધોને ઉમ્મર તથા. બળ આદિનો વિચાર કરી અર્ધી રતીની માત્રામાં સેવન કરાવવું એના સેવનથી કાસ. ક્ષય. શ્વાસ. રાજ્યક્ષ્મા. સન્નિપાત. ગળાના રોગો, અભિન્યાસ જ્વર તથા અચેતનતા મટી જાય છે. આ મહાકાલેશ્વર રસ કાલનાથે કહેલો છે. ૭૪ થી ૭૯.

**વિજય ભૈરવ રસઃ**—પારદ, ગંધક, લોહભસ્મ, વચ્છનાગ, અભ્રક ભસ્મ, હરતાલ, વાવડીંગ, રેણુકબીજ, મોથ, એલાયચી. પીંપરીમુળ. નાગકેસર. સુંઠ. મરી. પીંપર, હરડે, બેહડાં, આંબળાં. ચિત્રકમુળ, શુદ્ધનેપાળો, દરેક સરખે ભાગે લેવું. અને ગોળ બમણો લઈ એકત્ર વાટી પાણીમાં ઘુંટી ગોળીયો બનાવવી. માત્રા ૨ રતી. આ ઔષધના સેવનથી કાસ, શ્વાસ, ક્ષય, ગુલ્મ, પ્રમેહ. વિષમજ્વર, અજીર્ણ, ગ્રહણી પાન્ડુ, હૃદયનું શળ, વાતરોગ, ગલગ્રહ આદિરોગો નષ્ટ થાય છે. આ વિજય ભૈરવ રસ બ્રહ્માએ નિર્માણ કર્યો છે. ૮૦ થી ૮૩.

**કાસસંહાર ભૈરવ રસઃ**—પારદ, ગંધક, તામ્રભસ્મ, શંખભસ્મ, ટંકણખાર. લોહભસ્મ, કાળાંમરી, ઉપલેટ, તાલીસપત્ર, જાયફળ. લવીંગ દરેક બબે તોલા. લઈ એકંદર કરી ખલમાં ઘુંટી તેને મંડુકપર્ણી, ભાંગરો. નગોડ. પીલુડી. કુમો, શાલવણ. ક્ષીપ્રસુંદર, ભારંગમૂળ, હરડે, અરડુસી, દરેક બબે તોલાના રસની ભાવના આપી બબે રતીની ગોળીયો બના–

વવી. એનું સેવન કરવાથી વાતજ, પિત્તજ, વાતપિત્તજ, તથા જુની ખાંસી જલ્દીજ જેમ સૂર્ય નારાયણ અંધારાનો નાશ કરે તેમ નષ્ટ કરે છે. આ કાસ સંહાર ભૈરવ શ્રીમદ ગહનનાથે લોકોના રક્ષણના હેતુથી નિર્માણ કર્યો છે. અનુપાન અરડુસી, સુંઠ, બેઠી ભોંયરીંગણી ત્રણે મળી ૨ તોલા લઇ તેના કવાથ સાથે દવા લેવી. આ રસ અનેક જાતની ઉધરસ, શ્વાસ ગરદોષ ને નષ્ટ કરે છે. અને બલ, વર્ણ, કાન્તિ, પુષ્ટિ, તથા જઠરાગ્નિની વૃદ્ધિ કરે છે. ૮૪ થી ૯૦.

**બૃહદરસેન્દ્ર ગુટિકા**:—પારદ, ગંધક, અભ્રક ભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ, હરતાલ, વછનાગ, મનશિલ, જવખાર, સાજીખાર, ટંકણખાર, ધંતુરાનાં બી, મરી દરેક બબ્બે તોલા, એ સર્વના ચુર્ણને મિશ્ર કરી અરણી, ચિત્રકમુળ, માનકન્દ, કાંકચના પાન, સુરણ, મંડુકપર્ણી, ભાંગ, ભાંગરો, કાળો ભાંગરો, આદુ, નગોડ દરેકના બબ્બે તોલા રસથી ઘુંટવું. માત્રા ૦॥ રતીથી ૧ રતી સુધી. એના સેવનથી પાંચ પ્રકારની ખાંસી, શ્વાસ, બંધકોષ, મંદાગ્નિ, અરૂચિ, સોજા, ઉદરરોગ, પાન્ડુ, કમળો આદિ રોગ નષ્ટ થાય છે. આ રસાયન વૃષ્ય, તથા બળવાન કરનાર અને વર્ણને વધારનાર છે. પથ્યઃ ગળ્યા અને ખારણુ, તથા વૃષ્ય પદાર્થો, મત્સ્ય, જંગલમાંસ અને ઘીના પકાવેલા પદાર્થો. અપથ્ય રૂક્ષ અને તીક્ષ્ણ પદાર્થ. ૯૧ થી૯૮

**ગુણ મહોદધી**—પારદ, ગંધક, લોહભસ્મ, વછનાગ, તજ, તામ્રભસ્મ, બંગ ભસ્મ, અભ્રક ભસ્મ, દરેક ૧ તોલો, તમાલપત્ર, ત્રિકટું, મોથ, વાવડીંગ, નાગકેસર, રોગુંક બીજ, નગોડનાં બી, આંબળાં, પીપરીમૂળ, દરેક બબ્બે તોલા લઇ વાટી મિશ્ર કરી ગજ પીંપરના કવાથની ભાવના આપી ચણા જેટલી ગોળીયો વાળવી. એના સેવનથી ઉધરસ, શ્વાસ, અર્શ, ભગંદર, હૃદયનું શૂળ, પડખાનું શૂળ, કર્ણ રોગ, કપાલિકા, સંગ્રહણી, આઠ ઉદર રોગ, અને ૨૦ પ્રકારના પ્રમેહ રોગો તથા ચાર પ્રકારની પથરી મટી જાય છે. આ ઔષધનું સેવન કરતી વખતે બળ આદિનો વિચાર કરીને યથેષ્ટ આહાર વિહાર કરી શકાય છે. એના સેવનથી મનુષ્યનું શરીર સુવર્ણ સમાન કાન્તિ વાળું થઈ જાય છે ૯૮થી૧૦૩.

**સમશર્કરાલોહ**—લવીંગ, કાયફળ, ઉપલેટ, અજમો, ત્રિકટુ, ચિત્રકમૂળ પીંપરી મૂળ, અરડુશી, બેઠી ભોંયરીંગણી, ચવક, કાકડાશીંગી, તજ, ઇલાયચી, તમાલપત્ર, નાગકેસર, હરડે, કચુરો, કંકોલ, નાગર મોથ, લોહભસ્મ, અભ્રકભસ્મ, જવખાર, દરેક ૧ ભાગ, બધા ચુર્ણના વજન જેટલી સાકર. એને એકત્ર ઘુટી એક રીઢા વાસણમાં ભરી લેવું. એના સેવનથી ઉદરસ, ક્ષયકાસ, રકતપિત્ત, શ્વાસ આદિ રોગ નષ્ટ થાય છે. એ પુષ્ટિકારક, બલ, વર્ણ તથા અગ્નિને વધારનાર છે, માત્રા ૧ માસો. ૧૦૪ થી ૧૦૭.

**ભાગોત્તર ગુટિકા**—પારદ ૧ તોલો, ગંધક ૨ તોલા, પીંપર ૩ તોલા, હરડે ૪ તોલા, બેઢાં ૫ તોલા, અરડુસી ૬ તોલા, ભારંગી ૭ તોલા, અને એકંદર વાટી બાવળના રસથી ઘુંટી ૨૧ વાર ભાવના આપી ગોળીયો બનાવવી, માત્રા ૧ માસો. અનુપાન મધ. એના સેવન પછી ઉદરસ તથા શ્વાસ રોગમા કંટકારી કવાથ તથા પીંપરના ચુર્ણનું સેવન કરવું જોઇએ ૧૦૮થી૧૧૦.

**લક્ષ્મી વિલાસ રસ**:—બંગભસ્મ, કાન્ત લોહભસ્મ, અભ્રક ભસ્મ, તામ્રભસ્મ, કાંસાની ભસ્મ, રસસિન્દુર, હરતાલ, મનશિલ, ખાપરીયું. દરેક ચાર ચાર તોલા લઇ એકંદર ઘુંટી ભાંગરાના રસની તથા કળથીના રસની ત્રણ ત્રણ દિવસ જુદી જુદી ભાવના આપવી. તે પછી એમાં ઇલાયચી. જાયફળ, તમાલપત્ર, લવીંગ, અજમો, જીરૂ, ત્રિકટુ, તગર, તજ, વાંસકપુર દરેક બબ્બે તોલા લઇ મિશ્ર કરી ફરી કાળા ભાંગરાના રસની તથા કળથીના

સ્વરસથી ઘુંટી ગોળીયો વાળવી. માત્રા ૦ા રતીથી એક રતી સુધી. અનુપાન ઠંડુ પાણી. પથ્ય માછલી, માંસ, દુધ તથા અન્ય સ્નિગ્ધ ભોજન. અપથ્ય શાક, ખાટા પદાર્થો, શેકેલા ચણા આદિ તથા દેવતા પાસે તાપવા બેસવું નહિ. આ રસના સેવનથી ક્ષતકાસ, શ્વાસ, તાવ, હલીમક, પાન્ડુ, શોથ, શળ પ્રમેહ તથા અર્શ, નષ્ટ થાય છે. આ રસ બલકારક અને પુષ્ટિકારક છે. ૧૧૧ થી ૧૧૮.

**કાસકુઠાર રસ**—શુદ્ધ હિંગળો, મરી, ગંધક, સુંઠ, મરી પીંપર, ટંકણ એ સર્વ સરખા ભાગે લઇ મિશ્ર કરી આદાના રસમાં ઘુંટી બબે રતીની ગોળીયો બનાવવી. એના સેવનથી અનેક પ્રકારની ઉદરસ, સન્નિપાત તથા દુઃસહ શિરોરોગ મટી જાય છે. ૧૧૯.

(હવે ફાર્મસીમાં આ રસ તૈયાર મળશે. તોલો ૧ કીં. રૂ. ૧–૦–૦).

**કાસાન્તક રસઃ**—પારદ, ગંધક, વછનાગ. શાલીપર્ણી, તથા ધાણા દરેક ૧ ભાગ, કાળાં મરી ૫ ભાગ, એને મિશ્ર કરી પાણીમાં ઘુંટી ગોળીયો વાળવી. માત્રા ૧ રતીથી ૨ રતી સુધી. ૧૨૦.

**બૃહચ્છંગરાભ્રમઃ**—પારદ, ગંધક, ટંકણખાર,નાગકેસર, કપુર, જાવંત્રી, લવીંગ, સુવર્ણ ભસ્મ, દરેક બબે તોલા, અભ્રક ભસ્મ ૮ તોલા, તાલીસપત્ર, મોથ, ઉપલેટ, જટામાંસી, તજ, ધાવડીનાં ફુલ, નાની એલાયચી, ત્રિકટુ, ત્રિફળા, ગજ પીંપર, દરેક ચાર ચાર તોલા લઇ વાટી ઘુંટી પીંપરના કવાથથી ઘુંટી ગોળીયો વાળવી. માત્રા ૫ રતી. અનુપાન–તજ અને મધ. આના સેવનથી અગ્નિમાંદ્ય, અરૂચિ, પાન્ડુ, કમળો, ઉદરરોગ, સોજા, આફરો ચઢવો, જ્વર,સંગ્રહણી, શ્વાસ, કાસ તથા યક્ષ્મા વગેરે રોગો મટે છે. આ રસ બળ તથા અગ્નિને વધારે છે. ૧૨૧ થી ૧૨૭.

**વસન્તતિલક રસઃ**—સુવર્ણ ભસ્મ, ૧ તોલો, અભ્રક ભસ્મ ૨ તોલા, લોહભસ્મ ૩ તોલા, પારદ ૪ તોલા, ગંધક ૪ તોલા, બંગભસ્મ ૨ તોલા, મોતીની ભસ્મ ૪ તોલા, પ્રવાલ ભસ્મ ૪ તોલા; એ સર્વને એકંદર ઘુંટી મુષામાં રૂદ્ધ કરી વાલુકાયંત્રમાં ૭ પ્રહર સુધી જંગલી છાણાંથી પકવવું. પછી ઓષધને કહાડી કસ્તુરી ૪ તોલા, તથા કપુર ૪ તોલા મેળવી ઘુંટી એકત્ર કરવું. માત્રા ૧ રતીથી ૨ રતી સુધી. આ રસ કાસ, શ્વાસ, પાન્ડુ, ક્ષય, શળ,ગ્રહણી, વિષદોષ, પ્રમેહ, પથરી, હૃદયના રોગ તથા જ્વર આદિ નષ્ટ કરે છે. આ રસ વૃષ્ય, આયુષ્ય અને પુષ્ટિકર છે. ૧૨૮–૧૨૯.

**પિત્તકાસાન્તક રસઃ**—તામ્રભસ્મ, અભ્રક ભસ્મ, કાન્ત લોહભસ્મ, દરેક એકેક તોલો લઇ ઘુંટી કાસુંદરા (સુંદરસેન )ની છાલ, અગથીયો, તથા અમલવેતસના રસથી એકેક દિવસ ઘુંટી અર્ધી અર્ધી રતીની ગોળીયો બનાવવી. એના સેવનથી ઉદરસ, શ્વાસ, મંદાગ્નિ આદિ રોગો મટી જાય છે. ૧૩૦–૧૩૧.

## તૈલ

**વાસાચંદનાદિતૈલઃ**—રતાંજલી, રેણુકબી (નગોડનાં બી, પુતિ ( કાંચકી ), આસન, પ્રસારણી (નારીવેલ ), તજ, ઇલાયચી, તમાલપત્ર, પીપલીમુર, નાગકેસર. મેદા, મહામેદા, સુંઠ, મરી, પીપર, રાસ્ના, જેઠીમદ, શૈલજ (છડીલો), કચુરો. ઉપલેટ, દેવદાર, ધઉંલા, એલાં, દરેક ચાર ચાર તોલા, લઈ ખાંડી કલ્ક કરવો. પછી તલનું તેલ ૨ આઢક (૫૧૨ તોલા) લેવું. અરડુસી ૧૦ શેર, ૨૦૨૮ તોલા પાણીમાં ઉકાળી ચોથો ભાગ બાકી રહે ત્યારે ગાળી તે કવાથમાં ઉપરનું તેલ તથા કલ્ક નાંખી ઉનું કરી તેલ સિદ્ધ કરવું. એ તેલ ચોળવાથી કાસ, તાવ, રક્તપિત્ત, પાન્ડુ, હલીમક, કમળો, ક્ષતક્ષીણ, રાજયક્ષ્મા. શ્વાસ આદિ રોગમાં અત્યંત લાભ થાય છે. ૧૩૨ થી ૧૩૮.

**इति भैषज्यरत्नावल्यां कासरोगाधिकारः**



# શ્રી भैषज्य रत्नावली अने चक्रदत्त

## ચક્રદત્તમાંથી ઘીના પ્રયોગો

**દશ લઘ્તઃ**—દશમુળનો ઉકાળો અને ભારંગીની છાલનો કલ્ક મેળવી દક્ષ કે તિત્તિરનો માંસરસ મેળવી ઘી સિદ્ધ કરવું. તે ઘી વાત કાસને નષ્ટ કરે છે. ચક્ર૦ કાસ૦ ૪૩.

**દશમુલઘ્રુત** [૨] દશમુળનો ઉકાળો ૨૫૬ તોલા પુષ્કરમુળ બીલીફળ, અને ગુગળ, ત્રિકટુ અને હીંગ દરેક અકેક તોલો મેળવી કલ્ક કરી કવાથમાં મેળવવો, પછી તેમાં ૬૪ તોલા ઘી મેળવી પકાવવું જોઇએ. એવી રીતે ઘી સિદ્ધ કરી પેયાના અનુપાન સાથે આપવાથી વાતકફાત્મક કાસ તથા શ્વાસ નષ્ટ થઇ જાય છે. ચક્ર૦કાસ. ૪૪–૪૫.

**દશમુળષટ પલક ઘ્રુતઃ**—દશમુલનો કવાથ ૨૫૬ તોલા, ઘી ૬૪ તોલા જવખાર અને પંચકોલ [પીપર, પીંપરીમુળ, ચવક, ચિત્રકમુળ અને સુંઠ] દરેક ચાર ચાર તોલા, એટલે એકંદરે ૨૪ તોલા લઇ કલ્ક બનાવી બધું એકત્ર કરી ઘી સિદ્ધ કરવું. આ ઘી કાસ, હૃદય અને પાંસળીયોનું શળ. હિક્કા, શ્વાસ નષ્ટ કરે છે. ચક્ર૦ ૪૬–૪૭.

**કંટકારી ઘ્રુતઃ**—[૨] ભોંયરીંગણી તથા ગળો દરેક ૧૨૦ તોલા લઇ તેનો કવાથ કરવો તેમાં ઘી ૬૪ તોલા મેળવી ઉકાળી ઘી સિદ્ધ કરવું. આ ઘી વાતજ કાસને નષ્ટ કરે છે તથા અગ્નિને દીપ્ત કરે છે. ચક્ર૦ ૪૮.

**બૃહત્કંટકારી ઘ્રુતઃ**—ભોંયરીંગણીના પાન, મુળ, શાખાનો રસ ૨૫૬ તોલા, ઘી ૬૪ તોલા; અને કાંસકી, સુંઠ, મરી, પીપર, વાવડીંગ, કચુરો, ચીત્રકમુળ, સંચળ જવખાર; બીલાનો ગર્ભ, આંબળાં, પુષ્કરમુળ, સાટોડી, ઉભી ભોંયરીંગણી, હીમજી હરડે, અજમો, દાડમનાં છોડાં, ઋદ્ધિ દ્રાક્ષ, સાટોડી, ચવક, જવાસો, અમ્લવેતસ, કાકડાશીંગી, ભોંયઆંબલી, ભારંગમુળ, રાસ્ના, ગોખરૂ એ સર્વનો કલ્ક ઘીથી ચોથા ભાગનો કરવો. તે બધું એકત્ર કરી ઉકાળવું અને ઘી સિદ્ધ કરવું. એનાથી કફરોગ, કાસ, શ્વાસ, હિક્કા, આદિ નષ્ટ થાય છે. ૫૦ થી ૫૩.

**રાસ્નાદિઘ્રુતઃ**—રાસ્ના, દશમુળનાં ઔષધો, શતાવરી દરેક ચાર ચાર તોલા,કળથી, બોર અને જવ દરેક ૩૨ તોલા, બકરીનું માંસ ૨૫ શેર, એક દ્રોણ પાણી મેળવી ઉકાળી ગાળી લઈ એ કવાથમાં ૨૫૬ તોલા ઘી, દૂધ ૨૫૬ તોલા અને પાણી ૫૧૨ તોલા, તથા જીવનીય ગણ (જીવક), ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી, મેદા, મહામેદા, જંગલી મગ, જંગલી અડદ, જીવન્તી [ ડોડી ], જેઠીમધ એ દરેકનો કલ્ક ૪ તોલા લેવો. પછી એ બધું પકવી ઘી સિદ્ધ કરવું. આ ઘીનો નસ્યમાં, પીવામાં, અનુવાસન બસ્તિદ્વારા જ્યાં જ્યાં ઉચિત લાગે ત્યાં ગતરોગમાં પ્રયોગ કરવો. આ ઘી પાંચ પ્રકારની કાસ, ક્ષય, શ્વાસ પડખાનું શળ અરોચક, સર્વાંગ, એકાંગવાત, પ્લીહા, ઉર્ધ્વવાત રોગ નષ્ટ કરે છે. (ચક્ર૦ ૫૪ થી ૫૮).

## ચક્રદત્ત

**ચક્રદત્તના કાસરોગાધિકારના** શ્લોક ૧ થી ૬૮ બધાય ઉપરના પ્રકરણમાં આવી જાય છે.

**इति कासरोगाधिकारः समाप्तः ।**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त.

## अथ हिक्का श्वास चिकित्सा

### ચક્રદત્ત અનુસાર હિક્કા શ્વાસાધિકાર

हिक्काश्वासातुरे पूर्वं तैलाक्ते स्वेद इष्यते ॥
स्निग्धैर्लवणयोगैश्च मृदुवातानुलोमनम् ॥
ऊर्ध्वाधः शोधनं शक्ते दुर्बले शमनं मतम् ॥ चक्रदत्तः १

હિક્કા [હેડકી] તથા શ્વાસ રોગીને પહેલાં ક્રમશઃ પેટ તથા છાતી ઉપર તેલ મર્દન કરી પછી સ્વેદન, (શેક) કરવો જોઇએ. તેમજ સ્નિગ્ધ [ચીકણા] તથા લવણવાળા (ખારા) પદાર્થોથી વાયુનું અનુલોમન કરવું જોઇએ. તે પછી જો રોગી બળવાળો હોય, તો વમન તથા વિરેચન કરાવવાં. પણ જો રોગી નિર્બળ હોય તો શમન ચિકિત્સા કરવી શ્રેષ્ઠ છે. ૧ (ચક્રદત્તઃ કાસ૦ ૧).

**હિક્કાને માટે લેહાઃ**—[૧] બોરનાં બીયાંની મીંજ, કાળો સુરમો, તથા ધાણી એકત્ર વાટી મધ સાથે ચાટવાથી હિક્કા રોગ મટે છે.

(૨) કડુ અને સોનાગેરૂ એકત્ર વાટી મધ સાથે ચાટવાથી મટે છે.

(૩) પીંપર, આંબળાં, સાકર અને સુંઠ, એકત્ર વાટી મધ સાથે ચાટવાથી મટે છે.

(૪) ફુલાવેલી હીરાકસી તથા કાથો એકંદર વાટી મધ સાથે ચાટવાથી મટે છે.

(૫) પાટલાનાં ફળ (કાચકાં) શેકીને તથા ફુલ એકંદર વાટી મધ સાથે ચાટવાથી મટેછે.

૬ પીંપર, ખજુર, મોથ એને એકંદર વાટી મધ સાથે ચાટવાથી હિક્કા મટે છે.

ઉપર પ્રમાણે છ પ્રકારના યોગો-જુદા જુદા મધ સાથે ચાટવાથી હિક્કા રોગ મટે છે. ૨–૩ (ચક્ર૦ કાસ૦ ૨–૩).

#### નસ્ય.

જેઠીમધના ચુર્ણનું મધ સાથે સુંઘવાથી, લીંડીપીપરનું ચુર્ણ સાકર સાથે મેળવી સુંઘવાથી અને સુંઠનું ચુર્ણ ગોળ સાથે મેળવી નસ્ય લેવાથી [સુંઘવાથી] હિક્કા રોગ મટી જાય છે. ૪ (ચક્ર૦ ૪)

માખીની હઘારને દુધ અથવા લાખના રસ સાથે મિશ્ર કરીને સુંઘવાથી, અથવા દુધમાં સુખડ ઘસીને સુંઘવાથી હિક્કા નષ્ટ થાય છે. ૫ ( ચક્ર૦ ૫ )

#### કેટલાક યોગો.

મધ તથા સંચળનું ચુર્ણ બીજોરાના રસમાં મેળવી પીવાથી અથવા સુંઠમાં બકરીનું દુધ ઉકાળી પીવાથી (સુંઠ ૨ તોલા, દુધ ૧૬ તોલા અને પાણી ૬૪ તોલા ઉકાળવું દુધ બાકી રહે ત્યારે ઉતારી તે દુધ પીવાથી) હિક્કા રોગ મટી જાય છે. ૬ ( ચક્રઃ ૬ ).

**કાસનું મુળ** લાવી તેનું ચુર્ણ કરી એ મધ સાથે ચાટવાથી અસાધ્ય હિક્કા પણ જલ્દીજ શાંત થઇ જાય છે. ૭.

**અડદનું ચુર્ણ**-નિર્ધુમ દેવતા ઉપર નાંખી ધુમાડી લેવાથી હિક્ક બંધ થઇ જાય છે, અથવા ઇલાયચીનું ચુર્ણ સાકર સાથે સેવન કરવાથી અસાધ્ય હેડકી શાંત થઈ જાય છે. ૮.

સાકર તથા કાળાં મરીનું ચુર્ણ મધ સાથે ચાટવાથી અસાધ્ય પ્રબળ હેડકી શાંત થઇ જાય છે. ૯.

કેળાના મુળનો રસ ૧ તોલો સાકર સાથે પીવાથી હેડકી મટી જાય છે.

પીંપર, આંબળાં, સુંઠ એ સર્વનું ચુર્ણ મધ તથા સાકર સાથે વારંવાર ચાટવાથી હેડકી તથા શ્વાસ (દમ) શાંત થઇ જાય છે. ૧૦ (ચક્રદત્ત ૭).

**મયુરપિચ્છ ભૂતિઃ**—મોરના પીંછાની ભસ્મ, પીંપર અને મધ સાથે ચાટવાથી પ્રબળ હિક્કા તથ અતિ પ્રવૃદ્ધ શ્વાસ રોગ મટી જાય છે. ૧૧ (ચક્રદત્ત ૧૭).

સુંઠ અને ભારંગમૂળનું ચુર્ણ ગરમ પાણી સાથે પીવાથી, અથવા સુંઠ, સાકર, ભારંગમૂળ અને સંચળ એકત્ર મેળવી ગરમ પાણી સાથે પીવાથી હેડકી, શ્વાસ નષ્ટ થાય છે. (ચક્રદત્તઃ ૮).

**કલ્કદ્વયમઃ**—હરડે તથા સુંઠનું ચુર્ણ, અથવા પુષ્કરમૂળ, જવખાર અને મરીનું ચુર્ણ ગરમ પાણી સાથે પીવાથી હિક્કા, અને શ્વાસ મટી જાય છે. ૧૨ (ચક્રદત્ત ૧૦).

**બિભીતક ચુર્ણઃ**—બ્હેડાનું ચુર્ણ ૧ માસો મધ સાથે સારી રીતે મિશ્ર કરી ચાટવાથી પ્રબળ હિક્કા અને શ્વાસ મટી જાય છે. ૧૩ (ચક્રદત્ત ૧૮).

**હરિદ્રાદિચુર્ણઃ**—હળદર, મરી, દ્રાક્ષ, ગોળ, રાસ્ના, પીંપર, કચુરો, એ સર્વ ચુર્ણ સરખા ભાગે લઇ મિશ્ર કરી સરસીયા તેલ સાથે ચાટવાથી પ્રાણહર શ્વાસરોગ પણ મટી જાય છે. ૧૪ (ચક્રદત્ત ૧૬).

**ગુડ પ્રયોગઃ**—જુનો ગોળ સરસીયા તેલ સાથે મિશ્ર કરી ૨૧ દિવસ સુધી સેવન કરવાથી શ્વાસ રોગ સમૂળગો નષ્ટ થઇ જાય છે. ૧૫. બંન્ને સરખે ભાગે મેળવી ચાર તોલા સુધી ચાટી શકાય છે. (ચક્રદત્ત ૧૪)

**શૃંગ્યાદિ ચુર્ણઃ**—કાકડાશીંગી, સુંઠ, લીંડી પીંપર, નાગરમોથ, પુષ્કરમૂળ, કચુરો, મરી, તથા સાકર સર્વનું ચુર્ણ કરી તેમાંથી ૧ માસો ચુર્ણ ગળો, અરડુસી તથા બૃહત્પંચ મૂળના કવાથ સાથે સેવન કરાવવાથી ત્રણ દિવસમાં જ ઉગ્ર શ્વાસ રોગ નષ્ટ થાય છે. ૧૬ ( ચક્રદત્તઃ ૧૫ ).

**બિલ્વાદિ રસઃ**—બીલી, અરડુસી તથા ધોળા કમળની ડાંખરીનાં પાનનો રસ સરસીયા તેલ સાથે મિશ્ર કરી સેવન કરવાથી શ્વાસરોગ મટી જાય છે. જે શ્વાસ રોગમાં ભાર્ગીગુડ આદિથી પણ લાભ ન થયો હોય ત્યાં આ યોગ અત્યંત હિતકર છે. ૧૭.

**કુષ્માંડ ચુર્ણઃ**—સુકા કોળાના ચુર્ણને હસેકા ગરમ પાણી સાથે પીવાથી જલ્દી દારૂણ શ્વાસ તથા કાસ શાંત થાય છે. ૧૮.

જે રોગી પીંપર તથા સીંધાલુણનું ચુર્ણ આદાના રસ સાથે સુતી વખતે સેવન કરે છે તે સાત દિવસમાંજ શ્વાસ રોગથી મુક્ત થઇ જાય છે. ૧૯.

**શ્વાસમાં ગંધક પ્રયોગઃ**—શુદ્ધ ગંધક તથા મરીનું ચુર્ણ ઘી સાથે ચાટવાથી અથવા માત્ર ગંધકનું ચુર્ણ ઘી સાથે ચાટવાથી શ્વાસ, કાસ, તથા ક્ષય રોગ મટી જાય છે.

**અમૃતાદ કવાથ:**—ગળો, સુંઠ, ભારંગમૂળ, બેઠી ભોંયરીંગણી, અને તુળસી સર્વનો કવાથ કરી પીંપરનું ચુર્ણ મેળવી પાવાથી કાસ, શ્વાસ, જલ્દીજ મટી જાય છે. (ચક્રદત્ત ૧૧)

**દશમૂલ કવાથ:**—દશમૂળનો કવાથ પુષ્કર મૂળનું ચુર્ણ નાંખી પીવાથી કાસ, શ્વાસ, પાંસળાંનું શૂળ, તથા હૃદયનું શૂળ આદિ રોગો નષ્ટ થાય છે. ૨૧ (ચક્રદત્ત ૧૨).

**કુલત્થાદિ કવાથ**;—કળથી, સુંઠ, બેઠી ભોંયરીંગણી અને અરડુસીનો કવાથ, પુષ્કર મૂળનું ચુર્ણ મેળવી પીવાથી હિક્કા અને શ્વાસ નષ્ટ થાય છે. (ચક્રદત્ત ૧૩ ).

**ધુમ્રપાન:**—ધંતુરાનાં ફળ, શાખા, તથા પાંદડાંનું ચુર્ણ કરી તેની બીડી બનાવી તે બીડી પીવાથી શ્વાસ રોગ નષ્ટ થાય છે. ૨૨.

**શૃંગ્યાદિ ચુર્ણ:**—કાકડાશીંગી, ત્રિકટુ, ત્રિફળા, બેઠી ભોંયરીંગણી, ભારંગ મૂળ, પુષ્કર મૂળ, તથા પંચલવણ સર્વ સરખે ભાગે લઈ મિશ્ર કરી ચુર્ણ કરવું. તે ચુર્ણ ૧ માસો કોકરવરણા પાણી સાથે ફાકવાથી હેડકી, શ્વાસ, ઉર્ધ્વ વાત, કાસ, અરૂચિ, તથા સળેખમ આદિ મટી જાય છે. ૨૩ ( ચક્રદત્ત ૯).

**ભાર્ગી ગુડ:**—ભારંગ મૂળનું ચુર્ણ ૧૦ શેર, દશ મૂળનો ઉકાળો ૧૦ શેર, હરડે ૧૦૦ લઇ તેની પોટલી બાંધવી તે, પાણી ૨ મણ ૧૨ શેર, ૧૨ છટાંકમાં બધું ઉકાળવું. પાણી ચોથા ભાગનું બાકી રહે ત્યારે ઉતારી તેમાંથી હરડે કાઢી લઇ ગાળી લેવું. પછી તે કવાથમાં બફાયેલી ૧૦૦ હરડે ફરી નાંખવી, અને ગોળ ૧૦ શેર મેળવી ઉકાળવું. જ્યારે જાડું થાય ત્યારે તેમાં ત્રિકટુ, તજ, ઇલાયચી, તમાલપત્ર દરેક આઠ આઠ તોલા તથા જવખાર ૪ તોલા લઇ સર્વનું ચુર્ણ કરી તે ચુર્ણ ઉમેરી હલાવવું. પછી ઉતારી લેવું. ઠંડું થયે તેમાં ૪૮ તોલા મધ મેળવવું. માત્રા ૧ તોલાથી ૨ તોલા સુધી તથા એકેકી હરડે. આ સેવનથી શ્વાસ, ઉદરસ, આદિ નષ્ટ થાય છે. એ સ્વર, વર્ણને આપનાર તથા જઠરાગ્નિનો પ્રદીપક છે. ૨૪ થી ૨૯ (ચક્રદત્ત: ૨૪ થી ૨૯).

**શૃંગી ગુડઘૃત:**—બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, અરડુસી, ગળો, દરેક અર્ધો અર્ધો શેર શતાવરી ૧॥ શેર, ભારંગમૂળ ૧ શેર, ગોખરૂ, પીંપરીમૂળ દરેક ચાર ચાર તોલા, પાટલા (કાકચ) ૧૨ તોલા, એ સર્વને ખાંડી ચાર ગણા પાણીમાં ઉકાળો કરવો. પાણી ચોથા ભાગનું બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. તેમાં ૧ શેર જુનો ગોળ, ઘી ૦॥ શેર, તથા દુધ શેર નાંખી ઉકાળવું. જ્યારે જાડું અવલેહ જેવું થાય ત્યારે તેમાં કાકડાશીંગી ૨ તોલા, જાયફળ ૩ તોલા, તમાલપત્ર ૩ તોલા, લવીંગ ૪ તોલા, વાંસકપુર ૪ તોલા, તજ ૨ તોલા, ઇલાયચી, ૨ તોલા, ઉપલેટ ૪ તોલા સુંઠ ૭ તોલા, પીંપર ૮ તોલા, તાલીસપત્ર ૩ તોલા, તથા જાવંત્રી ૧ તોલો સર્વનું ચુર્ણ કરી તે અવલેહમાં નાંખી હલાવવું. ઠંડું થયે ૮ તોલા મધ મેળવવું. માત્રા ૦॥ તોલાથી ૨ તોલા સુધી. અનુપાન—દારૂહળદર, અને રાતા ચિત્રકનું મૂળ એનું ચુર્ણ ૧ ભાગ, કાળાં મરી ૪ ભાગ બધું એકત્ર વાટી તેની ૧ માસાની ગોળી બનાવી તે ચાવી ઉપર કાંઇક પાણી પીવું આ અનુપાનના અભાવમાં આંબલીના પાનનો કવાથ, મરી તથા હીંગની સાથે સેવન કરાવી શકાય છે. તેને ગરમ દુધ સાથે પણ સેવન કરી શકાય છે. એને સેવનથી દારૂણ શ્વાસ, નાના ઉપદ્રવવાળા કાસરોગ, રક્તપિત્ત, ક્ષય, સ્વરભંગ, તથા અરૂચિ આદિ રોગ નષ્ટ થાય છે. આ દવા વિશેષે કરીને જુના શ્વાસ રોગને જલ્દી શાંત કરે છે. ૩૦-૪૦.

**ભાર્ગી શર્કરા:**—ભારંગમૂ. ૫ શેર, અરડુસી ૫ શેર, બેઠી ભોંયરીંગણી ૫ શેર, બધાને ખાંડી ઉકાળો કરી પાણી ૧૦ શેર પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી

રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી ગ્રંથી પણી, કથોણેયક, ગુગળ એને ૨૫૬ તોલા પાણીમાં ઉકાળી ચોથો ભાગ પા ી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી બંન્ને ઉકાળા ભેગા કરી તેમાં સાકર ૬૪ તોલા મેળવી ઉકાળવું. જાડું થયે તેમાં ત્રિકટુ, ત્રિફળા, મોથ તાલીસપત્ર, નાગકેસર, ભારંગમૂળ વજ, ગોખરૂ, તજ, એલચી, તમાલપત્ર, જીરૂં, અજમો, અજમોદ, વાંસકપુર, કળથી, કાયફળ, પુષ્કરમૂળ, કાકડાશીંગી, દરેક અર્ધો અર્ધો તોલો લઇ ચુર્ણ કરવું તે ચુર્ણ ઉપરના અવલેહમાં નાંખી મિશ્ર કરવું. ઠંડું થયે તેમાં ૧૬ તોલા મધ સાથે મેળવવું. માત્રા ાા તોલાથી ૧ તોલો, એના સેવનથી પાંચ પ્રકારની ઉદરસ, શ્વાસ, યક્ષ્મા, હિક્કા, જીર્ણજ્વર આદિ રોગ નષ્ટ થાય છે. એ બળકારક, પુષ્ટિકારક તથા અગ્નિ વર્દ્ધક છે. ૪૧-૪૭.

**કુલત્થગુડ:**—કળથી, દશ મૂળ, અને ભારંગમૂળ દરેક પાંચ પાંચ શેર, લઇ ખાંડી પાણી ૩ દ્રોણ ( ૩૦૭૨ તોલા )માં ઉકાળવું. જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેઇ ગોળ ૫ શેર તેમાં મેળવી ઉકાળી અવલેહ બનાવવો. પછી ઉતારી ઠંડો થયે તેમાં મધ ૩૨ તોલા, વાંસકપુર ૨૪ તોલા, પીંપર ૮ તોલા, તજ, તમાલપત્ર, એલચી, દરેક આઠ આઠ તોલા લઇ સર્વનું ચુર્ણ કરી તે મેળવી હલાવવું. તે અગ્નિ અને બળ અનુસાર ખાવાથી શ્વાસ, કાસ, તાવ, હેડકી, તથા નિર્બળતાને મટાડે છે. દર ૧૦ શેરે ૧ દ્રોણ ( ૧૦૨૪ તોલા) સિદ્ધાન્તાનુસાર પાણી ૩ દ્રોણ આવે છે (ચક્રદત્તઃ ૩૧-૩૪).

## રસો

**હામરેશ્વરાભ્રમ:**—અભ્રકભસ્મ ૪ તોલા લઇ ભારંગમૂળ, ધંતુરો, ગળો, અરડુસી કાસંદરો, વનનિમ્બ ( લીમડો ), ચવક, પીંપરીમૂળ, ચિત્રકમૂળ દરેકના ચાર ચાર તોલા રસમાં (અથવા કવાથમાં) ઘુંટી ગોળીયો વાળવી માત્રા ૧ રતી. આ અભ્રકના સેવનથી હિક્ક, કાસ, શ્વાસ, ઉદરરોગ, જુનો પ્રમેહ, સોજા, મોહ, આંખના રોગ, મુખરોગ, યક્ષ્મા, સળેખમ, ગરદોષ, નિર્બળતા, ગંડમાલા, ઉલ્ટી, ભ્રમ, દાહ, પ્લીહા, શૂળ, વિષમજ્વર, મૂત્ર કૃચ્છ, આદિ વિવિધ રોગો મટી જાય છે. ૪૮ થી ૫૦.

**મહાશ્વાસારિ લોહ:**—લોહભસ્મ ૪ તોલા, અભ્રકભસ્મ ૧ તોલો, સાકર ૪ તોલા, ત્રિફળા, જેઠીમધ, દ્રાક્ષ, પીંપર, બોરની ગોટલીનો ગર્ભ, વાંસકપુર, તાલીસપત્ર, વાવડીંગ, ઇલાયચી, પુષ્કરમૂળ, નાગકેસર, દરેક ૧ તોલો એ સર્વને લોઢાના ખલમાં લોઢાના દંડાથી બે પ્રહર સુધી ઘુંટવું. માત્રા ૪ રતીથી ૮ રતી સુધી. અનુપાન મધ. એના સેવનથી મહાશ્વાસ આદિ રોગો નષ્ટ થાય છે. ૫૧-૫૫.

**પિપલ્યાદિ લોહ**—પીંપર, આંબળાં, દ્રાક્ષ, બોરની ગોટલીની મજ્જા, મધ સાંકર, વાવડીંગ, પુષ્કરમૂળ; દરેક અકેક તોલો લઇ ચુર્ણ કરવું, લોહભસ્મ ૮ તોલા, એકંદર ઘુંટી તયાર કરવું. એના સેવનથી હેડકી, ઉલ્ટી, મહાશ્વાસ આદિ રોગ જલ્દી નષ્ટ થાયછે. માત્રા ૨ રતી, આ ચુર્ણ હિક્કા રોગમાં અતિ પ્રશસ્ત છે. અહીં કેટલાક મધુ શબ્દનો અર્થ જેઠીમધ પણ કહે છે ૫૬.

**શ્વાસકુઠાર રસ**—પારદ, ગંધક, વછનાગ, ટંકણ મનશીલ, સુંઠ, પીંપર, દરેક અકેક ભાગ, કાળાં મરી ૨ ભાગ, એકત્ર વાટી પાણીમાં ઘુંટી અર્ધી અર્ધી રતીની ગોળીયો વાળવી. અનુપાન—આદાનો રસ. આ રસના સેવનથી વાતશ્લેષ્મજ કાસ, શ્વાસ, તથા સ્વરભેદ આદિ રોગ જેમ ઇન્દ્રનું વજ્ર વૃક્ષોનો વિનાશ કરે છે તેવી રીતે નષ્ટ થાય છે. ૫૭-૫૮.

**શ્વાસકુઠાર રસ**—પારદ, વછનાગ, ગંધક, ટંકણખાર, મનસીલ દરેક એકેક તોલો, મરી ૮ તોલા, પીંપર ૬ તોલા, સુંઠ ૬ તોલા; એ સર્વ એકત્ર ઘુંટી એકેક રતીની ગોળીયો વાળવી. અનુપાન-પાનનો રસ. અથવા આદાનો રસ. આ રસના સેવનથી વિષમ-શ્વાસ, કાસ, પ્રતિશ્યાય યક્ષ્મા, ક્ષય, હૃદયરોગ, પાંસળાંનું શળ, સ્વરભેદ, સન્નિપાત જ્વર, તંદ્રા તથા પ્રમેહ આદિ રોગ નષ્ટ થાય છે. જો પુરુષ નિઃસંજ્ઞ (બેભાન) થઈ ગયો તો આ રસનું નસ્ય આપવું જોઇએ; તેથી રોગીને ચૈતન્ય આવે છે. આ રસને સુંઘવાથી સૂર્યાવર્ત્ત, (આદાશીશી) અર્ધાવભેદક (અર્ધુ માથું દુખવું) તથા દુઃસહ શિરોવેદના નષ્ટ થાયછે.૫૯થી૬૩.

**શ્વાસભૈરવ રસ**—પારદ, ગંધક. વછનાગ ત્રિકટુ (સુંઠ, મરી, પીંપર) કાળાં મરી, ચવક ચિત્રકમ્ દરેક સરખે ભાગે લઈ આદાના રસથી ઘુંટી ગોળીયો બનાવવી. માત્રા ૧ રતીથી ૨ રતી સુધી. એના સેવનથી દુર્જય એવો સ્વરભેદ, શ્વાસ તથા કાસરોગ નષ્ટ થાય છે. ૬૪-૬૫.

**સ્વાસ ચિન્તામણિ રસ**—લોહભસ્મ ૪ તોલા, ગંધક ૨ તોલા, અભ્રકભસ્મ ૨ તોલા. પારદ ૧ તોલો, સુવર્ણમાક્ષિકભસ્મ ૧ તોલો, મોતીની ભસ્મ ૦॥ તોલો, સુવર્ણ-ભસ્મ ૦॥ તોલો, એ સર્વને બેઠી ભોંયરીંગણીના રસથી, આદાના રસથી, બકરીના દુધથી તથા જેઠીમધના ક્વાથથી ક્રમશઃ ઘુંટી બબે રતીની ગોળીયો વાળવી. અનુપાન-બ્હેડાંનું ચુર્ણ અને મધ. એના સેવનથી શ્વાસ, કાસ તથા યક્ષ્મારોગ મટી જાય છે. ૬૬ થી ૬૮.

**સૂર્યાવર્ત્તો રસઃ**—પારદ ૧ ભાગ, તથા ગંધક ૧ ભાગ એની કજ્જલી કરી કુંવા-રપાઠાના રસથી ૧ પ્રહર મર્દન કરવું; પછી કંટકવેધી તાંબાનાં પત્રાં ૨ ભાગ લઈ તેના ઉપર ઉપરનો કલ્ક ચોપડવો, અને તેને એક દિવસ વાલુકાયંત્રમાં પકવવું. પછી તેને કહાડી બારીક ચુર્ણ કરી લેવું. માત્રા ૦। રતીથી ૦॥ રતી સુધી. આનું સેવન કરવાથી શ્વાસ (દમ) મટી જાય છે. આ ઔષધનું સેવન કર્યા પછી ઇન્દ્રવરણાનું મૂળ, દેવદાર, સુંઠ; મરી અને પીંપર એનું ચુર્ણ અથવા ક્વાથનું સાકર સાથે સેવન કરવું. ૬૯ થી ૭૧.

## ઘૃતો.

**હિંસ્રાદિ ઘૃત**—હિંસ્રા (જટામાંસી), વાવડીંગ, પુતીક (કરંજ કે કાંચકી), ત્રિકટુ, ચિત્રકમૂળ; દરેક એકેક તોલો લઇ તેનો કલ્ક કરવો; ઘી ૧૨૮ તોલા તેથી બમણું દૂધ અને તેથી પાણી ચારગણું લેવું. સર્વેને ઉકાળી ઘી સિદ્ધ કરવું. આ ઘીના સેવનથી શ્વાસ કાસ, અર્શ, અરૂચિ, ગુલ્મ, મળભેદ તથા ક્ષય વગેરે રોગો મટે છે. માત્રા ૦॥ તોલો. ૭૨ થી૭૩ ( ચક્રદત્ત ૧૯-૨૦ ).

**તેજોવત્યાદિ ઘૃત**—તેજોવતી (ચવક), હરડે, ઉપલેટ, પીંપર, કડુ, ગંધતૃણ ( રો-હીસો), પુષ્કરમૂળ, ખાખરો, ચિત્રકમૂળ, કચુરો, સંચળ, ભોંયઆંબલી, સીંધવ, બીલાનો ગર્ભ, તાલીસપત્ર, જીવંતી (ડોડી), વજ દરેક ૨ તોલા, હીંગ ૦॥ તોલો. માત્રા ૦॥ તોલો, એના સેવનથી હિક્કા, શ્વાસ, સોજા, વાતાર્શ, ગ્રહણી, હૃદયના રોગ, પાંસળાંનું શળ, આદિ નષ્ટ થાય છે. ૭૪ થી ૭૬. ( ચક્રદત્તઃ ૨૧-૨૩).

**કનકાસવ**—ધંતુરો, શાખા, મૂલ, પાન તથા ફુલ સાથે ૧૬ તોલા, અરડુસીના મૂળની છાલ ૧૬ તોલા, જેઠીમધ, પીંપર, બેઠીભોંયરીંગણી, નાગકેસર, સુંઠ, ભારંગમૂળ, તાલીસપત્ર; દરેક આઠ આઠ તોલા, ધાવડીનાં ફુલ ૧ પ્રસ્થ ( ૬૪ તોલા), દ્રાક્ષ બશેર, પાણી ૪ દ્રોણ

(૪૦૯૬ તોલા), સાકર ૧૦ શેર, મધ ૬ શેર; એ સર્વ મિશ્ર કરી માટીના વાસણમાં ભરી મોં કપડમટીથી બંધ કરી એક મહીનો રહેવા દેવું. પછી ગાળીને માત્રાનુસાર પીવાથી શ્વાસ, કાસ, યક્ષ્મા, જીર્ણજ્વર, રક્તપિત્ત, ઉરઃક્ષત આદિ રોગ મટે છે. ૭૭ થી ૮૧.

**બૃહદ્દચંદનાદિ તલ**— રતાંજળી,નેત્રવાળો,નખલા,વાળ્ય,સાટોડી,શિલાજીત,પદ્મક,મજીઠ, ગંધો બેરંજો, દેવદાર, કચુરો, ઇલાયચી પૃતિનાગકેસર, તમાલપત્ર, તેલ, મુરામાંસી, કંકોલ, વનિતા, નાગરમોથ, હ દર, દારૂહળદર. બંને ઉપલસરી, કડુ, લવીંગ, અગર, કેસર, તજ, રેણુકબી, નાળી; એથી ચાર ઘણું તેલ, તેનાથી ચારગણી છાસ અને લાખનો રસ મેળવી તેલને ઉકાળી સિદ્ધ કરવું. આ તેલ ગ્રહદોષોને મટાડે છે, બળ અને વર્ણને સુધારે છે તથા રક્તપિત્ત, ક્ષતક્ષીણ, શ્વાસ, કાસને મટાડી આયુષ્ય વધારી શરીર પુષ્ટ કરે છે. ઉત્તમ વશીકરણ છે. પ્રથમ લાખ ૬૪ તોલા લઇ આઠ ગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે તેલના જેટલી લાખનો રસ ઉપરના તેલમાં લેવો અથવા છ ગણા પાણીમાં ૨૧ વાર લાખને ગાળી પછી તેનો ઉપયોગ કરવો. ( ભૈષજ્ય. ૭૪ લખનૌ પ્રત).

**આ અધ્યાયમાં ચક્રદત્તના હિક્કા શ્વાસાધિકારના શ્લોક ૧ થી ૩૪ પુરા આવી ગયા છે.** **લેખક.**

**इति भैषज्य रत्नावल्यां हिक्का श्वासाधिकारः**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथ स्वर भेदाधिकार

### શ્રી ચક્રદત્ત અનુસાર સ્વરભેદે ચિકિત્સા ભેદા.

ચિકિત્સાનો ક્રમ.

वाते सलवणं तैलं पित्ते सर्पिः ससमाक्षिकम् ।
कफे सक्षार कटुकं क्षौद्रं कवल इष्यते ॥ १ ॥
गले तालुनि जिव्हायां दन्तमूलेषु चाश्रितः ।
तेन निष्कृष्यते श्लेष्मा स्वर श्चास्य प्रसीदति ॥२॥

વાતજ સ્વરભેદમાં લવણ (મીઠા) સાથે તેલ, પિત્તજ સ્વરભેદમાં મધ સાથે ઘી, કફજ સ્વરભેદમાં જવખાર તથા ત્રિકટુ સાથે મધના કોગળા ધારણ કરાવવા જોઇએ. એ પ્રકારે કરાવવાથી ગળું, તાળવું, જીભ, તથા દાંતનાં મૂળ (પેઢા)માં એકઠો થયેલો કફ નીકળી જાય છે. અને સ્વર ઉત્તમ થાય છે. ૧-૨ (ચક્રદત્ત ૧--૨)

એવી રીતે વાતજન્યમાં ઘી, ગોળ મેળવી ભાત ખાવો જોઇએ, ઉપરથી ગરમ પાણી પીવું જોઇએ. પિત્તજન્યમાં દૂધ સાથે અન્ન ખાવું તથા દૂધ અને ઘી પીવું જોઇએ. (ચક્રદત્ત ૩).

મેદજ સ્વરભેદમાં કફજ સ્વરભેદ માફક ચિકિત્સા કરવી જોઇએ. ક્ષયજ તથા સંન્નિપાતિક સ્વરભેદ કૃચ્છ્રસાધ્ય છે. (ચક્રદત્ત ૫).

**ચવ્યાદિ ચુર્ણ**:--ચવક, અમ્લવેતસ, સુંઠ, મરી, પીંપર, આમલી, તાલીસપત્ર, જીરૂં, વાંસકપુર, ચિત્રક મૂળ, તજ, તમાલપત્ર, એલાયચી દરેક સરખે ભાગે લઇ મિશ્ર કરી ચુર્ણ કરવું, તે ગોળની સાથે ઘુંટી સેવન કરવાથી સ્વરભેદ, સળેખમ, કફ, અરૂચિ આદિ રોગો નષ્ટ થાય છે. ૪ (ચક્રદત્ત ૬).

કાથાના ચુર્ણને તલના તેલમાં ડુબાડી, અથવા ભીલડી હરડે લીંડીપીંપરની સાથે અથવા સુંઠની સાથે મોંમાં રાખવાં જોઇએ તેથી સ્વરભેદ મટે છે. (ચક્રદત્ત ૭).

**અજમોદાદિ ચુર્ણ**—અજમોદ, હળદર, આંબળા ક્ષાર, ચિત્રકમૂળ એ સર્વના ચુર્ણને મધ તથા ઘી સાથે ચાટવાથી સ્વરભેદ મટે છે. ૫ (ચક્રદત્તઃ ૮).

એવી રીતે બહેડાનાં ફળ, સીંધાલુણ, લીંડીપીંપરનં ચુર્ણ જાડી છાસ સાથે ચાટવાથી અથવા આંબળાંનું ચુર્ણ ગાયના દુધ સાથે સેવન કરવાથી સ્વરભેદ નષ્ટ થાયછે. (ચક્રઃ ૯).

બોરડીનાં પાન ઘીમાં શેકી પછી તેનો કલ્ક કરી સીંધવ સાથે મિશ્ર કરી ચાટવાથી સ્વરભેદ અને કાસ મટે છે. ૬ (ચક્રઃ ૧૦).

**પિંપલ્યાદિ ચુર્ણ**—પીંપર, પીંપરીમૂળ, મરી, સુંઠ એ સર્વ સરખે ભાગે લઇ તેનું ચુર્ણ કરી તે ચુર્ણ ગોમૂત્ર સાથે પીવાથી કફજ સ્વરભેદ મટે છે. ૭ (ચક્રઃ ૪).

**ઉચ્ચૈર્વ્યાહરણજ સ્વરભેદ ચિકિત્સા**—જેઠીમધ આદિ મધુર પદાર્થોદ્વારા સિદ્ધ દુધમાં સાકર તથા મધ મેળવી પીવાથી ઉંચા સાદે [ઘાંટા પાડી] બોલવાથી ઉત્પન્ન થયેલો સ્વરભેદ મટી જાય છે. ૮ (ચક્રઃ ૧૧).

**બ્રાહ્મીઘૃત**—બેઠી ભોંયરીંગણીનો રસ ૧૬ શેર, રાસ્ના, કાંસકી, ગોખરૂ સુંઠ, મરી, પીંપર એકંદર મળી ૧ શેર લઇ તેનો કલ્ક કરવો, ઘી ૪ શેર એકંદર ઉકાળી ઘી સિદ્ધ કરવું. એ ઘી પીવાથી સ્વરભેદ તથા પાંચ પ્રકારની ઉદરસ મટી જાય છે. માત્રા ૦॥ તોલો. જો તાજી ભોંયરીંગણી ન મળી શકે તો સુકી ૮ શેર લઇ ૬૪ શેર પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી એ કવાથનો સ્વરસને બદલે ઉપયોગ કરવો. ૯-૧૦ ( ચક્રદત્તઃ ૧૨-૧૩ ).

**ભૃંગરાજ ઘૃતઃ**—ભાંગરો, ગળો, અરડુસી દશમુલ, અને કાસુંદરો [ સુંદરસેન ] એ સર્વનો સ્વરસ (અથવા ઉકાળો) તથા લીંડીપીંપરના કલ્કથી સિદ્ધ કરેલું ઘી મધ સાથે ચાટવાથી સ્વરભેદ તથા ઉદરસ નષ્ટ થઈ જાય છે. (ચક્રદત્તઃ ૧૪).

**શ્રી ચક્રદત્તના સ્વરભેદાધિકારના શ્લોક ૧ થી ૧૪ ઉપર આવી ગયા છે.**

**સારસ્વત ઘૃતઃ**—મૂળ તથા પાંદડાં સાથે બ્રાહ્મીને પાણીથી ધોઇ ખાંયણીયામાં ખાંડી તેના કુચાને લુગડે ગાળી રસ કઢાડવો. એ પ્રમાણે કાઢેલો બ્રાહ્મી સ્વરસ ૫૧૨ તોલા, ગાયનું ઘી ૧૨૮ તોલા, અને હળદર આંબળાં, ઉપલેટ, નસોતર, હરડે દરેક આઠ આઠ તોલા પીંપર, વાવડીંગ, સીંધવ, સાકર. વજ દરેક બબે તોલા, એ સર્વ લઇ તેનો કલ્ક કરવો. પછી બધું એકઠું કરી મંદ મંદ અગ્નિ ઉપર ગરમ કરી ઘી સિદ્ધ કરવું. માત્રા ૦॥ તોલા એના સેવન માત્રથી જ સ્વર વિશુદ્ધ થઈ જાય છે. સાત દિવસના પ્રયોગથી પુરૂષ કિન્નરો સમાન ગાયનમાં પ્રવીણ થઈ જાય છે. પંદર દિવસ સેવવાથી શરીર અદ્દભુત કાંતિવાળું થાય છે. મહીનો સેવવાથી સ્મૃતિશક્તિ અત્યંત વધી જાય છે. આ ઘીના સેવનથી ૧૮ પ્રકારના કોઢ, હરસ, ગોળો ચઢવો, પ્રમેહ. તથા કાસ આદિ રોગ નષ્ટ થાય છે. વંધ્યા સ્ત્રીયો તથા ક્ષીણ વીર્ય પુરૂષો માટે આ ઘી બલ, વર્ણ અને અગ્નિને વધારનારૂ છે. આજ કાલ આ ઘૃત બ્રાહ્મી ઘૃતના નામે પ્રસિદ્ધ છે. ૧૧ થી ૧૮.

**કલ્યાણાવલેહઃ**—હળદર, વજ, ઉપલેટ પીંપર, સુંઠ, શાહજીરૂ, અજમો, જેઠીમધ, દરેકનું ચુર્ણ સરખે ભાગે લઇ ગાયના ઘી સાથે તે દરરોજ ચાટવું. ૨૧ દિવસ સેવન કરવાથી સ્મૃતિ શક્તિ અત્યંત વધી જાય છે. તથા એનું સેવન કરનાર મેઘ અને દુન્દુભિ સમાન ગંભીર ધ્વનિવાળા તથા મત્ત, કોયલ સમાન મધુર શબ્દવાળા થઇ જાય છે. આ લેહ વાણીની જડતા, ગદગદ તથા મૂકતા (મૂંગપણા) ને દૂર કરે છે. ૧૯ થી ૨૧.

## રસો

**ભૈરવ રસઃ**—પારદ, ગંધક, વછનાગ, ટંકણ, મરી, ચવક, ચિત્રકમૂળ એ સર્વને આદાના રસમાં ઘુંટી અકેક રતીની ગોળીયો બનાવવી. અનુપાન—પાણી. એના સેવનથી સ્વરભેદ, શ્વાસ તથા ઉદરસ નષ્ટ થાય છે. ૨૨-૨૩.

**ત્ર્યંબકાભ્રમઃ**—અભ્રકભસ્મ ૪ તોલા, લઈ તેને બેઠી ભોંયરીંગણી, કાંસકી, ગોખરૂ, કુંવારપાઠાનો રસ, પીંપરીમૂળ, ભાંગરો, અરડુસી, બોરડીનાં પાન, આંબળાં, હળદર, ગળો એના ચચાર તોલા રસ (અથવા કવાથ) માં ઘુંટી અકેક રતીની ગોળીયો વાળવી આ ગોળીયો બધી જાતના સ્વરભેદ, ઉદરસ, શ્વાસ, ઉરોઘાત, યકૃત વૃદ્ધિ, હિક્કા, તૃષા કમળો, હરસ, ગ્રહણી, તાવ, સોજા, ક્ષય, તથા અર્બુદને મટાડે છે. આ ગોળી વીર્ય વર્દ્ધક, અગ્ન્યુદ્દીપક તથા રસાયન છે. ૨૪ થી ૨૮.

**इति स्वरभेदाधिकार ॥**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथारोचकाधिकार

### अरोचके चिकित्सो पाय

**वस्ति समीरणे पित्ते विरेकं वमनं कफे ।**
**कुर्यात् हृद्यानुकूलानि हर्षणञ्च मनोघ्नजे ॥१॥**

वातिक अरुचिमां बस्तिक्रिया, पैत्तिकमां विरेचन, कफजमां उल्टी अने मनोविघातज अरुचिमां हृदयने अनुकुल तथा प्रसन्नताकारक पदार्थो द्वारा चिकित्सा करवी जोइए. १ ( चक्रदत्तः १ ).

वात अरुचीमां वजना कवाथथी उल्टी करावी विधिपूर्वक स्नेह, गरम पाणी अथवा मदिरामांथी कोई एकना साथे लींडीपीपर, वावडींग, जवखार, नगोडनां बी, भारंगमूळ, रास्ना, इलायची, शेकेली हींग, सींधालुण, अने सुंठ ए सर्वनुं चुर्ण करी ते पीवुं जोइए. [ चक्रदत्तः ३ ].

पित्तनी अरुचिमां गोळनुं सरबत अथवा गळी वस्तुओथी उल्टी करावी सींधालुण, साकर, मध, अने घी मेळवी चाटवुं जोइए. कफनी अरुचि लीमडाना कवाथथी उल्टी करावी गरमाळानो उकाळो ठंडा थये तेमां अजमाना चुर्ण अने मध नांखी पीवो जोइए. [ चक्रदत्तः ३ ].

अथवा वातनी अरुचिमां जे चुर्ण लख्युं छे ते खावुं जोइए. अने सन्निपातजने सर्व प्रयोगोना संमिश्रणु शांत करवा जोइए. [चक्रदत्त ३]

### कवलग्रहा ( कोगळा कराववा )

१ उपलेट, संचळ, शाहजीरु, साकर, मरी, तथा बीडलवणुनो, [२] आंबळां इलायची, पद्मक, वाळो, पीपर, रतांजळी तथा नीलकमळ, [३] लोधर, चवक, हरडे, त्रिकटु [सुंठ, मरी, पीपर], जवखार, [४] दाडमनो रस, शाहजीरु, साकर, ए चारे योगोमां मध तथा तेल साथे मिश्र करी कोगळा मोंमां धारणु करी राखवा जोइए. एथी वातज, पित्तज, कफज तथा सन्निपातज चारे प्रकारनी अरुचि नष्ट थाय छे. २थी४ (चक्रदत्त ५ थी ७)

[१] तज, मोथ, इलायची धाणुनो, [२] मोथ, आंबळां, तजनो [३] तज, दारु हळदर, अजमानो, [४] पीपर, चवकनो, [५] अजमो, आंबलीनो ए प्रकारना पांच योगोमांथी कोइपणु एकने मोंमां धारणु करवाथी मुखनी शुद्धि थाय छे अरुचि नष्ट थाय छे. ५–६ (चक्रदत्त ८–९).

જમ્યા પહેલાં સીંધાલુણ, તથા આદાનું સેવન કરવાથી રૂચિ, અગ્નિવૃદ્ધિ તથા જીભ અને કંઠની શુદ્ધિ થાય છે.

**અમ્લિકાદિકવલઃ**—આમલી, ગોળનું પાણી, તજ, ઇલાયચી અને મરીનું ચુર્ણ મિશ્ર કરી કોગળા મોંમાં ધારણ કરવાથી અરૂચિ, નષ્ટ થાય છે. ૮ [ચક્રદત્ત ૧૦].

**કારવ્યાદિકવલઃ**—જીરૂ, શાહજીરૂ, મરી, દ્રાક્ષ, કોકમ, દાડમ, સંચળ, ગોળ તથા મધ એ સર્વ એકત્ર મિશ્ર કરી મુખમાં રાખી તેનો રસ ચુસવાથી બધી જાતની અરૂચિ નષ્ટ થાય છે. ૯ [ચક્રદત્ત ૧૧].

દાડમના દાણાના રસમાં કાંઈક બીડલવણનું ચુર્ણ મિશ્ર કરી મધ સાથે મોંમાં ધારણ કરી રાખવાથી અસાધ્ય અરૂચિ પણ શાંત થાય છે. ૧૦.

**ત્ર્યુષણાદિકવલઃ**—ત્રિકટુ, ત્રિફળા, હળદર, દારૂહળદર, જવખાર, એનું ચુર્ણ મધ સાથે મોંમાં ધારણ કરવાથી, તથા બીજાં તીખાંને કડવાં ઔષધો મધમાં મિશ્ર કરી મોંમાં ધારણ કરવાથી અરૂચિ મટી જાય છે. ૧૧ [ચક્રદત્ત ૧૨].

**રાજીકાદિઃ**—શેકેલી રાઈ, શેકેલું જીરૂ, ફુલાવેલી હીંગ, સુંઠ, સીંધાલુણ, એ સર્વ એકેક ભાગ લઈ તેનું બારીક ચુર્ણ કરી, તે બધાંના વજન જેટલું દહીં લઈ તેમાં મેળવી વસ્ત્રથી છીણી લેવું. પછી એ બધાના વજન જેટલી છાસ તેમાં મેળવવી. એ પીવાથી રૂચિ વધે છે તથા અગ્નિની વૃદ્ધિ થાય છે. ૧૨–૧૩.

દાડમના દાણા ૮ તોલા, સાકર ૧૨ તોલા, ઇલાયચી ૪ તોલા, તજ ૪ તોલા, તમાલપત્ર ૪ તોલા, એ સર્વને એકત્ર ચુર્ણ કરી સેવન કરવું. એથી અરૂચિ, સળેખમ, તાવ તથા કાસને નષ્ટ કરે છે. તથા દીપન અને પાચન છે. ૧૪–૧૫.

**ચવાની ખાંડવ ચુર્ણ:**—અજમો, આંબલી, સુંઠ, અમલવેતસ, દાડમના દાણા, ખાટાં બોર, દરેક બબે તોલા, ધાણા સંચળ,શાહજીરૂ, તજ, દરેક એકેક તોલો, પીંપર ૧૦૦, કાળાં મરી ૨૦૦, સાકર, ૧૬ તોલા, એને એકત્ર ખાંડી ચુર્ણ બનાવી વાટી તેનું સેવન કરવું. આ ચુર્ણ જીભની વિશોધક, હૃદ્ય, રૂચિકારક, અને ગ્રાહી છે. એના સેવનથી હૃદયના રોગો, પાંસળાંનું શૂળ, બંધકોશ, આફરો, ઉદરસ, દમ, સંગ્રહણી, હરસ વગેરે રોગો મટી જાય છે. ૧૬ થી ૧૯ (ચક્રદત્ત ૧૪ થી ૧૭].

**કલહંસ રસ**—સરગવાનાં બી ૧૮, મરી ૧૦, પીંપર ૨૦, સર્વનું ચુર્ણ કરવું આદુ ૪ તોલા કચરેલું, ગોળ ૪ તોલા, કાંજી પ્રસ્થ ( ૨૫૬ તોલા ), બીડલવણ ૪ તોલા, તજ, ઇલાયચી, તમાલપત્ર, નાગકેસર, એકેક તોલો લઈ એનું ચુર્ણ કરવું. એ સર્વ એકત્ર કરી એક વાસણમાં ભરી વલોણીથી વલોવી પછી તેનું સેવન કરવું. એના સેવનથી અરૂચિ નષ્ટ થાય છે. અને કંઠનો સ્વર કલહંસ સમાન થઈ જાય છે. એ ગુણને લીધે એનું નામ કલહંસ છે. ૨૦–૨૧ (ચક્રદત્તઃ ૧૮–૧૯).

**શ્રી ચક્રદત્તઃ અથારોચકાધિકાર શ્લોક ૧ થી ૧૯ સંપૂર્ણ આ અધિકારમાં આવી જાય છે.**

**તિન્તિડી પાનકઃ**—આંબલી ૨૦ તોલા, સાકર ૮૦ તોલા, ધાણા ૪ તોલા, આદુ ૪ તોલા, તજ, તમાલપત્ર, એલચી નાગકેસર એકેક તોલો લઈ ખાંડી એકત્ર કરવું. પાણી ૫૫ પલ [૫ શેર] એ સર્વ એક માટીના વાસણમાં ભરી હલાવી એક રસ કરી તેમાં કાંઈક ગરમ દુધ મેળવવું અને પછી કપડાથી છીણી લેવું. પછી અગરૂ વગેરે દ્રવ્યોદ્વારા ધુપ

દીધેલા નવા માટીના વાસણમાં ભરી તેને કપુરથી સુગંધીત કરી મોં બંધ કરી કેટલોક વખત પડ્યું રહેવા દેવું. આ રાજાઓને પીવા યોગ્ય પાનક છે. તેને યુક્તિથી યોજવું. ૨૨ થી ૨૪.

**રસાલા શિખંડઃ**—ખાટું દહીં ૬ શેર ૧૬ તોલા, ખાંડ ૬૪ તોલા, ઘી ૩૨ તોલા, મધ ૪ તોલા, મરી ૪ તોલા, સુંઠ ૪ તોલા, તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર મળી ૪ તોલા, એકત્ર કરી પછી સુંદરી સ્ત્રીના કોમળ હાથોવડે એકત્ર કરી ધોળા લુગડાથી ઉપરથી મર્દન કરી છાણી લેવું. પછી જે નીચે છાણાઇને આવે તેને કપુરથી સુવાસિત કરેલા એક વાસણમાં ભરી રાખવું. એ રસાલા, બૃંહણ, વૃષ્ય, સ્નિગ્ધ, બલ્ય, તથા રૂચિપ્રદ છે. આ રસાલાને ભીમસેને તૈયાર કરી ભગવાન શ્રી કૃષ્ણને ચખાડ્યો હતો. અહીં દહીં ૧૨૮ તોલાજ લેવું. જોઇએ એવો કેટલાકનો મત છે. ૨૫ થી ૨૬.

## રસ કેસરી

પારદ ૧ તોલો, ગંધક ૧ તોલો, એને દંતીમૂળના કવાથથી ઘુંટી ચોથા ભાગે અર્થાત ૨ માસા વછનાગ મેળવવું, અને એકેક રતીની ગોળીયો બનાવવી. એને સુંઠ અને ગોળ સાથે સેવન કરવું એના સેવનથી અરૂચિ, શૂળ, આમવાત, વિસૂચિકા, મંદાગ્નિ વગેરે રોગો નિવૃત્ત થાય છે. ૨૭ થી ૨૯.

**इति भैषज्यरत्नावल्यामरोचकाधिकारः**

---



# अथ छर्दि रागाधिकार ( उल्टी )

**लंघन प्राशस्त्यम.**

**आमाशयोत्क्लेकेशभवा हि सर्वाश्छर्द्यो मता लंघनमेव तस्मात् ।**
**प्राक् कारयेन्मारुतजां विमुच्य संशोधनं वा कफपित्तहारि ॥१॥**

ચક્રદત્ત ૧.

બધી જાતની ઉલ્ટીયો આમાશયમાં દોષો વધી જવાથીજ થાય છે. એથી વાતજ ઉલ્ટી સિવાયની બીજી તમામ જાતની ઉલ્ટીયોમાં પ્રથમ લંઘન (ઉપવાસ) જ કરાવવું જોઇએ. અથવા દોષોની પ્રબળતા અનુસાર કફપિત્તને હરનાર સંશોધન અર્થાત વિરેચન આપવાં જોઇએ. ૧.

કોઈ કહે છે કે પિત્તહારી સંશોધન અર્થાત વિરેચન અને કફહારી સંશોધન અર્થાત વમન કરાવવાં જોઇએ. કેમકે સુશ્રુતમાં લખ્યું છે કેઃ “ **छर्दिषु बहुदोषासु वमनं हितमुच्यते** । અર્થાત બહુ દોષ પ્રધાન ઉલ્ટીમાં વ્યાધિ વિપરીતકારી વમન જ હિતકારક છે.

**વાત છર્દિ ચિકિત્સા**:—દુધ અને પાણી મેળવી પીવું અથવા સીંધાલુણ સાથે ઘી પીવું અથવા મગ અને આંબળાંનું ઓસામણ, ઘી, સીંધાલુણ મેળવી પીવું અથવા પંચમૂળથી સિદ્ધ કરેલ યવાગુ મધ મેળવી પીવાથી વાતજ ઉલ્ટી મટી જાયછે. [ચક્રદત્ત ૨–૩]

**પિત્તજ છર્દિ ચિકિત્સા:**—પિત્તજ ઉલ્ટીમાં દ્રાક્ષ, વિદારીકંદ અને શેરડીના રસની સાથે નસોતરનું ચુર્ણ અનુલોમન [વિરેચન]ને માટે આપવું જોઇએ. અથવા કફાશયસ્થ વધુ વધેલા પિત્તને મધુર દ્રવ્યો દ્વારા ઉલ્ટી કરાવી કહાડી નાંખવું જોઇએ. શુદ્ધ થયા પછી ભોજન સમયે મધ અથવા સાકર સાથે અનાજની ધાણીની પેયા અથવા મન્થ અથવા મગના ઓસામણની સાથે અથવા જંગલ પ્રાણિયોના માંસ રસની સાથે શાળના ચોખાનો ભાત ખવરાવવો જોઇએ. ( ચક્રદત્ત ૪–૫).

ધોળી સુખડ ૧ તોલો, આંબળાંનો રસ ૪ તોલા. એને મિશ્ર કરી ચાર માત્રા બનાવવી એને કાંઇક ૧ તોલા મધ સાથે પીવાથી ઉલ્ટી બંધ થઈ જાય છે.૨ (ચક્રદત્ત ૬).

ખડસલીયા પીતપાપડાનો ક્વાથ કાંઇક મધ સાથે પીવાથી ઉલ્ટી બંધ થઇ જાય છે. (ચક્રદત્ત ૧૦).

હરડેનું ચુર્ણ મધ સાથે સેવન કરવાથી ઉપરના પ્રકુપિત થયેલા દોષો અધોમાર્ગે પ્રવૃત્ત થઇ જવાથી જલ્દીજ ઉલ્ટી મટી જાય છે. ૩ (ચક્રદત્ત ૯).

શેકેલા મગના ક્વાથમાં ધાણી, મધ તથા સાકર મેળવી પીવાથી અતિસાર, તરસ, દાહ, તથા તાવ વગેરે રોગો મટી જાય છે. ૪ (ચક્રદત્ત ૮).

સુખડનો કલ્ક, કમળની ડાંડી, સુગંધી વાળો, સુંઠ, અગરુસી એ સર્વનો કલ્ક ચોખાના ધોવણ અને મધ સાથે પાવાથી પિત્તજ વમન શાંત થઇ જાય છે. (ચક્રદત્તઃ ૭).

ગળો, ત્રિફળા લીમડાનાં પાન, પટોલનાં પાન એ સર્વનો કવાથ બનાવી મધ મેળવી પીવાથી પિત્તજ ઉલ્ટી જલ્દીજ મટી જાય છે.

**કફછર્દિ ચિકિત્સાઃ**—કફાત્મક ઉલ્ટીમાં કફ અને આમની શુદ્ધિ માટે લીંડીપીંપર, સરસવ, અને લીમડાના કવાથમાં મીંઢળ અને સીંધાલુણનું ચુર્ણ મેળવી પીઇને ઉલ્ટી કરાવવી જોઇએ.

વાવડીંગ, ત્રિફળા, સુંઠનું ચુર્ણ અથવા વાવડીંગ, મોથ, સુંઠનું ચુર્ણ મધ મેળવી ચાટવાથી કફજ ઉલ્ટી શાંત થાય છે. જાંબુનાં બીયાં અને બોરનાં બીયાનું ચુર્ણ અથવા નાગરમોથ અને કાકડાશીંગીનું ચુર્ણ લેવાથી ઉલ્ટી મટે છે. તેમજ જવાસાનું ચુર્ણ મધ મેળવી ચાટવાથી કફજ ઉલ્ટી શાંત થાય છે. ૧૧ થી ૧૩.

## સન્નિપાતજ ઉલ્ટીની ચિકિત્સા.

મધ સાથે તર્પણ (ધાણી આદિની પેયા) ત્રિદોષજ ઉલ્ટીમાં હિતકર છે. ગળો હીમ મધ સાથે ચાટવાથી ત્રિદોષજ ઉલ્ટી શાંત થાય છે. ૧૪.

**શીતકષાય–હીમનું વિધાનઃ**—દ્રવ્યને કચરી ગરમ પાણીમાં રાત્રે પલાળવું. પછી સવારે તેને હલાવી પાણી ગાળી લેવું તે શીતકષાય છે. દ્રવ્ય ૪ તોલા, શીતકષાય કિંવા ફાંટ બનાવવા માટે ૨૪ તોલા કે ૧૬ તોલા પાણીમાં પલાળવું જોઇએ. અને જો રસ બનાવવો હોય તો એટલાજ પાણીમાં ૮ તોલા ઔષધ નાંખવું જોઇએ. (ચક્રદત્ત ૧૫-૧૬).

**શ્રીફલાદિ શીતકષાયઃ**—બીલી અથવા ગળોનો શીતકષાય (હીમ) મધ સાથે અથવા મોરવેલનું ચુર્ણ, ચોખાના ધોવરામણ સાથે પીવાથી ત્રિદોષજ ઉલ્ટી શાંત થાય છે. જાંબુડાનાં અને આંબાનાં પાન, ગવેધુક [થેગી], વાળો, સુગંધીવાળો એનો કવાથ મધ મેળવી થોડો થોડો પીવાથી અથવા તજ, તમાલપત્ર, ઇલાયચી, અથવા જવાસાનું ચુર્ણ મધ સાથે ચાટવાથી ત્રિદોષજ ઉલ્ટી શાંત થાય છે. ( ચક્રદત્ત ૧૭--૧૮).

આંબળાંનો રસ તથા કોઠાના રસમાં કિંચિત પીંપરનું ચુર્ણ, મરી, તથા મધ મેળવી ચાટવાથી ઉગ્ર ઉલ્ટી પણ નિવૃત્ત થઇ જાય છે. ૫ (ચક્રદત્ત ૧૯ ).

આંબળાં, દ્રાક્ષ અને સાકર ત્રણે મેળવી સાકર ૪ તોલા મધ ૪ તોલા અને પાણી ૧૬ તોલા મેળવી ગાળીને પીવાથી ત્રિદોષજ ઉલ્ટી શાંત થઇ જાય છે. (ચક્રદત્ત ૨૦).

**ત્રયલેહાઃ**—૧ ધાણી, કોઠું, મગ, પીંપર, અને મરી, [૨] મધ, હરડે, ત્રિકટુ, ધાણા અને જીરૂ, (૩) હરડે ગળો, મરી, મધ અને પીંપર એ ત્રણે જાતના અવલેહ ચાટવાથી બધી જાતની ઉલ્ટી તથા અરૂચિ શાંત થઈ જાય છે. ૬ [ચક્રદત્ત ૨૫].

**એલાદિ ચુર્ણઃ**—ઇલાયચી, લવીંગ, નાગકેસર, બોર, બીયાની મજ્જા, ધાણી, ઘઉંલા, નાગરમોથ, રતાંજળી, પીંપર એના ચુર્ણને મધ તથા સાકરની સાથે ચાટવાથી કફજ, વાતજ તથા પિત્તજ ( ત્રિદોષજ ) ઉલ્ટી નષ્ટ થઇ જાય છે. માત્રા ૧ માસાથી ૨ માસા સુધી. ૭ [ ચક્રદત્ત ૨૧ ].

**કોલમજ્જાદિ લેહઃ**—બોરના બી કે આંબાની ગોટલી, માણ, સાકર, મધ તથા પીંપરનું ચુર્ણ એનો બનાવેલો અવલેહ ઉલ્ટીને શાંત કરે છે. ( ચક્રદત્ત ૨૨ ).

**પેયજલઃ**—પીપળાનાં સુકાં છોડાં બાળીને પાણીમાં બોળી હોલવી દેવાં. પછી તે પાણી ગાળી લઇ એ પાણી પીવાથી જલ્દીજ ઉલ્ટી રોકાઇ જાય છે. ૮ [ચક્રદત્ત ૨૭].

## લોહીની ઉલ્ટીની ચિકિત્સા.

જેઠીમધ તથા સુખડને દુધમાં ઘસી તે દુધમાં મેળવી પીવાથી રક્તની ઉલ્ટી શાંત થઇ જાય છે. (ચક્રદત્ત ૨૪).

**પદ્મકાદિ ઘૃતઃ**—પદ્મક,ગળો,લીમડાની છાલ, ધાણા,રતાંજળી એ સર્વના કલ્ક, અને ક્વાથમાં સિદ્ધ કરેલું ઘી ઉલ્ટી,તરસ,અરૂચિ,દાહ, તથા જ્વરને શાંત કરે છે. (ચક્રદત્તઃ ૨૬)

## રસો

**રસેન્દ્રઃ**—શાહજીરૂ, ધાણા, પીંપર, ત્રિકટુ તથા રસસિન્દુર સર્વ મિશ્ર કરી ત્રણથી ૪ રતીની માત્રામાં મધ સાથે સેવન કરવાથી ઉલ્ટી શાંત થાય છે.

**વૃષધ્વજ રસઃ**—પારદ, ગંધક, લોહભસ્મ, જેઠીમધ, રતાંજળી, આંબળાં, નાની ઇલાયચી, લવીંગ, ટંકણ, પીંપર, જટામાંસી દરેક સરખે ભાગે લઇ એને વિદારીકંદના રસ તથા શેરડીના રસની જુદી જુદી સાત દિવસ સુધી ભાવના આપી શુષ્ક કરી દેવું. પછી બકરીના દુધમાં ૧ પ્રહર મર્દન કરી બબે રતીની ગોળીઓ બનાવવી. અનુપાન વિદારી કંદનો રસ. વાતજ, પિત્તજ, તથા રક્તવાળી ઉલ્ટીને આ રસ નષ્ટ કરે છે. ૧૦ થી ૧૩.

વિદારીનો અર્થ અહીં કેટલાક શાલપર્ણી એવો કરે છે.

શ્રી ચક્રદત્તના છર્દ્યધિકારના શ્લોક ૧ થી ૨૬ ઉપર આવી ગયા છે.

**इति भैषज्यरत्नावल्यां छर्दिरोगाधिकारः**

---



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथ तृष्णाधिकार.

### ભૈષજ્ય રત્નાવલી અને ચક્રદત્ત અનુસાર.

#### વાતજ તૃષ્ણા ચિકિત્સા.

**तृष्णायां पवनोत्थायां सगुडं दधिशस्यते ।**
**रसाश्च बृंहणाः शीता गुडुच्या रस एव वा ॥१॥** (ચક્રદત્ત ૧)

વાતજ તૃષ્ણામાં ગોળ સાથે દહીં તથા બૃંહણ તથા શીતલ રસ અને ગળોનો રસ એ હિતકારક છે. ૧ ( ચક્ર: તૃષ્ણા ૧).

પંચગણ [પંચગણથી લઘુ પંચમૂળ, બૃહત્પંચમૂળ, અર્થાત ૧૦ મૂળનાં તથા ત્રીજું તૃણ પંચમૂળ] તેમાંના કોઇ પંચગણના પંચાંગનું પાણી તથા પ્રથમ ગણ [ લઘુપંચમૂળ ] માં સિદ્ધ કરેલ પાણી કાંઇક ગરમ પીવું જોઇએ. તરસ રોકવી ન જોઇએ.

#### પિત્તજ તૃષ્ણા ચિકિત્સા

**पित्तोत्थितं पित्तहरैर्विपक्वं निहन्ति तोयं पय एव चापि ॥२॥** (ચક્રદત્ત: ૨).

પિત્તજ તૃષાને પિત્તહર ઓષધિઓથી સિદ્ધ કરેલું દુધ અથવા પાણી નષ્ટ કરે છે. (ચક્ર:૨).

શીવણ, સાકર, સુખડ, વાળો, પદ્મક, દ્રાક્ષ, જેઠીમધથી સિદ્ધ કરેલું પાણી પીવું જોઇએ. [ ચક્રદત્ત: ૩ ].

**પિત્તજ તૃષ્ણા ચિકિત્સા**—પિત્તજ, તૃષામાં પાકેલા ઉમરડાનો રસ, કવાથ અથવા હિમ તેમજ શારિવાદિ ગણનો કવાથ હિતકારક છે. ૨ [ચક્ર: ૪].

જીવનીયગણથી સિદ્ધ કરેલું દુધ તથા ઘી વાતપિત્તની તૃષાને શાંત કરે છે. તથા દ્રાક્ષ. સુખડ, ખજુર, વાળો અને મધ એ સર્વનું સરબત તથા સારિવાદિગણ, તૃણપંચમૂ , ઉત્પલાદિ ગણ, મધુરગણ તથા મહુડાં આદિનો ઉકાળો બનાવી પિત્તજ તૃષાથી પીડાતાં પુરૂષને પાવો જોઇએ. [ ચક્ર: ૫-૬ ].

#### સર્વ પ્રકારની તૃષાની ચિકિત્સા

ધાણીની ભાવના દીધેલું પાણી અથવા ધાણીના હીમમાં શીવણના ફળનું ચુર્ણ સાકર તથા ગોળ મેળવી તૃષાથી પીડાતા રોગીને તૃષાનું નિવારણ કરવા પાવાથી બધી જાતની તૃષા શાંત થઇ જાય છે. ૩ ( ચક્ર: ૧૦ ).

#### કફજ તૃષ્ણા ચિકિત્સા.

બીલાનો ગર્ભ, આઢકી (તુવેર કે સોરઠી માટી), ધાવડીનાં ફુલ, પંચકોલ [પિંપર, પિંપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ, સુંઠ] દાભનું મૂળ, એ સર્વન ષડંગ પાનીયની વિધિ અનુસાર અથવા કવાથની વિધિ અનુસાર સિદ્ધ કરીને પીવાથી કફજ તૃષાની નિવૃત્તિ થાય છે.

કફજ તૃષામાં લીમડાનાં પાન કે લીમડાની છાલથી સિદ્ધ કરેલ ગરમ પાણી પાઇ ઉલ્ટી કરાવવાથી પણ વધુ હિત થાય છે. ૪ ( ચક્રઃ ૭ ).

મધમાં અડધું પાણી અને જીરૂ, આદુ, સુંઠ, સંચળ મેળવી પાવાથી તૃષા જલ્દીજ શાંત થાય છે. ( ચક્રઃ ૮ ).

## ક્ષતક્ષયજ ચિકિત્સા

ક્ષતોત્થિત તૃષામાં ક્ષતની ચિકિત્સા કરવી તથા માંસ રસ અને રૂધિર પાન કરાવવું જોઇએ. ક્ષયોત્થિત તૃષામાં પાણી નાંખી સિદ્ધ કરેલું દુધ, માંસરસ અથવા મધ મેળવેલા પાણીનું સેવન કરાવવું ઉત્તમ છે. ભારે અન્નના ભોજનથી ઉત્પન્ન થયેલ તૃષા અને ક્ષયજ તૃષાથી બીજી જુદી જાતની તૃષાને વમનદ્વારા જીતવી. ૫ [ ચક્રઃ ૯ ].

## સામાન્ય ચિકિત્સા.

અતિ રૂક્ષ અને દુર્બળ મનુષ્યોની તૃષા [પાણીનો વારંવાર શોષ પડવો] તેનું નિવારણ કરવા માટે દુધ અથવા મધુરગણ ( જેઠીમધ આદિ ) દ્વારા સિદ્ધ કરેલ તથા ઘીમાં શેકેલા છાગમાંસના યુપનું પાન કરાવવું જોઈએ. ૬ [ ચક્રઃ ૧૨ ].

દ્રાક્ષારસ, શેરડીનો રસ, દૂધ, જેઠીમધનો ઉકાળો, મધ, મહુડાનો રસ, એમાંથી ગમે તે એક નાકવડે પીવાથી દારૂણ તૃષ્ણા શાંત થઈ જાય છે. ૭ [ ચક્રઃ ૧૪ ].

## ગંડુષસ્તાલુશોષે

દુધ, શેરડીનો રસ, માધ્વીક ( મધુકાસવ ), મધ, સીધુ, ગોળનું પાણી, તથા વૃક્ષામ્લ (કોકમ) નો રસ તથા કાંજી એમાંથી કોઈપણ એકના ગંડુષ (મોંમાં કોગળા ધારણ કરી રાખવા) થી તાલુશોષ નિવૃત્ત થાય છે. ૮. તાલુશોષમાં ઘી અથવા ઘીનો મંડ પીવો જોઇએ. ( ચક્રદત્તઃ ૧૫ ).

આંબાનાં તથા જાંબુડાનાં પાનનો ઉકાળો મધ મેળવી પીવાથી ઉલ્ટી તથા તૃષા શાંત થાય છે. ૯ [ ચક્રદત્ત ૧૨ ].

વડની કુંપળો, સાકર, લોધર, દાડમના દાણા, જેઠીમધ, અને મધ એ સર્વને એકત્ર વાટી ચોખાના ધોવરામણની સાથે પાવાથી ઉલ્ટી તથા તૃષા શાંત થાય છે. ૧૦ (ચક્રદત્ત. ૧૩).

કાંજી મોંની વિરસતા, મલ તથા દુર્ગંધીને નષ્ટ કરે છે. તથા મીઠા વગર પીવાથી મુખશોષને શાંત કરે છે. ( ચક્રદત્ત ૧૭ ).

બીજોરાનાં કેસર, મધ તથા દાડમ એ સર્વને એકત્ર વાટી કોગળા ધારણ કરવાથી ક્ષણમાં અસહ્ય તૃષ્ણા શાંત થાય છે. મધના કોગળા ધારણ કરવાથી દાહ, તૃષ્ણા બંન્ને શાંત થાય છે. ૧૧ [ ચક્રદત્ત ૧૮ ].

## ગંડુષકવલયોર્માત્રા.

જે દ્રવ્ય એટલા પ્રમાણમાં મોંમાં ધારણ કરવામાં આવે કે તેનો મોંમાં સંચાર થઈ શકે નહિ તેને ગંડુષ કહે છે તથા જે દ્રવ્ય મુખમાં સંચારિત થઈ શકે તેને કવલ –કોગળા કહે છે. ૧૨.

**મુખાલેપઃ**—બોર, દાડમ, કોકમ, ચુકા, અને આંબલીના રસનો મોંની અંદર લેપ કરવાથી [ચોપડવાથી] તત્કાલ તૃષ્ણા શાંત થાય છે. [ ચક્રદત્ત. ૧૯ ].

**વટશૃંગાદિ ગુટિઃ**—વડના અંકુરો (કુંપળો), ઉપલેટ, મધ, ધાણી નીલ કમળ, એ સર્વને સરખે ભાગે લઈ મિશ્ર કરી ઘુંટી ગોળાયો બનાવવી. એ ગોળી મોંમાં રાખવાથી તૃષા જલ્દી શાંત થાય છે. ૧૩ (ચક્ર૦ ૨૧).

## ચિરોત્થ તૃષ્ણા ચિકિત્સા

લાલ શાળના ચોખાનો ભાત ટાઢો થયે મધ સાથે ખાવાથી લાંબા વખતની ઉલ્ટી તથા તૃષા શાંત થાય છે. ૧૪ (ચક્ર: ૨૨).

## તરસ લાગે તો પાણી આપવાની ખાસ જરૂર.

મૂર્છા, ઉલ્ટી, તરસ, દાહ, સ્ત્રીસંગ, તથા મદ્યપાનથી ક્ષીણ થયેલા રોગીયોને અને રક્તપિત્ત તથા મદાત્યયથી પીડાતા રોગીએ ઠંડુ પાણી પીવું જોઇએ. ૧૬. (ચ૦ ૧૬)

આ રોગોથી પીડાતા એવા દીન પુરૂપ જો તરસ લાગે ને પાણી માગે તો એ સમયે તેને પાણી ન આપવામાં આવે તો રોગીનું મૃત્યુ થઈ જાય છે, અથવા તો રોગ લાંબો વખત સ્થાયી થઈ જાય છે. ૧૭ (ચક્રદત્ત ૨૩).

અત્યંત તરસ્યો મનુષ્ય મોહ (મૂર્છા )ને પામે છે. અને મૂર્છાથી મૃત્યુ થઈ જાય છે. એમ બધી જાતની અવસ્થામાં તરસ લાગે તો પાણી જરૂર પીવા માટે આપવું જોઇએ. ૧૮ કોઇ પણ અવસ્થામાં પાણી આપવાનો નિષેધ નથી. (ચક્રદત્ત ૨૪).

## શ્રી ચક્રદત્ત તૃષ્ણાધિકારના શ્લોક ૧ થી ૨૪ સંપૂર્ણ ઉપર આવી ગયા છે.

## અન્ન વગર ચાલે પણ પાણી વગર ન ચાલે

પ્રાણી અન્ન વગર બહુ દિવસ સુધી જીવતો રહી શકે છે, પણ તરસ્યા પ્રાણી ને પાણી ન મળે તો ક્ષણમાંજ પ્રાણને છોડી દે છે.

## પાણી વધુ પીવાથી તેમજ થોડું પીવાથી હાનિ.

પાણી વધુ પ્રમાણમાં પીવાથી તથા સર્વથા ન પીવાથી પણ રોગ ઉત્પન્ન થાય છે. એથી બુદ્ધિમાન પુરૂષે પોતાના આયુષ્યની વૃદ્ધિને માટે વારંવાર થોડું થોડું પાણી પીવું જોઇએ. ૧૯.

## રસો

**લોકેશ્વરરસઃ**—આંબાની તથા જાંબુની ગોટલીનો ઉકાળો કરી તેને ટાઢો પાડી તેમાં મધ મિશ્ર કરી તેની સાથે રસસિન્દૂરનું સેવન કરવું. માત્રા ાા રતીથી ૧ રતી સુધી. ઠંડા સ્થળપર સ્થિત થઈ તૃષાથી પીડાતા પુરૂષે મદના ગંડુપ (કોગળા) ધારણ કરાવવા જોઈએ. જે યોગમાં ગંધકનો ઉલ્લેખ ન હોય અને માત્ર પારદનોજ ઉલ્લેખ હોય ત્યાં પારદ અથવા પારદ વાચક અન્ય કોઇ શબ્દથી રસસિન્દુરનું જ ગ્રહણ કરવું જોઈએ. ૨૧.

**મહોદધી રસઃ**—તામ્રભસ્મ, બંગભસ્મ પારદ, હરતાલ, મોરથુથુ એ સર્વને વડની કુંપળોથી ઘુંટી ગોળીયો બનાવવી. માત્રા ા રતીથી ાા રતી સુધી. એના સેવનથી તૃષ્ણા નષ્ટ થાય છે. ૨૨.

**કુમુદેશ્વર રસઃ**—તામ્રભસ્મ ૨ ભાગ, બંગભસ્મ ૧ ભાગ એને જેઠીમધના કવાથની સાતવાર ભાવના આપી સુકવી દેવું. માત્રા ા રતી અનુપાન રતાંજળી, ઉપલસરી, નાગરમોથ, ઈલાયચી, નાગકેસર એકંદર મેળવી તે ૧ તોલો, ધાણી ૧ તોલો, ઉકાળા માટે પાણી ૩૨ તોલા, બાકી ૧૬ તોલા રહે ત્યારે ઉતારી એ કવાથમાં સાકર તથા મધ મેળવી અનુપાનમાં પાવું જોઇએ, આ રસ ઉલ્ટી તથા તૃષ્ણાનું નિવારણ કરે છે. ૨૩–૨૫

**इति भैषज्यरत्नावल्यां तृष्णाधिकारः**



# શ્રી ભૈષજ્ય રત્નાવલી અને ચક્રદત્ત

## અથ મૂર્ચ્છાધિકારાઃ

### સામાન્ય ચિકિત્સા

**સેકાવગાહૌ મણયઃ સહારાઃ શીતાઃ પ્રદેહા વ્યજનાનિલાશ્ચ ।**
**શીતાનિ પાનાનિ ચ ગન્ધવન્તિ સર્વાસુ મૂર્ચ્છાસ્વનિવારિતાનિ ॥૧॥**
**[ ચક્રદત્તઃ ૧ ].**

બધી જાતની મૂર્ચ્છાઓમાં ઠંડા પાણીનો પરિષેક (આંખ, મોં ને માથા ઉપર ઠંડુ પાણી છાંટવું કે રેડવું), ઠંડા પાણીનું અવગાહન ( ઠંડા પાણીમાં બેસાડવો. ) મણિનો હાર, ઠંડા પ્રદેહલેપ, [ચંદન આદિનો લેપ], પંખાની હવા તથા કપુર, ચંદન આદિ દ્વાર સુગંધિત શીતલ પાનક લાભ કારક છે. ૧ (ચક્ર. ૧).

તથા મધુર વર્ગથી સિદ્ધ કરેલું દુધ તથા જાંગલ પ્રાણિયોનો માંસ રસ. તથા રાતા ચોખા, જવ અને મઠ, મગનં પથ્ય હિતકારક છે. (ચક્રદત્ત ૨).

**યથાદોષ ચિકિત્સાક્રમઃ**—દોષજ મૂર્છામાં યથાદોષ જ્વરનાશક ઉકાળા, તથા લોહી જોવાથી ઉત્પન્ન થયેલ રકતજન્ય મૂર્છામાં શીત ક્રિયા કરવી જોઇએ. અતિ મદ્યપાનથી ઉત્પન્ન થયેલ મૂર્છામાં ઉલ્ટી કરાવનાર ઔષધ દ્વારા પેટમાંના મદ્ય (દારૂ)ને ઉલ્ટી કરાવી તેને સુખપૂર્વક સુવાડી દેવો તથા વિષજ મૂર્છામાં વિષઘ્ન ઔષધોનો પ્રયોગ કરવો જોઈએ. ૨( ચક્ર. ૩–૪).

**કોલાદિ ચુર્ણઃ**—બોરના ઠળીયાનો ગર્ભ, મરી, વાળો તથા નાગકેસરનું ચુર્ણ ટાઢા પાણી સાથે પીવાથી અથવા મધ મેળવી પીંપરનું ચુર્ણ મધ સાથે ચટાડવાથી મૂર્છા નષ્ટ થઇ જાય છે. ૩ (ચક્રદત્તઃ ૫).

**સુમહૌષધાદિ કવાથઃ**—સુંઠ, ગળો, બેઠી ભોંયરીંગણી, પુષ્કર મૂળ, પીંપરી મુળનો કવાથ પીંપરનું ચુર્ણ મેળવી પીવાથી મૂર્છા અને મદ શાંત થાય છે, (ચક્ર ૦૬).

### ભ્રમઃ ફેર ચઢવા-તેની ચિકિત્સા

શતાવરી, કાંસકાનાં મૂળ, દ્રાક્ષથી સિદ્ધ થયેલું દુધ, સાકર સાથે પીવાથી ફેર ચઢવા (ચક્કર આવવાં), મટી જાય છે. અથવા કાંસકાનાં બીનું ચુર્ણ સાકર અને દૂધની સાથે પીવાથી ભ્રમ-ફેર ચઢવા મટી જાય છે. (ચક્રદત્તઃ ૭).

ભ્રમરોગની શાંતિને માટે ધમાસાનો ઉકાળો ઘી સાથે પીવો જોઇએ.

ત્રિફળાના પ્રયોગથી અથવા દૂધના પ્રયોગથી તથા રસાયન ઔષધોના પ્રયોગોથી અથવા દસ વર્ષના જુના ઘીના પ્રયોગ આ રોગમાં અત્યંત હિતકર છે. ૪ (ચક્ર: ૮).

**ત્રિફળા પ્રયોગ:**—દરરોજ રાત્રે મધ સાથે ત્રિફળાનું સેવન કરવાથી તથા પ્રાતઃકાલે ગોળની સાથે આદાનું સેવન કરવાથી સાત દિવસની અંદર પથ્યનું સેવન કરનાર મનુષ્યના મદ, મૂર્ચ્છા કમળો, તથા ઉન્માદ રોગ નષ્ટ થાય છે. ૫ (ચક્રદત્ત: ૯).

**સંન્યાસ ચિકિત્સા:**—મૂર્છા પામેલા પુરુષને ભાનમાં લાવવા માટે તીક્ષ્ણ અંજન, અવપીડ (લસણ આદિના રસનું નસ્ય) ધુમ્રપાન, પ્રધમન (સુંઠ, મરી આદિનું ચુર્ણ નાકની અંદર પહોંચાડવું–શુષ્ક નસ્ય), સોય ઘોંચવી, ગરમ લોહના ખીલા આદિદ્વારા ડામ દેવો, નખની અંદર સોય આદિ ઘોંચી પીડા કરવી, વાળ કિંવા રોમ ખેંચી ઉખાડવા, દાંતથી બચકું ભરવું, તથા એના શરીરે કૌચ લગાડવી આદિ ક્રિયાઓ કરવી જોઇએ. એથી મૂર્છિત પુરૂષ જલ્દી અવબુદ્ધિ થઇ (ભાનમાં આવી) જાય છે. તેની બેહોશી નષ્ટ થાય છે. ૬–૭ (ચક્રદત્ત: ૧૦–૧૧).

**ચક્રદત્ત: મૂર્છાધિકારના શ્લોક ૧ થી ૧૧ ઉપર સંપૂર્ણ આવી જાય છે.**

**નિદ્રા આવે:**—પીંપરી મૂળનું ચુર્ણ ગોળ સાથે ચાટવાથી ચિરકાલથી નષ્ટ થયેલી નિદ્રા પણ જલ્દી આવી જાય છે. ૮.

શેરડી, પોયની ભાજી, અડદ, મદ્ય, માંસ, ઘી દૂધ, ઘઉં, ગોળ. માછલી એના ભોજન જલ્દી નિદ્રા આવે છે, ૯.

ભાંગને બકરીના દુધમાં ઘુંટી પગના તળીયે લેપ કરવાથી નિદ્રાનો આવિર્ભાવ થાય છે. ૯.

## રસો

**સુધાનિધિ રસ:**—રસસિન્દુરને પીંપરના ચુર્ણ તથા મધ સાથે મૂર્ચ્છા રોગમાં સેવન કરાવવું જોઇએ. પરિષેક અને અવગાહન આદિ સર્વ શીતલ પાણીથી કરવાં જોઇએ. આ રસ મધ તથા મૂર્છાને નષ્ટ કરે છે. ૧૦.

**મૂર્ચ્છાન્તક રસ:**—રસસિન્દુર, સુવર્ણ માક્ષિક ભસ્મ, શિલાજીત, લોહભસ્મ, એ સર્વ સરખે ભાગે મિશ્ર કરી શતાવરી તથા વિદારી કંદના રસની ભાવના દઇ બે રતીની ગોળીયો બનાવવી. આ મૂર્ચ્છાન્તક રસ મૂર્છા રોગને નષ્ટ કરે છે. ૧૧–૧૨.

### અશ્વગંધારિષ્ટ

આસન ૫ શેર, મજીઠ, હરડે, હળદર, દારૂહળદર, જેઠીમધ, રાસ્ના, વિદારી કન્દ, અર્જુન વૃક્ષની છાલ, મોથ, તથા નસોતર દરેક અંકક શેર, ઉપલસરી, સુખડ, રતાંજળી, વજ, ચિત્રકમુળ, દરેક બત્રીસ બત્રીસ તોલા, એ સર્વને ખાંડી ૮ દ્રોણ [૮૧૯૨ તોલા] પાણીમાં ઉકાળવું. જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઠંડુ થયે ગાળી લઇ તેમાં ધાવડીનાં ફુલ ૬૪ તોલા, મધ ૦ાા મણ, [ કટુ ૮ તોલા, ત્રિજાતક (તજ, ઇલાયચી, તમાલ પત્ર) દરેક ૧૬ તોલા, ઘઉંલા ૧૬ તોલા, નાગકેસર ૮ તોલા, લઇ સર્વનું ચુર્ણ નાંખવું પછી એક વાસણમા ભરી મોં બંધ કરી એક મહિનો રહેવા દેવું. પછી ગાળી બે તોલા માત્રામાં સેવન કરાવવું. એના સેવનથી મૂર્ચ્છા, અપસ્માર, શોષ, ઉન્માદ, કૃશતા, અર્શ; મંદાગ્નિ, તથા વાતજ રોગ નષ્ટ થાય છે. ૧૩ થી ૧૯

**इति भैषज्य रत्नावल्यां मूर्छाधिकार:**

# શ્રી ભૈષજ્ય રત્નાવલી અને ચક્રદત્ત.

## અથ મદાત્યયાધિકાર

### ખર્જુરાદિ મન્થ

ખજુર, દ્રાક્ષ, કોકમ, આંબલી, દાડમ, ફાલસા, તથા આંબળાં એ સર્વ એકત્ર મેળવી બનાવેલો મંથ પાવાથી મદ્યપાન કરવાથી ઉત્પન્ન થયેલો વિકાર શાંત થાય છે. ૧ (ચક્ર: ૧).

**મંથવિધિઃ**—૧૬ તોલા ઠંડા પાણીમાં ૪ તોલા ઔષધ ખાંડી તેનો કલ્ક નાંખવો પછી ચોળી એક રસ કરી ગાળી લઇ ૮ તોલા પીવો જોઇએ. (ચક્રદત્ત: ૨).

**તર્પણમઃ**—વટાણા, મગ, આંબળાં, દાડમ મે વી, દ્રાક્ષ, આંબળાં, ખજુર, ફાલસાના રસથી તર્પણ યૂષ તથા અનેક પ્રકારના માંસ રસ બનાવવાં જોઇએ. [ચક્રદત્ત: ૩).

### સર્વ મદાત્યય ચિકિત્સા.

**વાતિક મદાત્યયમાંઃ**—પીધેલો દારૂ જીર્ણ થઇ ગયા પછી સંચળ તથા ત્રિકટુવાળું તેમજ જળમિશ્રિત મદ્ય પાવું જોઇએ. ૨ (ચક્રદત્ત: ૪).

**પૈત્તિક મદાત્યયમાંઃ**—સાકરવાળું મગનું ઓસામણ અથવા ગળ્યા રસ વાળો માંસરસ પાવો જોઇએ, આ મદાત્યયમાં બધી ક્રિયાઓ શીતલજ કરવી જોઇએ. ૩ (ચક્ર: ૫)

**કફજ મદાત્યયમાંઃ**—પુરૂષના બળ અનુસાર લંઘન તથા દીપનીયગણ ( પંચકોલ ) નાં ઔષધે વાળા મદ્યનું પાન કરાવવું જોઇએ. ત્રિદોષ જ મદાત્યયમાં ત્રણે દોષોની ઉપર કહેલી ભેગી ચિકિત્સા કરવી જોઇએ. એ ક્રિયાઓથી મદાત્યય શાંત થાય છે. ૪–૫ (ચક્ર:૬-૭)

**દુગ્ધ પ્રયોગઃ**—જો ઉપરની ચિકિત્સાથી મદાત્યય શાંત ન થાય તો મદ્યનો ક્રમ છોડી દુધનો પ્રયોગ કરવો જોઇએ. લંઘનાદિથી કફ ક્ષીણ થઇ ગયા પછી તથા દુર્બળતા અથવા લઘુતા વધી જાય તો દુધજ પીવું જોઇએ. દુધ ઓજની સમાન તથા મદ્યથી વિપરીત છે. જેથી ક્ષીર યા મદ્યનો પ્રયોગ ક્રમશઃ થોડો થોડો કરવો જોઇએ. (ચક્રદત્ત: ૮-૯).

**પુનર્નવાદિ ઘૃતઃ**—સાટોડીનો ક્વાથ, દુધ, તથા જેઠીમધના કલ્કથી સિદ્ધ કરેલ ઘૃત પુષ્ટિકારક તથા મદ્યપાનથી ક્ષીણ ઓજવાળાને હિતકર છે. (ચક્રદત્ત: ૧૦).

જો મનુષ્ય મદ્ય પીધા પછી ઘી સાથે સાકર ખાઇ લે તો મદ્ય તેને કાંઇ પણ મદ કરશે નહિં. ૬.

**સોપારી ખાવાથી ચડેલો મેણોઃ**—ઉલ્ટી, મૂર્છા તથા અતિસાર આદિ લક્ષણો થાય એવી સોપારી ખાવાથી ઉત્પન્ન થયેલો મદ ( મેણો ચડવો) માં તત્ક્ષણ તૃપ્તિ પૂર્વક ઠંડુ પાણી પાવું જોઇએ. જેથી સર્વ ઉપદ્રવો શાંત થઇ જાય છે. ૭. (ચક્રદત્ત ૧૬).

સુકાં જંગલનાં અડાયાં સુંઘવાથી, ઠંડુ પાણી પીવાથી તથા મીઠું ખાવાથી સોપારી ખાધાથી ચડેલો મદ ( મેણો ) શાંત થઇ જાય છે. તથા સાકરને પાણીમાં ઓગાળી તેનો કોગળો મોંમાં ધારણ કરી રાખવાથી ચુનો ખાવાથી ઉત્પન્ન થયેલ વ્યાધિ ( મોં આવવું ) નષ્ટ થાય છે. ૮ (ચક્રદત્ત ૧૭).

શંખનું ચુર્ણ સુંઘવાથી પણ એનો નિશો ઉતરી જાય છે. (ચક્રદત્ત ૧૭)

ભુરા કોળાના રસમાં ગોળ મેળવી પીવાથી, મીંઢળ તથા મેણી કોદરીથી ચઢેલો મદ (મેણો) શાંત થઇ જાય છે. એજ રીતે ધતુરાનો મદ (નિશો) દૂધમાં સાકર મેળવી પીવાથી મટી જાય છે. ૯ (ચક્રદત્ત ૧૮).

## અષ્ટંગ લવણ

સંચળ, શાહજીરૂ, કોકમ, અમલવેતસ, દરેક એકેક ભાગ, તજ, એલચી, મરી, દરેક અર્ધો ભાગ, સાકર ૧ ભાગ, એ સર્વ પરસ્પર મિશ્ર કરી ચુર્ણ કરવું. આ ચુર્ણ જઠરાગ્નિને વધારે છે. તથા આંતરડાં આદિની શુદ્ધિ કરે છે તથા કફજ મદાત્યયને નષ્ટ કરે છે. ૧૦–૧૧ (ચક્રદત્ત ૧૧–૧૨).

**ચવ્યાદે ચુર્ણઃ**—ચવક, સંચળ, ફુલાવેલી હીંગ, બીજોરૂં, સુંઠ, અજમાનું ચુર્ણ મદ્યની સાથે પીવાથી મદાત્યયને નષ્ટ કરે છે. (ચક્રદત્ત ૧૩).

**મદ્યપાન વિધિઃ**—શીતલ જળમાં સ્નાન કરી, સુખડ લગાવી, માળા પહેરી ભોજન સાથે માંસ ખાતાં મદ્ય પીવાથી કોઇ રોગ, ઉન્માદ, મદાત્યયાદિ થતા નથી. (ચક્રદત્ત ૧૪).

**પાનવિભ્રમ ચિકિત્સાઃ**—દ્રાક્ષ, કોઠું, દાડમના રસનો પનો, મધ, સાકર, મેળવી પીવાથી પાનવિભ્રમ નષ્ટ થાય છે.

**પથ્યાઘૃતઃ**—હીમજી હરડેનો ઉકાળો અથવા આંબળાંના ઉકાળા સાથે સિદ્ધ કરેલું ઘી અથવા કલ્યાણ ઘૃત મદ અને મૂર્છાને નષ્ટ કરે છે. (ચક્રદત્ત ૧૫).

## એલાદ મોદક

એલાયચી, જેઠીમધ, ચિત્રકમૂળ, હળદર, દારૂ હળદર, ત્રિફળા, લાલ શાલી ચોખા, પીંપર, દ્રાક્ષ, ખજુર, કાળા તલ, જવ, વિદારીકન્દ, ગોખરૂનાં બી. નસોતર, શતાવરી, દરેક સરખે ભાગે લઇ તે બધાથી બમણી સાકર લઈ યથાવિધિ મોદક બનાવી દૂધ તથા ગગના ઓસામણ સાથે સેવન કરાવવા. માત્રા ૦।। તોલાથી ૨ તોલા સુધી. પ્રાતઃકાળે અંબિકાને નમસ્કાર કરી સેવન કરવાથી મદ્યના અતિ પીવાથી ઉત્પન્ન થયેલ સંપૂર્ણ વિકાર નષ્ટ થાય છે. ૧૨ થી ૧૫.

## મહા કલ્યાણવટી.

સુવર્ણ ભસ્મ, અભ્રકભસ્મ, પારદ, ગંધક, લોહભસ્મ, મોતીની ભસ્મ, દરેક સરખે ભાગે લઇ મિશ્ર કરી આંબળાંના રસથી ઘુંટી રતી રતીની ગોળીયો બનાવવી. અનુપાન તલનું ચુર્ણ તથા મધ અથવા સાકર તથા મધ અથવા માંખણ એના સેવનથી મદાત્યય રોગ નષ્ટ થાય છે. ૧૬ થી ૧૮.

**શ્રીખંડાસવઃ**—સુખડ, મરી, જટામાંસી. હળદર, દારૂ હળદર, ચિત્રકમૂળ, મોથ, વાળો, તગર, દ્રાક્ષ, રતાંજળી, નાગકેસર, કાળીપાટ, આંબળાં, પીંપર, ચવક, લવીંગ, કંકોલ, લોધર, દરેકનું ચુર્ણ ૪ તોલા. પાણી ૪ દ્રોણ (૪૦૯૬ તોલા), દ્રાક્ષ ૨૪૦ તોલા, ગોળ ૩૦ શેર, ધાવડીનાં ફુલ ૧૨ પલ, એને એક માટીના વાસણમાં ભરી મોં બંધ કરી મહિના સુધી રાખી મૂકવું. પછી ગાળી આયુષ્ય, અગ્નિ તથા બળ અનુસાર પ્રયોગ કરવો. માત્રા ૧। તોલાથી ૨।। તોલા સુધી. આ પીવાથી મદાત્યય, પરમદ, પાનાજીર્ણ, તથા પાનવિભ્રમ આદિ રોગો નષ્ટ થાય છે. ૧૯ થી ૨૩.

**શ્રી ચક્રદત્તઃ મદાત્યય ધિકારના શ્લોક ૧ થી ૧૮ સંપૂર્ણ આ અધિકારમાં આવી જાય છે.**

**इति भैषज्यरत्नावल्यां मदात्ययाधिकारः ।**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथ दाहरोगाधिकार

### દાહે સામાન્ય ક્રમ.

**यत्पित्तज्वरदाहोक्तं दाहे तत्सर्वमिष्यते ॥**
**चन्दनाम्बुकणास्यन्दितालवृन्तोपवीजितः ।**
**सुप्याद्दाहार्दितोऽम्भोजकदलीदलसंस्तरे ॥१॥** (ચક્રદત્તઃ ૩)

પિત્તજ્વરમાં જે દાહની ચિકિત્સા કહી છે તે ચિકિત્સા દાહરોગમાં કરવી જોઇએ.

કમળ તથા કેળનાં પાનને પથારી માફક પાથરી તેના ઉપર દાહવાળા રોગીને સુવાડી સુખડના પાણીથી તર કરેલા પંખાથી હવા નાંખવી. ૧ [ચક્રદત્ત ૩].

તૃષા અને દાહ (બળત્રા) ની શાંતિને માટે પરિષેક, અવગાહન તથા પંખાનો પવન નાંખવો. તેમાં શીતલ પાણી જ પરમ શ્રેષ્ઠ છે. ૨ (ચક્રદત્ત ૪).

ઘઉંલા, લોધર, વાળો, સુગંધીવાળો નાગકેસર, તમાલપત્ર, નાગરમોથ એને પીળી સુખડના રસમાં ઘસી તેનો દાહવાળા રોગીના શરીરે લેપ કરવો જોઇએ. ૩ (ચક્રદત્ત ૭).

સુગંધીવાળો, પદ્મક, ખસ (વાળો) રતાંજળી, એ સર્વના ચુર્ણને પાણીમાં મેળવી એક દ્રોણી (૪૦૯૬ તોલા) પાણી ટબમાં ભરી દેવું. અને રોગીને તેમાં બેસાડવો. એ પ્રકારે દાહ (બળત્રા) જલ્દી નિવૃત્ત થાય છે. ૪ (ચક્રદત્ત ૮).

રોગીના શરીરપર કાંજીથી પલાળેલું વસ્ત્ર ઓઢાડવું અથવા ખસ તથા સુખડને શુક્તમાં ઘુંટી તેનો લેપ કરવો. સો વાર ધોયેલ ઘીના લેપથી દાહ શાંત થાય છે. ૫.

બોર અને આંબલીના રસનો અથવા કાંજીનો લેપ કરવો. ( ચક્રદત્ત ૧–૨).

ઠંડુ દુધ, ક્ષીરી વૃક્ષો (વડ, ઉમરડો વગેરે) નો કવાથ ટાઢો કરી સુખડ મેળવી તથા અન્ય શીતલ પદાર્થો પ.ઈ તથા સેક.દિ કરી અંતર્દાહ શાંત કરવો જોઇએ. [ચક્રદત્ત ૫].

**કુશાદિ તૈલ** તથા **ઘૃતઃ**—કુશાદિ પંચમૂળ, શાલવણ, જીવકાદિ ગણની ઔષધીયોથી સિદ્ધ કરેલ તેલ તથા ઘી દાહ તથા ાત પિત્તને નષ્ટ કરે છે. [ચક્રદત્ત ૬]

**ચંદના.દે કવાથઃ**—ચંદન, ખડસલીયો પીત્તપાપડો, ખસ, સુગંધીવાળો, મોથ, કમળની જડ, મૃણાલ (કમળની દાંડી), છડ, ધાણા, પદ્મક, આંબળાં, એ સર્વ એકંદર મળી ૨ તોલા, ૩૨ તોલા પાણીમાં ઉકાળી ૧૬ તોલા રહે ત્યારે ઉતારી ટાઢું થયે તેમાં મધ મેળવી પીવાથી દાહ નષ્ટ થાય છે. ૬ ૭.

**દાહાન્તક રસઃ**—પારદ ૫ ભાગ. તાંબાનાં પત્રાં ૧ ભાગ, એમાં પારદ તથા ગંધકની કજ્જલીને લીંબુના રસથી તથા પાનના રસથી ઘુંટી તાંબાનાં પત્રાં પર લેપ કરવો. પછી તેને ભૂધરયંત્રમાં ભસ્મ થતાં સુધી પકવવાં. માત્રા ½ રતીથી ½ રતી સુધી. અનુપાન આદાનો રસ તથા ત્રિકટુનું ચુર્ણ. આ રસ દાહ તથા પિત્તજ મૂર્ચ્છાને મટાડે છે. ૮ થી ૧૦.

**સુધાકર રસઃ**—રસ સિન્દુર, અભ્રક ભસ્મ, સોનાની ભસ્મ, મોતીની ભસ્મ, એને ત્રિફલાના તથા શતાવરીના રસથી જુદી જુદી સાત સાત ભાવના આપી પછી ગોળીયો વાળવી અને છાયામાં સુકવવી. માત્રા ૦।। રતીથી ૧ રતી સુધી. એમાં દોષને અનુસાર અનુપાનની કલ્પના કરવી જોઇએ. આ રસ દાહ, પ્રમેહ તથા વાતરક્ત વગેરે રોગોને નષ્ટ કરે છે. અને બળ તથા વીર્યને વધારે છે. ૧૧ થી ૧૩.

**इति भैषज्यरत्नावल्यां दाहरोगाधिकार ॥**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## उन्मादाधि ारः ( ગાંડપણની ચિકિત્સા )

**सामान्यतः उन्मादचिकित्सोपायाः ।**

---

**उन्मादे वातिके पूर्वं स्नेहपानं विरेचनम ।**
**पित्तजे कफजे वान्तिः परो बस्त्यादिकः क्रमः ॥१॥**
**यच्चोपदेक्ष्यते किञ्चिदपस्मारचिकित्सिते ।**
**उन्मादे तच्च कर्तव्यं सामान्याद्दोषदूष्ययोः ॥२॥ [चक्रदत्तः १ २].**

વાત ઉન્માદમાં પ્રથમ ઘૃતપાન કરાવવું પિત્તજ ઉન્માદમાં વિરેચન અને કફજમાં ઉલ્ટી કરાવવી જોઇએ. તે પછી બસ્તિ આદિ ક્રિયા હિતકર છે. ૧.

જે કાંઇ અપસ્માર (મૃગી-વાઇ) ની ચિકિત્સામાં અમે આગળ કહીશું તે સર્વ પણ ઉન્માદમાં કરવું જોઇએ કેમકે બન્નેમાં દોષ તથા દૂષ્ય સમાનજ છે. ૨ (ચક્રદત્ત ૨).

**સ્વરસ પ્રયોગઃ**—બ્રાહ્મી, ભુરાકોળું, વજ, શંખાવલી એમાંથી કોઇ પણ એકના સ્વરસમાં ઉપલેટનું ચુર્ણ અને મધ મેળવી ચાટવાથી ઉન્માદ ( ગાંડપણ ) નષ્ટ થાય છે. ૩ [ચક્રદત્ત ૩].

ઉન્માદના રોગીને કોયલનું માંસ ખવરાવી પવન વગરના સ્થાનમાં સુવાડી દેવો. આ પ્રકારે કરવાથી તે રોગી સ્મૃતિભ્રંશ આદિ મનોવિકારોથી રહિત થઇ ચેતનતાને પ્રાપ્ત થઇ જાગે છે. ૪.

કાચી ચણોખડી દુધ સાથે ઘુંટી પીવાથી ઉન્માદ રોગ મટે છે. [ચક્રદત્ત ૮].

ભૂરા કોળાના બીનું ચુર્ણ મધની સાથે ચાટવાથી ઉન્માદ રોગ મટે છે. ૫.

### ઉન્માદ નાશક નસ્યાદિ

ઉન્માદમાં મધ સાથે તાડી પાવી અથવા માત્ર તાડીજ પાવી જોઇએ. તેવા રોગીને સરસીયું તેલ સુંઘાડવું તથા શરીરે ચોપડી મર્દન કરવું ઉત્તમ છે. રોગીને શરીરે સરસીયું તેલ ચોપડી તેના હાથ પગ બાંધી તડકામાં છતો સુવાડી દેવો. એ પ્રકારે કરવાથી ઉન્માદ રોગ નષ્ટ થાય છે.૬ ( ચક્રદત્ત ૭-૮ ).

**દશમૂલ ક્વાથઃ**—દશમૂળ । ક્વાથ ક્વાથ ઘી તથા માંસ રસ સાથે અથવા સફેદ સરસવના ચુર્ણ સાથે પીવાથી મટે છે. [ચક્રદત્ત ૪].

સવારે જુનું ઘી પીવાથી ઉન્માદ રોગ મટી જાય છે. ૭ (ચક્રદત્ત ૪).

**જુના ઘીનાં લક્ષણોઃ**—દશ વર્ષનું જુનું ઘી લાક્ષારસની માફક લાલ તથા ઉગ્ર ગંધવાળું હોય છે. તેથી વધુ દિવસનું પ્રપુરાણ કહેવાય છે. (ચક્રદત્ત ૫).

**પાયસ:**—ધોળા ધંતુરાના ઉત્તર દીશા તરફ ગયેલા મૂળથી સિદ્ધ કરેલા દુધમાં ગોળ, ઘી તથા ચોખા મેળવી બનાવેલી ખીર સમસ્ત દોષજ ઉન્માદને શાંત કરે છે. (ચક્રદત્ત ૬).

**સિદ્ધાર્થકાદિ ગદ:**—સફેદ સરસવ, ફુલાવેલી હીંગ, વજ, કરંજ, (કાચકાં), દેવદાર, મજીઠ, ત્રિફળા, ધોળી ગરણી, માલકાંગણી તજ ધઉંલા, સરસડાની છાલ, હળદર, દારૂહળદર, એનું ચુર્ણ કરી બકરાના મૂત્રમાં ઘુંટી ગોળીયો બનાવી લેવી. એ આખમાં આંજવાથી, તેમ પાવાથી તેમ નાકમાં સુંઘાડવાથી, શરીરે ચોપડવાથી, ઉદ્વર્તન કરવાથી, પાણીમાં મેળવી તેથી સ્નાન કરવાથી અપસ્માર ઉન્માદ, વિષ, શાપ, કુરૂપતા, તાવ તથા ભૂત બાધાને નષ્ટ કરે છે. રાજદ્વારમાં માન મળે છે. આ ઔષધોનો કલ્ક તથા ગોમૂત્ર મેળવી સિદ્ધ કરેલું ઘી પણ એજ ગુણ કરે છે. (ચક્રદત્ત ૯ થી ૧૨).

**ત્રુષણાદિ વર્ત્તિ:**—સુંઠ, મરી, પીંપર, સીંધાલુણ, વજ, કડુ, સરસડાની છાલ, કરંજનાં બી [ કાચકાં ], ધોળા સરસવ, એ સર્વનું ચુર્ણ કરી ગોમૂત્રમાં ઘુંટી બત્તી બનાવવી. તે આંખે આંજવાથી, ચાતુર્થિક જ્વર, અપસ્માર, તથા ઉન્માદ રોગ નષ્ટ થાય છે. [ ચક્રદત્ત ૧૩--૧૪ ].

## સામાન્ય પ્રયોગો

**शुद्धस्याचारविभ्रंशे तीक्ष्णं नावनमञ्जनम् ।**
**ताडनञ्च मनोबुद्धिस्मृतिसंवेदनं हितम् ॥ ७ ॥**

જે રોગીને પોતાના આચાર આદિનું જ્ઞાન ન રહે તેવા આચારભ્રંશ ઉન્માદમાં પ્રથમ રોગીને ઉલ્ટી, વિરેચન આદિ દ્વારા શુદ્ધ કર્યા પછી તીક્ષ્ણ નસ્ય તથા અંજનોનો પ્રયોગ કરાવવો તથા તાડન ( મારવો ) આદિદ્વારા મન, બુદ્ધિ તથા સ્મૃતિને સ્વસ્થ કરવી. ૭ [ ચક્રદત્ત ૧૫ ].

ઉન્માદમાં તર્જન [દમ દાટી દેવી], ત્રાસન (ત્રાસ ઉપજે તેવો બ્હીવરાવવો ), દાન, સાંત્વન ( શાંતિ આપવી ), હર્ષણ (પ્રસન્ન કરવો), ભય બતાવવો તથા આશ્ચર્ય પમાડવો આદિથી તેની સ્મરણ શક્તિ ઉત્પન્ન કરી તેના મનને સ્વાભાવિક અવસ્થામાં લાવવો જોઇએ. ૮ [ ચક્રદત્ત ૧૬ ].

કામ, શોક, ભય, ક્રોધ, હર્ષ, ઇર્ષ્યા લોભ એનાથી ઉત્પન્ન થયેલા ઉન્માદમાં એક બીજાથી વિપરીત ક્રિયા દ્વારા શાંતિ કરવી. ૯ (ચક્રદત્ત ૧૭).

એજ પ્રકારે ઇષ્ટ વસ્તુ નષ્ટ થવાથી જેના મનમાં શોક ઉત્પન્ન થતાં ઉન્માદ થયો હોય તેને તે વસ્તુના જેવી બીજી વસ્તુ આપીને, શાંતિ આપી તથા આશ્વાસન દ્વારા સ્વસ્થ કરવો. ૧૦ (ચક્રદત્ત ૧૮ ).

લેપ, ઉત્સાહ, માલીસ કરવું, ધુમ્રપાન કરાવવું, ઘી પાવું એનાથી મન, બુદ્ધિ, સ્મરણ શક્તિ તથા જ્ઞાન વધે છે. (ચક્રદત્ત ૧૯ ).

## આગંતુક ઉન્માદ ચિકિત્સા

આગન્તુક ઉન્માદને ઘી પાવું. મંત્રના જપ કરાવવા, પૂજા કરાવવી, બલિ આપવો, ઉપહાર (નૈવેદ્ય) અને યજ્ઞ-હોમ આદિ વડે જીતવો. ૧૧ (ચક્રદત્ત ૪૪).

**તિક્ષ્ણ ઔષધનો નિષેધ:**—દેવ, ઋષિ, પિતૃ, ગંધર્વ આદિ ગ્રહો દ્વારા જે રોગી ઉન્માદ ગ્રસ્ત થયો હોય તેને બુદ્ધિમાન વૈદ્ય તીક્ષ્ણ અંજનાદિ કરાવવાં નહિં. ૧૨ ( ચક્રદત્ત ૫૧ ).

**પાનીય કલ્યાણક ઘૃત:**—ઈન્દ્રવરણાનું મૂ , ત્રિફળા, નગોડનાં બી, વદાર. કંકોલ, શાલિપર્ણી (સમેરવો), તગર, હળદર, દારૂહળદર, ઉપલસરી, કાળી ઉપલસરી ઘઉંલા, નીલ કમળ, નાની ઇલાયચી,-મજીઠ, દંતીમૂળ, દાડમના દાણા, નાગકેસર, તાલીસપ , ઉભી ભોંયરીંગણી, માલતીનાં ફુલ, વાવડીંગ, પૃષ્ટપર્ણી, ઉપલેટ, રતાંજળી; પદ્મક, દરેક બબે તોલા, લઇ સર્વને વાટી કલ્ક કરવો, પછી ઘી ૨ પ્રસ્થ (૧૨૮ તોલા ), પાણી ૮ પ્રસ્થ (૫૧૨ તોલા) લઇ તે બધું ભેગું કરી ઉકાળી સિદ્ધ કરવું. તે ઘીનું રોગીને ૦ાા તોલાની માત્રામાં સેવન કરાવવું, એ ઘૃત પીવાથી અપસ્માર, તાવ, ઉધરસ, શોષ, મંદાગ્નિ, ક્ષય, વાતરક્ત, સળેખમ, તૃતીયક જ્વર, ચોથીયો તાવ, ઉલ્ટી, અર્શ, મૂત્રકચ્છ, રતવા, ઉન્માદ, ગદગદ આદિ રોગો નષ્ટ થાય છે. એ ઘી ક્ષીણવીર્ય પુરુષો માટે તથા વંધ્યા સ્ત્રિયોને માટે અત્યંત હિતકર છે બ , આયુષ્ય તથા વર્ણને વધારે છે. અને સંપૂર્ણ ગ્રહોને મટાડે છે. ૧૩ થી ૧૯ [ચક્રદત્ત ૨૧થી ૨૮)

**ક્ષીણકલ્યાણક ઘૃત:**—ક્ષીર કલ્યાણક ઘૃતમાં ઉપરના પદાર્થો લઈ પાકાર્થે ઘીથી બમણું પાણી તથા ચાર ગણું દુધ લેવામાં આવે છે, કલ્ક દ્રવ્ય પૂર્વોક્ત ઘી અને આ ઘીનાં એકજ છે.

**મહાકલ્યાણક ઘૃત:**—ઉપર કહેલાં ઇન્દ્રવરણાનાં મૂ આદિ ૨૮ ઔષધોમાંથી પ્રથમનાં ૭ જુદાં કાઢી લઇ બાકીનાં ૨૧ ઔષધોનો કવાથ, ઘી ચાર ગણું, અને એકવાર વાહેલી ગાયનું દુધ ઘીથી ચાર ગણું, અને ઘીથી ચોથા ભાગે શતાવરી, અડદ, જંગલી અડદ, કાકોલી, કૌંચાં, ઋષભક, ઋદ્ધિ તથા મેદા [શતાવરી ]નો કલ્ક કરી તે મેળવી ઘી પકવી સિદ્ધ કરવું. આ મહા કલ્યાણક ઘૃત વિશેષે કરીને બૃંહણીય તથા સંન્નિપાતને નષ્ટ કરનાર છે; ( ચક્રદત્તઃ ૨૯થી ૩૦ ).

**સ્વલ્પ ચૈતસ ઘૃત:**—દશ મુળમાંથી શીવણ સિવાયનાં બાકીનાં નવમૂળ, રાસ્ના, એરંડમૂળ, નસોતર, બલા, મૂર્વા, શતાવરી, દરેક આઠ આઠ તોલા, ઉકાળા માટે પાણી ૨ દ્રોણ [૨૦૪૮ તોલા] લઈ ઉકાળી કવાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઇ તેમાં દુધ ૮ પ્રસ્થ (૫૧૨ તોલા), ઘી ૨ પ્રસ્થ (૧૨૮ તોલા) તથા પાનીય કલ્યાણ ઘૃતની કલ્કની ૨૮ ઔષધીયો દરેક આઠ આઠ તોલા લઈ તેનો કલ્ક, એ બધું એકત્ર કરી પકવી ઘી સિદ્ધ કરવું. તે ૦ાા તોલાની માત્રાથી સેવન કરાવવાથી સંપૂર્ણ મનોવિકારોને નષ્ટ કરે છે, ૨૦ થી ૨૨ (ચક્રદત્ત ૩૧ થી ૩૩).

**હિંગ્વાદિ ઘૃત:**—હિંગ, સંચળ, ત્રિકટુ, દરેક આઠ આઠ તોલા, લઈ તેનો કલ્ક કરવો પછી ઘી ૨ આઢક (૫૧૨ તોલા) ગોમૂત્ર ૮ આઢક (૨૦૪૮ તોલા), અને યથાવિધિ પાક કરી ઘી સિદ્ધ કરી તે ઘી સેવન કરવાથી ઉન્માદ રોગ મટે છે. ૨૩ [ચક્ર: ૩૮].

**મહા પૈશાચિક ઘૃત:**—જટામાંસી, હીમજી હરડે. ભૂતકેશી (જટામાંસી) બ્રાહ્મી, કૌંચાં, વજ, ત્રાયમાણ, અરણી. શતાવરી, ચોરપુષ્પી (ભટેઉર), કટુ, ઇલાયચી, વારાહી કન્દ, સવાની ભાજી, સવાનાં બી, ગુગળ, ગરણી, ગળો, રાસ્ના, બ્રાહ્મી, રાસ્ના ગંધ રાસ્ના, પ્રસારણી, (નારીવેલ) વૃશ્ચિકાલી, (વીંછુડાના છોડનાં છોડાં). શાલપર્ણી, એ સર્વ એકંદર મળી ૧ શેર, લઇ કલ્ક કરવો, ઉકાળા માટે પાણી ૧૬ શેર, અને ઘી ૪ શેર લઇ બધું એકત્ર કરી ઘી સિદ્ધ કરવું. એ ઘીનું સેવન કરવાથી બુદ્ધિ તથા સ્મૃતિ શક્તિ વધે છે. એ ઘી બાળકોના અવયવોને વધારે છે. ૨૪ થી ૨૭ [ચક્રદત્ત ૩૪ થી ૩૭].

**લશુનાદિ ઘૃતઃ**—છોલેલું લસણ ૨॥ શેર લઇ તેનો કલ્ક કરવો, દશમૂળ ૧॥ શેર, પાણી ૨ આઢક (૫૧૨ તોલા)માં મેળવી ઉકાળવું. ચોથો ભાગ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઈ તે ક્વાથમાં ઘી ૧ પ્રસ્થ (૬૪ તોલા), લસણનો રસ ૧ પ્રસ્થ [ ૬૪ તોલા ], બોર, મૂળા, બીજોરાંનો રસ, કોકમનો રસ; આદાનો રસ, દાડમનો રસ, દારૂ, દહીંની તોર, કાંજી, દરેક ૩૨ તોલા, ત્રિફળા, દેવદાર, સીંધાલુણ, ત્રિકટુ અજમો, અજમોદ, ચવક, હીંગ, અમલ વેતસ, દરેક બબે તોલા લઇ તેનો કલ્ક કરવો; પછી ઉપરની બધી વસ્તુઓ એકત્ર મેળવી ઉકાળી ઘી સિદ્ધ કરવું. એ ઘી ૦॥ તોલાની માત્રામાં ખાવાથી શૂળ, ગુલ્મ, હરસ, ઉદરરોગ, બદ, પાન્ડુરોગ, પ્લીહા, યોનિદોષ, કૃમિરોગ, જ્વર, વાતકફના અન્ય રોગો તથા ઉન્માદ મટે છે. (ચક્રઃ ૩૯ થી ૪૩).

## અંજન.

પીંપર, મરી, સીંધાલુણ, મધ અને ગોરોચન એ સર્વ એકત્ર વાટી અત્યંત બારીક કરી અંજન બનાવવું. એ અંજન આંજવાથી સંપૂર્ણ ભૂતોત્થ ઉન્માદ નષ્ટ થાય છે. ૨૮ ( ચક્રદત્તઃ ૪૫ ).

દારૂહળદર અને મધને ઘુંટી બનાવેલી ગોળીને આંજવાથી પણ ઉન્માદ નષ્ટ થાય છે. કાળાં મરી અને ગોરોચનને એક મહિનો તડકામાં રાખીને ભૂતદોષથી ઉન્મત્ત થયેલાની આંખોમાં લગાવવું જોઈએ. [ચક્રદત્તઃ ૪૬–૪૭].

## ધૂપ

**નિમ્બપત્રાદિ ધૂપઃ**—લીમડાનાં પાન, વજ હીંગ, સાપની કાંચળી, સરસવ એ સર્વ ને એકત્ર ખાંડી તેનો ધુપ કરવાથી ડાકણ આદિ દૂર થાય છે. તથા ભૂતોન્માદ નષ્ટ થાય છે. ૨૯ ( ચક્રદત્તઃ ૪૮ ).

**મહાધૂપઃ**—કપાસીયા, મોરનું પીંછું ઉભી ભોંયરીંગણી. શિવનિર્માલ્ય [શિવને ચઢાવેલું જળ, પુષ્પ આદિ), મીંઢળ, તજ, વાંસકપુર, બીલાડીની વિષ્ટા, અનાજનાં છોડાં, વજ, વાળ, સાપની કાંચળી ગાયનું શીંગડું, હાથીદાંત, હીંગ, કાળાં મરી, એ સર્વ સરખે ભાગે લઇ મિશ્ર કરી એનો ધુપ દેવાથી સ્કન્દોન્માદ, તથા પિશાચ, રાક્ષસ, સુર એનો આવેશ અને ભૂતજ્વર નષ્ટ થાય છે. ૩૦ (ચક્રઃ ૪૯).

**શિવા ઘૃતઃ**—જેઠીમધ, મજીઠ, ઉપલેટ, રતાંજળી, પદ્મક, એલાં, હરડે, આંબળાં, ઉભી ભોંયરીંગણી, તગર, વાવડીંગ, દાડમ, દેવદાર, દંતીમૂળ, નગોડનાં બી, તાલીસપત્ર, નાગકેસર, કાળી ઉપલસરી, ઇન્દ્રવરણાનાં મૂળ, શાલીપર્ણી, ધઉંલા, માલતીનાં ફુલ, કાંકોલી, ક્ષીરકાકોલી, નીલકમળ, હળદર, દારૂહળદર, અનન્તમુળ, મેદા, ઇલાયચી, કંકોલ, પૃશ્નિપર્ણી, દરેક બે તોલા, એ સર્વનો કલ્ક કરવો, પછી શીયાળનું માંસ ૫ શેર, અને દશમુળ દરેક આઠ આઠ તોલા, લઇ પાણી ૨ દ્રોણ [૨૦૪૮ તોલા]માં ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લઈ તેમાં દુધ ૪ પ્રસ્થ (૨૫૬ તોલા), ઘી ૨ પ્રસ્થ (૧૨૮ તોલા), મેળવી પછી ઉપરનો કલ્ક તેમાં મેળવી ઘી સિદ્ધ કરવું. આ ઘી દેવ, અસુર, રાક્ષસ, ગંધર્વ, પિતૃગ્રહ, ભૂત, પિશાચ, ભુજંગ, તથા યક્ષ આદિ ગ્રહોથી પીડાતા પુરૂષને સેવન કરાવવું જોઇએ. આ ઘી બધાય વાતવ્યાધિ, અપસ્માર, (મૃગ, વાઈ,) શોષ, ઉરઃક્ષત, કાસ, સળેખમ, મદાત્યય, પ્રમેહ, મૂત્રકૃચ્છ, તથા જીર્ણજ્વર આદિમાં પ્રશસ્ત છે. આ ઘી વૃષ્ય, બલપ્રદ, તથા વંધ્યા સ્ત્રિયોને પણ પુત્ર આપનાર છે. આ ઘીનો ઉન્માદના રોગીયોના હિત

માટે શ્રી વિન્ધ્યવાસીએ ઉપદેશ કર્યો છે. આ ઘીમાં નરશિયાળનું જ માંસ લેવું જોઇએ. કેમકે લખ્યું છે કે—

**श्रृगालबर्हिणोः पाके पुंमांसं तत्र दापयेत् ।**
**मयूरी जंबुकी, छागी, वीर्यहीना स्वभावतः ॥**

અર્થાત શિયાળ, તથા મોરના પાકમાં નરનું જ ગ્રહણ કરવું જોઇએ. મોરડી (ઢેલ), શીયાળવી, તથા બકરી એ સ્વભાવથીજ વીર્યહીન હોય છે. ૩૧--૪૨.

પાકા ઇન્દ્રવરણાનાં ફળ, તથા ગોમૂત્રનું નસ્ય અથવા ધોળી ગરણી અને ચોખાનું ધોવરામણ મેળવી બનાવેલું નસ્ય ઘી સાથે લેવાથી (સુંઘવાથી) ભૂતદોષ નષ્ટ થાય છે. (ચક્રદત્તઃ ૫૦).

કલ્યાણ ઘૃત, મહાકલ્યાણ ઘૃત, ચૈતસ ઘૃત તેમજ નારાયણ તેલ તથા મહાનારાયણ તેલનો પ્રયોગ પણ ઉન્માદમાં હિતકર છે. એવું ચક્રપાણીએ કહ્યું છે. ૪૩ [ચક્રદત્તઃ ૨૦].

ઉન્માદ શાંત થઇ ગયા પછી ઇન્દ્રિયો પોતાના વિષયનું બરોબર ગ્રહણ કરવા લાગે છે. બુદ્ધિ, આત્મા, અને મન પ્રસન્ન થાય છે. અને શરીરસ્થ ધાતુ પોતાના રૂપમાં થઇ જાય છે. [ચક્રદત્તઃ ૫૨].

**શ્રી ચક્રદત્ત ઉન્માદાધિકાર શ્લોક ૧ થી ૫૨ સંપૂર્ણ ઉપર આવી જાય છે.**

**સારસ્વત ચુર્ણઃ—**ઉપલેટ, આસન, સિન્ધાલુણ, અજમો, જીરૂ, શાહજીરૂ, ત્રિકટુ, કાળીપાટ, શંખપુષ્પી (શંખાવલી) દરેક એકેક તોલો, વજ ૧૧ તોલા, એ સર્વ એકત્ર કરી ચુર્ણ કરવું. તેને બ્રાહ્મીના રસથી ૩ વાર ભાવના આપી તડકામાં સુકવી ચુર્ણ કરવું. આ ચુર્ણને ૧ માસો લઈ મધ તથા ઘી સાથે સાત દિવસ સુધી સેવન કરવું એના સેવનથી મનુષ્યોની બુદ્ધિ, મેધા, ધૃત, સ્મૃતિ, સંપત્તિ, તથા કવિતાશક્તિ વધે છે. ૪૪ થી ૪૭.

## રસો

**ઉન્માદગજાંકુશઃ—**પારદ ૨ તોલા લઇ તેને અનુક્રમે ધંતુરો, મહારષ્ટ્રિ ( મરેઠી ), તથા ઝેર કોચલાં એના રસથી ત્રણ દિવસ ઉર્ધ્વપાતન કરી ૨ તોલા વિશુદ્ધ તામ્રચુર્ણ સાથે ઘુંટી ટીકડી બનાવવી. પછી ઉપર તથા નીચે ગંધક મૂકી પુટપાક કરવો. એ પ્રમાણે ફરી સાતવાર પુટપાક કરવા. પછી તેની સાથે ધંતુરાનાં બી ૨ તોલા, અભ્રક ભસ્મ ૨ તોલા, ગંધક ૨ તોલા, વછનાગ ૨ તોલા, મિશ્ર કરી અર્ધા રતીથી ૧ રતી સુધીની ગોળીયો બનાવવી. એ વાત, પિત્ત કફ આદિ દોષોથી ઉત્પન્ન થયેલા ભૂતોન્માદમાં હિતકર છે. ૪૦ થી ૫૦.

**ભૂતાંકુશ રસઃ—**પારદ, લોહભસ્મ, ચાંદીની ભસ્મ, તામ્રભસ્મ, મોતીની ભસ્મ. દરેક ૧ તોલો, હીરાની ભસ્મ [ અભાવે વૈક્રાન્ત ભસ્મ] ૨ માસા, હરતાલ, ગંધક, મનશીલ. મોરથુથુ, સુરમો, સમુદ્રફીણ, રસવંતી, પંચલવણ. દરેક એક તોલો, એને ભાંગરાનો રસ, ચિત્રક મૂળનો કવાથ, તથા હાથીયા થોરીના દુધમાં એકેક દિવસ ઘુંટી ગોળાકાર કરી ગજપુટ આપવો. એ ૨ રતીની માત્રામાં આદાના રસ સાથે ઉન્માદરોગમાં સેવન કરાવવું. પથ્ય ભેંસનું ઘી, ભેંસનું દુધ, તથા ભારે અન્ન અને સરસીયું તેલ શરીરે ચોપડવું હિતકારક છે. ૫૧ થી ૫૫.

**ઉન્માદ ભંજન રસઃ—**ત્રિકટુ, ત્રિફળા, ગજપીંપર, વાવડીંગ, દેવદાર, કરીયાતુ, કડુ,

એડી ભોંયરીંગણી, જેઠીમધ, ઇન્દ્રજવ, ચિત્રકમૂળ, કાંસકી, પીંપરીમૂળ, વીરણનો વાળો, સરગવાનાં બી, નસોતર, ઇન્દ્રવારૂણી, બંગભસ્મ, ચાંદીની ભસ્મ, અભ્રક ભસ્મ, પ્રવાલભસ્મ, દરેક એકેક તોલો, લોહભસ્મ ૨૫ તોલા, એ સર્વને એકત્ર પાણીથી ઘુંટી રતી રતીની ગોળીયો બનાવવી. એ રસ ભૂતોન્માદ, વાતજ ઉન્માદ, અપસ્માર, કૃશતા, તથા રક્તપિત્ત વગેરે રોગોને નષ્ટ કરે છે. ૫૬ થી ૬૦.

**ચતુર્ભુજની રસઃ**—રસસિન્દુર ૨ ભાગ, સુવર્ણ ભસ્મ ૧ ભાગ, મનશિલ ૧ ભાગ, કસ્તુરી ૧ ભાગ, હરતાલ ૧ ભાગ, એ સર્વને એકત્ર કરી ખલમાં ઘુંટી કુંવારપાઠાના રસથી ઘુંટી અને તેને દીવેલાના પાનમાં લપેટી અનાજના ઢગલામાં ત્રણ દિવસ પડી રહેવા દેવું. પછી બહાર લઇ અગ્નિ તથા બળ અનુસાર સેવન કરાવવું. માત્રા ૦। રતી. અનુપાન ત્રિફળા તથા મધ. એના સેવનથી વલીપલિત, અપસ્માર, ઉન્માદ, જ્વર, ઉદરસ, શોષ, મંદાગ્નિ, ક્ષય, હસ્તકમ્પ, શિરઃકંપ, ગાત્રકંપ, આદિ રોગો નષ્ટ થાય છે. ૬૧ થી ૬૫.

**इति भैषज्यरत्नावल्यामुन्मादाधिकारः ।**



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथ अपस्माराधिकार.

### વાતિકાદિક્રમેણ સામાન્યતશ્ચિકિત્સા

**वातिकं बस्तिभिः प्रायः पैत्तं प्रायो विरेचनैः ॥**
**श्लैष्मिकं वमनप्रायैरपस्मारमुपाचरेत् ॥१॥**

વાતિક અપસ્મારની બસ્તિદ્વારા, પૈત્તિકની વિરેચન ઔષધદ્વારા તથા કફજની ઉલ્ટી દ્વારા ચિકિત્સા કરવી જોઇએ. ૧ [ચક્ર: ૧).

શુદ્ધ થયા પછી સંસર્જન ક્રમ પછી શાંત કરનાર યોગોનું સેવન કરવું જોઇએ. (ચક્ર:૨).

### અંજનના પ્રયોગો

પુષ્ય નક્ષત્રમાં કહાડેલા કુતરાના પિત્તનું અંજન કરવાથી તથા તે પિત્તને ઘી સાથે મિશ્ર કરી ધુપ દેવાથી અપસ્માર (મૃગી) મટી જાય છે. ૨ [ચક્રદત્તઃ ૫]

નોળીયો, ઉલ્લૂ [ઘુવડ], બીલાડી, ગીધ, કીડ (કીડો, સાપ તથા કાગડાની ચાંચ પાંખ; તથા વિષ્ટા, આદિનો ધુપ કરવો જોઈએ, ૩ (ચક્ર૦ ૬).

મનસીલ, રસવંતી, કબુતરની વિષ્ટા, એને એકત્ર મિશ્ર કરી અંજન કરવાથી અપસ્માર [મૃગી) તથા ઉન્માદ રોગ મટી જાય છે, ૪ [ચક્ર૦ ૩].

જેઠીમધ, હીંગ, વજ, તગર, કાળીયા સરસડાનાં બી, લસણ, ઉપલેટ, એ સર્વને વાટી બકરીના મુત્રમાં ઘુંટી અંજન કરવું તથા નસ્ય આપવું જોઇએ. (ચક્રદત્તઃ ૪).

નગોડ, શરદ ઋતુના મગ, મોથ, વાળો, જવ તથા ત્રિકટુ સર્વના ચુર્ણને બકરાના મૂત્રમાં ઘુટી બત્તી બનાવી અપસ્માર, ઉન્માદ, સાપ કરડેલો હોય તેને તથા વિષ પીધેલા, કૃત્રિમ વિષ ખાધેલા તથા પાણીથી મરેલાને આ અમૃત તુલ્ય ગુણ આપે છે. તેનું અંજન આંજવું તથા ધુપ દેવો જોઇએ. [ચક્રદત્તઃ ૭-૮).

કાળી તુલસી, ઉપલેટ, હરડે, જટામાંસી, તથા ચોરકે ચોરકે ( આંખફુટામણી), એ સર્વના ચુર્ણને બકરીના મૂત્રમાં ઘુંટી શરીર ઉપર સેચન કરવાથી અથવા તે મૂત્રથી સ્નાન કરવાથી અપસ્માર રોગ શાંત થાય છે. ૫ (ચક્રદત ૯).

ચાંસાચીડીયાની વિષ્ટાથી અથવા બકરાંના રૂંવાટાં બાળી તેનાથી અથવા બકરીના મૂત્રમાં ધોળા સરસવ તથા સરગવાનાં બીને ઘુંટી શરીરે લેપ કરવાથી અપસ્માર મટી જાય છે. ૬ (ચક્રદત્ત ૧૦).

**વચાચુર્ણ:**—દરરોજ જે રોગી વજના ચુર્ણને મધ સાથે સેવન કરે છે અને દુધ તથા ભાતનું ભક્ષણ કરે છે. તે જુના અપસ્મારના રોગથી મુક્ત થઇ જાય છે. ૭ (ચક્ર: ૧૧).

## બીજા યોગો

જે દોરીથી મનુષ્યને ફાંસી દીધી હોય તે ફાંસીની દોરીને બાળી ઠંડા પાણી સાથે પીવાથી અપસ્માર (મૃગી) રોગ નષ્ટ થાય છે. ૮ (ચક્રદત્તઃ ૧૨).

લસણને તેલ સાથે, તથા શતાવરીને દુધની સાથે તથા બ્રાહ્મીના રસને મધ સાથે સેવન કરવાથી બધા અપસ્માર શાંત થાય છે. ૯ (ચક્રદત્ત ૧૩).

બકરીના બચ્ચાનો ડુંટીનો નાળ લઈ તેને સારી રીતે દ્રવરહિત કરી ખાટા રસથી સિદ્ધ કરી ખાવાથી અપસ્માર મટી જાય છે. ૧૦ (ચક્રદત્ત ૧૪).

**સ્વલ્પ પંચગવ્ય ઘૃતઃ**—ગાયના છાણનો રસ ૪ શેર, ગાયનું ખાટું દહીં ૪ શેર, ગાયનું દૂધ ૪ શેર, ગાયનું મૂત્ર ૪ શેર, ગાયનું ઘી ૪ શેર પાણી ૧૬ શેર સર્વ એકત્ર કરી ઉકાળી ઘી સિદ્ધ કરી સેવન કરવાથી ચોથીયો તાવ, ઉન્માદ, ગ્રહ તથા અપસ્માર આદિ નષ્ટ થાય છે. ૧૧ (ચક્રદત્તઃ ૧૬).

**બૃહત્પંચગવ્ય ઘૃતઃ**—દશમૂળ, ત્રિફળા, હળદર, દારૂહળદર, કડાછાલ, સપ્તપર્ણ [સાતવનની છાલ] અંઘેડો, ગળી, કડુ, ગરમાળાનો ગોળ, ઉમરડાનું મુળ પુષ્કરમૂળ,ધમાસો, દરેક આઠ આઠતોલા ખાંડી ઉકાળો કરી તે પાણી ૨ દ્રોણ [૨૦૪૮ તોલા,]માં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારવું. પછી ભારંગમૂળ, કાળીપાટ, ત્રિકટુ, નસોતર, નીચુલ (સમુદ્ર ફળ), ગજપીંપર, તુવેરનું મૂળ, મોરવેલ, કરીયાતુ, ચિત્રકમૂળ ઉપલસરી, રોહીડાની છાલ, ગંધતૃણ મીંઢળ દરેક બબે તોલા, લઈ તેનો કલ્ક કરવો, એનો યથાવિધિ પાક કરી પીવાથી અપસ્માર, તાવ, ઉદરસ. સોજા, ઉદરરોગ, ગુલ્મ, અર્શ, પાંસળાંનું શૂળ, કમળો હલીમક, ચોથીયો તાવ, આદિ રોગો તથા ગ્રહ અને રાક્ષસ વગેરેનું નડતર નષ્ટ થાય છે. માત્રા ૦।। તોલો. ૧૨ થી ૧૭ (ચક્રદત્ત ૧૭ થી ૨૨).

**મહાચૈતસ ઘૃતઃ**—સણનાં બી, નસોતર, એરંડાનું મૂળ દસમુળ, શતાવરી, રાસ્ના, પીંપર, સરગવાનુ મુળ, દરેક આઠ આઠ તોલા, લઇ તેને ખાંડી પાણી ૨ દ્રોણ [૨૦૪૮ તોલા)માં ઉકાળવું. જ્યારે ચોથો ભાગ રહે ત્યારે ઉતારવું, પછી વિદારી કન્દ, જેઠીમધ, મેદા, મહામેદા, કાકોલી ક્ષીરકાકોલી, સાકર, મુઞ્જાતક, (ખજુર), દ્રાક્ષ. શતાવરી, ગોખરૂ, તથા સ્વલ્પ ચૈતસ ઘૃતમાં કહેલો કલ્ક બધું મળી ૬૪ તોલા, તેનો કલ્ક કરી ઉપરના કવાથમાં નાંખવો, તેમાં ઘી ૨ પ્રસ્થ [૧૨૮ તોલા] નાંખી ઉકાળી ઘી સિદ્ધ કરવું. તે ૦।। તોલાની માત્રાથી સેવન કરવું. તેથી અપસ્માર, ગરદોષ, ઉન્માદ, સૂળેખ, તૃતીયક જ્વર, ચાથીયો તાવ, શ્વાસ, કાસ, આદિ રોગ નષ્ટ થાય છે. આ ઘી વીર્ય તથા રજનું શોધક છે, જો મુઞ્જાતક ન પ્રાપ્ત થાય તો તેને બદલે તાલમસ્તક નાંખવું. ૧૮ થી ૨૩ (ચક્રદત્તઃ ૨૩ થી ૨૮ ).

**કલ્યાણ ચુર્ણઃ**—પીંપર, પીંપરીમૂળ, ચવક, ચિત્રકમૂળ, સુંઠ, કાળી મરી, ત્રિફળા, બીડલવણ, સીંધવ, પીંપર, વાવડીંગ, પુતીક (કાંચકીયા), અજમો, ધાણા, જીરૂ એ બધાંને સરખે ભાગે લઈ ચુર્ણ કરી તે ગરમ પાણી સાથે પીવાથી વાતકફરોગ અપસ્માર, ઉન્માદ, અર્શ તથા ગ્રહણી આદિ રોગ નષ્ટ થાય છે. આ ચુર્ણ અગ્નિને પ્રદીપ્ત કરે છે. માત્રા ૧ માસો. ૨૪—૨૫.

**સૂત ભસ્મ પ્રયોગઃ**—શંખાવલી, વજ, બ્રાહ્મી, ઉપલેટ તથા ઇલાયચી એના કવાથ સાથે એક રતી રસસિન્દુર ને ખાવાથી અપસ્માર રોગ મટી જાય છે. ૨૬.

**કુષ્માંડઘૃતઃ**—ભૂરા કોળાનો રસ ૭૨ શેર, જેઠીમધનો કલ્ક ૧ શેર, ઘી ૪ શેર, એને ઉકાળી ઘી સિદ્ધ કરવું. એ ઘી પીવાથી અપસ્માર [મૃગી] નષ્ટ થઇ જાય છે. ૨૭.

જે અપસ્મારમાં રોગીને હૃદયનો કંપારો, આંખમાં દરદ થાય, હાથ, પગ, ઠંડા થઇ જાય આદિ લક્ષણો વિદ્યમાન હોય તો તેને દશમૂળનો ઉકાળો તથા કલ્યાણ ઘૃતનું સેવન કરાવવું જોઇએ, ૨૮ [ચક્રદત્તઃ ૧૫].

**બ્રાહ્મીઘૃતઃ**—બ્રાહ્મીના રસમાં જુનું ઘી, વજ, ઉપલેટ, અને શંખાવલીનો કલ્ક મેળવી પકાવી ઘી સિદ્ધ કરવું તે પીવાથી ઉન્માદ, ગ્રહદોષ, અપસ્માર નષ્ટ થાય છે. તથા બુદ્ધિને વધારે છે. (ચક્રદત્તઃ ૩૦].

**પલંકષાદિ તેલઃ**—ગુગળ, વજ, હરડે, વીંછુડાના ઝાડની છાલ, આકડાનું મૂળ, સરસવ, જટામાંસી, હરડે; જટામાંસી; લાંગલીમૂલ,[કલીહારી], હીંગ, ચોરક [હાડીયા કરસણ] લસણ, અતીવિષની કળી, દંતીમૂળ, ઉપલેટ, તથા માંસ ખાનાર પક્ષી (ગીધ) આદિની વિષ્ટા, એ સર્વ એકંદરે ૧ શેર લઇ તેનો કલ્ક કરવો. એ અને તલનું તેલ ૪ શેર, બકરાનું મૂત્ર ૧૬ શેર, એકંદર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. તે તેલ અભ્યંગ [ચોળવાથી] કરવાથી અપસ્માર મટી જાય છે. ૨૯-૩૦ [ચક્ર૦ ૩૧ થી ૩૩].

**અભ્યંગઃ**—સરસીયું તેલ ૪ શેર, બકરીનું મૂત્ર ૧૬ શેર, મેળવી તેલ સિદ્ધ કરવું. આ તેલનો અભ્યંગ, ગાયના છાણ સાથે શરીરે મર્દન કરવાથી તથા ગોમૂત્ર સાથે સ્નાન કરાવવાથી અપસ્માર મટી જાય છે. ૩૧ (ચક્રદત્તઃ ૩૪).

**શ્રીચક્રદત્તના અપસ્મારાધિકારના શ્લોક ૧ થી ૩૪ સંપૂર્ણ ઉપર આવી ગયા છે.**

## રસો

**ચન્ડ ભૈરવ રસઃ**—રસસિન્દુર, તામ્રભસ્મ, લોહભસ્મ, હરતાલ, ગંધક, મનશીલ, રસવંતી, એ સર્વ સરખે ભાગે લઇ ગોમૂત્રમાં ઘુંટવું. પછી તેને બમણા ગંધકથી મિશ્ર કરી લોઢાના પાત્રમાં કાંઇક વાર સુધી પકવવું. માત્રા ૧ રતી. અનુપાનઃ હીંગ ૧ રતી, સંચળ ૧ રતી, તથા ઉપલેટ ૨ રતી, એ ચુર્ણને ગોમુત્ર તથા ઘીની સાથે અનુપાનમાં પીવું. એના સેવનથી અપસ્માર (મૃગી) નષ્ટ થાય છે.

**ભૂતભૈરવ રસઃ**—જો ઉપરના રસમાં તામ્રભસ્મની જગ્યાએ અભ્રક ભસ્મ, ગોમુત્રને બદલે નરમૂત્ર તથા અનુપાનમાં ઉપલેટની જગ્યાએ વ્યોષ ( ત્રિકટુ) આપવામાં આવે તો આ રસ ભૂત ભૈરવ રસ કહેવાય છે. ૩૨ થી ૩૪.

**વાતકુલાન્તક રસઃ**—કસ્તુરી, મનસીલ, નાગકેસર, બેહડાં, પારદ, ગંધક, જાયફળ, નાની ઇલાયચી, લવીંગ દરેક બબે તોલા, એકત્ર વાટી તેને પાણીથી ઘુંટી અર્ધી રતીની ગોળીયો બનાવવી. આ રસના સેવનથી અપસ્માર, મૂર્છા, વાતવ્યાધિ, આદિરોગ નષ્ટ થાય છે. અપસ્માર (મૃગી)માં આથી વધીને બીજો કોઇ ઉત્તમ રસ નથી. ૩૫ થી ૩૮.

**इति भैषज्यरत्नावल्यामपस्माराधिकारः**

---



# श्री भैषज्य रत्नावली अने चक्रदत्त

## अथ वातव्याध्यधिकार

### વાતરોગે સામાન્ય વિધિ

**स्वाद्वम्ललवणैः स्निग्धैराहारैर्वातरोगिणः ।**
**अभ्यंगस्नेहवस्त्याद्यैः सर्वानेवोपपादयेत ॥ १ ॥**

સામાન્ય રીતે વાત રોગીની સ્વાદિષ્ટ, અમ્લ, (ખાટા) તથા ખારા અને સ્નિગ્ધ આહાર, કરાવી તથા તેલ આદિનો અભ્યંગ [માલીસ કરવું] તથા સ્નેહ બસ્તિ આદિ ક્રિયાઓ દ્વારા ચિકિત્સા કરવી. ૧ [ચક્રદત્તઃ ૧].

### કોષ્ઠાદિગત વાતે વિશેષ ચિકિત્સા

જો કોપેલો વાત કોઠામાં સ્થિત હોય તો દૂધ પાવું જોઈએ, અને જો આમાશયમાં સ્થિત હોય તો વમન, વિરેચન આદિદ્વારા સંશોધન કરી રોગને હરનારી ચિકિત્સા કરવી જોઈએ. ૨ (ચક્રદત્ત ૨).

દુષ્ટ વાત જો આમાશય ગત હોય તો રોગીને પ્રથમ ઉલટી કરાવી ક્રમશ, રુક્ષ, સ્વેદન, લંઘન, તથા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનારાં ઔષધોનો પ્રયોગ કરાવવો જોઈએ. ૩.

ફરી ષડ્ધરણયોગ ૭ દિવસ સુધી ગરમ પાણીથી આપવો જોઈએ. (ચક્રદત્ત ૩).

**ષડ્ધરણયોગઃ**—ચિત્રકમૂળ, ઇન્દ્રજવ, કાળીપાટ, કડુ, અતિવિષની કળી, મોટી હરડેની છાલ, એ ૭ ઔષધોનું ચુર્ણ વાતવ્યાધિને નષ્ટ કરનાર ૫ ધરણ યોગ કહેવાય છે. આ યોગ સુશ્રુતનો છે. જેથી તેના માન (૫ રતીનો માસો) થી પલનો દશમાંશ (૩૨ રતી) દરેક દ્રવ્ય લેઈ એક વખતનું ઔષધ બનાવવું જોઈએ. (ચક્રદત્ત ૪–૫).

**પકવાશયગતવાત ચિકિત્સાઃ**—જો વાત પકવાશયગત હોય તો તૈલાદિ દ્વારા સ્નિગ્ધ વિરેચન આપવું હિતકર છે. અને જો વાત બસ્તિગત હોય તો બસ્તિનું શોધન કરાવવું જોઈએ. ૪.

અને ખાવા માટે મીઠા વાળી ચટણી આપવી જોઈએ. (ચક્રદત્ત ૬).

ત્વચા, માંસ, રુધિર, તથા શિરામાં જો વાત આશ્રિત હોય તો રક્તમોક્ષણ કરાવવું જોઈએ.

જો વાત સ્નાયુ, સાંધા, તથા હાડકાંમાં આશ્રિત થઈ રહેલો હોય તો સ્નેહન, ઉપનાહન, (પોટીસ વગેરે બાંધી સ્વેદન કરવું), અગ્નિકર્મ, બંધન તથા ઉન્મર્દન (માલીસ) કરવું જોઈએ. ૫ ( ચક્રદત્ત ૮–૯ ).

**સ્નેહલવણઃ**—થોર, રીંગણું, મીઠું અને તેલ સરખે ભાગે લઈ એક માટલીમાં બંધ કરી, જંગલી અડાયાંની આંચમાં પકવવું. અંદરના પદાર્થો ભસ્મ થઇ જાય ત્યાં સુધી તો તે ઉત્તમ સ્નેહ લવણ તૈયાર થાય છે. તે વાત નષ્ટ કરવામાં ઉત્તમ છે (ચક્રદત્ત ૭).

ત્વચાગત વાતમાં સ્વેદન, અભ્યંગ, અવગાહન તથ હૃદયને હિતકારક અન્નની વ્યવસ્થા કરવી જોઇએ. રૂધિરસ્થિત વાતમાં ઠંડા લેપ, વિરેચન તથા રક્તમોક્ષણ હિતકર છે. ૬ [ચક્રદત્તઃ ૧૦].

માંસ તથા મેદ ધાતુમાં જે વાત સ્થિત હોય તો વિરેચન, નિરૂહ બસ્તિ તથા વાયુને શાંત કરનારાં ઔષધોનો પ્રયોગ કરાવવો જોઇએ. હાડકાં તથા મજ્જામાં આશ્રિત દુષ્ટ વાતની શાંતિ માટે બહાર તથા અંદર તેલ આદિના સ્નેહનો પ્રયોગ ઉત્તમ છે. ૭ (ચક્રદત્તઃ ૧૧).

શુક્ર અર્થાત વીર્ય સમાશ્રિત દુષ્ટ વાતમાં હૃદયને રૂચિકર અને બળ તથા વીર્યવર્ધક અન્નપાન અને ઔષધોનો પ્રયોગ કરવો હિતકર છે. જો વીર્યના માર્ગ રુદ્ધ (બંધ) થઈ જાય તો રોગીને વિરેચન આપવું જોઇએ. ૮ (ચક્રદત્ત ૧૨).

**શુષ્કગર્ભ ચિકિત્સાઃ**—વાયુદ્વારા ગર્ભ સુકાય તો તથા બાળકોના શોષરોગમાં જેઠીમધ, તથા શીવણનાં ફળના ચુર્ણમાં સિદ્ધ કરેલ દૂધમાં સાકર મેળવી પીવાથી વધુ ઉપકાર થાય છે. ૯ [ચક્રદત્ત ૧૩].

**શિરોગતવાત ચિકિત્સાઃ**—શિરોગત વાયુમાં વાતજ શિરોરોગની ચિકિત્સા કરવી જોઇએ.

**હનુસ્તંભ વ્યાધિતાસ્ય ચિકિત્સાઃ**—વ્યાધિતાસ્ય [જેમાં હન્વસ્થિ પોતાના સંધિસ્થલથી ખસી જાય છે અને મોં ખુલ્લુંજ રહી જાય છે તે]માં પ્રથમ હનુપ્રદેશ [હડપચી] ઉપર સ્વેદન (શેક) કરવો. પછી બંન્ને તરફથી સાંધામાંથી ખસી ગયેલી હડપચીને અંગુઠા વડે દબાવવી કે જેથી હાડકું પોતાના સાંધાવાળા સ્થળે ફરી આવી જાય. જ્યારે વૈદ અંગુઠાથી હન્વસ્થિને દબાવે ત્યારે પોતાની બન્ને તર્જની આંગળીયોથી દાઢીને ઉંચી કરવી. એ પ્રકારે હાડકું જલ્દી પોતાના સાંધા પર બેસી જાય છે. ૧૦ (ચક્રદત્તઃ ૧૪).

**હનુગ્રહનાં લક્ષણોઃ**—હડપચી, લુખું કે સુકું ખાવાથી કે કંઇ વાગવાથી હડપચીના મૂળ આગળનો વાયુ કોપ પામી હડપચીને તેના સાંધામાંથી છોડાવી મોંઢાને ન બંધ થાય એવી રીતે પ્હોળું રાખી દે છે કે ન ઉઘાડે એવી રીતે બંધ કરી દે છે, આથી ચાલવાનું કે બોલવાનું કામ મુશ્કેલીથી થઇ શકે છે. (મા. નિ.).

## આર્દિતઃ અરદીયો વા (લકવો)

**લક્ષણઃ**—ગર્ભિણી, સુતિકા સ્ત્રી, બાળક, વૃદ્ધ અને ક્ષીણ મનુષ્યોને ઘણે ભાગે લોહીનો ક્ષય થવાથી આર્દિતવાત થાય છે. આ રોગથી અડધું મોં ખેંચાઇને વાંકું થઇ જાય છે. ડોક પણ વાંકી થાય છે, માથું કંપે છે, નેત્રને ગાલ પણ વાંકાં થરડાઇ જાય છે, જે તરફ પીડા હોય તે તરફની ડોક, હડપચી અને દાંતોમાં પીડા થાય છે. (મા. નિ.).

### અર્દિત ચિકિત્સાઃ—

જેને અર્દિત વા થયો હોય તે રોગી લસણના કલ્કને માંખણ સાથે મેળવી ખાય તો તેનો અર્દિત રોગ જે પ્રકારે માતરિશ્વા અર્થાત વાયુદ્વારા વાદળાં નષ્ટ ભ્રષ્ટ થઈ જાય તેવી રીતે નષ્ટ ભ્રષ્ટ થઈ જાય છે. ૧૧.

અર્દિત રોગમાં માખણ સાથે અડદનાં વડાં ખાવાં જોઈએ અને દુધ અથવા માંસ રસ સાથે ભોજન કર્યા પછી રોગીને દશમુળનો કવાથ પાવો જોઇએ. ૧૨ [ચક્ર ૦ ૧૫].

સ્વેદ (શેક કરવો), અભ્યંગ, (માલીસ કરવું, શિરોબસ્તિ લેવી, નસ્ય (સુંઘવું), તથા જમ્યા પછી ઘૃતપાન કરવાથી અર્દિત રોગ નષ્ટ થાય છે. ૧૩ (ચક્રદત્તઃ ૧૬).

**મન્યાસ્તંભ**

**લક્ષણઃ**—દિવસે ઉંઘવાથી, વિષમ રીતે બેસવાથી, ઉભા રહેવાથી અને ડોક આડી અવળી રહે તેવી રીતે ઉંચે જોવાથી, વાયુ કફવાળો **થઈ ડોકના પાછલા ભાગને પકડી રાખે છે.** જેથી ડોક અકડાઇ જાય છે. તે મન્યાસ્તંભ–વાયુ કહેવાય છે. [મા. નિ.].

**મન્યાસ્તંભ ચિકિત્સાઃ**—મન્યા સ્તંભ નામના રોગમાં બૃહત્પંચમૂળ **અથવા** દશમૂળનો કવાથ પીવાથી રૂક્ષ **સ્વેદ** [શેક કરવા]થી, તથા નસ્ય (સુંઘવા)થી અત્યંત ફાયદો થાય છે. ૧૪ (ચક્રદત્તઃ ૧૭).

ગરદન [ડોક] ઉપર સરસીયું તેલ ચોપડી માલીશ કરી આસનના કલ્કનો લેપ કરવાથી ગ્રીવાસ્તંભ તથા શળ અનાયાસ શાંત થઇ જાય છે. ૧૫.

**જીહ્વાસ્તંભ ચિકિત્સાઃ**—વાયુથી વાગ્ધમની (વાગ્વાહિની શિરા) ના દુષ્ટ થવાથી **સ્નેહ** [તૈલાદિ] ના કોગળા ધારણ કરવા જોઇએ. (ચક્રદત્ત ૧૮).

**કુબ્જ ચિકિત્સાઃ**—કુબ્જ રોગી (કુબડા) ની જયારે કુબ્જ રોગ નવો હોય ત્યારે દશમૂળ કવાથ તથા અન્ય વાતઘ્ન ઔષધો, ઘૃત, તૈલ, આદિ **સ્નેહ** અને માંસ રસ વડે ચિકિત્સા કરવી જો એ રોગ જુનો થયો હોય અને બહુજ વધી ગયો હોય તો તેને અસાધ્ય સમજવો જોઇએ. ૧૬ (ચક્રદત્ત ૩૬).

**તુની તથા પ્રતિતુની વાતમાંઃ**—કાંઇક ગરમ પાણીની સાથે પાપલ્યાદિ ગણનું ચુર્ણ પીવું જોઇએ અથવા સ્નેહ, લવણ કે ઘીની સાથે ફુલાવેલ હીંગ કે લવણ ખાવું જોઇએ. [ચક્રદત્ત ૩૬].

**આધ્માન** ચિકિત્સાઃ—આધ્માન [આફરો ચઢવો] તેમાં લંઘન, પાણિતાપ (હાથ ગરમ કરી રોગીના પેટ ઉપર ફેરવવા), ફલવર્ત્તિ, અગ્નિ દીપન, પાચન ઔષધો અને શોધન બસ્તિનો **પ્રયોગ** કરવો જોઇએ. ૧૭ (ચક્રદત્ત ૩૭)

**પ્રત્યાધ્માનઃ**—વમન, લંઘન તથા દીપન ઔષધો સેવન કરવાં જોઇએ.

**પ્રત્યષ્ઠીલાષ્ડીલિકની** વિધિઃ—પ્રત્યષ્ટીલા તથા અષ્ટીલા રોગની અંતર્વિદ્રધિ તથા ગુલ્મની માફક ચિકિત્સા કરવી જોઇએ. (ચક્રદત્ત ૩૮).

## ગૃધ્રસી (રાંઝણ)ની ચિકિત્સા

**ગૃધ્રસી (રાંઝણ)નાં લક્ષણોઃ**—આ રોગ કેડના પાછલા ભાગથી શરૂ થઈ એક પછી એક કમ્મર, બરડો, સાથળ, ઘુંટણો, જાંગો, અને પગને ખેંચી જકડી લે છે. તે તે અવયવોમાં ફુરકારી તથા સોંયો ઘોંચાયા જેવી વેદના થાય છે. તે વાત કફથી ઉત્પન્ન થાય છે. તેમાં તંદ્રા, શરીરનું ભારે પણું અને અન્નપર અરૂચિ થાય છે. [માધવ નિદાન].

**ગૃધ્રસી (રાંઝણ)ની ચિકિત્સાઃ**—એક મહિના સુધી દીવેલને ગોમુત્ર સાથે પાએ તો ગૃધ્રસી તથા ઉરૂગ્રહ ઉરૂસ્તંભ રોગ મટી જાય છે. ૧૮ (ચક્રદત્તઃ ૪૩).

દશમૂળ, કાંસકી, રાસ્ના, ગળો, અને સુંઠનું ચુર્ણ દીવેલ સાથે પીવાથી ગૃધ્રસી, ખંજ તથા પંગુતા (પગ લંગડાવો તે)માં પાવું જોઇએ.

મંદ અગ્નિ ઉપર સિદ્ધ કરેલ કાળી નગોડનાં પાનનો કવાથ પીવાથી ગૃધ્રસી રોગ જલ્દી શાંત થઇ જાય છે. ૧૯ (ચક્રદત્તઃ ૩૯-૪૦).

પંચમૂળનો ઉકાળો દીવેલ સાથે અથવા નસોતર સાથે કે ઘીની સાથે અથવા કેવળ નસોતર સાથે પાવો જોઈએ. એથી ગૃધ્રસી, ગુલ્મ શૂળ નષ્ટ થાય છે. (ચક્રદત્તઃ ૪૧).

એ પ્રકારે તેલ અથવા ઘી, આદુ અગર બીજોરા, લીંબુનો રસ તથા ચુકાની સાથે કે ગોળ સાથે પાવાથી કમર, ઉરૂ, પીઠ, ત્રિક, તથા ગુલ્મનું શૂળ, ગૃધ્રસી અને ઉદાવર્ત રોગ મટી જાય છે. (ચક્રદત્ત ૪૨).

લીંડી પીંપરનું ચુર્ણ ગોમૂત્ર કે દીવેલ સાથે પીવાથી કફવાતજ જુનો ગૃધ્રસી નષ્ટ થાય છે. (ચક્રદત્તઃ ૪૪).

જે મનુષ્ય દીવેલમાં રીંગણાં તળીને રોજ ખાય છે તેનો ગૃધ્રસી રોગ નષ્ટ થાય છે. તથા પહેલાં જેવું શરીર થાય છે. (ચક્રદત્તઃ ૪૫).

એરંડાનાં બીજ [એરંડીયો]ને દૂધમાં ઘુંટી અથવા એરંડાનાં બી તથા સુંઠથી બનાવેલી ખીરને ખાવાથી ગૃધ્રસી રોગ તથા કેડનું શૂળ શાંત થાય છે. ૨૦ (ચક્રદત્તઃ ૪૬).

**વાતકંટક ચિકિત્સાઃ**—વાતકંટક રોગ [પગની ઘુંટીમાં વેદના થાય છે તે રોગ]માં વારંવાર રક્ત મોક્ષણ [ફસ ખોલાવવી] કરાવવું જોઇએ, દીવેલ પીવું અથવા સોય ગરમ કરી તેનાથી તે જગ્યાએ ડામ દેવો જોઇએ. ૨૧ (ચક્રદત્તઃ ૫૮).

**ખલ્લી ચિકિત્સાઃ**—ખલ્લી રોગમાં સ્નિગ્ધ, ખાટાં દ્રવ્ય તથા મીઠાનો શેક, મર્દન કરવું તથા ઉપનાહન (પોટીસ) બાંધવી.

**ક્રોષ્ટુશીર્ષ (જાનવો વા) ચિકિત્સાઃ**—ઘુંટણમાં વેદના વાળો સોજો આવે છે તે રોગમાં ગળો તથા ત્રિફળાનો કવાથ સાથ ગુગળ પીવો અથવા દૂધ સાથે દીવેલ પીવું અથવા દૂધ અને ગરમ પાણી સાથે વરધારાનું સેવન કરાવવું હિતકારક છે. ૨૨ (ચક્રઃ ૫૭).

**વાતામયે પ્રદેહઃ**—બોરના ઠળીયાની મીંજ, કળથી, દેવદાર, રાસ્ના, અડદ, અળસીનું તેલ, ત્રિફળા, ઉપલેટ, વજ, સવા, જવનો લોટ, એ સર્વના ચુર્ણને ખાટી કાંજી આદિમાં ઘુંટી ગરમ ગરમ લેપ કરવો એથી વાતરોગ શાંત થાય છે. ૨૩ (ચક્રદત્તઃ ૭૬).

અથવા આનૂપ માંસના વેશવારનો ગરમ ગરમ લેપ કરવો. હાડકાં વગરના માંસને ઘુંટી ગરમ કરી ગોળ, ઘી, મરી અને પીંપર મેળવી વેશવાર બનાવે છે. (ચક્રદત્તઃ ૭૭).

**અવગાહનઃ**—તેલ દ્રોણી ૪૦૯૬ તોલા તથા કાંજી ૧ દ્રોણી [૪૦૯૬ તોલા] લઈ એક ટબમાં તે તેલ અથવા તો કાંજી ભરી તેમાં બેસવાથી પક્ષાઘાત, તથા કમ્મર, હનુ, શિર, કાન, નાક, આંખ, તાળવું, ગ્રીવા, અને ગ્રંથીયોમાં આશ્રિત પ્રબળ વાયુ, અર્દિતવા, અપતાનક, મૂત્રાઘાત, ગ્રહણી, ગલરોગ, શ્વાસ અને સર્વાંગ કમ્પ આદિ રોગો શાંત થાય છે. ૨૪.

**માષ બલાદિ પાચનમઃ**—અડદ, કાંસકીનાં મૂળ, કૌચાં, રોહિસાનું ઘાસ, રાસ્ના, આસન, એરંડાનું મૂળ, એના કવાથમાં હીંગ તથા સીંધવ મેળવી નાકવડે પીવાથી પક્ષાઘાત, મન્યા સ્તમ્ભ, કર્ણનાદ, તથા અર્દિત રોગ જલ્દીથી સાતજ દિવસમાં મટી જાય છે. આજકાલ તો તેને મોંદ્વારા પાય છે. પણ નાકથી પીવાથી સારો ફાયદો થાય. ૨૫-૨૬ (ચક્રદત્તઃ ૨૩-૨૪).

## વિશ્વાચી વાત.

**લક્ષણોઃ**—જેમાં હાથની પછવાડેથી જતી, હાથના તળીયાને લગતી આંગળીયોની કંડરાઓ વાયુથી જકડાઈ જતાં, હાથનું કાંઇ કાર્ય થઈ શકતું નથી તેને વિશ્વાચી વાત કહે છે. ( **માધવ નિદાન** ).

**અપબાહુક**:–ખભામાં સ્થિત થયેલો વાયુ કોપ પામીને નસોને જકડી અપબાહુક રોગ ઉત્પન્ન કરે છે. [વૈ. વિનોદ].

**વિશ્વાચી ચિકિત્સાઃ**—દશમૂળ, કાંસકી, અડદનો ક્વાથ, તેલ અને ઘી મેળવી સાયંકાલે ભોજન કર્યા પછી પીવાથી વિશ્વાચી તથા અપબાહુક રોગ મટી જાય છે. (ચક્રઃ ૨૫).

તથા કાંસકીનો રસ અને લીમડાનો રસ તથા કૌચનો રસ જે પીએ છે તથા માંસ રસનું જે નસ્ય લે છે તેનો વિશ્વાચી અને અપબાહુક રોગ નષ્ટ થાય છે. (ચક્રદત્તઃ ૨૬).

## પક્ષાઘાત ચિકિત્સા.

**લક્ષણોઃ**—વાયુના કોપથી શરીરનો અર્ધો ભાગ અત્યંત ઠંડો થઇ સ્પર્શ જ્ઞાન અને હાલવા ચાલવાની ક્રિયા રહિત થઇ જાય છે તેને પક્ષાઘાત કહે છે. તે ભાગ ચેતન વગરનો લાકડા જેવો બહેરો થઇ જાય છે. કેટલાક તેને એકાંગ પણ કહે છે.

**પક્ષાઘાત ચિકિત્સાઃ**—અડદ, કૌચાં, એરંડાના મૂળની છાલ, તથા કાંસકીનો ઉકાળો, ફુલાવેલી હીંગ અને સીંધાલુણ મેળવી પાવાથી પક્ષાઘાત રોગ નષ્ટ થાય છે. ૨૭ (ચક્રઃ ૨૭).

બાહુ શોષમાં ભોજન કર્યા પછી મહા કલ્યાણક ઘૃતનું સેવન કરવું જોઇએ. તથા હૃદયમાં વાયુ કુપિત થાય તો ( અપતંત્રક વાતમાં ) શાલીપર્ણીથી સિદ્ધ કરેલ દૂધ પીવું જોઇએ. ( ચક્રદત્તઃ ૨૭–૨૮).

**અપતંત્રક** વાતઃ—(ઝામરવા) [વાયુ કુપિત થઇ હૃદય અને માથામાં પેસી લમણામાં પીડા કરે કરે છે તે અપતંત્રક છે.] વજ તથા કાળી મરીના ચુર્ણની સાથે ખાટું દહીં જમતા પહેલાં પીવાથી અપતંત્રક વાત નષ્ટ થાય છે. તથા બીજા પણ વાતવ્યાધિક્રમનું સેવન કરવું જોઇએ. (ચક્રદત્તઃ ૩૮).

**હરિતક્યાદિ ચુર્ણઃ**—મોટી હરડેની છાલ, વજ, રારના, સીંધાલુણ, અમ્લવેતનું ચુર્ણ એને ઘીમાં મેળવી ચાટવાથી અપતંત્રક રોગ નષ્ટ થાય છે. (ચક્રદત્તઃ ૨૯).

**શાલ્વણભેદ**:–સુશ્રુતે કહેલ કાકોલ્યાદિગણ, વાતઘ્ન ભદ્રદાર્વાદિ ગણ, તથા અનૂપ માંસ (સૂવર આદિનું માંસ), તથા કાંજી, સુરા આદિ અમ્લ દ્રવ્યો, ચારે સ્નેહ ( ઘી, તેલ, વસા, મજ્જા) અને લવણ વર્ગ એને ગરમ કરીને ગરમ ગરમ ઉપનાહન (પોટીસ) કરવી. આ સ્વેદમાં ચક્રપાણિ અનુસાર કાકોલ્યાદિ તથા ભદ્રદાર્વાદિ બંને ગણોની ઔષધીયોના ભાર બરાબર આનૂપ માંસનું ગ્રહણ કરવું જોઇએ. અમ્લ, સ્નેહ અને લવણ એટલું નાંખવું કે જેથી તે અમ્લ, સ્નિગ્ધ તથા લવણ રસવાળું થઇ જાય. વૃન્દ અનુસાર કાકોલ્યાદિ, ભદ્રદાર્વાદિ, તથા આનૂપ માંસ ત્રણેના સંસ્કાર થવાથી પ્રત્યેકની પ્રધાનતા છે. જેથી તેને સમ ભાગે ગ્રહણ કરવું જોઇએ. ૨૮ થી ૩૦ (ચક્રદત્ત ૭૮ થી ૮૨).

**કાકોલ્યાદિ ગણઃ**—કાકોલી, ક્ષીર કાકોલી, જીવક, ઋષભક, જંગલી મગ, જંગલી અડદ, મેદા, મહામેદા, ગળો, કાકડાશીંગી, વાંસકપુર, પદ્મકાષ્ટ, પાંડરવો, ઋદ્ધિ, દ્રાક્ષ, જીવંતી (ડોડી) અને જેઠી મધ એ ૧૮ દ્રવ્યો કાકોલ્યાદિગણ કહેવાય છે.

**સ્વલ્પરાસ્નાદિ ક્વાથઃ**—રાસ્ના, સુંઠ, વાવડીંગ, એરંડાનું મૂળ, ત્રિફળા, દશમૂળ, કાળી ઉપલસરી, એ સર્વનો ક્વાથ અર્દિત આદિવાત રોગોને નષ્ટ કરે છે. આ શિરઃશૂળ, જ્વર, અપસ્માર, ઉન્માદ આદિમાં પણ હિતકર છે. ૩૧–૩૨.

**કલ્યાણાવલેહ**:—હળદર, વજ, ઉપલેટ, પીંપર, સુંઠ, શાહજીરૂ, અજમો, જેઠીમધ, સીંધવ, એ સર્વ સરખે ભાગે મિશ્ર કરી ઘી સાથે સારી રીતે મેળવવાં. એનું દરરોજ ૧ માસાથી ૨ માસા સુધી સેવન કરવાથી, ૨૧ દિવસમાં સ્મૃતિ શક્તિ અત્યંત વધી જાય છે,

એના સેવનથી મનુષ્ય વાદળ અને દુંદુભી સમાન ગંભીર શબ્દ વાળો તથા મત્ત કોયલ સમાન મધુર સ્વરવાળો થઇ જાય છે. જડતા ગદ્‌ગદ (અસ્પષ્ટ બોલવું) તથા મૂકતા (મુંગાપણું) આદિ નષ્ટ થાય છે. ૩૩ થી ૩૫ (ચક્રદત્તઃ ૧૯ થી ૨૧).

**ત્રિકસ્કંધાદિગત વાયુચિકિત્સા**—:—ત્રિક, સ્કંધ, તથા મન્યાગત વાયુને કુશળ પુરૂષદ્વારા પ્રયુક્ત રૂક્ષ, વમન તથા નસ્ય શાંત કરે છે. [ચક્રદત્ત ૨૨].

**સ્વલ્પ રસોન પિન્ડઃ**—છોડાં વગરનું લસણ ૬ તોલા, ફુલાવેલી હીંગ, જીરૂ, સીન્ધવ, સંચળ, ત્રિકટુ, દરેકનું ચુર્ણ ૧ માસો. એ સર્વને એકત્ર ઘુંટી અગ્નિ તથા બળ અનુસાર એરંડાના મૂળના કવાથ સાથે રોજ ખાવું. એક માસ સુધી સેવન કરવાથી અર્દિતવા, અપતંત્રક, એકાંગવાત, સર્વાંગવાત, ઉરૂસ્તમ્ભ, ગૃધ્રસી, કટિશૂળ, પૃષ્ટશૂળ આદિ વાતરોગ તથા કૃમિ અને ઉદરરોગ નષ્ટ થાય છે. ૩૬ થી ૩૯ (ચક્રદત્તઃ ૩૦ થી ૩૩).

**રાસ્નાગુગુલઃ**—રાસ્ના ૪ તોલા, ગુગળ ૨૦ તોલા બંને એકમાં મેળવી ઘી સાથે ગોળી બનાવી ખાવાથી ગૃધ્રસી રોગ મટે છે. (ચક્રદત્તઃ ૪૭).

## ગૃધ્રસીની વિશેષ ચિકિત્સા

ગૃધ્રસી (રાંઝણુ)થી પીડાતા પુરૂષને પહેલાં પાચનાદિથી શુદ્ધ કરી અગ્નિ પ્રદીપ્ત થયા પછી બસ્તિ આપવી જોઇએ. જ્યાં સુધી ઉર્ધ્વ ભાગ શુદ્ધ ન થઇ જાય ત્યાં સુધી બસ્તિ ન આપવી જોઇએ. કેમકે શુદ્ધ થયા વગર સ્નેહ ભસ્મમાં આહુતિ સમાન વ્યર્થ જાય છે. તથા જંઘામાં સ્નેહન, સ્વેદન, ધૂપ કર્યા પછી પગથી દબાવવી જોઇએ. પછી ઉપરથી દબાવી દબાવી ગૃધ્રસીની ગાંઠને ધીરે ધીરે કનિષ્ઠિકા આંગળીમાં લાવી, જ્યારે એમ લાગે કે ગાંઠ નસમાં આવી ઉંચી ઉઠી ગઇ છે ત્યારે તેને શસ્ત્રથી કાપી કાઢી નાંખવી જોઇએ. એ મગના અંકુર જેવી નીકળશે. તેને કાપી કાઢી નાંખ્યા પછી એ એ સ્થાનને અગ્નિથી ડામ દઇ જેઠીમધ અને સુખડનો લેપ કરવો જોઇએ. અથવા ઇન્દ્રબસ્તિની ૪ આંગળ નીચે શિરા વેધવી જોઇએ; એથી પણ ન શાંત થાય તો પગની કનિષ્ઠિકા આંગળીને ડામ દેવો જોઇએ. [ચક્રદત્તઃ ૪૮ થી ૫૩].

**વંક્ષણ શૂલાદિનાશક યોગઃ**—વંક્ષણ સંધિમાં જેને શૂળ હોય તેણે તગરનું મૂળ ઘસી છાસ સાથે અથવા દશમૂળના ઉકાળા સાથે અથવા સુંઠના ઉકાળા સાથે પીવું જોઇએ. બધી જાતના કેડના શૂળોમાં દીવેલ પાવું જોઇએ. (ચક્રદત્તઃ ૫૪–૫૫).

**શિરાવ્યધઃ**—વિશ્વાચી, ખંજવાત, પંગુતા, પાદદર્પ, તથા પાદદાહ અને ક્રોષ્ટુક શીર્ષ, અને વાતકંટક રોગોમાં જે શિરા ઉચિત હોય તેનો વેધ કરી વાતરોગ નાશક ચિકિત્સા કરવી જોઇએ. [ચક્રદત્તઃ ૫૬].

**આદિત્યપાક ગુગ્ગલઃ**—ત્રિફળા, લીંડીપીંપર દરેક તોલા ૪, તજ, ઇલાયચી, દરેક એક તોલો, મળવી ચુર્ણ કરી ૨૦ તોલા ગુગળ મેળવી દશમૂળના ઉકાળાની સાત ભાવના આપવી જોઇએ. પછી ગોળી બનાવી દેવી જોઇએ. આ માંસરસની સાથે ખાવાથી સાંધા, હાડકાંના, તથા મજ્જાગત વાતરોગો રૂપી વૃક્ષને ઇન્દ્રના વજ્ર માફક નષ્ટ કરે છે. (ચક્રદત્તઃ ૫૯ થી ૬૧).

**ભાવનાવિધિઃ**—જેટલા દ્રવ્યને ભાવના દેવી હોય એટલાજ કવાથ દ્રવ્યો લેવાં જોઇએ. અને આઠમા ભાગનો કવાથ રાખી ઉતારી ગાળી તેનાથી દ્રવ્યને પલાળવાં જોઇએ કે તે એવી રીતે કે આખો દિવસ ભીનાં રહે એમ સાત દિવસ સુધી ભાવના દેવી જોઇએ. (ચક્રદત્તઃ ૬૨).

તલનું તેલ, ઘી, આદાનો રસ, બીજોરાનો રસ એને સુંઠ અથવા ગોળ સાથે પીવાથી કમ્મર, ઉરૂ, પીઠ, તથા ત્રિક એ સ્થાનોનાં શૂળ, ગુલ્મશૂળ, ગૃધ્રસી, અને ઉદાવ-ર્ત આદિ રોગો નષ્ટ થાય છે.

બૃહત્પંચમૂળ તથા બલાથી સિધ્ધ કરેલ દૂધ વાતરોગીને માટે હિતકારક છે.

## ત્રયોદશાંગ-(આભાદિ) ગુગ્ગુલ.

બાવળની છાલ, આસન, પન્નાંશી, ગળો, શતાવરી, ગોખરૂ, વરધારો, રાસ્ના, સવા, કચુરો, અજમો, સુંઠ, દરેકનું ચુર્ણ એકેક ભાગ. ગુગળ ૧૨ ભાગ, ઘી ૬ ભાગ, એ સર્વને એકત્ર કરી ઘુંટવું. માત્રા ાા તોલો. અનુપાન–યુષ, મદ્ય, સુરા, અથવા કાંઇક ગરમ પાણી દૂધ તથા માંસ રસ. એના સેવનથી, કટિગ્રહ, ગૃધ્રસી, હનુગ્રહ, તથા બાહુ, પીઠ, જાનુ, પગ, સંધિ અને અસ્થિયોમાં આશ્રિત દુષ્ટ વાતવાયુ અને મજ્જા આદિ ગંભીર ધાતુગત કુબ્જ, હૃદયગ્રહ, યોનિદોષ, અસ્થિભંગ, તથા ખંજવાત આદિરોગ નષ્ટ થાય છે. એને બનાવતાં સર્વથી પહેલાં ગુગળ અને ઘીને પરસ્પર મિશ્ર કરી લેવું જોઇએ. આજકાલ અનુભવી વૈદ્યો ગુગળ સારી રીતે વાટી શકાય એટલું ઘીનું પ્રમાણ લે છે. આ ગુગળને ચક્રદત્તમાં **આભાદિ ગુગલ** એવું નામ છે. ૪૧ થી ૪૪ (ચક્ર૦ ૬૩ થી ૬૭).

## મિશ્રિત વાતચિકિત્સા

**जित्वा वरकमग्रे तु वाते वातहरं हितम् ।**
**अन्नावृते तदुल्लेखो दीपनं पाचनं लघु ॥६८॥**
**सुप्तिवाते त्वसृङ्मोक्षं कारयेद्बहुशो भिषक् ।**
**दिह्याच्च लवणागारधुमैस्तैलविमर्दितैः ॥६९॥**

મિશ્રિત વાયુમાં પહેલાં વધેલા દોષને જીતી વાતહર ચિકિત્સા કરવી જોઇએ. અન્નથી આવૃત્ત વાયુમાં અર્થાત આમાશયમાં વધેલા વાયુમાં પહેલાં વમન વડે શુદ્ધ કરી દીપન, પાચન તથા લઘુ (હલકાં) એવાં ઔષધનું સેવન કરવું જોઇએ. સ્પર્શજ્ઞાન ન હોય તો વારંવાર ફસ ખોલાવવી તથા તેલમાં મેળવેલું મીઠું તથા ગૃહધુમ (ઘરના ધુમાસ)નો લેપ કરવો જોઇએ. (ચક્રદત્ત ૬૮ થી ૬૯).

## આહાર વિહાર

**વાતરોગમાં:**—ઘી, તેલ, વસા, મજ્જા પીવાં તથા માલીસ કરવાં, અથવા બસ્તિ આપવી, સ્નિગ્ધ સ્વેદન, વાતરહિત સ્થાનમાં રહેવું, ગરમ ઓઢવું, માંસ રસ, દૂધ તથા તેના બનાવેલા પદાર્થો ગળ્યા, ખાટા, ખારા તથા જે શરીરને વધારે તે સર્વ પદાર્થો વાતરોગને નષ્ટ કરે છે. [ચક્રદત્ત ૭૦–૭૧].

પટોલ તથા પાલકનો યૂષ, વાજીકર, લઘુ, તથા વાતના શક છે. કાંસકીનો યૂષ, વાતનાશક દ્રવ્યોમાં શ્રેષ્ઠ છે. અહીં કેટલાક આચાર્યોનો મત છે કે યૂષ (ઓસામણ) બનાવવામાં યૂષ પ્રધાન મગ પણ નાંખવા જોઇએ. કેટલાકનો મત ના કહે છે. તથા કાંસકી, પંચમૂળ તથા દશમૂળના કવાથમાં બકરીનું શિર, અથવ જલીય પ્રાણી, અથવા આનુપ દેશનાં પ્રાણી, તથા માંસ ભક્ષક પ્રાણિયોનાં માંસ પકાવી રસ ગાળી સ્નેહ તથા દહીં અને ત્રિકટુ મેળવવું જોઇએ. તથા તેમાં મીઠું મેળવી ભોજન સાથે તે ખાવું જોઇએ. એથી વાતરોગ નષ્ટ થાય છે. તથા પંચમૂળ અને કાંસકીથી સિદ્ધ કરેલ દૂધ વાતરોગને નષ્ટ કરે છે. (ચક્રદત્તઃ ૭૦ થી ૭૪)

**વાતનાશક ગણુઃ**—આસન. કાંસકી, નાગબલા, મહાબલા, દશમૂળ, સુંઠ, ધઉંલા, નખલા, રાસ્ના એ ગણુ વાયુને નષ્ટ કરનાર છે. (ચક્રદત્તઃ ૭૫)

## અથ તૈલમૂર્ચ્છાવિધિ

પ્રથમ ૪ શેર તલનું તેલ લઇ તેને એક લોઢાના દઢ કઢાયામાં નાંખી તળે મંદ મંદ અગ્નિ કરી ગરમ કરવું. ગરમ કરતાં કરતાં જ્યારે ફીણુ ચઢતું બંધ થાય ત્યારે આંબા આદિનાં પાનથી તેની પરીક્ષા કરવી. અથવા એ તેલમાં આંબાનું એક નરમ પાન નાંખવું. જો એ પાન નાંખતાની સાથેજ તળાઈ જાય અને પછી તોડતાં સહજમાં ભાગી જાય તો સમજવું કે એ તેલ મૂર્ચ્છા પાકને માટે યોગ્ય થઈ ગયું છે. પછી તે તેલને દેવતા ઉપરથી ઉતારી લઇ ઠંડુ થવા દેવું. કઇક ઠંડુ થઈ ગયા પછી ૫ તોલા હળદર ઘુંટી કાંઈક પાણીની સાથે મિશ્ર કરી તેમાં નાંખવી તે પછી મજીઠ ૨૦ તોલા, અને પઠાણી લોધર, મોથ, નલિકા, [સુગંધી બલા], આંબળાં, બ્હેડાં, હરડે, કેવડો, વડની જટા, સુગંધીવાળો, દરેક ખાંડી ૫ તોલા લઈ ૧૬ શેર પાણીમાં મિશ્ર કરી તેલમાં નાંખી મંદ મંદ ગરમ કરવું. કાંઇક પાણી બાકી રહે એટલે ઉતારી લેવું. એ પ્રકારે મૂર્ચ્છા પાક કરવાથી દુર્ગન્ધી નષ્ટ થઇ તેલ સુગંધીત અને અરૂણુ [લાલ) રંગનું થઇ જાય છે. ૪૫-૪૬.

**પંચપલ્લવઃ**—આંબો, જાંબુડો, કોઠી, બીજોરાનું ઝાડ, બીલી એ પાંચે ઝાડનાં પાનના કવાથથી સુગંધી દ્રવ્યોનું શોધન કરવું જોઇએ. એ ઉપરનાં પાંચે ઝાડનાં પાનને પંચ પલ્લવ કહે છે. ૪૭.

### અથ ગંધદ્રવ્ય કથન

ત્રીણી ઇલાયચી, સુખડ, કેસર, અગર, મુરામાંસી, કંકોલ, જટામાંસી. કચુરો, ગંધોબેરજો, ગ્રંથીપર્ણી [ડમરો], કપુર, શિલાજીત, ખસ, કસ્તુરી, નખલા, પૃતિ ( ગંધ માર્જાર અંડ), શિલારસ, મોથ, મેથીનાં બી, તથા લવીંગ આદિ સુગંધી દ્રવ્યો દ્વારા વાતવ્યાધિ માટે વિષ્ણુ તેલ આદિ તૈલોમાં સુગંધી લાવવા નાંખી પકવવાં જોઈએ. ૪૮.

**તંત્રાન્તરેઃ** (બીજા ગ્રંથ અનુસાર):—ઉપલેટ, નલુકા (નારીવેલ), પૃતિ [કાંચકી કે બાવચી,] ખસ, સુખડ, જટામાંસી, તમાલપત્ર, નખલા, કસ્તુરી, જાયફળ, કંકોલ, કેસર, તજ, લતા કસ્તુરી [મુષ્કદાણા,] વજ, શીલારસ, સવા, મેથીનાં બી, નાગરમોથ, કચૂરો, નાની ઇલાયચી, અગર, મોથ, કપુર, ગ્રંથીપર્ણી, (ડમરો), ગંધોબેરજો, કુદરૂ (શેશગુંદર), લવીંગ, ગંધમાતૃકા જાવંત્રી, શિલાજીત, દેવદારૂ, તથા છડ એ વડે (વાતવ્યાધિમાં) તેલોમાં સુગંધી લાવવા પ્રયોગ કરવો. ૪૯ થી ૫૨.

## તેલો

**વિષ્ણુ તૈલઃ**—શાલપર્ણિ, પૃષ્ટપર્ણી, (પીઠવણુ.) કાંસકી, શતાવરી, એરંડાનું મૂળ, ઉભી ભોંયરીંગણીનું મૂળ, બેઠી ભોંયરીંગણીનાં મૂળ, કાંકચનું મૂળ, ગવેધુક (કંધી કે થેગી)નું મૂળ, કાંટા સેરીયાનું મૂળ, દરેક ચાર ચાર તોલા લઇ તેનો કલ્ક કરવો. પછી તલનું તેલ ૧૨૮ તોલા, બકરી કે ગાયનું દુધ ૫૧૨ તોલા, બધું એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલને સારી રીતે મર્દન કરવાથી હૃદયશળ, પડખાનુંશળ, આધાશીશી, કમળો, પાન્ડુ, સાકર જવી, પથરી, ક્ષય, અંત્રવૃદ્ધિ, અર્દિત (લકવો), ગલગંડ, વાતરક્ત, આદિરોગ નષ્ટ થાય છે. જે પુરૂષ વૃધ્ધાવસ્થાને લીધે જીર્ણ, અને ઇંદ્રિયશક્તિ વિહીન થઇ ગયો હોય, જે સ્ત્રીયોને સંતાન થતાં ન હોય, એમણે આનો પ્રયોગ કરવો જોઇએ. આના પ્રયોગથી

**અશ્વતરી–ખચરી** (કે જેને ગર્ભ રહેતોજ નથી) તે પણ ગર્ભ ધારણ કરે છે. અને મૃત્યુ થતું નથી. પુરૂષત્વહીન પુરૂષ આ તેલ પીએ તો જરૂર પુરૂષત્વવાળા થઇ જાય છે. વાતરોગથી પીડાતા ઘોડા તથા હાથી આદિ ઉપર પણ આ તેલનો પ્રયોગ કરવો જોઇએ. એ શ્રેષ્ઠ તેલનો પ્રયોગ વિષ્ણુ ભગવાને બતાવ્યો છે. ૫૩ થી ૬૦ (ચક્રદત્તઃ ૨૮૧ થી ૨૮૮.)

**મધ્યમ વિષ્ણુ તેલઃ કિંવાઃ મહાનારાયણ તેલ**

શતાવરી, શાલિપર્ણી (સમેરવો), પૃશ્નિપર્ણી, કચુરો, કાંસકી, એરંડાનું મૂળ, બેઠી ભોંયરીંગણીનું મૂળ, ઉભી ભોંયરીંગણીનું મૂળ, પતિક [કાંકચ]નું મૂળ, અતિબલા (કાંસકી)નું-મૂળ કાંટા સેરીયાનું મૂળ, દરેક આઠ આઠ તોલા, લઈ ખાંડી ૨૦૪૮ તોલા પાણીમાં ઉકાળી જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે તેમાં સાટોડી, વજ, દેવદાર, સવા, રતાંજળી, અગર, શિલાજીત, તગર, ઉપલેટ, ઇલાયચી, જટામાંસી શાલીપર્ણી, કાંસકી, આસન, સીંધાલુણ, રાસ્ના, દરેક બબે તોલા લઈ તેનો કલ્ક કરવો તે નાંખવો પછી તલનું તેલ ૧૨૮ તોલા, શતાવરીનો રસ ૧૨૮ તોલા, ગાયનું દૂધ ૨૫૬ તોલા, બકરીનું દૂધ ૨૫૬ તોલા નાંખી બધું એકત્ર કરી ઉકાળી તેલ સિધ્ધ કરવું. આ તેલનો વાતરોગથી પીડાતા ઘોડા, હાથી, તથા મનુષ્યો ઉપર ઉપયોગ કરવો જોઇએ. પુરૂષત્વહીન મનુષ્ય તેનું પાન કરીને જરૂર પૌરૂષયુક્ત થાય છે. એના પ્રયોગથી અશ્વતરી (ખચરી) પણ ગર્ભ ધારણ કરે છે. પછી સ્ત્રીઓ ગર્ભ ધારણ કરે એમાં તો કહેવુંજ શું? એના પ્રયોગથી હૃદયનું શૂળ, પાંસળાંનું શૂળ, આધાશીશી, અપચી, ગંડમાલા વાતરક્ત, ગલગ્રહ, કમળો, પાન્ડુરોગ, તથા પથરી આદિરોગો મટી જાય છે. ૬૧ થી ૭૦ [ચક્રદત્તમાં આ તેલને **મહાનારાયણ તેલ** એવું નામ આપેલું છે. ૧૧૫ થી ૧૨૪].

**બૃહદવિષ્ણુ તૈલઃ**—આસન, મોથ, જીવક, ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી, જીવંતી, જેઠીમધ, વરીયાળી, દેવદાર, પદ્મક, શિલાજીત, જટામાંસી, ઇલાયચી, તજ, ઉપલેટ, વજ, રતાંજળી, કેસર, મંજીઠ, કસ્તુરી, સુખડ, નગોડનાં બી, જંગલી મગ, જંગલી અડદ શેશગુંદર, ડમરો, નખલા, દરેક ચાર ચાર તોલા. લઈ કલ્ક કરવો. પછી તલનું તેલ ૨ આઢક (૫૧૨ તોલા), ગાયનું દૂધ ૮ પ્રસ્થ (૫૧૨ તોલા), પાણી ૩૨ પ્રસ્થ (૨૦૪૮ તોલા), બધું એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું, આ તેલ માલીશ કરવાથી ઉર્ધ્વવાત, અંગુલિગ્રહ, શિરોગત વાત, મન્યાસ્તમ્ભ, ગલગ્રહ, તથા અસ્થિસંધિ અને મજ્જાગતવાત આદિ રોગો નષ્ટ થાય છે. જે પુરૂષને વાતને લીધે એકાંગ શોષ, તથા વિહ્વલ ગતિ થાય તેને માટે આ તેલ હિતકર છે, આ તેલ વાતજ રોગ તથા પિત્તજ રોગોને નષ્ટ કરે છે. ૭૧–૭૭.

**નારાયણ તૈલઃ**—બીલીના મૂળની છાલ, અરણીના મૂળની છાલ. અરડુસાના મૂળની છાલ, પાટલા [કાંકચ]ના મૂળની છાલ. લીમડાની છાલ, પ્રસારણી, આસન, ઉભી ભોંયરીંગણી, બેઠી ભોંયરીંગણી, કાંસકી, અતિબલા (કાંસકી), ગોખરૂ, સાટોડી, દરેક એકેક શેર લઇ, ખાંડી, પાણી ૮ દ્રોણ (૮૧૯૨ તોલા)માં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લઈ તે કવાથમાં તલનું તેલ ૨ આઢક [૫૧૨ તોલા] શતાવરીનો રસ ૫૧૨ તોલા; દૂધ ૨૦૪૮ તોલા ઉમેરવું. પછી સવા. દેવદાર, જટામાંસી, શિલાજીત, વજ, રતાંજળી, તગર, ઉપલેટ, ઇલાયચી, શાલપર્ણી, પૃશ્નિપર્ણી, જંગલી મગ, જંગલી અડદ, રાસ્ના, આસન, સીંધવ, સાટોડી દરેક આઠ આઠ તોલા લઈ તેનો કલ્ક કરી તે ઉમેરવો. પછી તેને ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલ પીવું. તેની બસ્તિ લેવી, શરીરે માલીશ કરવું. વળી આ તેલ ખાવાના પદાર્થોમાં મિશ્રિત કરી સેવન કરાવી શકાય છે.

આ તેલ માલીશ કરવાથી ઘોડા, હાથી અથવા મનુષ્યને ઘણુજ લાભ થાય છે. આ તેલ પંગુતા [પગનું લંગડાપણું], અધોભાગગત વાત, શિરોગત વાત, મન્યાસ્તંભ, હનુસ્તંભ, દંતરોગ, ગલગ્રહ, એકાંગવાત, શોષ, સકમ્પ ગતિ આદિરોગ નષ્ટ થાય છે. જે મનુષ્યો ઇન્દ્રિયશક્તિ વિહીન, વીર્ય રહિત, જ્વર આદિરોગોથી ક્ષીણ, બ્હેરા, તોતડા, અથવા મંદ બુદ્ધિના છે એમને માટે આ તેલ અત્યંત, હિતકર છે. જે સ્ત્રીને પ્રજા બહુ થોડી થતી હોય, અથવા જે ગર્ભ ધારણજ ન કરતી હોય એવી સ્ત્રીએ આ તેલનો પ્રયોગ કરવો જોઇએ. આ તેલ વાતપીડિત અંડકોષ તથા અંતરગળમાં પણ શ્રેષ્ઠ છે. ૭૮ થી ૮૮ (ચક્રદત્ત ૧૦૪ થી ૧૧૪).

**મધ્યમ નારાયણ તેલઃ**—બીલીના મુળની છાલ, આસન, ઉભા ભોંયરીંગણી, ગોખરૂ, અરડુસીના મુળની છાલ, કાંચકાનાં મૂળ, લીમડાની છાલ, બેઠી ભોંયરીંગણી, સાટોડી, અતિબલા, અરણીના મુળની છાલ, પ્રસારણી, પાટલા (કાંકચ), દરેક ૧। પ્રસ્થ (૮૦ તોલા), પાણી ૧૬ દ્રોણ (૧૬૩૮૪ તોલા),માં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી તેમા તલનું તેલ ૧ આઢક (૨૫૬ તોલા), શતાવરીનો રસ ૧૬ પ્રસ્થ [૧૦૨૪ તોલા] બકરી અથવા ગાયનું દૂધ ૧૬ પ્રસ્થ (૧૦૨૪ તોલા) ઉમેરવું. પછી રાસ્ના, આસન, વરીયાળી, દેવદાર, ઉપલેટ, શાલવણ પીઠવણ (સમેરવા), જંગલી મગ જંગલી અડદ, અગર, નાગકેસર, સીંધવ, જટામાંસી, હળદર, દારૂહળદર, શિલાજીત, રતાંજળી, પુષ્કરમૂળ, નાની ઇલાયચી, મજીઠ, તગર, મોથ, તમાલપત્ર, ભાંગરો, જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ, વૃદ્ધિ, સુગંધીવાળો, વજ, ખાખરાનાં મૂળ, ડમરો, ધોળી સાટોડી ચોરક [હાડીયા કરસણ] દરેક આઠ આઠ તોલાને કલ્ક કરવો. પછી બધું એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. તેમાં સુગંધી માટે કપુર, કેસર, કસ્તુરી મળી ૧૨ તોલા મેળવવાં. આ તેલનો યથાવિધિ પાક કરી વાતવ્યાધિથી પીડાતા પુરૂષો ઉપર પ્રયોગ અજમાવવો જોઇએ. આ તેલ એકાંગ શોષ, અર્દિત (લકવો); ગાત્રકમ્પ, પંગુતા, પીઠ વિસર્પિતા, બ્હેરાપણું, વીર્યક્ષય, મન્યાસ્તમ્ભ, હનુસ્તમ્ભ, તથા શિરોરોગથી મુક્ત કરી મનુષ્યને જલ્દીજ બલ, વર્ણ યુકત કરે છે. આના પ્રયોગથી વંધ્યા સ્ત્રી પણ વીર, બુદ્ધિમાન, લક્ષ્મી, અને વિનયયુકત તથા સર્વગુણ સંમ્પન્ન પુત્રને ઉત્પન્ન કરે છે. હાથ, પગ, કોકો, દાંત તથા જીહવાગત વાતમાં અને વાતજ અંડવૃદ્ધિ, શળ, ઉન્માદ, કુબ્જતા, કુબડાપણું, તથા વાતજ્વરમાં પણ આનો પ્રયોગ કરવો જોઇએ. આ તેલનો પ્રયોગ કરનારા લક્ષ્મી, સ્ત્રિપ્રિયતા, શરીર સૌંદર્ય આદિને પ્રાપ્ત થઇ વૃદ્ધાવસ્થાનાં લક્ષણોથી મુકત થઇ યુવાનની માફક બળવાન થઇ દીર્ઘાયુ થાય છે. દેવાસુર યુદ્ધમાં રાક્ષસો વડે સ્નાયુભગ્ન તથા અસ્થિભગ્ન દેવોને સારા કરવા માટે શ્રી નારાયણે પોતાના નામથી આ તેલ બનાવ્યું હતું. એમાં જે સુગંધી માટે દ્રવ્યો નાંખવાનું ઉપર બતાવ્યું છે. તે નાખવાં તે તો સ્વેદ અને દુર્ગંધના નિવારણ માટે છે, એવો કેટલાક આચાર્યોનો મત છે. ૮૯ થી ૧૦૦.

**ચંદનાદિ તેલઃ**—રતાંજળી. સુગંધીવાળો, નખલા, ઉપલેટ, જેઠીમધ, શિલાજીત, પદ્મક, મંજીઠ, ગંધ્રોબેરજો,દેવદાર, કચુરો, ઇલાયચી, પૃતિ (કાંકચ), નાગકેસર, તમાલપત્ર, શિલારસ, મુરામાંસી, કંકોલ, ઘઉંલા, નાગરમોથ, હળદર દારૂહળદર, ઉપલસરી, કાળી ઉપલસરી, કડુ, લવીંગ, અગર, કેસર, તજ, રેણુકબીજ, નાલુકા (સુગંધી બલા) સર્વ મળી અર્ધો પ્રસ્થ (૩૨ તોલા) લઇ તેનો કલ્ક કરવો. તલનું તેલ ૨ પ્રસ્થ (૧૨૮ તોલા), દહીંનું

પાણી ૮ પ્રસ્થ, (૫૧૨ તોલા), અને લાક્ષારસ ૨ પ્રસ્થ (૧૨૮ તોલા ) સર્વ એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું આ તેલ મર્દન કરવાથી ગ્રહ, અપસ્માર, જ્વર, ઉન્માદ, કૃત્યા, તથા વાતવ્યાધિયો નષ્ટ થાય છે. આ બળ, વર્ણ, આયુષ્ય તથા પુષ્ટિકર અને વશીકરણ છે. ૧૦૧ થી ૧૦૪.

**સિદ્ધાર્થક તેલ**—શતાવરીનો રસ ૪ પ્રસ્થ ( ૨૫૬ તોલા ), દૂધ ૮ પ્રસ્થ ( ૫૧૨ તોલા ), આદાનો રસ ૨ પ્રસ્થ ( ૧૨૮ તોલા ) અને તલનું તેલ ૨ પ્રસ્થ [૧૨૮ તોલા] સર્વ એકત્ર કરવું. પછી સવા, દેવદાર, જટામાંસી, શિલાજીત, કાંસકી, રતાંજળી, તગર, ઉપલેટ, ઇલાયચી, શાલપર્ણી, રાસ્ના, આસન્ધ, મજીઠ, ઉપલસરી, પૃશ્નિપર્ણી, એરંડાનું મૂળ, સીંધવ, સુંઠ એ સર્વ એકંદર મળી ૬૪ તોલા લઇ તેનો કલ્ક કરવો. તે ઉપરના તેલાદિમાં મેળવી બધું ગરમ કરી યથાવિધિ તેલ સિદ્ધ કરવું, જે મનુષ્યો કુબડા, વામન ( ઠીંગણા ) અથવા વાતને લીધે લંગડા હોય, જે મહાવાતથી પીડાતા હોય, જેનાં અંગ સંકુચિત થઇ ગયાં હોય એમને માટે આ તેલ પ્રશસ્ત છે. આ તેલનું મર્દન કરવાથી એકાંગ શોષ, સંધિવાત, તથા સકમ્પ ગતિ આદિ વાતરોગ નષ્ટ થાય છે. જે મનુષ્ય ક્ષીણેન્દ્રિય, નષ્ટ વીર્ય, બુદ્ધિરહિત, બ્હેરા, અથવા વૃદ્ધાવસ્થાથી જીર્ણ થઇ ગયા હોય એમને માટે આ તેલ વિશેષ હિતકર છે. જે આ તેલ એક મહિના સુધી પીએ છે તે વૃદ્ધ પુરૂષ પણ પુનઃ યુવાન થઇ જાય છે. આ તેલ યથાવિધિ સેવન કરવાથી પુરૂષ તથા સ્ત્રી બન્નેને માટે લાભકર છે. ૧૦૫ થી ૧૧૨.

**હિમસાગર તેલ**:—શતાવરીનો રસ ૨ પ્રસ્થ (૧૨૮ તોલા), વિદારીકન્દનો રસ ૨ પ્રસ્થ [૧૨૮ તોલા], ભુરાકોળાનો રસ ૧૨૮ તોલા, આંબળાંનો રસ ૧૨૮ તોલા, શીમળાના મૂળનો રસ ૧૨૮ તોલા, ગોખરૂનો રસ ૧૨૮ તોલા, નારીયેળનું પાણી ૧૨૮ તોલા, કેળના મૂળનો રસ ૧૨૮ તોલા,દૂધ ૫૧૨ તોલા,બધું એકત્ર કરવું; પછી તેમાં રતાંજળી,તગર, ઉપલેટ, મજીઠ, ગંધ બેરજો, અગર, જટામાંસી, મુરામાંસી, શૈલજ (શિલાજીત ), જેઠીમધ, દેવદાર, નખલા, હરડે પતિકા(કાંકચ), પીતીકાપત્ર[રામબાવળનાં પાન], કુન્દરૂ (શેષ ગુન્દર), નલિકા (સુગંધ બલાકૃતિ), શતાવરી, પઠણ લોધર, નાગરમોથ, તજ, ઇલાયચી, તમાલપત્ર, નાગકેસર, લવીંગ, જાવંત્રી, વરીયાળી, કચુરો, સુખડ, ડમરો, કપુર એ સર્વ મળી ૬૪ તોલાનો કલ્ક કરી તે ઉમેરવો. તે બધું એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. તે તેલમાં યથાલાભ સુગંધી દ્રવ્ય પણ નાંખવું જોઇએ. આ તેલ ચોપડવાથી હાથી, ઘોડા, ઉંટ આદિ સ્વારી ઉપરથી તથા અન્ય ઉચ્ચ સ્થાનોથી પડી જવાથી પ્રકુપિત વાતજન્ય વેદનાને આ તેલ દૂર કરે છે. એ પ્રકારે પંગુતા, પીઠસર્પિતા, એકાંગશોષ, વાતપ્રકોપને લીધે કોઇ એકાદ અંગનું સૂકાઇ જવું, સર્વાંગશોષ, ક્ષત, વીર્યક્ષય, રાજયક્ષ્મા, હનુસ્તમ્ભ. મન્યાસ્તમ્ભ, દુર્બળતા, શોષ, જીભે તોતડું બોલવું, અસ્પષ્ટ શબ્દ બોલવા, અત્યંત દાહ, ક્ષીણ, તથા અન્ય વાતવ્યાધિયોથી પીડાતા રોગીઓને માટે આ તેલ પરમશ્રેષ્ઠ છે. જે વાત અને પિત્તથી ઉત્પન્ન થયેલા રોગ છે તથા જે શિરોગત અથવા શાખાગત [હાથ, પગ આદિ]ના રોગ છે તે સર્વ આ તેલથી શાંત થઇ જાય છે. ૧૧૩ થી ૧૨૪.

**વાયુચ્છાયા સુરેન્દ્ર તેલ**—કાંસકીનાં મૂળ ૧૦ શેર, પાણી ૩૨ પ્રસ્થ, ( ૨૦૪૮ તોલા)માં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી દશમૂળ ૧૦ શેર લઇ તેનો પાણી ૨૦૪૮ તોલામાં ક્વાથ કરવો. ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. તલનું તેલ ૧૨૮ તોલા લેવું. એ બધું એકત્ર કરવું, પછી મજીઠ,

રતાંજળી, ઉપલેટ, ઇલાયચી, દેવદાર, શિલાજીત, સીંધાલુણ, વજ, કંકોલ, પદ્મક, કાકડાશીંગી, તગર, ગળો, જંગલી મગ, જંગલી અડદ, શતાવરી, ઉપલસરી, કાળી ઉપલસરી, સવા, સાટોડી દરેક ૨ તોલા, એ તેલનો યથાવિધિ પાક કરી વાતથી પીડાતાં નરનારીયોને પ્રયોગ કરાવવો. વિશેષે કરીને વીર્યહીન પુરૂષો તથા રજોહીન સ્ત્રિયોને આનો પ્રયોગ કરાવવો જોઇએ. આ તેલ મનોવિકાર, આક્ષેપક વાયુ, મર્મવાત, અત્યંત શ્રમથી ઉત્પન્ન થયેલા ગાત્રકમ્પ, હિક્કા, શ્વાસ, કાસ, અપસ્માર, ઉન્માદ અને અન્ય વાતજ તથા પિત્તજ રોગોમાં આ તેલ માલીશ કરવું તથા પીવું એ અત્યંત ઉપકારક છે. ૧૨૫ થી ૧૩૨.

**મહાકુક્કુટમાંસ તૈલ**:—અડદ ૧૨૮ તોલા, દશમૂળ ૫ શેર, કાંસકીનાં મૂળ ૨॥ શેર કેવડાનું મૂળ ૨॥ શેર, દક્ષમાંસ ૩ શેર, ઝીંટીમૂળ [ઝીપટાનાં મૂળ] ૨॥ શેર, પાણી ૪૦૯૬ તોલા, બધું એકત્ર કરી ઉકાળો કરવો. જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારવું. તેમાં દુધ ૫૧૨ તોલા, તલનું તેલ ૧૨૮ તોલા ઉમેરી તેમાં જીવન, રૂષભક, મેદા, મહામેદા [શતાવરી], કાકોલી, ક્ષીરકાકોલી (આસન), ઋદ્ધિ, વૃદ્ધિ, મજીઠ, ચવક, કાયફળ, ઉપલેટ, રાસ્ના, પીંપરીમૂળ, જેઠીમધ, પુષ્કરમૂળ, અડદ, કૌચાં, એરંડાનાં મૂળ, સવા, બીડલવણ, સીંધાલુણ, સંચળ, શાહજીરૂ, આસંન, ગળો, અજમો, ઇન્દ્રજવ, કચુરો, સુંઠ, પીંપર, મોથ, પુનર્નવા, હળદર, દારૂહળદર, શતાવરી, નાની ભોંયરીંગણી, દરેક બબે તોલા, લઇ તેનો કલ્ક કરી ઉપરના તૈલાદિમાં ઉમેરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલ મર્દન કરવાથી પક્ષાઘાત, લકવો, હનુગ્રહ, થોડું સાંભળવું, ન સાંભળવું, ત્રિદોષજ તિમિર, હસ્તકમ્પ, શિરઃકમ્પ, ગાત્રકમ્પ, શિરોગ્રહ, કલાયખંજ, ગૃધ્રસી (રાંઝણ), અવબાહુક, બાધિર્ય, કર્ણનાદ, દંડાપતાનક, મન્યાસ્તમ્ભ, હનુસ્તમ્ભ, સુવારોગ, અંડવૃદ્ધિ, અંત્રવૃદ્ધિ, વાતરક્ત આદિરોગ નષ્ટ થાય છે. આ તેલ ત્વચાને હિતકર, તથા માંસપ્રદ છે અને વીર્ય, જઠરાગ્નિ તથા બળને વધારે છે. ૧૩૩ થી ૧૪૨.

**નકુલ તૈલ**:—જેઠીમધ, જીરૂ, રાસ્ના, સીંધાલુણ, સવા, અજમો, મરી, ઉપલેટ, વાવડીંગ, ગજપીંપર, સંચળ, અજમોદા, કાંસકી, વજ પીંપરીમૂળ, શિલાજીત, જટામાંસી દરેક બબે તોલા, એનો કલ્ક કરવો, દીવેલ ૧૨૮ તોલા લેવું. પછી નોળીયાનું માંસ ૧૨૮ તોલા, પાણી ૫૧૨ તોલામાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું; દશમૂળ ૧૨૮ તોલા લઇ ૫૧૨ તોલા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું; કાંજી ૧૨૮ તોલા, દહીંનું પાણી ૧૨૮ તોલા એ બધું એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલ પીવાથી, ચોળવાથી તથા બસ્તિ આપવાથી કંપવાત, હસ્તકમ્પ, શિરઃકમ્પ, બાહુકમ્પ, આમવાત, શૂળ, આઢયવાત, તથા કમર, પીઠ, જાનુ, જંઘા તેમજ સંધિસ્થિત વાતને જલ્દી જીતે છે. હારીત મુનિએ કહેલા આ તેલના પ્રયોગથી સંપૂર્ણ વાતવ્યાધિયો અને વિશેષે કરીને કંમ્પવાનો રોગ નષ્ટ થાય છે. ૧૪૩ થી ૧૫૦.

**માષતૈલ**:—અડદ, અળસી, જવ, કાંટા સેરીયો, બેઠી ભોંયરીંગણી, ગોખરૂ, અરડુસાના મૂળની છાલ, કૌચાં, દરેક ૩૨ તોલા, પાણી ૨૦૪૮ તોલામાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારવું. પછી કપાસીયા, સણનાં બી, કળથી, બોરની ગોટલી, દરેક ૬૪ તોલા, એનો ઉકાળો ૨૦૪૮ તોલા પાણીમાં ઉકાળી ચોથો ભાગ પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવો, પછી બકરાનો માંસ રસ ૨૫૬ તોલા, પાણી ૨૦૪૮ તોલામાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. તલનું તેલ ૧૨૮

તોલા, પછી સુંઠ, સવા, એરંડાનું મૂળ, સાટોડી, પ્રસારણી, રાસ્ના, બલા, ગળો, મરી એ સર્વ મળી ૬૪ તોલાનો કલ્ક કરવો. પછી ઉપરના ઉકાળા તેલ તથા આ કલ્ક એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલ સુંઘવાથી, ચોળવાથી, બસ્તિ આપવાથી, તેનો પરિષેક કરવાથી અવબાહુક, અર્ધાંગ શોષ, અપતાનક, આઢયવાત,આક્ષેપક, હાથનો કંપવા, માથાનો કંપવા, અને કમર, ઉરૂ, તથા જાનુ પ્રદેશમાં ઉત્પન્ન થયેલ વાતરોગ શાંત થાય છે. ૧૫૧ થી ૧૫૩ ( ચક્રદત્તઃ ૧૪૫ થી ૧૪૭ ).

**માષતૈલઃ—**અડદ ૬૪ તોલા, ખાંડી તે પાણી ૫૧૨ તોલામાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારવું. દૂધ ૫૧૨ તોલા, અને તલનું તેલ ૧૨૮ તોલા સર્વ એકત્ર કરવું, પછી જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાંકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ, વૃદ્ધિ, સવા, સીંધવ, રાસ્ના, કૌચાં, જેઠીમધ, કાંસકી, ત્રિકટુ, ગોખરૂ, દરેક બબ્બે તોલા, લઈ તેનો કલ્ક કરવો. એ બધું એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું, આ તેલ પીવાથી, ચોળવાથી તથા તેની બસ્તિ લેવાથી પક્ષાઘાત, અર્દિત, કાનનું શૂળ, કાને ઓછું સાંભળવું, કાને ન સાંભળવું તિમિરરોગ, હસ્તકમ્પ, માથાનો કંપારો, વિશ્વાચી, અપબાહુક, અને કલાયખંજ આદિ તથા જત્રુસંધિથી ઉપર (ખભાની ઉપરના ભાગમાં) થનારા રોગો નષ્ટ થાય છે. ૧૫૪ થી ૧૫૮ ( ચક્રદત્ત ૧૪૦ થી ૧૪૪ ).

**બૃહન્માષ તૈલઃ** અડદ ૬૪ તોલાને ખાંડી ૫૧૨ તોલા પાણીમાં ઉકાળી ક્વાથ કરવો, ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવો, કાંસકી ૬૪ તોલા લઇ ખાંડી ૫૧૨ તોલા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારવું. રાસ્ના ૬૪ તોલા લઈ ખાંડી ૫૧૨ તોલા પાણીમાં ઉકાળી ચોથો ભાગ પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. દશમૂળ ૬૪ તોલા લઈ આઠ ગણા પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. જવ, બોરની ગોટલીની મીંજ, કળથી મળી ૬૪ તોલા ખાંડી આઠ ગણા પાણીમાં ઉકાળી ક્વાથ કરવો. બકરાનું માંસ ૬૪ તોલા લઈ આઠ ગણા પાણીમાં ઉકાળી ક્વાથ કરવો. એ બધા ઉકાળા ભેગા કરી તેમાં દૂધ ૫૧૨ તોલા ઉમેરવું. પછી તેમાં રાસ્ના, કૌચાં, સીંધવ, સવા, મોથ, જીવનીય વર્ગની દવાઓ ( જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાંકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ, વૃદ્ધિ,) બલા, ત્રિકટુ, દરેક ૨ તોલા લઇ તેનો કલ્ક કરવો. આ તેલનો બસ્તિ, અભ્યંગ અને પીવામાં તથા નસ્ય લેવામાં ઉપયોગ કરવો. આ તેલના પ્રયોગથી હસ્તકમ્પ, શિરઃકમ્પ, બાહુશોષ, અવબાહુક, વિશ્વાચી, અર્દિત, કુબ્જરોગ, ગૃધ્રસી, અપતાનક તથા ઉર્ધ્વજત્રુગત રોગ નષ્ટ થાય છે. ૧૫૯ થી ૧૬૩ (ચક્રઃ ૧૪૮ થી ૧૫૨).

**મહામિષમાષ તૈલ**—દશમૂળ ૬ શેર ૧૬ તોલા, લઇ ખાંડી પાણી આઠગણું લઇ ઉકાળવાં, ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. અડદ ૬ શેર ૧૬ તોલા લઇ આઠગણા પાણીમાં ઉકાળી પાણી ૫૧૨ તોલા રહે ત્યારે ઉતારવું. દૂધ ૮ પ્રસ્થ (૫૧૨ તોલા), તેલ ૨ પ્રસ્થ (૧૨૮ તોલા) બધું એકત્ર કરવું. પછી આસન, કચુરો, દેવદાર, કાંસકી, રાસ્ના, પ્રસારણી, ઉપલેટ, ફાલસા, ભારંગમૂળ, ભોંયકોળું, વિદારીકંદ, સાટોડી, બીજોરૂં, જીરૂ, શાહજીરૂ, હીંગ, સવા, શતાવરી, ગોખરૂ, પીંપરીમૂળ, ચિત્રકમૂળ, જીવક, ઋષભક, મેદા, મહામેદા, [શતાવરી,] કાંકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ વૃદ્ધિ, સીંધાલુણ,એકંદર મળી ૬૪ તોલા લઈ તેનો કલ્ક કરવો. તે ઉપરના તૈલાદિમાં નાંખી તે તેલને મંદાગ્નિથી ઉકાળી સારી રીતે સિદ્ધ કરવું. આ તેલનો બસ્તીમાં, ચોળવામાં, પીવામાં, નસ્ય લેવામાં ઉપયોગ કરવો. આ તેલથી પક્ષાઘાત, હનુસ્તંભ, અર્દિત, અપતંત્રક,અપબાહુક, વિશ્વાચી, ખંજતા,

(વાતપ્રકોપથી લંગડાપણું આવવું ),પંગુતા, શિરોગ્રહ, મન્યાસ્તમ્ભ, વાતિક, અધીમન્થ, શુક્રક્ષય, કર્ણનાદ, કર્ણશૂળ, તથા કલાયખંજ વગેરે રોગોમાં પ્રયોગ કરવા જોઇએ. ૧૭૧ થી ૧૭૭ (ચક્રદત્ત ૧૬૧ થી ૧૬૯).

**કુબ્જ પ્રસારણી તૈલ:**—પ્રસારણી ૧૦ શેર લઇ ખાંડી પાણી ૨ દ્રોણ ( ૨૦૪૮ તોલા)માં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું, તલનું તેલ ૫૧૨ તોલા, દહીં ૫૧૨ તોલા, કાંજી ૫૧૨ તોલા, દૂધ ૧૬ પ્રસ્થ (૧૦૨૪ તોલા) એકંદર કરવું. પછી ચિત્રકમૂળ, પિપરીમૂળ, જેઠીમધ, સીંધવ, કાંસકી, સવા, દેવદાર, રાસ્ના, ગજપીંપર, પ્રસારણીનું મૂળ, જટામાંસી, ભીલામા; દરેક આઠ આઠ તોલા લઇ તેનો કલ્ક કરવો. એ પછી તૈલ વગેરે બધું એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલના પ્રયોગથી ૮૦ પ્રકારના વાતરોગ, કુબ્જતા, પંગુતા ગ્રધ્રસી, વાતકંટક, અર્દિત, હનુસ્તમ્ભ, શિરોગ્રહ, ગ્રીવાસ્તંભ વગેરે રોગો તથા અન્ય વાતશ્લેષ્મજ વ્યાધિઓ નષ્ટ થાય છે. ૧૭૭ થી ૧૮૨ ( ચક્રદત્ત ૧૭૯ થી ૧૮૩).

**સપ્તશતિકા પ્રસારણી તૈલ**—શરદઋતુમાં ઉખાડી આણેલી મૂળ તથા પાન સાથેની પ્રસારણી (નારીવેલ) ૧૦ શેર, ઝીન્ટી (સફેદ ફૂલનો કાંટા શેરીયો) ૧૦ શેર શતાવરી ૧૦ શેર, કાંસકીનાં મૂળ ૧૦ શેર, કૌચનું મૂળ ૧૦ શેર, આસન ૧૦ શેર, કેવડાનું મૂળ ૧૦ શેર; એ દરેકનો જુદો જુદો આઠગણા પાણીમાં કવાથ કરવો. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લઈ એ બધા કવાથ ભેગા કરવા. દહીંનું પાણી ૫૧૨ તોલા, બકરાના માંસનો કવાથ ૫૧૨ તોલા, ચુકા ( કે કાંજી ) ૫૧૨ તોલા, દૂધ ૫૧૨ તોલા, દહીં ૫૧૨ તોલા, બધું એકંદર કરવું. પછી તગર, મીંઢળ, ઉપલેટ. નાગકેસર, મોથ, તજ, રાસ્ના, સીંધવ, પીંપર, જટામાંસી, મંજીઠ, જેઠીમધ, મેદા, મહામેદા, જીવક, ઋષભક, સવા, નખલા, સુંઠ, દેવદાર, કાકોલી, ક્ષીરકાકોલી, વજ, ભીલામા દરેક ચાર ચાર તોલા લઇ તેનો કલ્ક કરી ઉપરના કવાથ વગેરેમાં ભેળવવો. તલનું તેલ ૫૧૨ તોલા તેમાં ઉમેરવું. પછી તેને ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલ કુબ્જરોગી, પાંગળો, વામન, એકાંગશોષી, વાતરક્તથી પીડાતો તથા જે પુરૂષને અસ્થિભંગ તથા સંધિભંગ થઈ ગયો છે તેને માટે તેમજ વાતજ ઉન્માદ આદીમાં પ્રયોગ કરવો જોઇએ. સ્ત્રીસંગ તથા મદ્યપાન દ્વારા ક્ષીણવીર્ય પુરૂષને માટે આ તેલ ઉત્તમ વાજીકરણ છે. આ તેલ બસ્તિક્રિયા, પાન, અભ્યંગ તથા નસ્યદ્વારા પ્રયોગ કરાવવાથી વિવિધ વાતજ રોગોને શાંત કરે છે. ૧૮૩ થી ૧૯૨ ( ૧૮૮ થી ૧૯૮).

**એકાદશ શતિક પ્રસારણી તૈલ:**—શાખા, મૂળ તથા પાન સાથે પ્રસારણી ૩૦ શેર, સફેદ ફૂલના કાંટા શેરીયાનાં મૂળ ૨૦ શેર, ગળો ૨૦ શેર, એરંડાનાં મૂળ ૨૦ શેર, રાસ્ના તથા કાળીયા સરસની છાલ ભેગી ૧૦ શેર, દેવદાર તથા કેવડાનું મૂળ ૧૦ શેર બધું ખાંડી પાણી ૧૨૮ મણમાં ઉકાળવું. જ્યારે ચોથા ભાગનું પાણી (૬૪ પ્રસ્થ—૪૦૯૬ તોલા) બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું; પછી તલનું તેલ ૨૦૪૮ તોલા, કાંજી ૪૦૯૬ તોલા, દહીંનું પાણી ૫૧૨ તોલા,શુક્ત[સરકો]૫૧૨ તોલા,બકરાના માંસનો કવાથ ૫૧૨ તોલા, શેરડીનો રસ ૫૧૨ તોલા, દૂધ ૫૧૨ તોલા લઇ બધું એકત્ર કરવું પછી તેમાં સ્પૃક્કા [ માલતીનાં ફૂલ], કાકડાશીંગી, જીવનીયગણ [જીવક ઋષભક, મેદા, મહામેદા, કાકોલી, ક્ષીરકાકોલી, ઋદ્ધિ, વૃદ્ધિ], મજીઠ, કાકોલી, કૌચનું મૂળ, એલાયચી, કપુર, શેશ ગુંદર, ગંધો બેરજો, કેસર, જટામાંસી, નખલા, અગર, નીલકમળ, પદ્મક, હળદર, કંકોલ, પીંપરીમૂળ, નાગકેસર,

(અથવા ચમેલીની કળી) ખસ, તજ, સોપારી, કડુ (અથવા મુષ્કદાણા), જાયફળ, શતાવરી. ગંધો બેરજો, દેવદાર, રતાંજળી, વજ, છડીલો, સીંધવ, શિલારસ, મોથ, પ્રસારણી, નલિકા (નાડી), ધોળી સાટોડી, કચુરો, કસ્તુરી, દશમૂળ, કેવડાનું મૂળ, તગર, રોહિસઘાસ, આસન, સુગંધી વાળો, નગોડનાં બી, શાલ્લકી (રાળની જાત), મીંઢળ, અગર, ઉપલસરી, સવા, ઉપલેટ, બાલામા, ત્રિફળા, કમળ, નાગકેસર, કાળી ઉપલસરી, લવીંગ, ત્રિકટુ, દરેક બાર બાર તોલા લઇ તેનો કલ્ક કરવો. ઉપરના કવાથો, તૈલ વગેરે એકત્ર કરી આ કલ્ક પણ તેમાં ઉમેરી એક મોટા વાસણમાં ભરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. આ તેલ પીવામા, ચોળવામાં, બસ્તિમાં અને નસ્ય લેવામાં વાપરવું. જેથી સંપૂર્ણ શ રના, અર્ધાંગ, વિશેષ અંગ, સંધિ, અસ્થિ તથા મજ્જાગત વાતજ, કફજ અને પિત્તજ નાના પ્રકારના રોગોને નષ્ટ કરે છે, ધાતુઓને વધારે છે, યૌવનને સ્થિર રાખે છે. વૃદ્ધને અત્યંત બળ આપે છે, વંધ્યાને ગર્ભપ્રદાન કરે છે. આ તેલ પી વૃદ્ધ સ્ત્રી પણ પુત્રને જન્મ આપે છે. આના પ્રયોગથી ભાંગેલા અંગવાળા ઘોડા તથા હાથી પણ દઢ અંગવાળા થાય છે. આ તેલના સિંચનથી સૂકાં વૃક્ષ પણ ફળયુક્ત થઇ જાય છે. આ તેલમાં કલ્ક વધારે હોવાથી અનુક્રમે ઓછા સુગંધીવાળાં કલ્ક દ્રવ્યોને પહેલાં પકવવાં, પછી મધ્યમ ગંધવાળાં દ્રવ્યો નાંખવાં અને ઉત્તમ ગંધવાળાં દ્રવ્યો છેવટના વખતે નાંખવાં. આમ ત્રણ વાર કલ્ક નાંખી તેલ પકાવવુ જોઇએ. ૧૮૩ થી ૧૯૮ (ચક્રદત્ત ૧૯૯ થી ૨૦૪).

**અષ્ટાદશશતિકા પ્રસારણી તૈલઃ**—મૂળ, પત્ર, શાખા સાથે પ્રસારણી (નારીવેલ)નું પંચાંગ ાાા મણ લેવું, શતાવરી ૧૦ શેર, આસન ૧૦ શેર, કેવડાની જડ ૧૦ શેર, દશમૂળ ૧૦ શેર, કાંસકીનાં મૂળ ૧૦ શેર, ધોળા ફુલના કાંટાશેરીયાનું મૂળ ૧૦ શેર, બધું એકત્ર ખાંડી પછી પાણી ૧૨૮ મણમાં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી કવાથથી બમણી કાંજી, દહીંનુ પાણી ૫૧૨ તોલા, દૂધ ૫૧૨ તોલા, સરકો ૫૧૨ તોલા, શેરડીનો રસ ૫૧૨ તોલા બકરાના માંસનો કવાથ ૫૧૨ તોલા લઇ બધું એકત્ર કરવું. પછી તેમાં બાલામાં, તગર, સુંઠ, પીંપર, ચિત્રકમૂળ, કચુરો, વજ, સ્પૃક્કા (માલતીનાં ફુલ), ગંધપ્રસારણીનાં મૂળ, પીંપરીમૂળ, દેવદાર, સવા, ઇલાયચી, તજ, સુગંધીવાળો, કેસર, કસ્તુરી, મજીઠ, શિલારસ, નખલા, અગર, કપુર, શેશગુંદર, હળદર, લવીંગ, રોહીસ ઘાસ, રતાંજળી, કંકોલ, નલિકા (નાડી), મોથ, કાળુ અગર, નીલ કમળ, તમાલપત્ર, કચુરો, રેણુકબીજ (નગોડનાં બી), છડીલો, ગંધોબરજો, કેવડો, ત્રિફળા, ધમાસો, શતાવરી, ગંધોબેરજો, કમળનાં કેસર, ધઉંલા, ખસ, જટામાંસી, જીવનીયગણનાં ઔષધો, સાટોડી, દશમૂળ, આસંન, નાગકેસર, રસવંતી, કટુકા [વરીયાળી], જાયફળ, સોપારી, રાળ દરેક બાર બાર તોલા લઇ તેનો કલ્ક કરવો તે ઉમેરવો પછી મંદાગ્નિ ઉપર ગરમ કરી તેલ સિદ્ધ કરવું આ તેલનો છ પ્રકારે પ્રયોગ કરી શકાય છે. આ તેલ ચોળવાથી ત્વચાનો, પીવાથી કોઠાનો, જમવાથી સૂક્ષ્મ નાડીઓમાં રહેલો. નસ્ય લેવાથી ઉર્ધ્વજતૃગત, બસ્તિ લેવાથી પકવાશયમાં સ્થિત તથા નિરૂહ બસ્તિ દ્વારા બધા શરીરમાં સ્થિત વાતરોગ નષ્ટ થાય છે. આ તેલ ઘોડા, મનુષ્ય, હાથી તથા ગાય દરેકને માટે હિતકારક છે. સુકાયેલા વૃક્ષને પણ આ તેલ સીંચવામાં આવે તો તે ફરી લીલું થઇ પુષ્પ તથા ફળવાળું થઇ જાય છે. વૃધ્ધ પુરૂષ આ તેલના પ્રયોગથી ફરી યુવાન થાય છે. જે પુરૂષ કે સ્ત્રીને રુગ્ણ હોવાને લીધે પ્રજા થતી ન હોય તેમને આ તેલ પીવાથી સંતાન ઉત્પન્ન થાય છે. આ તેલના પ્રયોગથી વાતજ, પિત્તજ, કફજ તથા ત્રિદોષજ રોગ શાંત થાય છે. આ તેલ દ્વારા

અંધક નિવાસી તથા વૃષ્ણિ વંશના યાદવોને બહુજ પ્રજા થઈ હતી. વિષ્ણુ ભગવાનનું પૂજન કરી આ તેલનો પ્રયોગ કરવો જોઇએ ૧૯૯ થી ૨૧૭. (ચક્રદત્ત ૨૦૫ થી ૨૨૩).

આ ક્વાથમાં રાસ્ના ૨ાા શેર અને દેવદાર ૨ાાશેર નાંખવો જોઇએ. જો બીલામા સહન ન થાય તો તેને બદલે રતાંજળી નાંખવી જોઇએ. તથા તજ, તમાલપત્ર,વરીયાળી, ઉપલેટ, ચંપો, ગેરૂ, પીંપરીમૂળ, જાવંત્રી, મરૂબક (ડમરો) પણ નાંખવાં જોઇએ. કપુર અને કસ્તુરી સીરકાની સાથે મેળવી નાંખવાં જોઇએ. દ્રવ્યોની શુધ્ધિ તથા પાકની વિધિ આગળ લખેલા પ્રસારિણી તૈલની માફક કરવી જોઇએ. (ચક્રદત્ત ૨૨૪થી ૨૨૬).

( જ્યારે તેલ પાકીને સિધ્ધ થઇ જવા આવે ત્યારે તેમાં સુગંધી દ્રવ્યો નાંખવાં જોઇએ).

**ત્રિશતી પ્રસારણી તૈલ:**—પ્રસારણીનાં મૂળ, પત્ર, શાખા સાથે ૧૦ શેર, પાણી ૨ દ્રોણ (૨૦૪૮ તોલા)માં ઉકાળો કરવો, દશમૂળ ૧૦ શેર, પાણી ૨ દ્રોણ [૨૦૪૮ તોલા]-માં ઉકાળો કરવો, આસન ૧૦ શેર લઇ ૨ દ્રોણ પાણીમાં ઉકાળો કરવો, તલનું તેલ ૫૧૨ તોલા, દહીં ૫૧૨ તોલા, કાટીકાંજી ૧૦૨૪ તોલા, બધું એકત્ર કરવું. દરેક ઉકાળો ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવો. પછી જીવનીયગણનાં ઔષધો દરેક ચાર ચાર તોલા, આદુ ૨૦ તોલા, ભિલામા નંગ ૩૦, પીંપરમૂળ ૮ તોલા, ચિત્રકમૂળ ૮ તોલા, જવખાર ૮ તોલા, સીંધવખાર ૮ તોલા, સંચળ ૮ તોલા, મજીઠ ૮ તોલા, પ્રસારણીનાં મૂળ ૮ તોલા, જેઠીમધ ૮ તોલા, બધાં લઈ તેનો કલ્ક કરવો. બધું એકત્ર કરી મંદાગ્નિ ઉપર ઉકાળી તેલ સિદ્ધ કરવું. તે તેલનો અભ્યંગ, બસ્તિ, નિરૂહ બસ્તિ,પાન તથા નસ્ય આદિદ્વારા પ્રયોગ કરવો જોઇએ. એના પ્રયોગથી બધા ૮૦ જાતના વાતરોગ, તમામ પૈત્તિક રોગ અને ૨૦ જાતના કફરોગ નષ્ટ થાય છે.

પુરુષત્વ, ઉત્સાહ, સ્મૃતિ, બુદ્ધિ, બળ, વર્ણ તથા અગ્નિની વૃદ્ધિ કરે છે. (ચક્રદત્ત: ૧૮૪ થી ૧૮૭).

આ તેલ વંધ્યાને ગર્ભ પ્રદાન કરે છે. આ તેલથી ગૃધ્રસી, અસ્થિભંગ, મંદાગ્નિ, અરૂચિ, અપસ્માર, ઉન્માદ. ફેર ચઢવા, મંદગતિ, તથા ત્વચા, શિર, સાંધા, પગ, પીઠ વગેરેના વાતરોગ શાંત થાય છે. વાતભગ્ન ગાય, ઘોડા, હાથી અથવા મનુષ્ય સર્વને માટે હિતકર છે. આ તેલ ઇન્દ્રિયોમાં શક્તિ આપે છે. વૃદ્ધને પણ સંતાન આપે છે. બલ, વર્ણ તથા અગ્નિને વધારે છે. વૃધ્ધાવસ્થા તથા વલિપલિતને દૂર કરે છે. રોગોને ક્ષીણ કરે છે તથા વૃદ્ધ મનુષ્યને યુવાન બનાવે છે. એના પ્રયોગથી પક્ષાઘાત,સર્વાંગશોષ, તથા વાતગુલ્મ આદિ રોગો નષ્ટ થાય છે. ૨૧૮ થી ૨૩૨.

**મહારાજ પ્રસારણી તૈલ:**—પ્રસારણીનું પંચાંગ ૩૦ શેર, પીળા ફુલનો કાંટાસેરીયો ૨૦ શેર, આસંન ૧૦ શેર. એરંડાનું મૂળ ૧૦ શેર, કાંસકીનું મૂળ ૧૦ શેર, શતાવરી ૧૦ શેર, રાસ્ના ૧૦ શેર, સાટોડી ૧૦ શેર, કેવડાની જડ (મૂળ) ૧૦ શેર. દશમૂળ જૂદાં જૂદાં ૧૦—૧૦ શેર, લીમડાની છાલ ૧૦ શેર, દેવદાર ૫ શેર, કાળીયા સરસની છાલ ૫ શેર, લાખ ૨ાા શેર, લોધર ૨ાા શેર એ સર્વને એકત્ર કરી ખાંડી ૨૦૦ મણ પાણીમાં ઉકાળી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારવું. પછી તેમાં કાંજી ૩૨ પ્રસ્થ ( ૨૦૪૮ તોલા ), દૂધ ૨૦ પ્રસ્થ (૧૨૮૦ તોલા), દહીં ૧૨૮૦ તોલા, દહીંનું પાણી ૨ આઢક ( ૫૧૨ તોલા ), શેરડીનો રસ ૧૬ પ્રસ્થ [ ૧૦૨૪ તોલા ], બકરાનું માંસ ૩૦ શેર લઈ તેને ચાર ગણા પાણીમાં ઉકાળી પાણી ૩૨ પ્રસ્થ (૨૦૪૮ તોલા) રહે ત્યારે

ઉતારી તે લેવું, મજીઠનો ઉકાળો ૭ા પ્રસ્થ, [૪૮૦ તોલા] એ બધું ભેગું કરવું. પછી તેમાં ભિલામા, પિંપર, સુંઠ, મરી દરેક ૨૪ તોલા ( ભિલામા ગરમ પડે તેમ લાગે તો તેને બદલે રતાંજળી નાંખવી ), હરડે, બેહાં, આમળાં, ગંધો બેરંજો, સવા, કાકડાશીંગી, વજ, ચોર પુષ્પી આંખ ફુટામણી, કચુરો, મોથ કમળ, નીલકમળ, પીંપરીમૂળ, મજીઠ, આસન, સાટોડી, દશમૂળ [ભેગાં] કુંવાડીયનાં બી, રોહિસો, હળદર, તથા જીવનીયગણનાં ઔષધો જુદાં જુદાં લેવાં એ સર્વ ઔષધો આઠ આઠ તોલા નાંખી બધું એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવું. એ પહેલી વારનો પાક થશે.

બીજીવારના પાક માટે કલ્કનાં દ્રવ્યોઃ—દેવ પુષ્પી (લવીંગ), હિરાબોળ, તમાલપત્ર, શલ્લકી રસ [રાળ], શૈલજ (શિલાજીત), ઘઉંલા, ખસ, (વાળો), વરીયાળી, જટામાંસી, દેવદાર, કાંસકી, ચલા [શિલારસ] ગંધો બેરંજો, નલિકા, (નાગલાહુધેલી બોટી (નવનીત બોટી અથવા પલાશી), ઈલાયચી, શેપગુંદર, મુરામાંસી. ત્રણ પ્રકારના નખલા, તમાલપત્ર, પાસરા, (શલ્લકી), પૃતિ [ખટાશી], ચંપાની કળીઓ મીંઢળ, નગોડનાં બી, માલતીનાં ફુલ, દરેક બાર બાર તોલા, લઇ સર્વનો કલ્ક કરવો. આ કલ્ક તથા ગંધોદક [તમાલપત્ર, તજ, ખસ, મોથ. સુગંધીવાળો, દરેક ૧૦૦ તોલા લઇ ૫૦ તોલા ઉપલેટ મેળવી ખાંડી ૩૨૦૦ તોલા પાણીમાં ઉકાળવું જ્યારે અર્ધું પાણી રહે ત્યારે તે] વડે તેલનો બીજો પાક કરવો જોઇએ.

ત્રીજા પાક માટે કલ્ક દ્રવ્યોઃ—નાગકેસર, ઉપલેટ, તજ, પીળું ચંદન, કેસર, સુખડ, ડમરો, મુષ્કદાણા લવીંગ, અગર, કંકોલ, જાવંત્રી, જાયફળ, લવીંગની છાલ, દરેક બાર બાર તોલા, કપુર ૬ તોલા, એ કલ્ક ઉપર કહેલા ગંધોદક તથા ચન્દનોદક (સુખડ ૨૦૦ તોલા, પાણી ૧૬૦૦ તોલામાં ઉકાળી અર્ધું પાણી રહે ત્યારે તે ઉતારવું,)થી ત્રીજો પાક કરવો.

એ પ્રમાણે તેલને ત્રણ વખત પકવી સિધ્ધ કરવું. પછી ગાળી લેવું. તેમાં પ્રથમ થોડા તેલમાં કપુર ૧૨ તોલા તથા કસ્તુરી ૨૪ તોલાના ચુર્ણને સારી રીતે મેળવવું. તે તેલ બધા તેલમાં મેળવીને ઢાંકી દેવું. પછી તે તેલ ભરેલું પાત્રનું મોં બંધ કરી રાખવું. એને જ વેધન કહે છે. અને વેધનને માટે જે કપુર અને કસ્તુરી આદિ ઉપણ તેલમાં મેળવવામાં આવે છે તેને પત્ર કલ્ક કહે છે. આ તેલના ગુણ અન્ય પ્રસારણી તેલો કરતાં અત્યંત પ્રબળ છે. આ તેલ રાજાઓને યોગ્ય છે. ૨૩૩ થી ૨૫૩ (ચક્રદત્ત ૨૨૭ થી ૨૪૭).

**શુક્તવિધિઃ**—આ તેલમાં જ્યાં કાંજી નાંખવાનું વિધાન છે ત્યાં નીચેનું શુક્ત નાંખવું જોઇએ. શુક્ત બનાવવાની વિધીઃ ચોખાનો મંડ ૨ પ્રસ્થ (૧૨૮ તોલા), કાંજી ૧૦ આઢક (૨૫૬૦ તોલા), દહીં ૨ કુડવ (૩૨ તોલા), જુનો ગોળ ૬૪ તોલા અમ્લમૂલક [કાંજીમાં નીચે બેઠેલા મૂળના ટુકડા] ૩૨ તોલા, આદુ ૬૪ તોલા, પીંપર, જીરૂ, સીંધવ હળદર, તથા કાળાં મરી દરેક ૮ તોલા, એ સર્વને એકત્ર કરી ઘીના રીઢા વાસણમાં આઠ દિવસ પડી રહેવા દેવું પછી એને ગાળી તેમાં તજ, તમાલપત્ર, ઈલાયચી, નાગકેસર, દરેકનું ૭ તોલા ચુર્ણ મિશ્રિત કરવું. જો કે યોગ અનુસાર બીજા પાકમાં ૧૬ આઢક (૪૦૯૬ તોલા) કાંજી નાંખવી જોઇએ, પણ વ્યવહારમાં માત્ર ૨ દ્રોણ (૨૦૪૮ તોલા) કાંજી નંખાય છે. એથી ઉપર ૨ દ્રોણ કાંજી લખી છે. ૨૫૪ થી ૨૫૭ ( ચક્ર: ૨૪૮ થી ૨૫૧).

**એલાદિ તેલઃ**—ઝીણીને મોટી ઈલાયચી, મુરામાંસી, ગંધો બેરંજો, શિલાજીત, દેવદાર, નગોડનાં બી, ચારેક [હાડીયા કરસણ], કચુરો, જટામાંસી, ચમ્પો, નાગકેસર, સ્થૌણેય (થૂનેર), બોળ, તમાલપત્ર. કમળની દાંડી, ગંધો બેરંજો, શેપગુંદર, નખલા, સુગંધીવાળો, તજ,

ઉપલેટ, તગર, નાગરમોથ, કાકડાશીંગી, સુખડ, જાયફળ, મજીઠ, કેસર, ચમેલીનાં ફુલ, શિલારસ. સર્વનો કલ્ક બનાવી તે કલ્કથી ચાર ગણું તેલ અને તેલથી ચાર ગણો કાંસકીનો ક્વાથ તથા એટલું દૂધ અને એટલુંજ દહીં મેળવી પકવવું. આ તેલ વાતરોગોને નષ્ટ કરે છે. તથા બળ, વર્ણ અને શરીરને ઉત્તમ બનાવે છે. [ચક્રદત્તઃ ૯૧–૯૨].

**બલા શૈરીયક તેલઃ**—બલા (કાંસકી)નો ઉકાળો તથા કલ્ક અથવા કાંટા સેરીયાનો ક્વાથ અથવા ઉકાળાથી સિધ્ધ કરેલું તેલ સમસ્ત વાત રોગોને નષ્ટ કરે છે. એમાં તેલ જેટલું દૂધ પણ નાંખવું જોઇએ. (ચક્રદત્તઃ ૯૩)।

**મહાબલા તેલઃ**—બલા (કાંસકી)ના મૂળનો ઉકાળો, દશમૂળનો ક્વાથ, જવ, બોર, કળથીનો ક્વાથ, તથા દૂધ દરેક ૮ ભાગ. તલનું તેલ ૧ ભાગ, તથા જીવકાદિ મધુરગણની ઔષધીયો અને સીંધાલુણ, અગર, રાળ, ગંધા બેરજો, દેવદાર, મજીઠ, સુખડ, ઉપલેટ, ઇલાયચી, કાળી ઉપલસરી, જટામાંસી, છડીલો, તમાલપત્ર, તગર, ઉપલસરી, વજ, શતાવરી, આસન, સવા, સાટોડીના મૂળનો કલ્ક, તેલથી ચોથા ભાગનો લઈ બધું એકત્ર કરી ઉકાળી તેલ સિધ્ધ કરવું. આ તેલ સોના, ચાંદી કે માટીના વાસણમાં ભરી મૂકી પછી તેનો પ્રયોગ કરવો. આ તેલ વાતરોગનાશક બલા તેલ છે. એની માત્રા બળ અનુસાર સૂતિકા સ્ત્રીને આપવી જોઇએ. જે સ્ત્રી ગર્ભની ઇચ્છા કરતી હોય, અથવા જે પુરુષ ક્ષીણ થઈ ગયો હોય, તથા ક્ષીણતાથી વધેલ વાયુ તથા મર્માભિઘાત અથવા કંઈક અભિઘાત યા મથિત હોય, તુટી ગયા હોય, અથવા થાકયા હોય એમાં આ પ્રયોગ કરવો જોઇએ. આ તેલ આક્ષેપક આદિ તમામ વાતરોગોને નષ્ટ કરે છે, તથા હિક્કા, કાસ, અધિમન્થ ગુલ્મ, શ્વાસને નષ્ટ કરે છે. આ તેલનો છ માસ સુધી પ્રયોગ કરવાથી અન્ત્રવૃધ્ધિ, નષ્ટ થાય છે. નવી ધાતુ બને છે. યૌવન સ્થિર થાય છે. આ તેલ રાજાઓ, ધનવાનો સુખી પુરુષો, સુકુમાર તથા બળવાનોને માટે બનાવવું જોઇએ. (ચક્રદત્ત ૯૪ થી ૧૦૩).

**અશ્વગંધાદિ તેલઃ**—આસન ૫ શેર, પાણી ૧ દ્રોણમાં ઉકાળી ક્વાથ કરવો, ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. તેમાં તલનું તેલ ૨૫૬ તોલા, નાંખવું પછી દૂધ ચાર ગણું નાંખવું. તથા કમળની ડાંડી, કમળનું મૂળ, કમળનાં કેસર, કમળનાં તંતુ, ચમેલીનાં ફુલ, સુગંધી વાળો, જેઠીમધ, ઉપલસરી, કમળનાં ફુલ, નાગકેસર, મેદા, સાટોડી, દ્રાક્ષ, મજીઠ, બેઠી ભોંયરીંગણી, ઉભી ભોંયરીંગણી, નાની મોટી ઇલાયચી, કંકોલ, ત્રિફળા નાગરમોથ, સુખડ, પદ્મક, દરેકનો કલ્ક તેલથી ચોથા ભાગે લેવો. પછી બધું એકત્ર કરી તેલ સિધ્ધ કરવું. આ તેલ રક્તાશ્રિત વાત, રક્તપિત્ત, રક્તપ્રદરને નષ્ટ કરે છે. પુષ્ટિ તથા બળ વધારે છે. અને કૃશ પુરુષના માંસને વધારે છે. રજ અને વીર્યના દોષોને નષ્ટ કરે છે. નાક સૂકાતું મટાડે છે. તથા નપુંસકને પણ પીવાથી, મર્દન કરવાથી તથા અનુવાસન બસ્તિથી પુરુષત્ત્વનું પ્રદાન કરે છે. ( ચક્રદત્ત ૧૨૫ થી ૧૨૯ ).

**મૂલકાદિ તેલઃ**—મુળાનો સ્વરસ, તલનું તેલ, ખાટું દહીં, કાંજી દરેક સરખે ભાગે લેવાં, કાંસકી, ચિત્રકમૂળ, સીંધાલુણ, લીંડીપીપર, અતિવિષની કળી, રાસ્ના, ચવક, અગર, ભાલામા, વજ, ઉપલેટ, ગોખરૂ, સુંઠ, પુષ્કરમૂળ, કચુરો, બીલાનો ગર્ભ, સવા, તગર, દેવદાર એ બધાનો કલ્ક તેલથી ચોથા ભાગનો લેવો. પછી બધું એકત્ર કરી ઉકાળી તેલ સિદ્ધ કરવુ. આ તેલ પીવાથી ઉગ્ર વાતાત્મક રોગો નષ્ટ થાય છે. (ચક્રદત્તઃ ૧૩૦ થી ૧૩૨).

**રસોન તેલઃ**—જે વાતવ્યાધિથી પીડાતા પુરુષ લસણના કલ્ક અને સ્વરસથી પકા-

વેલું તેલ પીએ છે, તેના વાતરોગ એ પ્રકારે જલ્દી નષ્ટ થઈ જાય છે કે જેમ દુષ્ટ મનુષ્યના હાથમાં પડેલો વિશાલ ગ્રંથ નષ્ટ થાય છે. [ચક્રદત્ત: ૧૩૩]

ભૈષજ્ય રત્નાવલીમાં લસણ અને માખણનો પ્રયોગ આગળ શ્લોક ૧૧ માં આવી ગયો છે

**કેતક્યાદિ તેલઃ**--કવડો, નાગબલા. [કાંસકી,] અતિબલા [કાંસકી) એ સર્વનો ઉકાળો તથા કાંજીથી સિદ્ધ કરેલું તેલ અસ્થિગત વાયુને શાંત કરે છે. આમાં દરેક દ્રવ્યનો ક્વાથ તથા કાંજી તેલના વજન જેટલાં લેવાં કલ્ક વગર પણ સ્નેહ શુદ્ધ થાય છે. જે માત્ર દ્રવમાં સિદ્ધ કરી શકાય છે. (ચક્રદત્ત: ૧૩૪ થી ૧૩૫).

**સિંધવાદિ તેલઃ**--સીંધાલુણ ૮ તોલા, સુંઠ ૦॥ શેર, પીંપરીમૂળ ૮ તોલા, ચિત્રકમૂળ ૮ તોલા, ભિલામાની ગોટલી ૨૦ નંગ, કાંજી ૬ શેર ૩૨ તોલા તથા તેલ ૬૪ તોલા મેળવી પકવવું જોઇએ. આ તેલ સંતાન દાયક તથા ગૃધ્રસી, ઉરૂગ્રહ, અર્શ અને વાતરોગોને નષ્ટ કરે છે. (ચક્રદત્ત: ૧૩૬ ૧૩૭).

**માષસિંધવ તેલઃ**--અડદનો ક્વાથ તથા સિંધાલુણનો કલ્ક નાંખી સિદ્ધ કરેલું તેલ સંકુચિત અંગોમાં માલીશ કરવા માટે તથા શિરોગત વાયુમાં નસ્ય તથા ભોજનની સાથે પાવું હિતકર થાય છે. (ચક્રદત્ત: ૧૩૮).

**માષાદિ તેલઃ**--અડદ તથા કાંસકીનો ઉકાળો તથા અડદ, કૌચ, અતીવિષની કળી, એરંડમૂળ, રાસ્ના, સવા, સીંધાલુણનો કલ્ક નાંખી સિદ્ધ કરેલું તેલ પક્ષાઘાતને મટાડે છે. [ ચક્રદત્ત: ૧૩૯ ].

## પંચપલ્લવ.

**ગંધાનાં ક્ષાલનમ્**:--ગંધદ્રવ્યોનું ક્ષાલન, શોધન તથા સંસ્કાર કરવો જોઇએ. તે હવે આગળ લખીશું. [ ચક્રદત્ત: ૨૫૨].

**પંચપલ્લવમ**:--આંબો, જાંબુડી, કોઠી, બીજોરૂં, બીલી એ પાંચેનાં પાનને પંચપલ્લવ કહે છે. ગંધ કર્મમાં સર્વત્ર પંચપલ્લવ શબ્દથી એનું ગ્રહણ કરવું જોઇએ. ૨૫૮ [ ચક્રદત્ત: ૨૫૩ ] (આગળ ૪૭ મા શ્લોકમાં આવી ગયું છે.)

**અથ નખીશુદ્ધ**:--નખલા પાંચ પ્રકારના છે. હયખુર, ( ઘોડાના સુમ જેવા ) ૨ ઉત્પલ પત્ર (કમળના પાન જેવા), ૩ કરિકર્ણ [હાથીના કાન જેવા ], એ ત્રણે ગ્રાહ્ય છે. તેમાં પણ જે માંસલ (મોટા) અને સ્નિગ્ધ છે તે અતિ ઉત્તમ છે.

નખલાને પહેલાં ભેંસના છાણના રસમાં અથવા આંબલીના પાણીમાં સ્વેદન કરવા જોઇએ પછી એક માટીના પાત્રમાં રેતીમાં મેળવી સેકી પછી તપાવી ગોળ મિશ્રિત હરડેના ક્વાથમાં બુઝાવવાં જોઇએ. તે પછી તડકામાં સુકવી સુખડ, અગર તથા કેસર ૨ તોલા. અને ઉપલેટ, આંબળાં, દેવદાર દરેક આઠ આઠ તોલા, એ સર્વના કલ્કથી નખલાને ફરી ઘુંટવા. તે પછી ગંધોદકથી ધોઇ તડકામાં સુકવવા અને માટીના વાસણમાં ઉપર નીચે મલ્લિકા તથા માલતી આદિ સુગંધિત પુષ્પ રાખી મધ્યમાં એ રાખવા. પછી એને કાઢી ત્રણેને જુદાં જુદાં ઉપરનાં તેલમાં ગ્રહણ કરવાં. એ પ્રકારે સમુદ્ર કર્કટનું પણ શોધન કરી ૩ પલ લેવાં જોઇએ. ૨૫૯-૨૬૦ ( ચક્રદત્ત: ૨૫૪-૨૫૫).

**હરિદ્રાવજ્રશુદ્ધિઃ**--ગોમૂત્ર તથા ગોરખમુન્ડી ( ઓડીયો કલ્હાર)ના ઉકાળામાં ઉકાળી પછી પલ્લવના જળમાં વજ્ર કે હળદરને ઉકાળી; પછી ગંધોદક દ્વારા બાષ્પ સ્વેદથી સ્વેદન કરી પછી ધોઇ સુકવી લેવાં. ૨૬૧ [ચક્રદત્ત: ૨૫૬ ].

**મુસ્તકશુદ્ધિ**:—નાગરમોથના નાના નાના કકડા કરી તેને કાંજીમાં ત્રણ દિવસ રાખો પાણીથી ધોઇ પછી પંચપલ્લવના કવાથથી સ્વેદન કરી પછી તડકામાં સુકવી લેવી. પછી ગોળના પાણીમાં નાંખી ઉકાળવી, પાણી બળી જાય ત્યારે ઉતારી લઈ તડકે સુકવી ચુર્ણ કરવું. પછી બકરીના મૂત્રની તથા સરગવાના કવાથની ભાવના દેવી જોઇએ. અને અંતે ચમેલી આદિ ફુલોથી એને અધિવાસિત કરી ધુપ દઈ પછી તેનું ચુર્ણ કરી ત્રણ પલ લેવી. ૨૬૨–૨૬૩ (ચક્રદત્ત: ૨૫૭–૨૫૮).

**શૈલજ શુદ્ધિ**:—શિલારસને કાંજીમાં ઉકાળી પછી પાણીથી ધોવું અને પંચપલ્લવ કવાથથી બાષ્પ સ્વેદન કરી તે પછી ગોળ અને શેકેલી હીમજી હરડેના પાણીમાં મેળવી પછી સુગંધિત પુષ્પોદ્વારા એને સુગંધિત કરવી. ૨૬૪ (ચક્રદત્ત: ૨૫૯).

**પૂતિશોધન ( ગંધમાર્જારાન્ડ)**:—અંઘેડા, થોર આદિના ક્ષારથી ખટ્ટાશી [ગંધમાર્જારાન્ડ]ને લિપ્ત કરી એક હાંડલીમાં પાણી ભરી બાષ્પ સ્વેદન કરી તેના વાળને કાઢી નાંખવા. તે પછી એને લુગડાની પોટલીમાં બાંધી પંચપલ્લવ કવાથથી દોલાયંત્રમાં પાક કરવો. પકવી તેને સારી રીતે નીચોવી લેવું. અંતે બકરીના મૂત્ર તથા સરગવાના કવાથની તેને સાત ભાવના આપવી. તે પછી સરગવાનું મૂળ તથા કેવડાનાં ફુલોમાં પકવવું. એ પ્રકારે એ શુદ્ધ થઈ કસ્તુરીના જેવી થઈ જાય છે. ૨૬૫ થી ૨૬૭ (ચક્રદત્ત: ૨૬૦થી૨૬૩)

**શિલારસાદિ શુદ્ધિ**:—શિલારસને ધોઇ મધની ત્રણ વાર ભાવના આપવી. તે પછી ગંધોદકથી ધોઈ ધુપ દઈ અને ચમેલી આદિનાં ફુલોથી અધિવાસિત કરવું. કેસરને ગંધોદકથી ધોઈ શુષ્ક કરવું અને દુધ તથા ઘી વાળા પાત્રમાં એને રાખી ત્યાં ધોવું અને વસ્ત્રદ્વારા પાત્રના મુખને બંધ કરી બાષ્પ સ્વેદન કરવું. પછી ગંધોદકથી ધોઇ ચમેલી આદિના ફુલોથી અધિવાસિત કરવું. કેસરના પાણીથી અગરની ભાવના, ગોમૂત્રથી ગ્રંથિપર્ણક (ભંટ ઉર કે ગઠિવન કે હાડીયા કરસણ)ની ભાવના, મધના પાણીથી સવાને, ચોખાના ધોવરામણથી તમાલપત્રને ભાવના દઇ શુદ્ધ કરવાં જોઇએ. ૨૬૮ (ચક્ર: ૨૬૪).

**કુષ્ઠશુદ્ધિ**:—પંચપલ્લવ કવાથથી ઉપલેટનું સ્વેદન કરી સુકવવું અને મૂર્વામૂલ તથા કુન્દરૂ (શેશગુંદર)નો ધુપ દઈ ચમેલી આદિ ફુલોથી અધિક સુવાસિત કરવું. ૨૬૯.

**ગંધતૃણ** (રોહીસોનું **શોધન**:—રોહિસાનું ચુર્ણ કરી, સાકરના પાણી (સરબતથી ધોઈ સુકવી, સુખડને પાણીથી ઘસી તેનાથી ઘુંટવાં. ૨૭૦

**કુન્દરૂ ( શેશગુંદર)ની શુદ્ધિ**:—શેશગુંદરને ગંધોદકથી ધોઇ સુકવવું. પછી કેસરને પાણીમાં ઘુંટી એની સાથે એને મેળવી સારી રીતે ઘુંટવું તે પછી ગોળ અને રાળનો ધુપ દઈ ફુલોથી વધુ સુવાસિત કરવું. ૨૭૧.

**રેણુકા શોધન**:—રેણુકાને પ્રથમ ગંધોદકથી ધોઇ મધુદક તથા છાસથી ક્રમશ ભાવના આપવી જોઇએ. ભાવના દીધા પછી પુષ્પોથી વધુ સુવાસિત કરવાં. એ પ્રકારે રેણુકા શુદ્ધ થઇ જાય છે. ૨૭૨.

**ચોરપુષ્પી શોધન**:—ચોર પુષ્પી (આંખ ફુટામણી ને મધની ભાવના દઈ તડકામાં સુકાવી ગોળ તથા રાળથી ધુપ દેવો અને સુગંધિત ફુલોથી અધિવાસિત કરવું. ૨૭૩.

**નવનીત ખોટી શોધન**: –નવનીત ખોટીને ગંધોદકથી ધોઇ સુકવી સરબતની ભાવના દઇ અને ફરી ગંધોદકથી ધોઇ સુકવવું. પછી એને ચુર્ણ કરી ઘી તથા ગુગળનો ધુપ દેવો અને જુઈ આદિ ફુલોથી તથા સુખડથી વધુ અધિવાસિત કરવું ૨૭૪.

**સામાન્ય શોધન:**—સામાન્ય રીતે બધાં સુગંધી દ્રવ્યોને ગંધોદકથી ધોઇ તડકામાં સુકવવાં જોઇએ. તે પછી કાંઇક શેકી ગોળના પાણીથી દ્રવ્યને સિંચિત કરવું. ૨૭૫.

શુદ્ધ કરેલાં જુદાં જુદાં દ્રવ્યોને એકત્ર એક પાત્રમાં ન રાખવાં. જેમ કાગડાના સંગથી કોયલ પણ કાળી થઇ જાય છે. અર્થાત હીન દ્રવ્યોના સંગથી ઉત્તમ દ્રવ્ય પણ દુર્ગુણવાળું થઇ જાય છે. ૨૭૬.

**મૃગનાભ કસ્તુરી:**—જે કસ્તુરીમાં કેવડા જેવી સુગંધી હોય અને જેનો રંગ પિંજર અથવા પીળો હોય, જેનો સ્વાદ કાંઇક કડવો તથા તીખો હોય, હલકી હોય, મર્દન કરવાથી ચીકણી હોય, જેને બાળતાં ચામડું બળતું હોય એવો અવાજ થાય તથા સંકોચાતી જાય, ભ મ ન થાય અને અંતમાં ચામડા જેવી ગંધ આવે, અને સાધારણ અવસ્થામાં જેમાં કાંઇક ક્ષાર જેવી ગંધ પણ સાથે હોય એવી કસ્તુરી શ્રેષ્ઠ હોય છે. ૨૭૭–૨૭૮.

**(ચક્રદત્તના શ્લોક ૨૬૫ માં કેટલુંક વર્ણન ઉપરના જેવું આવી જાય છે.)**

**કર્પુર:**—પાકા કપુર કરતાં અપકવ કપુર વધુ ગુણવાળું હોય છે. અપકવ કપુરમાં પણ જે ચુર્ણ રૂપે ન થાય તથા સ્ફાટિક જેવું સ્વચ્છ હોય તે ઉત્તમ છે. પાકા કપુરમાં જે સદલ સ્નિગ્ધ, હરિતદ્યુતિ અર્થાત કાંઇક કાળા રંગની પ્રભા (ચમક)વાળું હોય, તથા તોડતાં જે કણ જુદા જુદા થઇ ન જાય તે ઉત્કૃષ્ટ છે. કપુરને હથેળી ઉપર ઘસી હાથની રેખાઓને જોવી. જો એ રેખાઓમાં કપુર દેખાય તો સમજવું જોઇએ કે એ કપુર અત્યંત શ્રેષ્ઠ છે. ૨૭૯ થી ૨૮૧ (ચક્રદત્ત: ૨૬૬ થી ૨૬૭)

**કુષ્ઠઉપલેટની પરીક્ષા:**—ઉપલેટની આકૃતિ જો મૃગના શિંગડા જેવી હોય તથા કીટ આદિથી દૂષિત ન હોય તો શ્રેષ્ઠ છે. ૨૮૨ (ચક્રદત્ત ૨૬૮).

**ચંદન [સુખડ]**—ધોળા સુખડ જો અત્યંત સ્નિગ્ધ, અને ભારે હોય તથા સુગંધિવાળું હોય તો શ્રેષ્ઠ છે. તથા ચંદનનો કાસાર ભાગ અંદરનું લાકડું લાલ અથવા પીળું હોય તે ઉત્તમ છે; જે પાંડુ વર્ણનું છે, જેમાં સારભાગ ન હોય તે ચંદન શ્રેષ્ઠ નથી. ૨૮૩.

**(ચક્રદત્ત શ્લોક ૨૬૮માં વર્ણન છે)**

**અગર પરીક્ષા:**—જે અગરની આકૃતિ કાગડાની ચાંચના જેવી હોય તથા સ્નિગ્ધ અને ભારે હોય તે ઉત્તમ છે. અને જે અસાર, પાંડુ વર્ણનું તથા હલકું હોય તે નિકૃષ્ટ સમજવું. નદીના કિનારે ઉત્પન્ન થયેલું અથવા તીતરની પાંખ જેવા વર્ણવાળું અને સીમળાના લાકડા જેવું રૂપવાળું અગર અગ્રાહ્ય છે, ૨૮૪–૨૮૫.

**કુંકુમ-કેસર:**—જે કેસર પાંડુ વર્ણનું ન હોય પણ જેનો રંગ લાલ હોય તે ઉત્તમ છે. જેમાં બે રંગ હોય તથા ખર પાન્ડુ વર્ણનું કેસર હોય તો તે હીન છે. ૨૮૬.

**ખટ્ટાશ:**–(ગંધમાર્જારાન્ડ) અનૂપ જલપ્રાય) દેશમાં ઉત્પન્ન થયેલ, ગોળ અને માંસલ ખટ્ટાશી (ગંધમાર્જારાન્ડ) શ્રેષ્ઠ છે. મધ્ય દેશ અનૂપ ન હોય પણ જંગલ હોય ત્યાં ઉત્પન્ન થયેલ મધ્યમ અને મરુસ્થલ (મારવાડ માં ઉત્પન્ન થયેલું અધમ છે. ૨૮૭.

**મુરામાંસી-રેણુક:**—મુરામાંસી કાઇક પીળા રંગની, જટામાંસી (બાલછડ) પીંગલ વર્ણની જટા જેવી, તથા રેણુકબીજ (નગોડનાં બી) મગના જેવાં હોય તો શ્રેષ્ઠ છે. કાળાં મરી જેવી તથા મોટી રેણુકા ગંધ કર્મમાં નિંદિત છે. ૨૮૮.

**મુસ્તક (મોથ):**—આનૂપ દેશ, મિશ્રિત દેશ, તથા જાંગલ દેશમાં ઉત્પન્ન થયેલ મોથ ક્રમશઃ ઉત્તમ, મધ્યમ તથા અધમ હોય છે. ૨૮૯.

**જાતીફલઃ**—શબ્દવાળું, સ્નિગ્ધ અને ગુરૂ જાયફળ પ્રશસ્ત છે. લઘુ, શબ્દહીન તથા રૂક્ષ અતિનિંદિત કહેલું છે. ૨૯૦.

**એલા [ઈલાયચી]**—જે કંકોલનાં બી તથા કોરાના જેવા આકારવાળી ઇલાયચી હોય તે શ્રેષ્ઠ છે. જે કંકોલના જેવા દાણા વાળી તથા કપુર જેવી રેણુ વાળી અને સરલ હોય એવી ઝીણી ઇલાયચી ગ્રાહ્ય છે એથી વિપરીત ગુણ વાળી ઇલાયચીને અગ્રાહ્ય સમજવી. ૨૯૧

**પ્રિયંગુ (ઘઉંલા)**—જે શ્યામવર્ણના તથા કાંઇક પાંડુવર્ણના હોય, કીડાથી ખાધેલા ન હોય તે ઘઉંલા શ્રેષ્ઠ છે; તથા એથી વિપરીત ગુણવાળા નિંદિત છે. ૨૯૨.

**નખલા**—ગંધકર્મમાં નખલા પાંચ પ્રકારના છે. ૧ ઉમરડાના પાન જેવા; ૨ કમળના પાન જેવા; ૩ ઘોડાના સુમ જેવા; ૪ હાથીના કાન જેવા તથા સુકરના કાન જેવી આકૃતિવાળા. શેષ નખી ગંધ કર્મમાં નિંદિત છે. ૨૯૩-૨૯૪.

**ગ્રંથિક**—કાંઇક પીળા વર્ણવાળા તથા પાતળા ગંઠોડા ઉત્તમ છે અને કાળા રંગવાળા તથા મોટા નિંદિત છે. ૨૯૫.

**ઉશીર (વાળો)**-લાંબા મૂળવાળા, દૃઢ, પાતળા, પોતાની વિશિષ્ટ ગંધવાળા, સાધારણ દેશમાં ઉત્પન્ન થયેલો વાળો ઉત્તમ છે. ૨૯૬.

**નલિકા**—મધ્યમાં ખોખલી, સરસ તથા કીડાએ ખાધેલી ન હોય તે નલિકા (નાલુકા) પ્રશસ્ત જાણવી જોઇએ. એનાથી વિપરીત ગુણ વાળી નિન્દિત સમજવી જોઇએ. ૨૯૭.

**શિલારસ**—મળરહિત, કપિલ વર્ણવાળો સ્વચ્છ અને નવીન શિલારસ ઉત્કૃષ્ટ છે અને મળવાળો તથા મધ જેવા રંગવાળો ગંધકર્મમાં વર્જિત છે. ૨૯૮.

**શ્રીવાસઃ લાખ**—મળ તથા લાકડાં વગરનો શ્રીવાસઃ ( ગંધાબેરજો ) ઉત્તમ છે; અને એજ પ્રકારે માટી તથા લાકડીથી રહિત નવીન લાખ પણ ગ્રાહ્ય છે. ૨૯૯.

કીડાથી ખાધેલ ન હોય તે પદ્મક તથા સરલકાષ્ટ (ગંધાબેરજો) સરસ છે. એ પ્રકારે જળદોષથી હીન અર્થાત કદી પાણીથી ભીની થઈ ન હોય અથવા ભીની જગ્યામાં ન રાખી હોય એવી તજ તથા તમાલપત્ર પ્રશસ્ત છે. ૩૦૦.

**સુગંધી વાળો**—જુનો, સરલ તથા પાતળા મૂળવાળો, સુગંધવાળો શ્રેષ્ઠ છે. અને નવો તેમ મોટી જડવાળો ત્યાગ કરવા યોગ્ય છે. ૩૦૧.

**કંકોલ**--પાતળી ત્વચાથી વેષ્ટિત, સ્નિગ્ધ તથા ભારે કંકોલને ઉત્તમ જાણવો અને વિપરીત ગુણવાળાને નિકૃષ્ટ સમજવો. ૩૦૨.

**વજ**--ઉગ્ર, કાંઇક લાલ વર્ણવાળી, ગાંઠાવાળી વજ ગ્રાહ્ય છે; પરંતુ એ ગુણો હોવા છતાં પણ અંદરનો ભાગ ધોળા રંગનો હોય તો અગ્રાહ્ય છે. ૩૦૩.

**દ્વિમોથ-ચોરપુષ્પી**--નવી, પુષ્ટ, વિશિષ્ટ ગંધવાળી મોથ તથા નાગરમોથ બન્ને ઉત્કૃષ્ટ કહેવાય છે. ચોરહુલી [શંખિની] નવી તથા શ્યામવર્ણની ઉત્તમ હોય છે. ૩૦૪.

**ચમ્પક કલિકા-નાગકેસર**--દીવાની શિખા જેવી આકૃતિવાળી, ચમેલીની કળીને સુકવી ગ્રહણ કરવી જોઇએ તથા કીટાદિથી રહિત નાગકેસર ગ્રાહ્ય છે. ૩૦૫.

**માંસી, દેવદાર**--સ્નિગ્ધ, પાતળાં કેસરવાળી, પીળા વર્ણની જટા જેવી આકૃતિવાળી જટામાંસી તથા સુગંધવાળો, લઘુ અને રૂક્ષ દેવદારને ગ્રહણ કરવો જોઇએ. ૩૦૬.

**રતાંજળી**--રતાંજળી ત્રણ પ્રકારની છે. જેમાં કાંઇક કાળા વર્ણવાળી સર્વોત્કૃષ્ટ, લાલ રંગવાળી મધ્યમ તથા હલકા લાલ રંગવાળીને અધમ જાણવી જોઇએ. ૩૦૭.

**હરિદ્રા**--જે હળદર સ્થુલ હોય, તથા તોડતાં અંદરથી કેસરના રંગ જેવી જણાય તે શ્રેષ્ઠ છે.

**અધિવાસન પુષ્પો**—કેવડો, જુઇ, જાઈ, ચંપો, માધવી, કદમ્બ, મલ્લિકા. નાગ-કેસર, કુટજ પુષ્પ, પાટલાનાં પુષ્પ. કરૂણ, પ્યાલ તથા અન્ય અતિ સુગંધિત પુષ્પોથી અધિવાસન કરવું જોઇએ. ૩૦૮ થી ૩૦૯.

વાળ જેવું કાળું સંચળ રાઇખાર), બીલોર જેવું સ્વચ્છ સિંધાલુણ, જપાકુસુમ જેવું લાલ રંગનું મનશિલ અને સોનાની ચમકવાળું સ્વર્ણમાક્ષિક ઉત્તમ હોય છે. ૩૧૦.

**શિલાજીત**--જળથી ભરેલા પાત્રમાં શિલાજીત નાંખવાથી જો તે વિશીર્ણ ન થાય અને પ્રતાન (તાર) છોડે તો તે ગ્રાહ્ય છે અન્યથા અગ્રાહ્ય સમજવું. ૩૧૧.

જ્યાં જ્યાં ગ્રાહ્યત્વ જણાવ્યું અને અગ્રાહ્યત્વ ન બતાવ્યું હોય ત્યાં તેમાં તે તે ગુણોથી વિપરીત ગુણ હોય તો અગ્રાહ્ય સમજવું જોઇએ. ૩૧૨.

એમાં તથા અન્ય દ્રવ્યોમાં નવીનતા (તાજું લેવું) એ એક ઉત્કૃષ્ટ ગુણ છે.

ઉપરનાં દ્રવ્યોના ગુણ ચક્રદત્ત શ્લોક ૨૬૮ થી ૨૯૨ માં ટુંકાણમાં આવી જાય છે. જેથી અહીં ફરી લખ્યા નથી. (ચક્રદત્ત ૨૬૮ થી ૨૭૨).

**મહાસુગન્ધિત તેલ**--મજીઠ, માલતીનાં ફુલ,દેવદાર, ગંધોબેરજો, નાની ભોંયરીંગણી, વજ, સોપારીની છાલ, તમાલપત્ર, ગંધપત્ર, કચુરો, હીમજી હરડે, એલાં, આંબળાં, નાગરમોથ એ દરેક ઉપરનાં શોધનોથી શુદ્ધ કરી ૮ તોલા; સર્વ લઇ કલ્ક કરવો; ૬૪ તોલા તેલમાં ચારગણું પંચપલ્લવોનું પાણી નાંખી ઉકાળવું. પ્રથમ પાક થઈ જાય તે પછી તેલથી ચાર ગણું ગંધોદક તથા જટામાંસી, મોરવેલ, ડમરો, ચંપો, ધવડેલા, તજ, પિંપરીમૂળ, સુગંધી વાળો, ઉપલેટ, મરવો તથા માલતીનાં ફુલ સર્વ મેળવી ૮ તોલા,માલતીનાં ફુલ,ગંધોબેરજો, નખલા, નાડી તથા સવા દરેક ૪ તોલાનો કલ્ક નાંખી પછી ઉકાળવું તે બીજો પાક થયો, પછી તેલથી ચારગણું ગંધોદક અથવા ગંધદ્રવ્યોથી ધુપ આપેલું પાણી તથા ઇલાયચી, લવીંગ, ચંપો, સુખડ, જાવંત્રી, ગંધમાર્જારાન્ડ, કંકોલ, અગર, મુષ્કદાણા, કેસર, કસ્તુરી, આંબળાં, અજમો દરેક ૨ તોલા મેળવી મંદ આંચથી ઉકાળવું જોઇએ. એમાં કસ્તુરીથી પાંચમા ભાગે કપુર મેળવવું જોઇએ. ક તુરી તથા કપુરથી અર્ધા હિસ્સે તેમાં પત્રકલ્કાદિ નાંખવાં જોઇએ [ ચક્રદત્ત ૨૭૩ થી ૨૭૬ ]

**પત્રકલ્કવિધિ**--પક્વ થઇ ગયા પછી ગાળી લઈ ગરમ હોય ત્યારે જે વસ્તુઓ સુગંધી માટે નાંખવામાં આવે છે તેને પત્રકલ્ક કહે છે. (ચક્રદત્ત ૨૭૭).

**લક્ષ્મી વિલાસ તેલ**:--આગળ ગંધ દ્રવ્યોનુ શોધન તથા સંસ્કાર બતાવ્યા છે. તે વડે શુદ્ધ કરી તથા યોગ્ય માત્રાનુસાર જે પત્ર કલ્ક મહારાજ પ્રસારણી તેલમાં લખ્યાં છે, તેનાથી બમણાં મહા સુગન્ધ તૈલમ નાંખવાથી લક્ષ્મી વિલાસ તેલ બને છે. (ચક્ર:૨૭૮

**દ્રવદાન પરિભાષા**:—પહેલો પાક પંચપલ્લવોદકથી, બીજો પાક ગંધોદક અને ગંધોદકથી અને ત્રીજો પાક પણ ગંધોદક અથવા ધુપ દીધેલા પાણીથી કરવો જોઇએ. ( ચક્રદત્ત: ૨૭૯ ).

આ બંન્ને તેલ વાતરોગોને જલ્દી નષ્ટ કરે છે. તથા પુષ્ટિ, કાન્તિ, ધૈર્ય અને બુદ્ધિ વધે છે. ( ચક્રદત્ત ૨૮૦ ).

**મજ્જા સ્નેહઃ**—ગ્રામ્ય, આનૂપ, તથા ઔદક પ્રાણિયોનાં હાડકાંનું ચુર્ણ કરી પાણીમાં ઉકાળવું. જેટલો તેનો સ્નેહ (ચીકણો ભાગ) નીકળે તેનાથી ચારગણો દશમૂળનો કવાથ તથા બમણું દૂધ જીવક, ઋષભક, ગરણી, વિદારીકંદ, કૌચાં, વાતઘ્ન તથા જીવનીય ગણની ઔષધીયોનો કલ્ક, સ્નેહથી ચારગણો નાંખી ઉકાળવું. આ સ્નેહ નસ્ય, અનુવાસન બસ્તિ, માલિસ તથા પાન કરવાથી માથું, પાંસળાં; હાડકાં તથા કોઠાનો વાયુ નષ્ટ થાય છે. જેના મજ્જા, ઓજ તથા શુક્ર ક્ષીણુ થઇ ગયાં હોય તેને માટે આ સ્નેહ અમૃત તુલ્ય બળ તથા પુષ્ટિ કરનારૂં છે. (ચક્રદત્તઃ ૧૭૦ થી ૧૭૩]

**મહાસ્નેહઃ**--ત્રિફળા ૬૪ તોલા; કળથી ૩૨ તોલા, સરગવાની છાલ ૨૦ તોલા, તુવેરોનાં મૂળ ૨૦ તોલા, રાસ્ના ૮ તોલા, ચિત્રકમૂળ ૮ તોલા, દશમૂળ દરેક ૪ તોલા, પાણી ૧૨ શેર ૬૪ તોલા, સર્વ એકત્ર કરી ઉકાળવું. ચોથો ભાગ રહે એટલે ઉતારી ગાળી લેવું. એ કવાથમાં સુરા [દારૂ] ૬૪ તોલા, કાંજી ૬૪ તોલા, દહીંની તોળ ૬૪ તોલા; સૌવીરક (તુષોદક, જવને પાણીમાં ૧૫ દિવસ રાખી મૂકી પછી પાણી ગાળીને લેવું,) બોર, દાડમ, બીજોરાં, લીંબુનો રસ દરેક દ્રવ ૬૪ તોલા, તેલ, ઘી, ચરબી, મજ્જા તથા દૂધ દરેક ૬૪ તોલા તથા જીવનીય ગણની ઔષધીઓ મળી ૨૪ તોલાનો કલ્ક નાંખી પકવવું જોઇએ. આ મહા સ્નેહ માલીશ કરવાથી શિરા, મજ્જા, તથા અસ્થિગત વાત, સર્વાંગરોગ, એકાંગ-રોગ, કમ્પ, આક્ષેપ તથા શૂળ મટે છે. (ચક્રદત્ત ૧૭૪ થી ૧૭૮)

**નકુલાદિ ઘૃતઃ**—નોળીયાનું માંસ ૬૪ તોલા, પાણી ૫૧૨ તોલામાં,ઉકાળી ચોથો ભાગ પાણી રહે એટલે ઉતારી ગાળી લેવું. દશમૂળ ૬૪ તોલા આઠ ગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે એટલે ઉતારી ગાળી લેવું. અડદ ૬૪ તોલા લઇ ઉકાળો કરવો, કાંસકી ૬૪ તોલા લઇ ઉકાળો કરવો, શતાવરીનો રસ ૧૨૮ તોલા લઈ ઉકાળો કરવો. દરેક દ્રવ્ય આઠગણા પાણીમાં ઉકાળી ચોથો ભાગ પાણીનો બાકી રહે એટલે ઉતારી ગાળી લેવું. પછી જીવક, ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી, (આસન)મેદા, મહામેદા, (શતાવરી) ઋદ્ધિ, વૃદ્ધિ, જીવન્તી, (ડોડી), જેઠીમધ, ઈલાયચી, તજ, તમાલપત્ર, ત્રિકટુ, ત્રિફળા, મોથ, ઉપલસરી દરેક બબે તોલા લઈ તેનો કલ્ક કરી ઉપરના બધા ઉકાળા ભેગા કરી તેમાં નાંખવો. ઘી ૧૨૮ તોલા તેમાં ઉમેરવું. પછી ઉકાળી ઘી સિદ્ધ કરવું. એ ઘી પાવાથી અપસ્માર, ઉન્માદ, પક્ષાઘાત, આફરો ચઢવો, બંધકોશ, હસ્તકમ્પ, શિરઃકમ્પ, બહેરાપણું, મૂકતા (મુંગાપણું); અસ્પષ્ટ ભાષણ, આદિ બધા વાતરોગો નષ્ટ થાય છે. એ પ્રકારે તેનું સેવન કરવાથી ઉર્ધ્વજત્રુ ગત વાતરોગ તથા જાંઘ અને પાંસળાં આદિમાં આશ્રિત થઇ રહેલો વાત નષ્ટ થાય છે. ૩૧૩ થી ૩૧૮.

**છાગલાદિ ઘૃતઃ આજ ઘૃતઃ**—ચામડી, શીંગડાં. તથા નખ વગરનું બકરાનું માંસ ૫ શેર લઈ તે ૨ દ્રોણ (૨૦૪૮ તોલા) પાણીમાં ઉકાળવું. ચોથા ભાગનું પાણી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. દૂધ ૧૨૮ તોલા, શતાવરીનો રસ ૧૨૮ તોલા લઇ બધું એકત્ર કરવું. પછી જીવક ઋષભક, કાકોલી, ક્ષીરકાકોલી, મેદા, મહામેદા, મુદ્દગપર્ણી (જંગલી મગ), જંગલી અડદ, જીવન્તી (ડોડી), જેઠીમધ બધું મળી ૬૪ તોલા લઇ કલ્ક કરવો; ઘી ૧૨૮ તોલા લઈ બધું ભેગું કરી ઉકાળી ઘી સિદ્ધ કરવું. આ છાગલાદિ ઘૃત ૦ાા તોલાની માત્રામાં લેવું. તેનું અર્દિત, કાનનાં શૂળ, બેહેરાશ, મૂકતા, અપસ્ષ્ટ વાણી (જીભ તોતરાવી), જડતા; પંગુતા (લંગડાપણું), ખંજતા (લુલાપણું), ગૃધ્રસી, કુબ્જ, અપતાનક, અપતંત્રક, આદિ વાતરોગોમાં સેવન કરાવવું જોઈએ. આ ઘીના કલ્ક દ્રવ્યોમાં જેઠીમધના બે ભાગ લેવા જોઇએ. ૩૧૯ થી ૩૨૩ (ચક્રદત્ત ૮૬ થી ૯૦).

**બૃહચ્છાગલાદિ ઘૃત**—નપુંસક બકરાનું માંસ ૧૦ શેર, પાણી ૨ દ્રોણ (૨૦૪૮ તોલા) માં ઉકાળી ચોથા ભાગનું પાણી રહે ત્યારે ગાળી લેવું. દશમૂળ ૧૦ શેરનો ઉકાળો કરવો, આસન ૧૦ શેરનો ઉકાળો કરવો; કાંસકી ૧૦ શેરનો ઉકાળો કરવો. દરેક દ્રવ્યનો ઉકાળો બબે દ્રોણ (૨૦૪૮ તોલા) પાણીમાં કરી ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. ઘી ૫૧૨ તોલા લેવું. એ બધું એકત્ર કરવું; પછી જીવંતી (ડોડી), જેઠીમધ, દ્રાક્ષ, કાકોલી, ક્ષીરકાકોલી (એને બદલે આસન લેવી), નીલકમળ, મોથ, રતાંજળી, રાસ્ના, જંગલી મગ, જંગલી અડદ, ઉપલસરી, કાળી ઉપલસરી, મેદા, મહામેદા ( એને બદલે શતાવરી લેવી); ઉપલેટ, જીવક, ઋષભક, કચુરો, દારૂહળદર, ધઉંલા, ત્રિફળા, તગર, તાલીસપત્ર, પદ્મક, ઇલાયચી, તમાલપત્ર, શતાવરી, નાગકેસર, જાવંત્રી, ધાણા, મજીઠ, દાડમના દાણા, દેવદાર, રેણુકા (નગોડનાં બી), કંકોલ, વાવડીંગ તથા જીરૂ દરેક સોળ સોળ તોલા એનો કલ્ક કરવો. આ ઘીને કલાઇ કરેલા તાંબાના વાસણમાં મૃદુ અગ્નિથી યથાવિધિ પાક કરી ઘી સિદ્ધ કરવું; એને ગાળી લઈ ઠંડું થયે તેમાં ૧૨૮ તોલા ખાંડ મેળવી હલાવી એક રીઢા વાસણમાં ભરી રાખવું. જે ઘીમાં પછીથી ખાંડ મેળવવાની વ્યવસ્થા આપેલી હોય તેમાં ઘીના પ્રયોગ વખતે જ ખાંડ મેળવવી જોઇએ. કેમકે પહેલાંથી મેળવી રાખવાથી ઘી ખરાબ થઇ જાય છે. ॥ તોલા સુધી વ્યાધિના અનુસાર અનુપાનની કલ્પના કરી આ ઘીનો પ્રયોગ કરવો જોઇએ. આ ઘી ઉન્માદ, પક્ષાઘાત, આધ્માન, મળબંધ, કાનના રોગો, માથાના રોગો, બ્હેરાપણું, અપતંત્રક વાત, ભૂતોન્માદ, ગૃધ્રસી, ઉદ્‌ગાર, પાર્શ્વશૂળ, હૃદયશૂળ, બાહ્યાયામ, અર્દિત, વાતકંટક, હૃદયરોગ, મૂત્રકૃચ્છ, પાંગળાપણું, ક્રોષ્ટુશીર્ષ, ખંજ, કુબ્જરોગ, અધ્વનિ (મુંગાપણું) મિન્મિન ભાષણ, અપતાનક, અંતરાયામ, ઉર્ધ્વગ રક્તપિત્ત, આનાહ, અર્શ, ચાતુર્થિક જ્વર, હનુસ્તંભ, શોષ, અવબાહુક, દન્ડાપતાનક, અસ્થિભંગ, દાહ, આક્ષેપક, જીર્ણજ્વર, વિષદોષ, કુષ્ઠ, શેફ:સ્તમ્ભ, મદાત્યય, આઢ્યવાત, અગ્નિમાંદ્ય, વાતરક્ત, એકાંગશોષ, સર્વાંગશોષ, હસ્તકમ્પ, શિર:કમ્પ, જીહ્વાસ્તંભ, જડતા તથા ભ્રમ આદિ વાતિક રોગોમાં અત્યંત હિતકર છે. ક્ષીણેન્દ્રિય, નષ્ટશુક્ર તથા જેના મૂત્ર આદિ સાથે અથવા સ્વપ્નમાં વીર્ય જતું હોય એવા મનુષ્યોને માટે અને જેને સ્ત્રીયો વાતિક રજ:સ્રાવ હોય તેને માટે આનો પ્રયોગ કરવો જોઇએ. અક્ષિસ્પન્દન (આંખ ફરકવી), એકાંગસ્પન્દન, સર્વાંગસ્પન્દન, પર્વત આદિ ઉચ્ચ પ્રદેશોપરથી પડવાથી કોપિત થયેલા વાતમાં, અભિચાર ક્રિયાથી ઉત્પાદિત રોગોમાં, ધન આદિના નાશથી ઉત્પન્ન થયેલ માનસિક સંતાપમાં તથા અન્ય વાતિક, પૈત્તિક, શિરોગત અથવા જંઘા, પાર્શ્વ, આદિમાં સ્થિત રોગોમાં આનો પ્રયોગ હિતકર છે. માતૃગ્રહને લીધે જે બાળક દરરોજ સુકાતો જતો હોય, જેનું બળ તથા માંસ ક્ષીણ થઇ ગયું છે; ચાલી શકતો નથી તે આ ઘી દ્વારા આરોગ્ય લાભ કરે છે. આ ઘૃત રસાયન, અગ્નિવર્દ્ધક તથા બળપ્રદ છે. એના પ્રયોગથી મનુષ્ય સુદૃઢ, સુડોળ, તેજસ્વી, દીર્ઘાયુ તથા સંતાનવાળો થાય છે. એના પ્રયોગથી રતિશક્તિ વધે છે; તથા જે સ્ત્રીને સંતાન ન હોય તે પણ કામદેવ સમાન સુંદર અને બળવાન, દીર્ઘાયુ પુત્રોને પેદા કરે છે. હારીતમુનિએ વાતનાશક રોગોનો ભય દૂર કરવા માટે કલ્યાણકારક, આ બૃહચ્છાગલાદિ ઘૃતનું નિર્માણ કર્યું હતું. ૩૨૪ થી ૩૪૬.

**અશ્વગંધાદિ ઘૃત**—આસનનો ક્વાથ ૧૬ શેર, દૂધ ૧૬ શેર, આસનનો કલ્ક ૧ શેર, ગાયનું ઘી ૪ શેર; એકંદર કરી ઉકાળી ઘી સિદ્ધ કરવું. આ ઘી વાતનાશક, વૃષ્ય તથા માંસવર્દ્ધક છે. માત્રા ॥ તોલો. ૩૫૦ [ચક્રદત્ત: ૮૩].

**દશમૂલાદિ ઘૃત**—દશમૂળનો ક્વાથ ૧૨ શેર, ઘી ૪ શેર, જીવક, ઋષભક, મેદા, મહામેદા, કાકોલી,ક્ષીરકાકોલી, જીવન્તી (ડોડી), જેઠીમધ, ઋદ્ધિ, વૃદ્ધિ મળી ૧ શેર; આથી સિદ્ધ કરેલું ઘી તર્પણ (તૃપ્તિકારક), તથા વાત વેદનાનો નાશ કરે છે. ૩૫૧ (ચક્રદત્તઃ ૮૪-૮૫).

**શ્રી ચક્રદત્તના વાતવ્યાધિ અધિકારના શ્લોક ૧ થી ૨૮૮ ની હકીકત સંપૂર્ણ ઉપર આવી ગઈ છે.**

## રસો.

**ચતુર્મુખ રસ**—પારદ, ગંધક, લોહભસ્મ, અભ્રકભસ્મ દરેક અકેક તોલો, સોનાની ભસ્મ ૩ માસા [ા તોલો] એ સર્વને એકત્ર કરી કુંવારપાઠાના રસમાં ઘુંટી એરંડાના પાનના રસમાં લપેટી ત્રણ દિવસ સુધી અનાજના ઢગલામાં પડી રહેવા દેવું. તે પછી ત્યાંથી કાઢી તેનો કહેલા રોગોમાં પ્રયોગ કરાવવો. માત્રા ૧ રતી. અનુપાન-ત્રિફળા તથા મધ. અગ્નિ તથા બળની વિવેચના કરી સેવન કરવાથી વલીપલિત ક્ષય, પાન્ડુ, પ્રમેહ, શ્વાસ, શૂળ, મંદાગ્નિ, હિક્કા, અમ્લપિત્ત, વ્રણ, આઢયવાત, વિસર્પ, વિદ્રધિ, અપસ્માર, ઉન્માદ, અર્શ, ત્વચારોગ નષ્ટ થાય છે. આ રસ પુષ્ટિકારક, ધન્ય, આયુષ્ય તથા સ્ત્રીઓને જલ્દી પ્રસવ કરાવનારો છે. આ રસ ચતુર્મુખ દેવ બ્રહ્માએ કૃષ્ણાત્રેયને સૂચવ્યો હતો. ૩૫૨ થી ૩૫૭.

**રસરાજઃ**—રસસિન્દુર ૮ તોલા, અભ્રકભસ્મ ૨ તોલા, સુવર્ણભસ્મ ૨ તોલા, એ સર્વને એકત્ર કુંવારપાઠાના રસમાં ઘુંટી લોહભસ્મ, ચાંદીની ભસ્મ, બંગભસ્મ અકેક તોલો લઇ તેમાં ઘુંટવી; પછી આસન, લવીંગ, જાવંત્રી, ક્ષીરકાકોલી [આસન], દરેક અકેક તોલો લઇ ચુર્ણ કરી ઉપરની ભસ્મોમાં વાટી કાકમાચી ( પીલુડી )ના રસમાં ઘુંટી બબે રતીની ગોળીઓ વાળવી. અનુપાન-દૂધ તેમજ સરબત. એના સેવનથી પક્ષાઘાત, અર્દિત, ઉદગાર, અપતાનક, અંગભંગ, કુબ્જરોગ, ધનુસ્તમ્ભ આદિ રોગો નષ્ટ થાય છે. એનો ત્યારેજ પ્રયોગ કરવો કે જ્યારે માથું ધુણતું હોય, પરસેવો આવ્યો હોય, હાથ પગ ઠંડા પડી ગયા હોય, મનોભ્રમ, કમ્પ, આધ્માન [ આફરો] અને આંખો વિકૃત હોય. આ રસ વાતવ્યાધિનાશક છે. એનાથી વધારે ઉત્તમ કોઇ વાતવ્યાધિનો નાશક બીજો રસ નથી. ૩૫૮ થી ૩૬૩.

**ચિન્તામણિ ચતુર્મુખરસ**—રસસિન્દુર ૪ તોલા, લોહભસ્મ ૨ તોલા, અભ્રકભસ્મ ૨ તોલા, સુવર્ણભસ્મ ૧ તોલો; એ સર્વને કુંવારપાઠાના રસથી ઘુંટી ગોળો વાળી દીવેલાના પાનમાં લપેટી ત્રણ દિવસ સુધી અનાજના ઢગલામાં રાખવું; તે પછી તેને કહાડી બબે રતીની માત્રામાં પ્રયોગ કરવો. અનુપાન-ત્રિફળા તથા મધ. આ રસાયન છે. વલીપલિતનો નાશ કરનાર છે. અપસ્માર, મહાઉન્માદ તથા અન્ય વાતજ રોગોને જેમ ઇંદ્રનું વજ્ર વૃક્ષને હણે છે તેમ નષ્ટ કરે છે. ૩૬૪ થી ૩૬૭.

**તાલકેશ્વર રસઃ**—રસ સિન્દુર ૧ ભાગ, શુદ્ધ હરતાલ ૧ ભાગ, ભાંગ ૮ ભાગ, ગોળ ૨૦ ભાગ, એ સર્વ એકત્ર કરી સારી રીતે ઘુંટી મિશ્ર કરવાં. ૧ માસાની માત્રામાં સેવન કરવાં. સવારે ઔષધનુ સેવન કર્યા પછી રોગીને છાયામાં બેસી રહેવાનો ઉપદેશ આપવો જોઇએ. વાત દુષ્ટ થવાને લીધે ઉત્પન્ન થયેલ સ્પર્શનું અજ્ઞાન [ સ્પર્શ કરે તેની ખબર ન પડે ] આ રસના સેવનથી નષ્ટ થાય છે. ૩૬૮ થી ૩૬૯.

**ચિન્તામણિ રસઃ**—રસ સિન્દુર રસ ૨ તોલા, અભ્રક ભસ્મ ૨ તોલા, લોહભસ્મ ૧ તોલો, સુવર્ણ ભસ્મ ૩ માસા ( ા તોલો ), એ સર્વને કુવારપાઠાના રસથી ઘુંટી અકેક

રતીની ગોળીયો બનાવવી. યથારોગ અનુપાન સાથે સેવન કરવું. એથી કફવાતજ, વાતજ, વાતપિત્તજ રોગો નષ્ટ થાય છે. એના સેવનથી હલ્લાસ, અરૂચિ, દાહ. ઉલ્ટી, ભ્રમ, શિરોવેદના, પ્રમેહ, કર્ણનાદ, જ્વર, મૂકતા, બહેરાપણું, ગર્ભિણીના રોગો, પથરી, સુવારોગ, પ્રદર, સોમરોગ તથા યક્ષ્મા ( ક્ષય ) આદિ રોગો નષ્ટ થાય છે. આ રસ બળ, વર્ણ અને અગ્નિને વધારનારો છે. ૩૭૦ થી ૩૭૪.

**વાતગંજાંકુશ રસઃ**—પારદ, લોહભસ્મ, સુવર્ણ માક્ષિક ભસ્મ. ગંધક, હરતાલ, હરડે, કાકડાશીંગી, વછનાગ, ત્રિકટુ, અરણી, ટંકણખાર, એ સર્વ સરખા ભાગે મિશ્ર કરી ગોરખમુન્ડી [બોડીયો કલાર] તથા નગોડના રસથી જુદી જુદી એકેક દિવસ ભાવના આપી ઘુંટવું. પછી તેની બબ્બે રતીની ગોળીયો બનાવવી અનુપાનઃ—પીંપરનું ચુર્ણ તથા મજીઠનો કવાથ. એના સેવનથી ગૃધ્રસી. ( રાંઝણ ), ક્રોષ્ટુશીર્ષ, અવબાહુક, મન્યાસ્તમ્ભ, ઉરૂસ્તમ્ભ, તથા પક્ષાઘાત આદિ વાતરોગો મટી જાય છે. ૩૭૫ થી ૩૭૬.

**બૃહદ્‌વાત ગજાંકુશરસઃ**—પારદ, અભ્રક ભસ્મ, લોહભસ્મ, કાન્ત લોહભસ્મ, તામ્રભસ્મ, હરતાલ, ગંધક, સુવર્ણ ભસ્મ, સુંઠ, બલા, ધાણા, કાયફળ, મોટી હરડે, વછનાગ, હીમજી હરડે, કાકડાશીંગી, પીંપર, કાળાં મરી, ટંકણ, એ સર્વનું ચુર્ણ સરખે ભાગે લઇ મિશ્ર કરી ગોરખમુન્ડી ( બોડીયો કલ્હાર ), તથા નગોડના રસથી જુદાં જુદાં એકેક દિવસ ઘુંટી બબ્બે રતીની ગોળીયો બનાવી વાતરોગોમાં સેવન કરાવવું જોઇએ. ૩૮૦થી ૩૮૨.

**મહાવાત ગજાંકુશ રસઃ**—અભ્રક ભસ્મ, લોહભસ્મ, તામ્રભસ્મ, પારદ, હરતાલ, ગંધક, ભારંગમૂળ, સુંઠ, કાંસકી, ધાણા, કાયફળ, હરડે, વછનાગ, એ સર્વ સરખે ભાગે લઇ મિશ્ર કરી પીંપરના કવાથથી ઘુંટી બબ્બે રતીની ગોળીયો બનાવવી આ રસ વાતકફને હરનાર છે. ૩૮૩ થી ૩૮૪.

**લક્ષ્મી વિલાસ રસઃ**—અભ્રક ભસ્મ ૪ તોલા, પારદ ૨ તોલા, ગંધક ૨ તોલા, કાંસકી, નાગબલા, (સેંદરડી કે કાંસકી લેવી), શતાવરી, વિદારી કન્દ, કાળા ધંતુરાનાં બી, સમુદ્રફળ, ગોખરૂનાં બી, વરધારાનાં બી, ભાંગનાં બી, જાવંત્રી, જાયફળ, કપુર દરેક એકેક તોલો, સુવર્ણ ભસ્મ ૨ માસા [૪ વાલ], એ સર્વને એકત્ર મિશ્ર કરી પાનના રસની ભાવના દઈ ચાર ચાર રતીની ગોળીયો બનાવવી. ચતુર્મુખ રસ સમાનજ આ રસના ગુણો છે. ૩૮૫ થી ૩૮૮.

**બૃહદ્‌વાત ચિન્તામણિ રસઃ**—સુવર્ણ ભસ્મ ૩ ભાગ, ચાંદીની ભસ્મ ૨ ભાગ, અભ્રક ભસ્મ ૨ ભાગ, લોહભસ્મ ૫ ભાગ, પ્રવાલ ભસ્મ ૩ ભાગ, મોતીની ભસ્મ ૩ ભાગ, રસ સિન્દુર ૭ ભાગ એ સર્વને કુવારપાઠાના રસથી ઘુંટી બબ્બે રતીની ગોળીયો બનાવવી. યથારોગ અનુપાનો દ્વારા એનો પ્રયોગ કરાવવાથી રોગ સમૂળ નષ્ટ થાય છે. આ રસ વાતજ, તથા પિત્તજ રોગોને નષ્ટ કરે છે એના સેવનથી વૃદ્ધ પણ ફરી યુવાન થઇ કંદર્પ સમાન પરાક્રમવાળો થઇ જાય છે. આ વાતચિંતામણિ રસનાં સિદ્ધ ફળ નજરે જોયેલાં છે. ૩૮૯ થી ૩૯૨.

**इति भैषज्यरत्नावल्यां वातव्याध्यधिकारः ।**

# धी अमदावाद दवे आयुर्वेदिक फार्मसीनी शास्त्रीय दवाओ.

**ભસ્મો** તો. ૧ કીં ૩ આ.

**અભ્રક ભસ્મ**-સહસ્ત્રપુટી-ક્ષય મટેછે. ૪૦-૦
**અભ્રક ભસ્મ**-શતપુટી--ક્ષય મટે છે. ૧૦-૦
**તામ્રભસ્મ**-ઉદરરોગ, દમ, ગુલ્મ મટે છે ૪-૦
**બંગભસ્મ**-પ્રમેહ, મુત્રરોગ મટે છે. ૩-૦
**લોહભસ્મ**-લોહી સુધારે, પાંડુ મટે ૪-૦
**મંડુરભસ્મ**-પાંડુ ને ફીકાશ મટે. ૧-૦
**સુવર્ણમાક્ષિક**-રૂ. ૨-૦. **પ્રવાલ** ૧-૮

**રસો.**

**અગ્નિરસ**-ખાંસી, ક્ષય મટે છે. ૦-૮
**અશ્વચોળી**-કબજીયત મટે,જુલાબનીદવા૦-૮
**અગ્નિકુમારરસ**-અજીર્ણ, શુળ મટે ૦-૧૦
**ઇચ્છાભેદીરસ**-જુલાબની દવા ૦-૧૦
**આરોગ્યવર્ધની**-ઉદરરોગ, સોજા મટે ૧-૮
**આનંદભૈરવરસ**-ઝાડા, અજીર્ણ મટે ૦-૧૦
**કૃમિમુદગર રસ**-પેટના કૃમિ મટે છે ૧-૦
**ગર્ભપાલ રસ**—ગર્ભનું રક્ષણ કરે. ૨-૦
**ત્રિભુવન કીર્તિરસ**-તાવ,ન્યુમોનીયામટે૦-૧૦
**પંચામૃત પર્પટીરસ**-સંગ્રહણી,સોજા મટે ૪-૦
**મહાજવરાંકુશ રસ**—તાવ મટે છે. ૦-૧૦
**મંડુરવટી**—બરોળ, પાંડુ, ફીકાશ મટે ૧-૦
**સંજીવનીવટી**—ઝાડા, અતિસાર મટે ૦-૮
**વસંતકુસુમાકર**—મધુપ્રમેહ મટે છે ૨૦-૦
**શ્વાસકુઠારરસ**—દમ, શ્વાસ મટે ૦-૮
**સુવર્ણવસંતમાલતી**-ક્ષય જીર્ણજ્વરમટે ૧૬

**ગુટિકા.**

**સર્વ જ્વરહર પીલ્સ**—તાવ મટે ૧-૦
**ચંદ્રપ્રભાગુટિકા**-પ્રમેહ, મુત્રરોગ મટે ૧-૪
**મહાયોગરાજગુગળ**-વા,પક્ષધાત મટે ૨-૦
**શંખવટી**—અરૂચી, પેટની ચુંક મટે ૦-૮
**ટોનીક પીલ્સ**—ધાતુગત વ્યાધી મટે ૧-૦
**શંશમનિ**—અમ્લપિત્ત, પ્રદર મટે ૧-૦
**ખદિરાદિવટી**-મોંમાં રાખવાથીઉદરસમટે૦-૮

**અવલેહ** રતલની કીં.

**ચ્યવનપ્રાશ-જીવન**—શક્તિ વધે રૂ ૨-૦
**વાસાવલેહ**—ખાંસી, ક્ષય મટે ૨-૮
**હરીતકી અવલેહ**-ખાંસી, ઉદરસ મટે ૨-૮
**કુટજાવલેહ**-હરસ, લોહીવા, ઝાડા મટે ૨-૮
**ગોક્ષુરાદી અવલેહ**-પ્રમેહ,બળતરામટે ૨-૮

**આસવ** ૧॥ રતલની કીં.

**દ્રાક્ષાસવ**—ખાધું પચે, ભૂખ ઉઘડે ૨-૮
**કુમારીઆસવ**-ઉદરરોગ, બરોળ મટે ૨-૦
**લોહાસવ**-પાંડુ,બરોળ,લીવરનાં દરદ મટે ૨-૦

**ચૂર્ણો.** ૫॥ શેરની કીં.

**અશ્વગંધાદિ ચૂર્ણ**—શક્તિ વધે છે. ૦-૮
**જાતિફલાદિ ચુર્ણ**—ઝાડા મટે છે ૧-૪
**શતાવર્યાદિ ચુર્ણ**—શક્તિ વધે છે. ૦-૮
**સારસ્વત ચુર્ણ**—બુદ્ધિ વધારે છે. ૦-૧૦
**મહાસુદર્શન ચુર્ણ**—તાવ માટે ઉત્તમ છે ૦-૮
**ત્રિફલા ચુર્ણ**—કબજીયાત મટાડે છે ૦-૬
**શિવાક્ષારપાચનચુર્ણ**-કબજીયત મટેછે ૦-૬
**સીતોપલાદિ ચુર્ણ**—ખાંસી મટે છે૦-૧૪
**હિંગાષ્ટક ચુર્ણ**—મંદાગ્નિ મટે છે. ૦-૮
**સ્વાદિષ્ટ વિરેચન**-સુખ જુલાબ થાય ૦-૮

**કવાથ.** શેરની કીં.

**અભયાદિ કવાથ**-તાવ, કબજીયતમટે ૦-૧૨
**બૃ.મંજીષ્ટાદિકવાથ**લોહીસુધરે ગરમીમટે ૧-૦
**મહારાસ્નાદિ કવાથ**-વા, પક્ષાઘાત મટે૧-૦
**દેવદાર્વાદિ કવાથ**-સુવારોગ મટે છે. ૧-૦
**દશમુળ કવાથ**-સુવાવડમાં ઉપયોગી છે૦-૧૪
દરેક જાતના પ્રવાહી **કવાથ** તૈયારની કીં. ૧-૦

**તેલો.**

**હેરગ્રો ઓઈલ**-વાળ વધે,સુગંધીદાર છે ૧-૦
**નારાયણ તેલ**—વા, સંધીવા મટે છે ૧-૦
**મોતીનો સુરમો**—આંખનું તેજ વધે છે ૧-૦
**સીરપ બ્રાહ્મી**—મગજને શાંતિ આપે ૧-૦
**સીરપ વસાકા**- ઉદરસ, દમ, ક્ષય મટે, ૧-૦
**અમૃતજીવન**-કોલેરા, ઝાડા, ચુંક મટે ૧-૦

આ સિવાય તમામ શાસ્ત્રીય દવાઓ અમારે ત્યાંથી છુટક તથા જથાબંધ મળશે. અમારી દવાઓ ગુણમાં ઉત્તમ અને ઘણા વૈદ્યો તથા ડાકટરોએ વાપરી ખાત્રી કરેલી છે. આજેજ મંગાવો.

દરેક ગામેગામ એજન્સી આપવાની છે. એજન્સી માટે લખો—

**ધી દવે આયુર્વેદિક ફાર્મસી, હેડ ઓફીસઃ રીચીરોડ—અમદાવાદ.**

કારખાનુંઃ ખાડીયા—અમદાવાદ] **શાખા—કાલબાદેવી રોડ, નં. ૩૮૯ મુંબાઈ.**